# પ્રકાશકનું નિવેદન

આ પુસ્તક પ્રસિદ્ધ કરતા એક પ્રકારની કૃતાર્થતા અનુભવમા આવે છે હિંદના સ્વાતંત્ર્યયુગ માટે પુણ્યશ્લોક ગણાય એવા થોડાક મહાપુરુષોમાંના એકની જીવનકથા આ છે અને તે એમની જન્મ-શતાબ્દીના પવિત્ર અને યાદગાર દિવસે પ્રસિદ્ધ કરવામા આવે છે ગુજરાત વિદ્યાપીઠની ઉત્પત્તિ સ્વાતંત્ર્ય માટે લડવામાંથી થઈ તે સસ્થા લોકમાન્યનુ જીવનચરિત બહાર પાડે, એમા અમુક ઔચિત્ય રહેલુ છે એમ જ નહીં, એમા અમુક કૃતકૃત્યતા પણ રહી છે હુ માનુ છુ કે, ગુજરાતીમા મહાન લોકમાન્યની આ પ્રથમ જીવનકથા પ્રગટ થાય છે તેના લેખક પણ ગૂજરાત વિદ્યાપી ના જૂના વિદ્યાર્થી છે, અને મૂળ ગુજરાતીમા જ તેમણે આ લખ્યુ છે આ કહુ ત્યારે, આ લખવાની તેમની યોગ્યતા વિષે બે બોલ કહેવા જોઈએ

મૂળ મરાઠીમા તથા અગ્રેજીમા મળતી સામગ્રી તેમણે જોઈ છે એટલુ જ નહીં, ટિળક મહારાજ વિષે જે અનેક ચર્ચાઓ, વાદવિવાદો ઇ૦ ઉપસ્થિત થયા છે, — અને તે સારી પેઠે થયેલા છે, — તેના એ ઠીક ઠીક અભ્યાસી છે વિશેષ તો એ કે, તે રાષ્ટ્રના સ્વાતંત્ર્યની લડતના આજીવન સૈનિક છે ૧૯૨૦ ના અસહકાર યુગમાં કૉલેજ છોડી ત્યારથી આજ સુધી તે સ્વરાજની લડતના સૈનિક રહ્યા છે એટલે કે, મારા કહેવાની મતલબ એ છે કે, ટિળક મહારાજના જીવનકાર્યનો આંક મૂકવાને માટે અભ્યાસ સાથે જીવનમાથી જાગતી સહૃદયતામાંથી જન્મતી જે નજર જોઈએ, તે પણ એ ધરાવે છે

આવી સૂક્ષ્મ તૈયારી ઉપરાત સ્થૂળ તૈયારી પણ એમણે ખૂબ પરિશ્રમ લઈને કરી છે પ્રસિદ્ધ અપ્રસિદ્ધ કેટલીય સામગ્રી તેમણે અનેક જગાએથી એકઠી કરવા પ્રયત્ન કર્યો છે વરસોથી એમનુ કામ આ જાતનુ રહ્યુ હોઈ, તે આ તૈયારી લાંબા વખતથી જ કરતા હતા, એમ કહી શકાય એના પરિપાક રૂપે આ ચોપડી તૈયાર થઇ છે તે વિદ્યાપીઠના જૂના સેવક છે

આવા પરિશ્રમથી તૈયાર કરેલું તેમનું પુસ્તક વિદ્યાપીઠને પ્રસિદ્ધ કરવા આપ્યુ, તે માટે તેમનો આભાર માનુ છુ.

લોકમાન્ય વિષે અહીં વિશેષ કહેવાનું હોય નહીં. હિંદના રાજકીય અંધાર-યુગમાં તે બરોબર ૧૦૦ વર્ષ પર જન્મ્યા તે અંધારા ઉલેચવા માટે જન્મભર મથ્યા; અને કાંઈક ઉજાસ પ્રગટતો જોઈને ગયા. આજે એમના આજીવન પુરુષાર્થનાં સુફળ જોવા માટે એ હયાત નથી, તેથી શુ ? એ ગીતાભક્ત કેવળ કર્મ કરી જાણનાર હતા. એનાં ફળ જ્યારે ત્યારે અચૂક ભગવાન આપશે જ, એ પાઠ એમણે આપણને 'ગીતારહસ્ય' રૂપે શીખવ્યો જ નહીં, પોતે શીખેલા તે આચરી બતાવ્યો

એમના જન્મકાળના યુગને મેં અંધાર-યુગ કહ્યો છે રાજા રામમોહન રાયે અંગ્રેજી વિદ્યાનો દીવો ૧૮૧૮ પછી બતાવ્યો આપણી પ્રજા તે સ્ને વળી. લોકમાન્ય જન્મ્યા ત્યાં સુધીમા, આપણા ઉપલા થરના લોકો એ દીવાના પ્રકાશમાં ગુલતાન બન્યા હતા "વાઘ બકરી એક આરે પાણી પીએ" એવી ઉપમા આપીને તેઓ 'અંગ્રેજ શાંતિ'ના વર્ણન કરવા લાગ્યા હતા ૧૮૫૭ પૂર્વે આપણા સંસારનુ અંગ્રેજીકરણ થવા દ્વારા સમાજાન્તર થતુ જોઈને જે ઉકળાટ અને પુણ્યપ્રકોપ લાગતો હતો, તે ૧૮૫૭'પછીના કાળમા ટાઢો પડતો જતો હતો. બલ્કે, સંસારસુધારો કરીને આપણા સમાજનુ 'અંગ્રેજીકરણ' થવુ ઘટે છે, એવા વિચારોનો ઉદય થવા લાગ્યો હતો તિળક મહારાજ આ સંક્રાંતિકાળમા જન્મ્યા અને એ જોતા અને જાણતા અનુભવતા શિક્ષણ ને યુવાનીમાં આવ્યા એટલુ જ નહીં, પોતાના જીવન-પાથેયની તૈયારી કરી, અને પોતાના મેધાવી જીવનનુ શું કરવુ એનો નિર્ણય—હૃદયના ઊંડાણમા—કરતા ગયા સદ્ભાગ્યે તેમાં એમને સાથીઓ હતા ચિપળૂણકર ઇ૰ જેવા, કે જેઓ મહારાષ્ટ્રના આધુનિક જીવન પર પોતાની છાપ પાડી ગયા છે પરતુ જેમ જેમ જીવનની અને રાષ્ટ્રસેવાની એમની યાત્રા આગળ ચાલી, તેમ તેમ એમના રાહ જુદા પડતા ગયા. રાનડે, દાદાભાઈ, હ્યુમ, દત્ત, ઇ૰ની પેઢીના તેઓ વારસ હતા એ ખરું, પરતુ હૃદયના ભીતરમાં કદાચ એ કાંઇક જુદુ જ જોવા મથતા હતા. એમની પ્રતિભા અનુયાયીની નહોતી તે કાંઇક જુદા જ આંતરનાદને સાભળીને ચાલતા હતા, તેમની ખોજ યુગપરિવર્તનની હતી. હિંદ માટે રાષ્ટ્રીય સ્વાતન્ત્ર્ય જોઈએ, એવુ દર્શન એમને લાધ્યુ અને એને પ્રગટ કરવાને સારુ તે જીવનભર મથ્યા. હિંદના રાષ્ટ્રીય—એટલે કે સામાજિક, સાસ્કૃતિક, રાજકીય

આર્થિક ઇ૦ સંપૂર્ણ — સ્વાતંત્ર્યની કલ્પના બીજા કોઈને ન આવી અને ટિળક મહારાજને આવી એમ કહેવાનો મારો આશય નથી એ કલ્પનાને મૂર્તિમંત કરવી, તેને રાષ્ટ્રના કાર્યો દ્વારા દેહ આપીને દેશના લોકોમાં તેને સ્થાપવી, એ કામ લોકમાન્યે કર્યું અને માટે જે જાતની જીવનસમૃદ્ધિ જોઈએ,—જ્ઞાનની, વિદ્વત્તાની, જીવનબળની, દૃષ્ટિની, ત્યાગની, તેમ જ વિવિધ પ્રકારની વિદ્યાશક્તિની,—આ બધી એમની પાસે હતી, અને તે બધી તેમણે ભારતમાતાને ચરણે ધરી.

ટિળક મહારાજનો આ જીવનનિદ્ધિ છે તેને સારુ તે બને તરફ ઝૂઝયા: સરકાર સામે જ નહીં, આપણા લોકમાથી જેઓ આ દર્શન સમજી કે પચાવી ન શકયા તેમની સામે પણ એક વિવેચકે કહ્યુ છે કે, પહેલા પક્ષ કરતા પોતાના દેશજનોના બીજા પક્ષ સામે લડવામા લોકમાન્ય અડધા થઈ ગયા! આજે એ બાજુ ભલે યાદ ન કરીએ, પરતુ કોઈ કાચોપોચો પ્રતિષ્ઠાપ્રિય માણસ હોત, તો સ્વજનો જોડે લડવાના સતત આંતરકષ્ટ અને કંકળાટથી થાકત, પાછો પડત, માટી વાળત ટિળક મહારાજ આ એમના યુગકાર્ય પરત્વે અંગત મટી ગયા હતા, તે રાષ્ટ્રમૂર્તિ બની ગયા હતા, તે ધારે તોપણ છોડી ન શકે, એવા અવતારકાર્યના હથિયાર બની ચૂકયા હતા. હિંદની સ્વતંત્ર રાષ્ટ તરીકેની હસ્તીનુ તેમણે દર્શન કર્યું અને તે સિદ્ધ કરવાને પથે વળવાને માટે પોતે જીવનભર તપ કરીને તે વસ્તુને હિંદના લોકજીવનમા ઉતારીને ગયા અમ કરીને તે આપણા અર્વાચીન યુગની પુણ્યશ્લોકમાળામા સ્થાન પામ્યા છે આજે આપણે સ્વતંત્ર થયા છીએ. લોકમાન્યે જે જાતનુ સ્વતંત્ર ભવ્ય લોકજીવન આપણા પ્રાચીન રાષ્ટ્રને માટે અતરમા જોયુ અને જપ્યુ, તેને હવે સિદ્ધ કરવુ એ તે સ્વતંત્રતાનુ પ્રયોજન છે એ પ્રયોજનને પૂરુ કરવામા આ જીવનકથા ગુજરાતની નવી પેઢીને તૈયાર થવાની પ્રેરણા આપો અ પ્રાર્થનાની સાથે આ પુસ્તક પ્રસિદ્ધ કરવામા આવે છે બરોબર પર્વ ઉપર તૈયાર કરી આપવા માટે નવજીવન સસ્થાનો આભાર માનુ છુ

૧૬-૭-'૫૬

# ઉપોદ્ઘાત

પંદરમા સોળમા સૈકામાં મધ્યયુગના અંધારામાંથી બહાર પડેલી યુરોપની પ્રજાઓમા નવુ ચૈતન્ય સ્ફુરવા લાગ્યુ અને આખી દુનિયાને પાદાક્રાન્ત કરવાની તમન્ના તથા સાહસવૃત્તિ તેમનામા — ખાસ કરીને પશ્ચિમ યુરોપની પ્રજાઓમા — થનગનાટ કરવા લાગી હતી એ સાહસવૃત્તિથી પ્રેરાઈને અગ્રેજ લોકો મૂળ એક વેપારી મંડળી તરીકે હિન્દમા આવ્યા અહીં આવ્યા પછી હિન્દની રાજકીય સ્થિતિ જોઈને તેમને થયુ કે, આપણે જો કુનેહથી કામ લઈશુ તો આ કુસંપ, અજ્ઞાન, વહેમો, શિસ્તનો અભાવ ઇત્યાદિને લીધે છિન્નવિચ્છિન્ન થયેલી પ્રજા પર સત્તા જમાવી શકીશુ અને હિન્દી પ્રજાની એ શક્તિઓનો પૂરેપૂરો લાભ લઈ એવી સત્તા જમાવવાની તેમણે શરૂઆત કરી દીધી પ્રથમ બગાળ બિહારથી માડી એક એક બીજા પ્રાન્તો પર પોતાનુ વર્ચસ્વ તેઓ સ્થાપન કરતા ગયા આવી રીતે મુલકનો કબજો લીધા પછી પોતાની સત્તા વ્યવસ્થિત અને સ્થિર બનાવવાનુ કામ તેમણે હાથમા લીધુ અગ્રેજ પ્રજાને સદ્ભાગ્યે પોતાની સત્તા અને સામ્રાજ્ય સ્થિર કરવાના એ દિવસોમા વિલાયતથી હિન્દ આવેલા એલ્ફિન્સ્ટન, મનરો, માલકમ, મેટકાફ, વગેરે જેવા બહુ જ કાબેલ, દૂરદૃષ્ટિવાળા અને સંસ્કાર સંપન્ન માણસો પણ તેને મળ્યા. તેમણે ચાલુ કરેલી સુદૃઢ રાજ્યવ્યવસ્થાને પરિણામે, ૧૯૦૬મા લખેલા એક લેખમા લોકમાન્યે જણાવ્યુ છે તેમ, "અંગ્રેજી રાજ્ય એટલે કાયદાનુ, ન્યાયનુ, સુધારાનુ રાજ્ય એવી માન્યતા લોકોમા ફેલાઈ સાહેબ લોકોની રાજ્યવ્યવસ્થાની ટાપટીપ, તેમજ કવાયત શીખવેલી પલટણો, આખી આપેલી રાજ્યવ્યવસ્થાની શિસ્ત, રાજ્યના અમલદારોના કાયદાથી ઠરાવેલા ક્રમાનુસારી અધિકારો, દેશનો વેપાર તથા વહેવાર વ્યવસ્થિતપણે ચાલે તે માટે બનાવેલા રસ્તા, ટપાલની વ્યવસ્થા, પોલીસ ખાતુ, અને થોડા વખત પછી દાખલ થયેલી આગગાડી અને તારના સદેશાની વ્યવસ્થા, એ બધુ જોઈને લોકોમા આશ્ચર્ય અને કૌતુકની લાગણી ફેલાઈ અને ટોપીવાળાઓની હોશિયારી જોઈને તેઓ ચકિત થઈ

અથા સામાન્ય લોકો જ શુ, પણ પેશવાના મોટા મોટા સરદારો અને જાગીરદારો પણ આશ્ચર્યમા ગરકાવ થયા હતા છેલ્લા બાજીરાવના વખતની અંધાધૂધીનો અંત આણી અંગ્રેજોએ વ્યવસ્થા સ્થાપી, એ એક આપણા ઉપર પરમેશ્વરનો ભારે ઉપકાર છે, અનુગ્રહ છે, અને આ શાંતિના રાજ્યમા આપણું અને આપણાં બાલબચ્ચાનુ કલ્યાણ થશે એમ તેમને લાગ્યુ ધર્મની બાબતમાં અમે હાથ ઘાલતા નથી, એવી તેમની પ્રતિજ્ઞા, બધા ધર્મના લોકોને પોત પોતાના આચાર મુજબ વર્તવાની પૂરેપૂરી છૂટ, વ્યક્તિસ્વાતંત્ર્ય, વિચારસ્વાતંત્ર્ય, અને મિલકતની સલામતી, આ અથવા આના જેવી જ બીજી વસ્તુઓથી લોકોના મન આકર્ષિત થયા એકદરે આમજનતાને એ ક્રાન્તિ તે વખતે લાભદાયક અને સંતોષકારક લાગી હતી જમીનની મોજણી થઈને પહેલી મોજણી વખતે મહેસુલ ખૂબ જ ઘટાડવામાં આવ્યુ, વતનદારોના હક નક્કી કરવામા આવ્યા અને તેઓ જાગીરદારોની પકડમાથી મુક્ત થયા. વેપાર પરના કર ઓછા થયા અને સડકો થવાથી ખુલ્લો વેપાર શરૂ થયો દેશમા આગગાડી જેવાં કામો શરૂ થયાં અને પરદેશમાથી જે મૂડી અહીં આવીને વપરાઈ તેથી લોકોને વધારે મજૂરી મળવા લાગી, એટલુ જ નહીં પણ રાજ્યનો કમિશનર જેવો અધિકારી ગરીબોની પણ દાદ સાભળવા લાગ્યો ઘેર બાપનુ શ્રાદ્ધ હોય તો કારકુનને રજા મળવા લાગી અને વળી મહિનાનો પગાર નિયમિતપણે મળવા લાગ્યો પૂનામા તો એવી લોકવાયકા છે કે, શિરસ્તેદારની સવારી પાલખીમા બેસીને કચેરીમાં આવે, ત્યા એકાદ કલાક આરામ લે અને તેમની લઘુનિદ્રા પૂરી થાય તે પછી કમિશનર સાહેબ પોતાનુ કામ શરૂ કરતો! બાજીરાવના વખતમા ઉપરો અધિકારી નીચના અધિકારીનુ આટલુ બધુ માન કદી પણ જાળવતો હશે કે? અંગ્રેજી રાજ્યની શરૂઆતમા અંગ્રેજ અમલદારોનો મોટામાં મોટો ગુણ તે અહીંના લોકો વિષેની તેમની આદરબુદ્ધિ હતો અંગ્રેજોએ પેશવાઈનો અંત આણ્યો તે આપણુ અપમાન કરવા માટે નહીં, પણ આપણા હકોનુ રક્ષણ કરવા માટે, એવી તે વખતના ભોળા લોકોની સમજણ હતી આ બધા લોકો અંગ્રેજોની ટાપટીપ અથવા શિસ્ત અને તેમનો શાંતિભર્યો કારભાર એ બધા પર એટલા આફરીન થઈ ગયા હતા કે, તેમને જ્યારે તમારુ પોતાનુ લશ્કર કમી કરીને લશ્કર રાખવા બ લ અત્યાર સુધી તમને જે વર્ષાસન મળતુ હતુ તેમાંથી લશ્કરના પ્રત્યક્ષ ખર્ચની રકમ બાદ કરતાં બાકીની રકમ તમને ઘેર બેઠા આપવામા આવે તો તે તમને પસંદ છે કે, એમ નવી

સરકારે પૂછયું ત્યારે, "ઓહોહો! ઘેર બેઠાં જાગીર આપનાર આવો શેઠ ગમે તેટલી પ્રાર્થના કરીએ તોય કયા મળવાનો હતો", એવુ વિચારી તેમણે સરકારની સૂચના આનંદથી કબૂલ કરી. ટૂંકમાં, એ રાજ્યક્રાંતિ રાયથી રક સુધી બધા જ લોકોને સુખદાયક ભાસી.

જિતાયેલી પ્રજાના માનસમાં પોતાને વિષે અહોભાવ, ધાક અને આદર પેદા થાય અને તે અંજાઇ જાય, પ્રજા પોતાને વિષેનો આત્મવિશ્વાસ ખોઈ બેસે ને નાહિંમત થાય અને રાજકર્તાઓની સરખામણીમાં હીનત્વનો ભાવ તે ધારણ કરતી થાય તે માટે વિજેતાઓએ સફળ પ્રયત્ન કર્યો. અને હિન્દની પોતાની રાજ્યવ્યવસ્થા, સમાજવ્યવસ્થા, ધર્મ, તત્ત્વજ્ઞાન, ઇત્યાદિ વસ્તુઓથી માંડીને કુદરતી ભૌગોલિક સ્થિતિ અને આબોહવા સુધી બધી બાબતો વિષે હારીને ચત્તીપાટ થયેલી પ્રજામા એ હીનત્વ ભાવ સોંસરો ઊતરી ગયો. રાજ્યકર્તાઓની બધી જ વસ્તુઓ સારી અને પોતાની બધી ઊતરતી કોટિની, ફેંકી દેવાને જ પાત્ર, એવી માન્યતા પ્રજામા રૂઢ અને સ્વાભાવિક જેવી બની ગઈ.

એટલે જ્યારે દેશનુ રાજ્યતંત્ર, અર્થતંત્ર અને તેને અગેનાં બધાં કામોનુ નિયત્રણ તથા જવાબદારી અંગ્રેજ રાજ્યકર્તાઓએ પોતાના હાથમા પૂરેપૂરા લીધા, ત્યારે દેશના લોકોને એ ઝાઝુ ખટકયું નહીં રાજ્યવહીવટ અને લશ્કર તથા વેપાર પર ધીમે ધીમે સંપૂર્ણ કાબૂ રાજ્યકર્તાઓએ પ્રસ્થાપિત કર્યો અને પહેલા બેમા કેવળ ઉપરીના હુકમનો અમલ કરવાનું નીચલા મદદનીશની કોટિ (સબ અસિસ્ટન્ટ કેટેગરી)નુ કામ અને વેપારમા કેવળ દલાલુ એટલુ જ લોકોના હાથમા રહે એવી સ્થિતિ આવતી ગઈ

આ બધુ કરવામા અગ્રેજ રાજ્યકર્તાઓએ કેળવણીનો પણ સારી પેઠે ઉપયોગ કર્યો અને તેમા તેઓ એટલી હદે ફાવ્યા કે, તેમણે નાખેલી ભૂરકીમાથી આજે હિન્દને સ્વતન્ત્રતા મળ્યા પછી પણ આપણો કહેવાતો ભણેલો વર્ગ બહાર નીકળવા તૈયાર નથી અગ્રેજી કેળવણીની — ખાસ કરીને અગ્રેજી ભાષાની અને તે પણ માધ્યમ તરીકે — ગુલામી એટલે ઊડે ઘર ઘાલી બેઠી છે કે, તે વિના આપણે સાવ વિધવા જેવા અનાથ અને અસહાય થઈ જઈશુ, એવો તેમના હૈયામા ધ્રાસકો પડચો છે

(સમરાગણ પરની હાર કરતા આ સાસ્કૃતિક ક્ષેત્રમાં જે હાર હિન્દને મળી, તે તેને ભારે વસમી પડી અને રાજકીય સ્વાતંત્ર્ય મળ્યા છતા તે હજી તેમાથી ઊંચુ આવી શકયુ નથી.)

દેશની આવી મોહિત દશામાંથી તેને બહાર કાઢવા માટે સૌથી મોટી જરૂરિયાત તેનામાં આત્મવિશ્વાસ પેદા કરવાની હતી. લોકમાન્યની પહેલાંના આપણા ઘણાખરા આગેવાનોએ દેશનાં વિવિધ ક્ષેત્રોમાં — ખાસ કરીને સામાજિક સુધારાના ક્ષેત્રમાં — સુધારા કરવાનું કામ અવશ્ય ઉપાડ્યું હતું પણ અંગ્રેજો આપણા ગુરુઓ છે અને તેમની ચાકરી નીચે તેમની નિશાળમાં ઉમેદવારી કરી, ભણતર પામીને આપણે તેમના જેવી લાયકાત પ્રાપ્ત કરવી જોઈએ અને તેવી લાયકાત મેળવીશું તો અને ત્યારે તેઓ આપણને સજ્ઞાન ગણીને આપણા દેશનો કારભાર સોંપી દેશે, એવી ભોળી આશા એ લોકો સેવતા હતા તેથી દેશના રાજ્યતંત્ર, અર્થકારણ, લશ્કર ઇત્યાદિમાં આપણને કશું સ્થાન નથી એ તરફ તેમની નજર જ ગઈ નહીં.

બ્રિટિશ લોકો સાથે હિન્દુસ્તાનનો સંબંધ થયો તેમાં હિન્દુસ્તાનનું હિત કરવાનો પરમેશ્વરનો હેતુ હોવા બાબત જૂની પેઢીના લોકોને શ્રદ્ધા હતી. અને અંગ્રેજોના વાલીપણા હેઠળ આપણા દેશની સર્વાંગી પ્રગતિ થશે એમ તેઓ માનતા તથા ૧૮૫૭ પછી જુદા જુદા પ્રાન્તોમાં અંગ્રેજી કેળવણીની યુનિવર્સિટીઓ સ્થપાઈ અને તેમાં પદવી મેળવી બહાર પડનારને ધન અને પ્રતિષ્ઠા બન્ને મળવા લાગ્યાં. એટલે એ લોકો પરકીય સત્તાના પ્રશંસકો બને તેમાં નવાઈ ન હતી તેઓ પણ ઉપરની શ્રદ્ધા ધરાવનારા લોકોમાં જ ભળી ગયા. અભ્યાસકાળ દરમ્યાન વાંચેલા બર્ક, મિલ, સ્પેન્સર વગેરેનાં વ્યાખ્યાનોને પરિણામે તેમનામાં એવી શ્રદ્ધા પેદા થઈ કે, અંગ્રેજ પ્રજા ઉદારમતવાદી, સ્વતંત્રતાની પરમ ઉપાસક છે, અને જે હિન્દુસ્તાનના રાજ્યતંત્રમાં કોઈ ખામીઓ કે કશું ફરિયાદ કરવા જેવું હોય તો તે અહીં આવેલા અંગ્રેજ અમલદારોના દોષોને આભારી છે બ્રિટિશ પ્રજા ન્યાયનિષ્ઠ અને ખાનદાન હોવાથી અહીં ચાલતી ગેરરીતિઓને કદાપિ મંજૂર નહીં રાખે આ માન્યતાનો એક સારામાં સારો દાખલો દાદાભાઈ નવરોજીએ લખેલા હિન્દની આર્થિક દુર્દશા વિશેના પુસ્તકના નામ 'પૉવર્ટી ઍન્ડ અન-બ્રિટિશ રૂલ ઇન ઇન્ડિયા' માંથી જ આપી શકાય બ્રિટિશ હોય તે બધું સારું જ હોય, ખરાબ હોય તે બધું અન-બ્રિટિશ, એમ દાદાભાઈ આ નામ દ્વારા સૂચવવા માગતા હતા. બ્રિટિશ પ્રજાનો અનુભવ કરવાનો અભાવ પણ તેમાં કારણ હશે.

(અંગ્રેજોની રાજ્યવ્યવસ્થા અને આર્થિક નીતિને લીધે દેશ કેટલો વધુ ને વધુ કંગાળ બનતો જાય છે તેની મીમાંસા પ્રથમ દાદાભાઈ નવરોજીએ કરી, અને દિગ્બી તથા દત્તે પોતાના ગ્રંથો દ્વારા તેનું જ સમર્થન કર્યું.

તે પછી ન્યા રાનડેએ રાષ્ટ્રીય અર્થશાસ્ત્રની દેશ આગળ રજૂઆત કરી. દેશના આ આર્થિક સવાલનુ પ્રથમ સૂચન મહારાષ્ટ્રમા લોકહિતવાદીએ અગાઉ છેક ૧૮૪૯મા પોતાના શતપત્રોમા કરેલુ. પણ એ બધી પ્રવૃત્તિ પાછળ જે કાર્યનુ પરિણામકારી બળ જોઈએ તે એ વખતે પેદા થયુ ન હતુ રાષ્ટ્રીય અર્થશાસ્ત્રની પ્રથમ રજૂઆત ન્યા રાનડેએ કરી અને તેને કાર્યકારી સ્વરૂપ આપવા માટે પ્રવૃત્તિ પણ શરૂ કરી પણ અર્થકારણના ક્ષેત્રમા દાદાભાઈ, ડિગ્બીએ કરેલી શોધો ને પ્રસ્થાપિત કરેલા સિદ્ધાન્તોને દેશની આગળ રજૂ કરી તેનામા પ્રતિકારશક્તિ નિર્માણ કરવાન શ્રેય લોકમાન્યને જ આપવુ ઘટે છે

લોકમાન્ય અગ્રેજોનુ વાલીપણુ માનવા જરાય તૈયાર ન હતા આપણી સામાજિક કે ધાર્મિક બાબતમાં અગ્રેજોની દખલ થાય તે તેઓ જરાય સાખી શકતા નહીં અને તેને પરિણામે બાળવિવાહ પ્રતિબધ, ફરજિયાત વૈધવ્ય, સમતિવયમા વધારો, ઇ૦ જેવા સુધારા તેમને પોતાને માન્ય હતા છતા એ સુધારા કરવા માટે કાયદાનો આશ્રય લેવાની નીતિનો તેમણે સખત સામનો કર્યો, અને કેટલાક ગેરસમજ ને અપ્રતિષ્ઠા પણ વહોરી લીધી સરકારી કાયદાની મદદથી કોઈ સામાજિક સુધારો કરવા જવુ એ સમાજ પર અત્યાચાર કરવા જેવુ છે, એમ તે કહેતા

પરકીય રાજ્ય કોઈ પણ સજોગોમા દેશને માટે હિતકારક હોઈ ન શકે. તેથી સ્વરાજ્ય માટે આપણે ઉમેદવારી કરવાની અથવા તો સ્વરાજ્યને અંગે લાયકાતની કસોટી કે કોઈ શરત હોઈ ન શકે આજે અને અત્યારે આપણે સ્વરાજ્ય માટે લાયક છીએ, "સ્વરાજ્ય એ મારો જન્મસિદ્ધ હક છે અને હુ તે પ્રાપ્ત કરીશ જ," એ મત્રનુ તેમણે સતત રટણ કર્યા જ કર્યુ અને તે પ્રાપ્ત કરવા માટે અખડ પુરુષાર્થ કર્યો

કેળવણી, વર્તમાનપત્ર, ધાર્મિક કે રાષ્ટ્રીય ઉત્સવ, સ્વદેશી, દુકાળ રાહતનુ કામ, પરદેશી બહિષ્કાર, રાષ્ટ્રીય શિક્ષણ, દારૂબંધી, નશાબંધી કે લશ્કરભરતી—તેમણે ચલાવેલી કે પુરસ્કારેલી ગમે તે પ્રવૃત્તિ તરફ નજર કરો, તે દરેક પ્રવૃત્તિ સ્વરાજ્ય તરફ લઈ જનારી શી રીતે બને તેનો જ તેઓ સતત વિચાર કરતા. તેથી દરેક બાબતમા સરકાર સાથે સંઘર્ષ થયા વિના રહેતો નહીં ત્યારે તેમને પોતાના કટ્ટા શત્રુ ગણી તેમની ગજવણી કરવામાં મણા રાખી ન હતી, તે તાઈમહારાજના ખટલામા તેમણે ભક્તોના ભા । પરથી સ્પષ્ટ જણાશે

લોકમાન્યે રાજકારણમાં પ્રવેશ કર્યો તે પહેલાં આપણા દેશનેતાઓની બધી રાજકીય પ્રવૃત્તિઓ પરદેશી સરકારને ઉદ્દેશીને તેની વિનવણી કરી તેને પ્રસન્ન કરવા માટે જ મોટે ભાગે થતી. લોકો સાથે એ નેતાઓ ભાગ્યે જ સંપર્કમાં આવતા. એ પ્રવૃત્તિઓને ત્યાંથી વાળી લોકાભિમુખ બનાવવાનું કામ લોકમાન્યે જ પ્રથમ કર્યું. વળી, તેમની પહેલાંના આગેવાનો પોતાનો અંગત વ્યવસાય કે નોકરી ચલાવીને ફુરસદના વખતમાં જાહેર પ્રવૃત્તિ કે રાજકારણમાં ભાગ લેતા. લોકમાન્યની પેઢીએ જ રાષ્ટ્રીય કાર્યને પોતાનું જીવન અર્પણ કરવામાં પહેલ કરી અને એક નવીન પરંપરા શરૂ કરી દીધી. લોકમાન્ય તો પોતાના પત્ર કેસરી દ્વારા તેમ જ ભાષણો ને પ્રવાસો દ્વારા ઠેઠ ગામડાની જનતા સુધી પહોંચી ગયા હતા અને તેથી જ દેશમાં રાષ્ટ્રીયતાની નવીન જાગૃતિ નિર્માણ કરવાનું શ્રેય તેમને આપવામાં આવે છે. થોડા દિવસ પર જવાહરલાલજીએ વિલાયતમાં ઇન્ડિયા ઑફિસમાં તેમના તૈલચિત્રનું અનાવરણ કરતી વખતે કહ્યું તેમ, "ટિળકે જ ભારતીય સ્વાતંત્ર્યની લડતનો પાયો નાખીને પોતાનું ઇચ્છાનિર્મિત જીવનકાર્ય પાર પાડ્યું. ભારતના ઇતિહાસમાં તેમનું નામ ભારતીય ક્રાન્તિના જનક તરીકે અજરામર થશે."

અમદાવાદ
૧૬-૭-'૫૬

પાંડુરંગ ગણેશ દેશપાંડે

# અનુક્રમણિકા

## ખંડ આઠમો



## ખંડ નવમો

## ખંડ ચોથો



## ખંડ પાંચમો



## ખંડ છઠ્ઠો



## ખંડ સાતમો

# ૧

# વતન અને કુળ

## ૧. પરશુરામક્ષેત્ર કોંકણ

તળ મહારાષ્ટ્રના ભૌગોલિક દૃષ્ટિથી બે ભાગ પાડવામાં આવે છે: એક દેશ અને બીજો કોંકણ. સહ્યાદ્રિની પશ્ચિમે આવેલી સમુદ્ર પરની સાંકડી પટી તે 'કોંકણ' ('કંકણ' પરથી) અને સહ્યાદ્રિની ગિરિમાળા ચડયા પછી જે 'પઠાર' અથવા માળ કે ઉચ્ચ પ્રદેશ આવે છે તે 'દેશ' કહેવાય છે. એક કાળે સહ્યાદ્રિની જેમ જ આ આખી કોંકણ પટી ગીચ જંગલોથી છવાયેલી હતી અને પશ્ચિમ તરફથી દરિયો તેના પર સતત આક્રમણ કરી રહ્યો હતો, તેથી મનુષ્યવસ્તી માટે તેમાં ભાગ્યે જ અવકાશ હતો. પ્રાગૈતિહાસિક કાળમાં ભાર્ગવ પરશુરામે તેના જંગલો સાફ કરીને તેને માનવવસાહતને માટે યોગ્ય બનાવી, અને તેથી કોંકણને 'પરશુરામક્ષેત્ર' પણ કહેવામાં આવે છે. પરશુરામમાં અસ્મિતાનો ગુણ પરમ કોટિએ પહોંચેલો હતો એમ પુરાણોમાં ચીતરેલા તેના વ્યક્તિત્વ પરથી આપણે જોઈ શકીએ છીએ. અને એ અસ્મિતાથી પ્રેરાઈ તેણે એકવીસ વાર પૃથ્વીને નક્ષત્રી બનાવી હતી. દાશરથિ રામનો અવતાર થતાં પરશુરામનું તેજ લુપ્તપ્રાય થયું અને તેણે હિંદદેવીના કંકણ સમા આ સુંદર પ્રદેશનો આશરો લઈને ત્યાં વસાહત કરી હોવી જોઈએ આજના કોંકણના કોંકણસ્થ બ્રાહ્મણો — ખાસ કરીને ચિત્પાવન બ્રાહ્મણો — પરશુરામને પોતાનો આદિપુરુષ કે કુળદેવતા માને છે. કોંકણનો પ્રદેશ સહ્યાદ્રિની પશ્ચિમે લગોલગ આવેલો હોવાથી ત્યાં વરસાદનું પ્રમાણ સારું છે એટલે એક વખત સાફ કરેલો પ્રદેશ ખેતીવાડી ને વસાહત માટે એવો ને એવો ભાગ્યે જ રહી શકે. વળી આ પ્રદેશ તો જંગલ અને દરિયો એ બેની ભીંસમાં સપડાયેલો હોવાથી એને વસવાટને યોગ્ય રાખવો હોય તો અખંડ પુરુષાર્થ કર્યે જ છૂટકો

એવી રીતે કોંકણની છેલ્લી વસાહત આજથી લગભગ પાંચસો વરસ પહેલાં આજના કોંકણસ્થ બ્રાહ્મણોના પૂર્વજોએ કરી હતી એમ માનવામાં આવે છે એ વસાહત કરનારા એટલે કે તે તે ગામ વસાવનારા કુટુંબો

'ખોત' કહેવાય છે ખોત એટલે ગુજરાતના દેસાઈઓની જેમ આખા ગામનો માલિક તેની પોતાની ખેતી કરવા માટેની જમીન હોય તે ઉપરાંત આખા ગામનું મહેસૂલ તે ઉઘરાવે અને તે તે વખતે જે કોઈ રાજસત્તા હોય તેને તેની નક્કી કરેલી રકમનું ભરણું કરે. એટલે એ ગામનો લગભગ ઠાકોર કે રાજા જેવો તે હતો

પણ આ ખોતોનાં પુરુષાર્થ અને મહત્ત્વાકાંક્ષા માટે કોંકણનો સાંકડો 'નમ્યદશામલ' પ્રદેશ, તેમાં ખેતીની જમીન બહુ મર્યાદિત હોવાથી, ભાગ્યે જ પૂરતો કહેવાય એ ખોતોના કેટલાય વંશજો આજીવિકા ને સાહસની શોધમા સહ્યાદ્રિને ઓળંગીને દેશના પઠાર પર અથવા છેલ્લેછેલ્લે મુંબઈની રાજધાનીની વનાહત થયા પછી ત્યા પોતાનુ નસીબ અજમાવવા પહોચી જતા અઢારમા સૈકાની શરૂઆતમાં શ્રીવર્ધનના ભટ કુટુંબના બાળાજી વિશ્વનાથ પણ છત્રપતિ શાહુ મહારાજ પાસે આવી જ રીતે જઈ ચઢેલા, અને પોતાની કુનેહ અને પરાક્રમને જોરે પેશવા કુટુંબના સસ્થાપક બન્યા. અને એ પેશવાઓએ લગભગ આખા હિન્દમા પોતાની આણ કેવી રીતે વર્તાવી એ ભારતના ઇતિહાસ પરથી આપણે સારી પેઠે જાણીએ છીએ

આ કોંકણમાંય રત્નાગિરી જિલ્લાનુ નામ પેશવાઈના અસ્ત પછીના છેલ્લા સો દોઢસો વરસના ગાળામાં મહારાષ્ટ્રના ઇતિહાસમા અને તે દ્વારા હિન્દના ઇતિહાસમા ઠીક ઠીક જાણીતુ થયુ છે ગયા સૈકામા મુબઈના જાહેર જીવનમા સંગીન ફાળો આપનાર પ્રખર કાયદાશાસ્ત્રી ને પ્રાચ્ય વિદ્યાના અભ્યાસી રા સા વિષ્ણુ નારાયણ મંડલીક, મહારાષ્ટ્રની સાર્વજનિક પ્રવૃત્તિના આદ્ય પ્રણેતા અને રાષ્ટ્રીય મહાસભાના સંસ્થાપકોમાના એક ન્યાયમૂર્તિ રાનડે, એમના જ શિષ્યવર અને ગાધીજીએ જેમની પોતાના રાજકીય ગુરુને પદે સ્થાપના કરી તે ભારતસેવક ગોખલે, મહારાષ્ટ્રના પ્રખર સમાજસુધારક અને સ્ત્રીકેળવણીની વિદ્યાપીઠ સ્થાપનાર મહર્ષિ કર્વે અને બીજા પણ વિવિધ ક્ષેત્રોને મડિત કરનારા,—એ બધા રત્નાગિરીએ જ ભારત માતાને ચરણે ધરેલી ભેટ કહેવાય 'રત્નોનુ આગર (આકર) કે ખાણ', એમ જે રત્નાગિરીની વ્યુત્પત્તિ કરવામા આવે છે તે ઉપરની હકીકત જોતા યથાર્થ કહી શકાય પેશવા કુટુંબના સસ્થાપક બાળાજી વિશ્વનાથનુ વતન શ્રીવર્ધન આમ તો જંજીરાના સિદ્દીની હકૂમત નીચેનુ ગામ રહ્યુ, તથાપિ તેને પણ રત્નાગિરી જિલ્લાનો જ એક ભાગ ગણી શકાય એટલુ તે તે જિલ્લાની નજીક છે

## ૨. પૂર્વજો

આપણા ચરિત્રનાયકનું મૂળ વતન પણ એ રત્નાગિરી જિલ્લાના દાપોલી તાલુકામાં આવેલુ ચિખલગાવ નામનુ ગામડું હતુ ટિળક કુટુંબ ચોક્કસ ક્યારે અહીં આવીને વસ્યુ તે કહેવુ મુશ્કેલ છે. પણ તેઓ આ ગામના ખોત હતા તે પરથી એમ કહી શકાય કે તે કુટુંબે આજથી લગભગ ચારનો પાંચમો વરસ પહેલા આ ગામ વસાવ્યું હશે આ ચિખલગાવમાં જ ટિળકના પ્રપિતામહ કેશવરાવનો ઇ સ. ૧૭૭૮મા જન્મ થયો. એ જમાનામાં મહારાષ્ટ્ર પર પેશવાની સત્તા સ્થિર હતી એટલે સ્વગજમા પોતાનુ નસીબ અજમાવવા માટે કેશવરાવને પૂરતો અવકાશ હતો. આમેય ખોત એટલે એક રીતે ગામનુ કારભારુ ચલાવનાર રાજા જ, એટલે તાલુકાની મામલતદારી સંપાદન કરવાની મહત્ત્વાકાંક્ષા એમનામા હોય એ તદ્દન સ્વાભાવિક ગણાય અને કેશવરાવે એ પદ માટે જોઈતી મહેનત અને પુરુષાર્થ કર્યા અને તેઓ અંજનવેલના મામલતદાર બન્યા એ જમાનામાં અણીને સમયે દગો દેનારી 'પુસ્તકસ્થા વિદ્યા' જ કેવળ પ્રાપ્ત કરવાથી કોઇ પુરુષાર્થી માણસને સંતોષ થતો નહીં. કેશવરાવના વખતમા સ્વસંરક્ષણ માટે માણસે ચારપાંચ વિદ્યા હસ્તગત કરવી પડતી લેખન વાચન, ઘોડા પર બેસવું, નિશાન તાકવુ, તરવુ, અને રસોઇ કરવી — એ પાંચ વિદ્યાઓ જેણે પોતાની કરી હોય એવો માણસ કોઇ પણ ઠેકાણે જાય તોય ભૂખે નહીં મરે એવો અનુભવ હોવાથી હર કોઇ શખ્સ એ પ્રયત્નપૂર્વક સંપાદન કરતો. કેશવરાવે લખવા વાચવા ઉપરાંત ઉપર કહેલી બીજી વિદ્યાઓ પણ હસ્તગત કરી હતી તેથી "કલમની કળામા પ્રભુત્વવાળા, ઘોડે બેસવામા એક્કા, તરવામા પાવરધા અને રસોઇ કરવામાં નિષ્ણાત" એવુ તેમનુ વર્ણન લોકમાન્યના આદ્ય ચરિત્રકાર શ્રી ગુરુજીએ કર્યું છે તેમા કોઇ પણ જાતની અત્યુક્તિ માનવાનુ કારણ નથી.

ઇ સ. ૧૮૧૮મા પેશવાની સત્તાનો અંત આવ્યો તે વખતે કેશવરાવ મામલતદારના હોદ્દા પર જ હતા તેઓ જેવા કલમબહાદુર હતા તેવા જ તલવારબહાદુર હતા, હાજરજવાબી હતા તેવા જ મુત્સદ્દી પણ હતા, તેથી તેમનુ લોકોમા તેમ જ રાજદરબારમા એક સરખુ વજન હતુ. તેથી અંગ્રેજોના પ્રતિનિધિ (નોકર) તરીકે તેઓ મામલતદારના પદ પર કાયમ રહે એમ કંપની સરકારના અધિકારીઓ તરફથી તેમને કહેવામા આવેલુ પણ

નોકરી કરવી તો સ્વરાજ્યની કરવી, પરદેશી રાજની નહીં, એમ મન સાથે નક્કી કરી તેમણે મામલતદારના પદનો ત્યાગ કર્યો અને ઘેર આવીને તે 'સ્નાનસંધ્યા'મા વખત ગાળવા લાગ્યા તેઓ ઉદાર દિલના હતા તેથી તેમ જ ગૃહસંસારમા અવ્યવસ્થાને લીધે વખત જતા તેમની સંપત્તિ ક્ષીણ થઈ, છતાં ફરી નોકરી કરવાનો તેમણે વિચાર કર્યો નહીં

પહેલી પત્ની રુક્મિણીબાઈથી કેશવરાવને બે પુત્રો થયા, તે પૈકી પહેલા પુત્ર રામચન્દ્રનો જન્મ ઈ ગ. ૧૮૦૨માં થયો, ને તે પછી કાશીનાથને જન્મ આપી થોડા જ દિવસમા રુક્મિણીબાઈ ગુજરી ગયાં. કેશવરાવ ફરી વાર પરણ્યા. બીજી પત્ની દુર્ગાબાઈથી તેમને એક પુત્ર થયો. મામલતદાર તરીકે કેશવરાવને ખૂબ ફરવાનુ થતુ, અને ઘેર દુર્ગાબાઈનુ લક્ષ પોતાના બાળક તરફ વિશેષ, તેથી રામચન્દ્રના વિકાસ તરફ કોઈએ ધ્યાન આપ્યુ નહીં એટલે રામચન્દ્રનું ઝાઝુ ભણતર થયુ નહીં અધૂરામા પૂરુ તેનુ લગ્ન પણ નાનપણમા જ થયુ અને અઢારમે વરસે તે પિતાની પદવીએ પહોંચ્યો તેમના પ્રથમ પુત્ર ગંગાધરનો જન્મ ૧૮૨૦મા થયો આ ગંગાધર એ જ લોકમાન્ય ટિળકના પિતા

આગળ કહ્યુ છે તેમ કેશવરાવ નોકરી છોડીને પોતાને વતન પાછા આવી ગયા હતા અને ઘરની આર્થિક સ્થિતિ સધ્ધર ન હતી તેથી રામચન્દ્રને ઘરસંસારની જવાબદારી પાર પાડવા માટે નવા શરૂ થયેલા મોજણી ખાતામાં શંકુ અને સાંકળ પકડી મોજણીદાર તરીકે અંગ્રેજોની નોકરી લેવાની ફરજ પડી હતી રામચન્દ્રનુ વર્તન આમેય સ્વચ્છંદી વૃત્તિવાળુ હતુ તેનુ ભણતર રવડી ગયુ હતું અને મોજણીદારની નોકરી લીધી તેમાય સતત ફરવાનુ કામ કરવાનુ તેથી ગંગાધરને ઉછેરીને મોટો કરવાનુ કામ તેમની પત્ની રમાબાઈને માથે જ રહેતુ ગંગાધર પર દાદાનું વહાલ વિશેષ, તેથી તેમની સાથે જ તે આખો વખત ગાળતો અને એમનાં ધાર્મિક પૂજા પાઠમા સાથ દેતા દેતાં કેટલાય સ્તોત્રો અને શ્લોકો તેને મોઢે થઈ ગયા. ઉપરાત, દાદાએ તેને ઘરમા ને ઘરમાં જ લાકડાની પાટી પર રેતી કે ધૂળ પાથરી બરુની કે શાહુડીના પીંછાની કલમ વડે તેના પર વર્ણમાળા, બારાખડી, પાડા, મોડી અક્ષર, ઇત્યાદિ લખતાં શીખવી દીધુ અને તિથિ, વાર, નક્ષત્ર, મહિના તથા પલાખા, એટલા સામાન્ય જ્ઞાનની પણ તૈયારી કરાવી લીધી.

* *

આ જ અરસામાં નવી સરકાર તરફથી અંગ્રેજી અને દેશી ભાષાની નવી નિશાળો સ્થાપવાની પ્રવૃત્તિ ઝપાટાભેર શરૂ કરવામાં આવી હતી અને કેળવણી આપવાની તે દેશી ભાષામાં કે અંગ્રેજીમાં એની પણ ચર્ચા શરૂ થઈ ગઈ હતી — આ કોયડો હજી પણ આપણને મૂંઝવી રહ્યો છે એ ભારે દુઃખની વાત કહેવાય. પૂના અને મુંબઈ તરફ આ નવી કેળવણીની પ્રવૃત્તિ અને તેને ઉત્તેજન આપવાની નીતિ ખૂબ જોસભેર ચાલુ થઈ હતી અને કોકણમાંથી કેટલાય છોકરા તેનો લાભ લેવા મુંબઈ ભણી જવા લાગ્યા હતા. નવી નિશાળો ખોલવાનો આ પ્રવાહ જોકે ચિખલગાંવ જેવા ગામડા ગામ સુધી જઈ પહોંચ્યો ન હતો તોય દાભોળ જેવા કસબા સુધી તેનો સપાટો આવી ચડ્યો હતો. એટલે ગંગાધરને આગળ ભણતર માટે દાભોળ મોકલવામાં આવ્યો આ જ વખતે એટલે કે ૧૮૩૫ના મે માસમાં રમાબાઈએ બીજા પુત્ર ગોવિંદને જન્મ આપ્યો.

આ વખતમાં પ્રાથમિક શાળાના અભ્યાસક્રમમાં ગણિત, વ્યાકરણ અને મોડી લિપિમાં સુલેખન, એ વિષયો મુખ્ય હતા. રીતસરનાં પાઠ્યપુસ્તકો હજી મુકરર કે તૈયાર થવાના હતા. મરાઠીભાષી પ્રદેશમા वाटसरूच्या गोष्टी (મુસાફરોની વાતો), मराठी शाळा आणि पंतोजी (મરાઠી નિશાળ અને મહેતાજી), लिपिधारा, शाळापद्धति, उपयोगी ज्ञान, मुलांसाठीं रहान धडे (બાળકો માટે નાના નાના પાઠ), ઇત્યાદિ પુસ્તકો તાજા જ બહાર પડયા હતાં અને તેમની કેટલીક નકલો નવી શરૂ થયેલી શાળાઓમા રવાના કરવામા આવી હતી. આના જ ગુજરાતી અનુવાદો મોટે ભાગે ગુજરાત વિભાગમાં ચાલુ થયા હતા વિદ્યાર્થીઓ માટે વાચનસામગ્રી એટલી જ હતી. એ કાળની નિશાળનો ખ્યાલ ગંગાધરપંતે કરેલા નીચેના વર્ણન પરથી આવશે

"'સોટી વાગે ચમ ચમ અને વિદ્યા આવે ઘમ ઘમ' એ કહેવતની શિક્ષકને મન ભારે પ્રતિષ્ઠા હતી. તેથી સાવ નજીવી બાબતમા પણ તેઓ સોટીનો આશરો લેતા એ જમાનામા ઊઠબેસ કરાવવી, અંગૂઠા પકડાવવા, સુલેખન વખતે કોઈ સહેજ પણ માથુ ઊંચુ કરે તો તેની ચોટી પર ચણોઠી કે કાકરી મૂકવી, ભીંતની સાથે ખુરશી કરાવવી, ઘોડી કે દોરડીએ ટીંગાડવુ, આવી બધી સજાઓ જ્યા ચાલુ ન હોય એવી શાળા તો અપવાદ દાખલ જ હશે હુ કેટલોક સમય 'માસ્તરચાટ્યા' કે વડો નિશાળિયો હતો તેમ છતાં 'शिष्यापराधे गुरोर्दण्ड' એ ન્યાયે મારે સહન કરવુ પડતુ. સવારે અથવા બપોરે શાળા ઉઘાડીને તે વાળવાનુ કામ પહેલા નંબરનો વિદ્યાર્થી

કરતો. તથાપિ નિશાળમા પહેલો કોણ આવ્યો, બીજો કોણ આવ્યો, એ રજાના વખતમા યાદ રહે તે માટે વિદ્યાર્થીઓના હાથના કાંડા પર શાહી વડે એક, બે, ત્રણ, એમ આકડા લખવા, મુખ્ય શિક્ષકને આવવાને વાર હોય તો સવારે પ્રભાતિયા અને બપોરે કોઇ ને કોઇ કવિતા કે શ્લોક બોલાવવા, અથવા મોઢાના હિસાબ કે ઘડિયા પૂછવા, — આવા આવાં કામ 'માલવાટ્યા'એ કરવાના રહેતા " "આમ છતા," (ગંગાધરપંત આગળ કહે છે), "હાથ પર ફાવે તેટલી સોટીઓના મારથી માંડી ધોડી સુધીની બધી સજાઓ તે વખતે વિદ્યાર્થીઓને કરવામા આવતી છતા, તે વખતે ગુરુશિષ્ય વચ્ચે જે પ્રેમની લાગણી સ્પષ્ટપણે દેખાતી તેવી લાગણી, એ સજાઓ હવે રદ થઇ છે છતા, જોવામા આવતી નથી અમારા રામભાઉની સોટીમા અને ઘોડીમા જ એવો કોઇ વિલક્ષણ પ્રેમ હતો કે તે હજી પણ (ગંગાધરરાવ રત્નાગિરીમા શિક્ષક હતા તે વખતે) ઓછો થતો નથી એમ કહેવુ પડે છે "

જ્યારે આજે તો શિક્ષણના સાધનો વિપુલ છે અને ભણતરની અનુકૂળતા પણ ઘણી થઇ છે, છતા ગુરુ અને શિષ્ય વચ્ચે ઉપર જણાવ્યા પ્રમાણેનો ભાવ ભાગ્યે જ જોવામા આવે છે આ એક અતિ વિચારણીય પ્રશ્ન છે એનુ મુખ્ય કારણ તો વિદ્યાર્થી પરીક્ષાર્થી અને શિક્ષક વેતનાર્થી બન્યો એ જ માનવુ ઘટે.

દાભોળની નિશાળમા અપાતુ ભણતર પૂરુ કર્યા પછી ગંગાધરને આગળ અભ્યાસ કરવાની ખૂબ હોંશ હોવાથી પોતાના દાદા કે પિતા તરફથી કોઇ પણ જાતની મદદની આશા ન હોવા છતાં તેણે દેશ તરફ પૂને જવાનો વિચાર કર્યો, અને એ જમાનાનો અગવડભર્યો પ્રવાસ વેઠીને તે ત્યા જઇ પહોચ્યો, અને ત્યાની કેશવરાવ ભવાળકરની શાળામા તેણે અંગ્રેજીનો અભ્યાસ શરૂ કર્યો પણ થોડા જ વખતમા તેની માતા રમાબાઇ કાશીયાત્રા કરવા નીકળી પડી પૂને આવીને પોતાના પુત્રને તે મળી અને ત્યાંથી નાશિક ભણી જતા રસ્તામા કૉલેરાથી પટકાઇ જઇને મૃત્યુવશ થઇ તે વખતે રામચંદ્રપંતને ગંગાધર અને ગોવિંદ એ બે પુત્ર અને દ્વારકા નામની એક દીકરી એટલા સંતાન હતાં પત્ની ગુજરી જવાથી ઘરભંગ થતા રામચંદ્રપંતે પોતાના છોકરાઓની જવાબદારી લઇ તેમની સારી વ્યવસ્થા કરવાને બદલે તેમને રામભરોસે છોડી દઇને ચિત્રકૂટમા પેશવાનુ એક કુટુંબ વસતુ હતુ ત્યાંનો રસ્તો લીધો એટલે નાની ઉંમરમા જ ગંગાધર-

પંતે કુટુંબની જવાબદારી પોતાને માથે લેવા માટે અંગ્રેજી ભણતરને રામરામ કર્યા અને નવી સરકારી નિશાળોમાં શિક્ષકોની સારી પેઠે માગણી હોવાથી તેઓ સરકારી કેળવણીખાતામા જોડાયા અને માનવણની નિશાળમા તેમને શિક્ષક તરીકે પાચ રૂપિયાના માસિક પગારથી મોકલવામાં આવ્યા. ત્યાં તેમણે જાતમહેનતથી પોતાની વિદ્યા આગળ વધારવાનુ કામ ખંતથી ચાલુ રાખ્યુ સસ્કૃત, કાવ્યલેખન, ગણિત અને વ્યાકરણ, એ વિષયોમાં તેમણે સારી પ્રગતિ કરી અને મરાઠી ભાષાનુ એક લઘુ વ્યાકરણ પણ તૈયાર કર્યું. અને કેળવણીખાતાના અધિકારી શ્રી પરશુરામપંતતાત્યા ગોડબોલેનો તેને વિષે સારો અભિપ્રાય થવાથી એ જ ખાતાના વડા અધિકારી મેજર કેંડીએ તેને સરકારી આશ્રય આપ્યો

માનવણમા ગગાધરપંતને પાંચ રૂપિયાના માસિક વેતનથી શરૂઆત કરી હતી અને ત્યાં હતા તે દરમ્યાન જ એ પાચના દસ થયા હતા આટલી ઓછી આવક હોવા છતા તેઓ બે પાચ વિદ્યાર્થીઓને પોતાને ત્યાં જમાડતા અને એકાદ બે અતિથિઓ પણ તેમને ત્યાં આવી ચડતા તો તેમનો પણ તેઓ ગૃહસ્થાશ્રમીને છાજે એ રીતે સત્કાર કરતા એ જમાનામા કોકણમા એક રૂપિયે દોઢ મણ (બંગાળી) ચોખા મળતા અને આઠ આનાનુ મીઠુ આખુ વરસ ચાલતુ

માનવણથી ગગાધર પતની બદલી તાલુકાના મથક ચિપળૂણ ગામે થઈ અને તેમના પગારમા પાચ રૂપિયાનો વધારો થયો ત્યા ગયા પછી તેમનો શિષ્યપરિવાર પણ વધ્યો તે સાથે સાથે ઘરસંસારની જવાબદારી પણ વચગાળામા તેમનું લગ્ન થયુ અને પત્ની પાર્વતીબાઈએ ૧૮૪૬મા એક કન્યાને જન્મ આપ્યો, જેનુ નામ કાશી પાડવામા આવ્યુ શિષ્યપરિવાર ને અતિથિઅભ્યાગતને આશ્રય આપવાનુ પહેલાંની જેમ જ ચાલુ હતુ એક એક પૈસો કરીને દોઢ વરસમા અપાયેલી દક્ષિણાના હિસાબ પરથી સહસ્ર ભોજનનુ પુણ્ય ગગાધરપંતને મળ્યુ, તે ઉપરથી તેમના આતિથ્યની યથાર્થ કલ્પના થઈ શકે છે

ચિપળૂણથી થોડા જ વખતમા ગગાધરપંતની બદલી માસિક રૂા ૨૫ના વેતનથી જિલ્લાના મથક રત્નાગિરી થઈ એક સારા શિક્ષક હોવાની સાથે ગંગાધરપંત પોતાના જ્ઞાનમા 'ક્ષણશ કણશ' વધારો કરનારા એક સાચા વિદ્યાર્થી પણ હતા રત્નાગિરી આવ્યા ત્યા સુધી તેમણે ગણિતમા શૂન્યલબ્ધિ સુધી સ્વપ્રયત્નને જોર પ્રગતિ સાધી હતી અને સંસ્કૃતના તેમના અધ્યયન

પરથી ગંગાધરપંત કરતા ગંગાધર શાસ્ત્રીને નામે લોકો તેમને વધારે ઓળખવા લાગ્યા હતા તેમ છતા અગ્રેજી ન ભણી શકવાને પરિણામે બીજી બધી રીતે લાયકાત હોવા છતા તેમને આખો જન્મારો મોટી જવાબદારીનુ કામ કે હોદ્દો મળી શકયા નહીં અને તેમની આર્થિક સ્થિતિ પણ સામાન્ય જ રહી.

## ૨

## જન્મ અને બાળપણ

પહેલા સંતાન કાશીનો જન્મ ૧૮૪૯મા થયા પછી પાર્વતીબાઈને બીજી બે દીકરીઓ જ થઈ એટલે પાર્વતીબાઈના મનમા પુત્રવતી થવાની ભારે ઉત્કટા જાગી અને તે માટે તેઓ ગમે તેવુ ઘોર વ્રત કે તપ કરવા પણ તૈયાર થયા એક પરિચિત બહેને તેમને સૂર્યનુ વ્રત કરવાની સલાહ આપી અને કહ્યુ કે, આ વ્રત માટે નિશ્ચક (નકોરા) ઉપવાસ કરવા પડે છે એ જો તમારાથી થઈ શકે તેમ હોય તો જ આ વ્રત કરો પાર્વતી બાઈએ પછીના અશ્વિન માસમા વ્રત શરૂ કર્યુ લગભગ વરસ પછી તેમને અભાવા શરૂ થયા રખેને પૂર્વજન્મના પાપે દીકરી જ આવે તો? એવો ડર તો મનમા હતો જ ઉપવાસ, પૂજા અર્ચા, વ્રતકથા સાભળવાનુ વગેરે યથાસ્થિત ચાલુ જ હતુ તેઓ બહુ જ ક્ષીણ થઈ ગયાં હતા એવી અવસ્થામા આષાઢ વદી ૬, શાલિવાહન શક ૧૭૭૮, સોમવાર તારીખ ૨૩ જુલાઈ, ષટપદને દિવસે તેમણે પુત્રને જન્મ આપ્યો સુવાવડ વખતે તેઓ સાવ બેભાન થઈ ગયાં હતા જન્મેલુ બાળક જીવતુ છે કે મરી ગયેલુ તેનુ પણ ઠેકાણું ન હતુ જન્મ્યા પછી લગભગ પંદર વીસ મિનિટે બાળક રડવા લાગ્યુ, ને બેભાન મા પણ અનેક ઉપચાર કર્યા પછી ભાનમા આવી બનેમાથી કોણ જીવશે ને કોણ નહીં એ કહેવુ મુશ્કેલ હતુ તેથી પુત્ર થયાના સમાચાર કોઈને કહેવા નહીં એમ નક્કી કરવામાં આવ્યુ ગંગાધર પંતને પણ કન્યા આવ્યાનુ જ કહેવામા આવતા તેમણે તરત કહી દીધુ, 'છોકરી આવી હોય તો ફેંકી દો ઉકરડા પર'! એટલે કાશીએ ધીમે રહીને નાના (ગંગાધરપંત)ના કાનમા સાચી હકીકત કહી. તે સાભળીને નાના હસી પડયા ને શાંત થયા. "'પુ' નામના નરકમાથી બચાવનાર પુત્ર"ની

ળખના એકલાં પાર્વતીબાઈમાં જ નહીં પણ ગંગાધરરાતમાય કેટલી જબરદસ્ત હતી તે આ પરથી દેખાઈ આવે છે, અને કન્યા પ્રત્યે આખા હિન્દુ સમાજમાં એ જમાનામાં કેવી સૂગ હતી — આજે પણ કેટલીય આગળ પડતી ભણેલીગણેલી ન્યાતોમાં પણ તે જોવામાં આવે છે — તેનો આ પરથી સારો પરચો મળે છે.

જન્મ વખતે બાળકની દશા બહુ જ નબળી હતી હાથપગમા જરાય છ્વ ન હતો, માથુ સાવ પોચુ લબલબતુ હતુ, ને આંખ મીંચેલી હતી મહિનાઓ સુધી માથે ઘી ચોળ્યુ ત્યારે તે કઠણ થવા લાગ્યુ છઠ્ઠે દિવસે છઠ્ઠીની પૂજા થયા પછી છોકરો આવ્યાનું જાહેર કરી પેંડા વહેંચવામા આવ્યા ને વડદાદાના તેમ જ પોતાના કુળદેવતાના નામ પરથી 'કેશવ' નામ પાડવામા આવ્યુ પણ પહેલા પુત્રને નામ દઈને ન બોલાવવાની રૂઢિને કારણે માતાની જેમ જ તેને બધા '<u>બાળ</u>' નામથી બોલાવવા લાગ્યા અને માતાએ દીધેલુ એ વહાલનોયુ નામ જ પુત્રે કાયમનુ અપનાવી લીધુ

પાર્વતીબાઈએ રૂપાનો આકાશનો ઘુમ્મટ, સોનાનો સૂરજ, ઇત્યાદિ સામગ્રી ભેગી કરી બાર આદિત્યોના સૂચક બાર બ્રાહ્મણોને જમાડી એ સામગ્રી સાથે ચાર ચાર આના દક્ષિણા આપી અને પોતે લીધેલા વ્રતનુ વિધિપૂર્વક ઉદ્યાપન કર્યુ તેમની તબિયત એ આકરા વ્રત ને ઉપવાસોને કારણે તેમ જ સુવાવડને લીધે બહુ જ ક્ષીણ થઈ હતી. બાળને ધવડાવવાની શક્તિ પણ તેમનામા ન હતી તેથી રુક્મિણી નામની એક કણબી દાઈને બાળની સેવાચાકરીમા રોકવામા આવી અને બાળ ઝપાટાભેર પ્રગતિ કરવા લાગ્યો.

બાળના જન્મની સાથે જ જાણે આખા ભરતખંડમા જેના આંચકા લાગ્યા એવા ઉત્પાતની ગર્ભધારણા ન થઈ હોય એવી રીતે તે પછીના જ મે માસમા "<u>૧૮૫૭નો સિપાઈઓનો બળવો</u>" નામથી અંગ્રેજ રાજ્યકર્તાઓએ ઓળખાવેલુ સ્વાતંત્ર્યયુદ્ધ ફાટી નીકળ્યુ કવિમાનસને આ કાર્યકારણસંબંધ ગમી જાય તેવો છે!

બાળના દાદા રામચન્દ્રપંત પેશવા પાસે ચિત્રકૂટ ગયેલા તે આપણે જોયુ બળવાના ઉત્પાત પછી પેશવાનો આશ્રય ન રહ્યો, તેથી કે બીજે કોઈ કારણે તેમણે સન્યાસ લેવાનો વિચાર કર્યો ને તેઓ કાશી ગયા પણ એ [illegible] બળવામા ભાગ લીધેલા ઘણા લોકો અંગ્રેજોના ઇનસાફની પકડમાથી

છટકી જવા માટે સંન્યાસનો આશય લેવા માંડ્યા હતા. તેથી ગામના પટેલ, તલાટી કે બીજા કોઈ સરકારી અમલદારનો દાખલો લઈને જ સંન્યાસ આપવાનો નિયમ કાશીના સંન્યાસીઓએ કર્યો હતો. તેથી એવો દાખલો લેવા માટે તેઓ રત્નાગિરી પાછા આવ્યા એ વખતે બાળ માંડ બે વરસનો થયો હશે. તેની મોટી બહેનનું લગ્ન થઈને તે સાસરે ગઈ હતી. બીજી બહેનનું લગ્ન થયું હતું પણ નાની ઉંમર હોવાથી તે પિયરમાં જ હતી, અને ત્રીજી સાવ બાળકી હોઈ ઘરઘરની રમત રમતી હતી. ઘરમાં વિદ્યાભ્યાસ માટે રહેલા વિદ્યાર્થીઓ હતા અને એ બધાની વચ્ચે બે વરસના બાળની બાળલીલા પુરજોસમાં ચાલતી હતી. "તેની મુખમુદ્રા બાઘાઈ ભરેલી પણ તેજસ્વી, શબ્દ બોલવે પણ મધુર, સ્વભાવ મોકળો પણ સહેજમાં વાંકું આવે તેવો અને અડિયલ જેવો હતો, અને ઘરમાં અધ્યયન કરતા છોકરાઓની ચોપડીઓ ખેંચવી, કાગળ ફાડવા, સ્લેટ પર પેશાબ કરવો, ને મોઢાની પાસે પોતાને બહાર લઈ જવા માટે હઠ પકડવી, એવી એવી લીલાઓ તે કરતો."

પોતાના પૌત્રની આ લીલા જોઈને દાદા રામચંદ્રપતનો સંન્યાસ લેવા માટે કાશી જવાનો સંકલ્પ થોડો વખત કંઈક મોળો પડ્યો હોય એમ લાગે છે. બાળે રુક્મિણી દાદીને છોડી દઈને દાદાને મોહપાશમાં જકડી દીધા ને તેમની સાથે રહીને તેમના સ્નાનસંધ્યા, પૂજા ને સ્તોત્રપાઠનું અનુકરણ કરી તેમાં તે સાથ પણ દેવા લાગ્યો. તેમની સોબતમાં જૂના પરંપરાગત બ્રાહ્મણધર્મના સંસ્કાર બાળના મન પર પડ્યા ને કેટલુંક ધાર્મિક (સંસ્કૃત) સાહિત્ય પણ બાળને મોઢે ચડ્યું. રામચંદ્રપંત કેટલોક સમય આવી રીતે ઘેર રહીને ગંગાધરપંતના પૂને ગયા. પછી સંન્યાસ લેવા માટે પાછા કાશી ગયા ત્યાં આખરે તેમણે સંન્યાસ લીધો ને ૧૮૭૨માં ત્યાં જ સમાધિસ્થ થયા.

આવી રીતે બાળ આઠ વરસનો થયો અને તેને જનોઈ દેવાનો સમય આવ્યો તે વખતે તેનું અપૂર્ણાંક સુધી ગણિત થઈને, રૂપાવલિ, સમાસચક્ર, અર્ધો અમરકોશ અને ગાયત્રી મંત્ર—જે જનોઈ આપેલા દ્વિજને જ શીખવી શકાતો—બાદ કરતાં રોજ કરવાનું બધું બ્રહ્મકર્મ મોઢે થઈ ગયા હતા. (એક શ્લોક મોઢે કરવા માટે એક પાઈ, એવા પિતાશ્રી સાથેના કરાર મુજબ તેણે કેટલીય પાઈ મેળવી હતી) એ બધું જોઈ જનોઈ દેનાર ઉપાધ્યાયને ભારે નવાઈ લાગી હતી, અને તેણે તેને વિષે બહુ જ પ્રસન્ન

થઈને એવું ભવિષ્ય ભાખ્યું કે, તે કોઈ જબરો કારભારી થશે તે સાંભળી ગંગાધરપંત અને પાર્વતીબાઈએ ભાગ્યે ધન્યતા અનુભવી

આજકાલ કોઈ વસ્તુ મોઢે કરવી-કરાવવી એ જાણે પાપ હોય એમ માનવાની ફૅશન પડી છે, અને એમ માનનારા કે કહેનારા મૉન્ટીસોરી પદ્ધતિનો આધાર તે માટે આગળ ધરે છે પણ તેવો આધાર તેમને એ પદ્ધતિમા ક્યાય મળી શકે એમ અમને લાગતું નથી તેઓ એ પદ્ધતિ વિષેની વિપરીત સમજણને લીધે એમ કહેતા હશે સારા સારા કાવ્યો, શ્લોકો, કે ગદ્યના સુંદર ફકરાઓ મોઢે કરવાથી ભાષા પર કાબૂ આવે છે, એટલું જ નહીં પણ નવરાશના વખતમાં તે આનંદ કે આશ્વાસન આપનારા થઈ પડે છે અલબત્ત, પરીક્ષા માટે ટિપ્પણો ગોખવાનું સર્વથા ત્યાજ્ય જ છે તેમાં પરીક્ષા વખતે ગોખણિયો વિદ્યાર્થી પોતે ગોખેલી બધી માહિતીનું 'જ્ઞાનદાન' કરીને સાવ દેવાળિયા જેવો બની જાય છે

ગંગાધરપંતની શીખવવાની પદ્ધતિ પણ વિદ્યાર્થીને કેવળ અમુક માહિતી આપી તે તેની પાસે ગોખાવવી એ જાતની ન હતી ગણિતના નિયમો તેઓ પાટિયા પર દાખલો સમજાવતી વખતે કહેતા, ભાષાના પુસ્તકના પાઠ વચાવતી વખતે અને કવિતાનો અર્થ સમજાવતી વખતે વ્યાકરણના નિયમ સમજાવતા, અને ભૂગોળ, ઇતિહાસ અને નકશાનું જ્ઞાન એકીસાથે જ આપવાનો પ્રયત્ન કરતા એટલે મર્યાદિત અર્થમા એ સમવાય કે અનુબંધ પદ્ધતિનો જ એક નમૂનો કહેવાય તેથી વિદ્યાર્થીઓને ગોખણપટ્ટી કરવી પડતી નહીં

ગંગાધરપંત ખૂબ જ નિયમિતપણે ચાલનારા ને ભાર શિસ્તવાળા હતા સંધ્યા અને દેવપૂજા કર્યા વિના મોઢામા કોળિયો પણ ન ઘાલવાનો તેમનો નિયમ હતો ક્યારેક દેવપૂજા કરવાની રહી જતી હોય તોય સાવ ખાટલાવશ થવાની પરિસ્થિતિ વિના તેઓ સૂર્યનમસ્કાર કરવાનું કદી ચૂકતા નહીં આવા આગ્રહ અને ચીવટની આસપાસના લોકો પર અને ખાસ કરીને કુમળી વયના બાળક પર અસર થયા વિના ભાગ્યે જ રહી શકે તેઓ સ્વાભિમાની પણ સારી પેઠે હતા પાછળથી કોલ્હાપુરના પ્રકરણમા ટિળક અને આગરકર પર કરેલા ખટલાને લીધે કુપ્રસિદ્ધિ પામેલા માધવરાવ બર્વે એ વખતે ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હતા તેઓ અક્ક મિજાજી અને કડક અમલદાર હતા છતા ગંગાધરપત તેમનાથી જરાય દબાતા નહીં બન્ને વચ્ચે વારવાર ઝઘડો થતો આવી પરિસ્થિતિને લીધે કહેવાય છે કે

ગંગાધરપંતના હાથ નીચેના માસ્તરોને અનાયાસે લાભ થતો તેમને ઝટપટ બઢતી મળતી, જ્યારે ગંગાધરપંત રત્નાગિરીમાં માસ્તરની જગ્યાએ જ પડયા રહેતા.

આમ લગભગ સત્તર વરસ રત્નાગિરીમાં ગાળ્યા પછી ઇ.સ.૧૮૬૬માં ગંગાધરપંતની બદલી આસિસ્ટંટ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરના હોદ્દા પર પૂને થઇ. આટલો લાંબો સમય રત્નાગિરીમાં રહેવા હોવાથી તેઓ ત્યાં બહુ જ લોકપ્રિય થયા હતા. એથી અનેક ઠેકાણે વિદાયના સમારંભો થયા. તેમાંનો સમસ્ત રત્નાગિરીવાસીઓ તરફથી ગોઠવેલો જાહેર સમારંભ નોંધપાત્ર છે. તેના પ્રમુખપદે સંસ્કૃતના પ્રખર પંડિત ને ભારતીય પુરાતત્ત્વ ને સંસ્કૃતિના અભ્યાસી ડૉ. રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર હતા. તેઓ તે વખતે રત્નાગિરીની અંગ્રેજી નિશાળમાં શિક્ષક હતા. ગંગાધરપંત વિષે તેમણે બહુ જ સદ્ભાવપૂર્વક ભાષણ કર્યું. તેમણે કહ્યું:

"જૂના શિક્ષકવર્ગની બાબતમાં મારા ને મારા મિત્રોમાંના ઘણાખરાના મનમાં જે કલ્પનાઓ ને ખ્યાલો હતા તે બધા ખોટા હતા એ ગંગાધરપંતે પોતાના ચારિત્ર્ય વડે પુરવાર કરી આપ્યું છે. તેઓ એક જૂની પદ્ધતિના શિક્ષક છે, તથાપિ કોઇ રખે એમ માને કે, નવી પદ્ધતિના શિક્ષક આગળ એ હારી જાય. તેમની વિદ્વત્તા, કલ્પકતા ને સૂઝ, બુદ્ધિમત્તા, દયાળુપણું, નિસ્પૃહતા, પરોપકારબુદ્ધિ અને ઉદ્યમીપણું એ બધી વસ્તુઓ અર્વાચીન લોકોએ ધડા લેવા જેવી છે. આપણા પ્રાચીન ગુરુઓ કેવા હતા એમ જો કોઇ મને પૂછે તો હું એમની તરફ આંગળી ચીંધીને કહું કે, તેઓ આમના જેવા જ સાદી રહેણીવાળા પણ ઉચ્ચ વિચારસરણીવાળા હતા. હવે ગંગાધરપંતનું અહીંથી જવું તેમના લાભમાં છે તેથી આપણને પણ આનંદ છે. તેમ છતાં આજે આપણા હાથમાંની ગણિતની થાપણ, વ્યાકરણનો ગ્રંથ, મરાઠી ભાષાનો સમુચ્ચય ગુરુશિષ્ય ભક્તિનો દિવસે દિવસે દુર્લભ થતો ભંડાર, આપણે ગુમાવી રહ્યા છીએ એમ મને લાગે છે, અને મારી ખાતરી છે કે, આપ સૌને પણ એમ જ લાગતું હશે."

ડૉ. ભાંડારકર જેવા પર આવી છાપ પાડનાર ગંગાધરપંતનું વ્યક્તિત્વ કેવું હશે તે ઉપરના અવતરણ પરથી સહેજે જોઇ શકાશે. ગંગાધરપંતને આગળ અભ્યાસ કરવાની અનુકૂળતા મળી હોત તો તેઓ પણ મહારાષ્ટ્રમાં પ્રતિષ્ઠા અને ખ્યાતિ પામેલા કૃષ્ણશાસ્ત્રી ચિપળૂણકર વગેરેની હરોળમાં આવી જાત એમાં જરાય શંકા નથી.

## ૩

# વિદ્યાભ્યાસનો પ્રારંભ

રામચંદ્રપંત સંન્યાસ લેવા કાશી ગયા એટલે ગંગાધરપંત પોતે બાળ તરફ વિશેષ ધ્યાન આપવા મ[illegible] અંગ્રેજી શીખવાની સારી સગવડ હતી [illegible] કરીને પછી જ અંગ્રેજી તરફ વળવું [illegible] હોવાથી તેમણે બાળને પ્રથમ મરાઠી [illegible] સ્કૃતનુ જ્ઞાન તો સામાન્યપણે કઠણ ગણાતા શ્લોકનો પોતાની મેળે અર્થ કરી શકે એટલુ થયુ હતુ કોઈ પણ વિષયનો અભ્યાસ કરવાનો તે પરીક્ષામા પાસ થવા માટે કે તેમાં વધારે ગુણ મેળવવા માટે નહીં, પણ તે વિષય બરાબર સમજવા માટે કરવો, એવો ગંગાધરપંતનો આગ્રહ અને ભણાવવાની પદ્ધતિ હતા, તેથી જ બાળના ભણતરનો પાકો પાયો બચપણમા નાખવા માટે બાળને મરાઠી શાળામા દાખલ કરવામા આવેલો

બાળ અંગ્રેજી શાળામા જવા માડયો તે અરસામા જ તેના માતુશ્રી ગુજરી ગયા (૧૮૬૬) એટલે તેની સભાળનુ કામ તેનાં કાકી કરવા લાગ્યા બાળનો સ્વભાવ નાનપણમા હઠીલો હતો અને તેનામા બીજાઓથી જુદા પડી કંઈક વિશેષ કરી બતાવવાની ઝંખના હતી એ શાળા જીવનના કેટલાક પ્રસંગો પરથી જાણવા મળે છે

એક વખત કોઈ સહાધ્યાયીઓએ વર્ગમા જ રજાના સમયમા મગફળી ખાધી અને તેના છોતરા ત્યાં જ વેરી દીધા રજા પછી શિક્ષકે વર્ગમા આવ્યા પછી ફોતરા સાફ કરવાનો બીજા છોકરાની સાથે બાળને પણ હુકમ કર્યો મેં મગફળી ખાધી નથી તેથી હુ એ નહીં ઉપાડુ, એવો બાળે રાકડો જવાબ આપ્યો એટલે તેને સજા કરવા માટે શિક્ષકે સોટી હાથમા લીધી બાળે પોતાની ચોપડીઓ ને દફતર સંકેલી લીધા ને ઘરનો રસ્તો પકડયો. શિક્ષકે ઘેર ચિઠ્ઠી મોકલી તપાસ કરી એના જવાબમા તેને જાણવા મળ્યુ કે, "બજારમાથી વસ્તુ વેચાતી લઈ કે ઘરની ચીજ બહાર લઈ જઈ ખાવાની ટેવ અમારા છોકરાને નથી અને તે શાળામા કે રસ્તામા કે હોજ પર બેસી

કશું પણ કહી ખાય તેવો નથી. અમને જે ચીજો યોગ્ય લાગે છે તે ઘેર બનાવીને અગર બજારમાંથી આણીને ઘેર જ આપીએ છીએ બીજું, તેને આવી પરચૂરણ ખાવાની ચીજોમાં ઝાઝો રસ પણ નથી"

પચાસ વરસ પહેલા સુધી પણ ખાનદાન કુટુંબોમાં બધે આવો જ રિવાજ હતો તે વખતે એના કારણમાં આભડછેટનો ભાવ પણ રહેતો ખરો પણ તે બાદ કરતા એમાં રહેલી શુદ્ધતા ને સંયમ જરૂર ઇષ્ટ અને અનુકરણીય છે

બુદ્ધિમાન હોવાને તથા હઠીલાપણાને લીધે બાળના શિક્ષકો સાથે ઝઘડા થયા જ કરતા એ સંબંધમા શ્રી ગુરુજી જણાવે છે

"તે (શિક્ષક) ગણિતનો દાખલો કહે એટલે આ (બાળ) તે મોઢે જ કરી નાખે તે સ્લેટ પર કરવાનું કહે તો 'સ્લેટની શી જરૂર?' એવો આનો પ્રશ્ન હોય જ! તે નોંધપોથી લાવવાનું કહે તો તે શા માટે જોઈએ? એવો સવાલ આ પૂછે એ પાટિયા પર દાખલો કરવાનું કહે ત્યારે 'ચાકથી હાથ મેલા બગાડે?', એમ કહી તે મોઢે જ ગણવાની શરૂઆત કરે એમ દરેક વખતે શિક્ષક સાથે કંઈક ને કંઈક વાંધો આવે જ શ્રુતલેખનમાં એક વખત 'સંત' શબ્દ ત્રણ ચાર વાર આવ્યો તેની બધે એક સરખી જોડણી ન કરતાં એક વખત 'સંત', બીજી વખત 'સન્ત' અને ત્રીજી વખત 'સનૃત' એમ જુદી જુદી રીતે બાળે જોડણી કરી શિક્ષકે પહેલી સાચી ગણી બીજી બેની ભૂલો કાઢી. એટલે બે વચ્ચે તકરાર થઈ અને મામલો હેડમાસ્તર સુધી ગયો આખરે જ્યારે પોતાની તરફેણમા ચુકાદો મળ્યો ત્યારે ભાઈસાહેબનો જીવ વળ્યો"

જાહેર જીવનમા પડ્યા પછી નીચલી કોર્ટમા પ્રતિકૂળ ચુકાદો થતા તેની સામે ઉપલી કોર્ટમા ને ત્યાંથી હાઈકોર્ટમાં ને પ્રીવી કાઉન્સિલમાં અપીલ કરવાની પરંપરાનાં બીજ આ બચપણની ઝઘડાળુ વૃત્તિમા જોઈ શકાય ખરાં'

હઠીલો સ્વભાવ કંઈ ચાલતા પૂરતો થોડો જ હોય છે' ઘર પણ તેનો સૌને પરચો મળતો જ ગંગાધરપંત બાળભટ્ટકૃત નંન્દન કા વરી ભણુ રસ પૂર્વક છગ્ગથી વાંચતા એક વાર એ વ્યાકરણનું પુસ્તક મારે જોઈએ એવી બાળે હઠ પકડી. બાળ તે વખતે માંડ બાર વરસનો હશે પુસ્તક માગ્યની મા ણ્વી પિતાએ એમ ને એમ ધુતકારી તો ન કાઢી, પણ એક અઘરો દાખલો બાળને આપી તે જો તે કરી આપે તો પુસ્તક આપવાનું કબૂલ

કર્યું બાળ તેની પાછળ દોડ કલાક સુધી મંડ્યો રહ્યો, ને દાખલો કરીને જોયો એટલે પિતાએ તરતોતરત બાળને કાદંબરી મંગાવી આપી.

૧૮૬૯ની દિવાળી પછી બાળ પૂના હાઈસ્કૂલમાં પાંચમા ધોરણમાં દાખલ થયો. અત્યાર સુધી મરાઠીમાં કરેલા વિષયો જ હવે અંગ્રેજીમાં કરવાના હતા. એટલે ચોથાને બદલે એકદમ તેને પાંચમા ધોરણમાં દાખલ કરાવ્યો. હવે પોતે હાઈસ્કૂલનો વિદ્યાર્થી બન્યો અને અભ્યાસ માટે કંઈક નવી સગવડ જોઈએ, તેથી બાળે કાચના સ્ટેંડવાળો દીવો કાકા પાસે હઠ કરીને મંગાવી લીધો. પછી એની માવજત શરૂ થઈ. એક દિવસ દીવો સાફ કરતાં દીવો ને તેની ચીમની ફૂટી ગયાં અને બધે ઘાસલેટ ઢોળાઈ ગયું. એ બધું સાફસૂફ કરતાં કરતાં બાળને ઊંઘ આવી ને ત્યાં જ એ સૂઈ ગયો. ગંગાધરપંત બાળ વહેલો શાથી સૂઈ ગયો તેની તપાસ કરી ત્યારે એ આખું દૃશ્ય એમની નજરે પડ્યું. તેમણે કાકાને બોલાવી બાળને લાડ કરવા માટે ઠપકો આપવાનો વિચાર કર્યો. બાળ પણ જાગી ગયો ને પિતાના ઠપકામાંથી બચી ગયાના આનંદમાં નાઠો પથારી પર જઈ સૂઈ ગયો. ને એવા ફેન્સી દીવાનું તેણે ફરી કદી નામ લીધું નહીં.

એ જ અરસામાં ઉપરી અમલદાર સાથે ન ફાવવાથી ગંગાધરપંતે બદલીની માગણી કરી. તેમને થાણા મોકલવામાં આવ્યા. બાળ તો પૂનામાં જ રહી અભ્યાસ કરવા લાગ્યો. પૂના હાઈસ્કૂલમાં હેડ માસ્તર જેકબ કરીને હતા. એમેય પૂના હાઈસ્કૂલ શિસ્ત માટે બહુ જાણીતી હતી ને જેકબસાહેબ એ બાબતમાં વધારે પડતા આગ્રહી હતા. એક વખત વર્ગમાં સંસ્કૃત ભણાવનાર શાસ્ત્રીએ વર્ગના વિદ્યાર્થીઓને નૈષધકાવ્યનું મરાઠી ભાષાંતર ખરીદવાનું કહ્યું. પણ બાળે ભાષાંતર ખરીદવાની ના પાડી. શાસ્ત્રીએ બાળની દલીલ તો કબૂલ રાખી. પણ વિદ્યાર્થી આજ્ઞાભંગ કરે તે કેમ પોસાય, એવો શિસ્તનો સવાલ ઊભો થયો. તેથી તેને શિક્ષા કરવાની વાત કરી! પણ બાળ શિક્ષા ખમવા શાનો તૈયાર થાય? જેકબસાહેબ પાસે પણ આ જ વાતનું પુનરાવર્તન થયું. અંતે સોટી ખાવા હાથ ધર અથવા શાળામાંથી ચાલ્યો જા, એવા વિકલ્પ સાહેબે બાળને આપ્યા. બાળે દફ્તર બગલમાં લીધું. સીધો ઘરનો રસ્તો લીધો અને બીજા દિવસથી બાબા ગોખલેની શાળામાં જવા લાગ્યો.

બાબા ગોખલેની શાળાની ફી ઓછી હતી તેથી ત્યાં વિદ્યાર્થીઓની સંખ્યા સારી રહેતી ખરી, પણ શિસ્તનો સાવ જ અભાવ હોવાથી ભણતરમાં કશો દમ ન હતો. તેથી જેકબસાહેબની જ ચાલ ચાલુ કરી હેડ માસ્તર તરીકે

આવ્યા એટલે બાળ ફરી પૂના હાઈસ્કૂલમા દાખલ થયો. અન્યાયનો સામનો કરવાની વૃત્તિ અને તે માટે સહન કરવાની શક્તિ આમ કેળવાતી ગઈ, તે બાળને આગળ જતા બહુ જ ઉપયોગી નીવડી.

ગગાધરપંત હવે થાણામા હતા એટલે બાળના રોજના અભ્યાસ કે વર્તન પર તેમની નજર ન હતી અવારનવાર પૂને આવે ત્યારે એને અંગે જાણવાનુ કુતૂહલ તો રહેતુ જ એટલે તેમણે બાળની નોંધવહીઓ પર નજર કરી તે જોઈને બાળની અગ્રેજી અને સંસ્કૃતની પ્રગતિથી તેમને સતોષ થયો તેમા બાળના કેટલાક સ્વરચિત સંસ્કૃત શ્લોકો પણ તેમણે જોયા, જેમાનો એક નમૂનો આ રહ્યો:

> सदा गुणज्ञ सुपरीक्षणाय यम्
> कवीन्द्रकाव्यामृतकाञ्चनस्य वै
> करोति लोके निकष नु दुर्जनम्
> खलाय तस्मायहिताय मे नम ॥

બાળ અગ્રેજી હાઈસ્કૂલમા ભણતો હતો ત્યારે જ એટલે કે ૧૮૭૧મા તેનુ લગ્ન થયુ. વધુ તાપીબાઈ કોકણના લાડઘર ગામની 'બાળ' કુટુબની કન્યા હતી આ કુટુબ ધાર્મિકવૃત્તિ, ઉદારતા, ને ખાનદાની માટે સારી પેઠે જાણીતુ હતુ ચોરીના ઉપદ્રવથી બચવા કીમતી વસ્તુઓ જમીનમા દાટી રાખવાની કે રાત પડતા અનાજ વગેરેમા ખોસી રાખવાની ને દિવસે બહાર કાઢી પહેરવાની પદ્ધતિ ગામડાઓમા, જ્યા પોલીસનુ રક્ષણ મળવુ મુશ્કેલ હોતુ ત્યા, રૂઢ હતી. બાળને ત્યાં એક વાર કોઈ ભિખારી ભિક્ષા માટે આવ્યો ત્યારે તેને આપવા માટે ખોબો ભરી ચોખા ઘરમ થી કોઈ કાઢી લાવ્યુ, તેમાં એક સોનાની હાસડીનુ ચૂસણુ પણ આવ્યુ તેમ છતા ભિક્ષા માટે કાઢી આણેલા ચોખામા જે કઈ આવ્યુ તે ધર્માર્થ જ છે એમ માનીને ચોખાની સાથે એ હાસડી પણ ભિક્ષા માગનારની ઝોળીમાં પધરાવવા કુટુબના વડાએ ફરમાવ્યુ! લગ્ન વખતે કન્યા અને વર બન્ને માતૃવિહોણાં હતા તેથી લગ્નના ઉત્સવમા એટલી ઊણપ જરૂર હતી. લગ્ન વખતે કન્યાની ઉંમર ૯ વરસની હતી, લગ્ન કોંકણમા ચિખલગાવ મુકામે થયુ, અને તાપીબાઈ સત્યભામાના નવા નામથી ટિળકકુટુબની બની. જૂના રિવાજ પ્રમાણે લગ્ન પછીના આષાઢ માસમાં કન્યાપક્ષ તરફથી વરને 'આષાઢ પાટી' (ગુજરાતમાં જેને 'માટલી' કહે છે) મોકલવામા આવતી. બાળને પણ તે પ્રમાણે

જાતજાતનાં રમકડાં વગેરે વસ્તુઓ મળવાની હતી. પણ બાળે એ ટોપલીને બદલે મને સો રૂપિયાના પુસ્તકો લાવી આપો એમ કહી રૂસણું લીધુ હતુ, એમ ચરિત્રકાર જણાવે છે बालानाम् रोदन बलम ।

લગ્ન થતા હવે બાળ બાળ મટી બળવંતરાવ બન્યો તે હાઇસ્કૂલમાં હતો ત્યારથી જ ટ્રેનિંગ કૉલેજમા ભણવા આવનાર માસ્તરો પણ તેની પાસે મરાઠી વ્યાકરણ સમજવા માટે આવવા લાગ્યા હતા પિતાની જેમ જ બળવંતરાવને પણ એ વિષયમા સારો રસ હતો' અને તેણે કૉલેજમા ગયા પછી અનેક વ્યાકરણો જોઇને પોતાને માટે એક તારવણી તૈયાર કરી હતી તે એટલી સરસ બની હતી કે તે છપાત તો એક સારા પાઠ્યપુસ્તકની ગરજ સારત, એમ કહેવાય છે

ગંગાધરપંતની તબિયત બાળનુ લગ્ન થયુ ત્યાર પહેલાથી જ નબળી પડી હતી તેમના પિતા લગ્નની પહેલા જ કાશી મુકામે સમાધિસ્થ થયા હતા ને લગ્ન પછી થોડા જ દિવસમા ગંગાધરપંતે પણ આ દુનિયાની વિદાય લીધી પોતાના પછી પુત્રનુ શુ થશે તેની તેમને ચિંતા થવા માડી હતી તેથી તેના કાકા, મામા તેમ જ પોતાના એક બે મિત્રોને તેના પર નજર રાખવાનુ તે ક્યારનાય સૂચવવા લાગ્યા હતા તે વખતે અંગ્રેજી કેળવણી અને તેથી વહેવા માડેલા સુધારાના પવનને લીધે પોતાની સંસ્કૃતિ, આચરણ, રીતરિવાજ, ધાર્મિક પરંપરા, ઇ વિષે ભણેલા લોકોમા અનાદર પેદા થવાની શરૂઆત થઇ હતી તેથી જો બાળ પણ અવળે રસ્તે ચઢે તો શુ થશે એમ તેમને થયા કરતુ પણ આમા તો આખરે માણસનુ કર્તૃત્વ મોટો ભાગ ભજવે છે, એટલે બાળ પોતાના પૂર્વ કમાનુસાર કર્તૃત્વ કરશે જ, એવો વિચાર કરી પોતાના મનને તે શાંત કરતા, અને બાળે તેમનો એ વિશ્વાસ પૂરેપૂરો સાચો પાડયો

બાળ તે વખતે મૅટ્રિકના વર્ગમાં હતો ને પરીક્ષા નજીક આવી હતી. પિતૃનિધનનો આ આઘાત તેને ભારે વસમો લાગ્યો હશે એમાં તો શંકા જ નથી પણ દુર્દૈવની એ આકરી કસોટીમાથી એને પસાર થવાનુ હતુ, એટલે પછીના ડિસેમ્બરમા જ એણે મૅટ્રિકની પરીક્ષા આપી દીધી અને તેમા તે પસાર થઇ ગયો ગણિતના પ્રશ્નપત્રમા જેટલા વિશેષ અઘરા દાખલા હતા તેટલા જ દોઢેક કલાકમા પૂરા કરી, બાકીના સહેલા દાખલાઓ તો આ વિદ્યાર્થીને આવડતા જ હશે એવુ અનુમાન કરવાનુ પરીક્ષક પર છોડી, બાઇસાહેબ મંડપની બહાર નીકળી પડયા હતા

૮

# ડેક્કન કૉલેજમાં

મૅટ્રિકની પરીક્ષા પસાર કર્યા પછી બાળે આગળના અભ્યાસ માટે ડેક્કન કૉલેજમાં પ્રવેશ કર્યો એ કાળમા અંગ્રેજી કેળવણીને ચાલુ થવાને તેમ જ એ વિદ્યાની મુંબઈ, કલકત્તા અને મદ્રાસની વિદ્યાપીઠો સ્થપાયાને એક પેઢી જેટલો સમય વીતી ગયો હતો. અંગ્રેજી વિદ્યાના પહેલા ફાલના કેટલાક પદવીધરો રાજમાન્યતાની સાથે જ લોકમાન્યતાને પામ્યા હતા, એટલુ જ નહીં પણ ધનવાન પણ બન્યા હતા, અને તેમની રહેણીકરણીનુ અનુકરણ વિદ્યાર્થીઓમા દાખલ થયુ હતુ બાળ ડેક્કન કૉલેજમા દાખલ થયો. તે કૉલેજ શહેરથી ચાર પાચ માઈલને અંતરે હોવાથી તથા તેનુ સ્થાન એકદરે બહુ જ રળિયામણુ હોવાથી બાળ કૉલેજના છાત્રાલયમા રહેવા ગયો એ જમાનામા દક્ષિણના રાજરજવાડાઓ તથા જાગીરદારોના છોકરાઓ મોટે ભાગે ડેક્કન કૉલેજના છાત્રાલયમા રહેવા જતા એટલે ત્યાંની રહેણી સારી પેઠે ખર્ચાળ, સુવાળી અને નવા સુધારાના લક્ષણોથી યુક્ત હોય તેમા શી નવાઈ? એવે ઠેકાણે બાળ જેવા એક શાસ્ત્રીના નોળ વરસના છોકરા પર કેવી અસર થશે એની તેના કાકાને ચિંતા થવા માંડી પણ બાળે થોડા જ વખતમા તેમને ચિન્તામુક્ત કરી દીધા. નવા સુધારા ને રહેણીકરણીની બાબતમા તો, 'જે કોઈ નવો રાજા આવે તેનુ અનુકરણ અમે કરીશુ શુ?' એવો પ્રશ્ન ઉઠાવીને, જૂની ઢબ પ્રમાણે જ્યાં અબોટિયુ વગેરે પહેરીને જમવાની ગોઠવણ હતી તે નાથિક ક્લબમાં તે દાખલ થયો ને સુધારાવાળા વિદ્યાર્થીઓની ટીકા કે ઠેકડીની તેણે પરવા કરી નહીં

બાળ જ્યારે કૉલેજમા દાખલ થયો ત્યારે યુવાવસ્થાને સહજ એવી મસ્તી ને ખડતલપણાને બદલે તેનુ શરીર સાવ માયકાગલા જેવુ હતુ તેના નહાધ્યાયી શ્રી ગપાલિએ કરેલા વર્ણન પ્રમાણે તે "શરીરે કૃશ, આંખો નબળી ને વારંવાર પલકારા મારતી, માથે ખોડો થયેલો" એવો હતો પિતાનુ છત્ર દૂર થયુ હતુ, તેનુ લગ્ન થયુ હતુ, અને જવાબદારીનુ ભાન ઊગ્યુ હતું એટલે પોતાની જાતને ઘડવાની ધગશ એનામા જાગી હોય તો નવાઈ નહીં સ્વયશિક્ષણનો પણ આરંભકાળ પણ એ હતો અને તે માટે

જોઈતુ સ્વાતંત્ર્ય તેને હતુ એટલે પ્રથમ તેણે પોતાનુ 'આદ્ય ધર્મસાધન' જે શરીર તેને મજબૂત અને ખડતલ બનાવવાનુ કામ હાથમા લીધુ, અને તેની પાછળ આખુ એક વરસ આપવાનો સકલ્પ કર્યો તેણે બહુ જ દૃઢતા અને ચીવટપૂર્વક તે પાર પાડયો સાવ સુકલકડી અને મોઇ પણ તાણ સહન ન કરનારુ તેનુ શરીર હવે ૮૦૦ દડ અને ૮૦૦ બેઠકો કરવા જેટલુ સશક્ત બન્યુ, બબ્બે કલાક પાણીમા તરવાની મોજ માણવા લાગ્યુ, અને નાગપુરના જેવી કકડતી ટાઢ પણ કશી વિસાતમા નથી એવી રીતે વર્તવા લાગ્યુ વીશીવાળો મહારાજ બાળને જોઈતી બધી રાટલી સાથે ઘી આપવા રાજી નહીં, તેથી તારી રાટલી અને ઘી મારુ, એવો કરાર તેની સાથે બાળે કર્યો, એ પણ પેલાને ભાગે પડયો

તરવાની કળા બાળે એવી હસ્તગત કરી કે તે મુળામુઠાના પાણી પર ચતો પડીને ધીમે ધીમે ભાખરી ખાવાનો પ્રયોગ કરતો અને કલાક કલાક જાતે હલેસા મારી હોડી ચલાવતો થયો તેનામા અવો મસ્તી આવેલી કે પોતાની વજ્ર જેવી મુક્કીનો તે ભીંત પર પ્રહાર કરવા લાગ્યો! પણ કેવળ મલ્લ જેવુ પુષ્ટ શરીર, માણસમા સાહસ, નિર્ભયતા ઇત્યાદિ ગુણો ન હોય તો પાડા જેવુ જ ગણાય તેથી માણસનો શો ઉત્કર્ષ થવાનો હતો? પણ ટિળકમા એ બે ગુણ પણ સારા પ્રમાણમા ખીલ્યા હતા. એનો કૉલેજ જીવનનો એક જ દાખલો અહીં આપીએ તો બસ થશે

એક વાર ટિળક પોતાના કેટલાક નરખી ઉંમરના ગોઠિયાઓની જોડે છાત્રાલયની અગાસી પર ગપ્પા મારતા બેઠા હતા તે વખતે, જો અહીંથી અકદમ જતા રહેવાનો પ્રસંગ આવી પડે તો કોણ શુ કરશે, એવો સવાલ ઊભો થયો દરેક જણે એ બહુ મુશ્કેલ છે એમ કહ્યુ હુ આમ કરીશ, હુ આમ કરીશ અમ જણાવ્યુ પણ ટિળકે ધોતિયાનો કચ્છ માર્યો અને હુ આમ કરીશ, એમ કહી અકદમ નીચે ભૂસકો માર્યો ટિળકના હાથ-પગ ભાગી ગયો હશે અવી ધાસ્તીથી તેમના બધા સ્નેહીઓએ એકદમ નીચે જવા માટે દાદરા તરફ દોટ મૂકી પણ ત્યા જઈને જ્યારે તેમણે જોયુ કે, ટિળક તો ઉપર આવવા માટ દાદરા પાસે આવી રહ્યા છે ત્યારે બધાએ નવાઈથી મોઢામા આગળી ઘાલી.

શરીર ઘડતરને એક વરસ આપવાનો સંકલ્પ ટિળકે ખૂબ ચીવટથી પાળ્યો એક વખત હાજરી પુરાવીને વર્ગમાંથી બહાર જતા સસ્કૃતના અગ્રેજ પ્રોફેસર કિલહૉર્નનો તેમને ભેટો થઇ ગયો એ સાહેબ તેમને વર્ગમા

પાછા તેડી ગયા ને ત્યાં તેમને સવાલો પૂછી ઠપકો આપવા લાગ્યા ત્યારે, 'મેં એક વરસ શરીર કસવા ખાતે કાઢ્યું છે' એમ તેમણે તેમને સ્પષ્ટ કહી નભળાવ્યુ

વરનો પછી કોઈ પૃચ્છકને જવાબ આપતા લોકમાન્યે કહેલુ કે, "આપણે જેમ શાળાના બીજા વિષયોનો અભ્યાસ કરીએ છીએ, તેવી જ રીતે સોળથી પચીસ વરસની ઉંમર દરમ્યાન શરીર કસવાનો અભ્યાસ કરીએ, તો પાછળથી વ્યાયામની ટેવ છૂટી જાય તોય એ ઉંમરે કમાયેલી શક્તિ પચાસ વરસની ઉંમર થતા સુધી કામમા આવે શરત એક જ, અને તે એ કે, ખાવાપીવામા અને આચરણમા અત્યાચાર કે અતિરેક ન થવો જોઈએ " અને આમાં તેમણે કશી અતિશયોક્તિ કરી ન હતી. કારણ ૧૮૯૮મા તેઓ કાશી ગયા હતા ત્યારે ગંગાના ૧૩૦૦ ફૂટ પહોળા પ્રવાહને કાપીને ગયા ત્યારે માત્ર ૨૦-૨૫ ફૂટ નીચે તણાયા હતા. અને આવતા હોડીમા બેસી જાતે હલેસા મારી પાછા આવેલા. અને આ બધુ ૧૮૯૭ના બીજી વારના દારુણ કારાવાસ પછી તેમણે કરેલુ

વ્યાયામનુ અવુ ઘેલુ તમને વળગેલુ કે કૉલેજમા એક સાવ નબળા શરીરનો વિદ્યાર્થી પોતાને ક્ષય રાગ થવાની સભાવના છે એમ માનીને ગેજ હાઈપોફૉસ્ફાઇટ ઑફ લાઈમની દવા ચમચી ચમચી લેતો, તેની પાછળથી ટિળકે એક દિવસ એ બાટલી જોવા લીધી અને દૂર ફેંકી દીધી તેને તે અખાડામા લઈ ગયા અને એક વરસમા તેની તબિયત સુધારી આપી

એક ફૅશનેબલ સુવાળા ભાઈસાહેબ દરરોજ તાજા ફૂલ લાવી તે પથારી પર પાથરતા અને કાઠ સંસ્કૃત કાવ્યનાટકની નાયિકાની જેમ પોતાના દેહની આળપપાળ કરતા. ટિળકને આવી સુવાળપ માટે ઘૃણા હતી તેમણે તેની સેજ છેરણવેરણ કરી દીધી ને તેને અખાડાની દીક્ષા આપી.

આગ્ર કવિ સ્કાટ જેમ પોતાના વતનનુ 'Caledonia stern and wild' કરીને આવાહન કરે છે, તેવી જ રીતે મહારાષ્ટ્રની ભૂમિનુ ટિળક પોતાના આચરણ દ્વારા આવાહન કરતા હતા એમ દેખાય છે અને સાથે જ, સ્કૉટની કનિલ્વર્થ નામની જે નવલકથા તેમને પ્રથમ વર્ષના પાઠ્યપુસ્તક તરીકે વાંચવાની હતી, તેમા આવતા એક પાત્ર 'બ્લંટ'ના નામથી તેમને બધા ઓળખવા પણ લાગ્યા હતા

ડેક્કન કૉલેજમાં દાખલ થયા પછી ટિળકની અભ્યાસ કરવાની પદ્ધતિ પૂર્વવત્ ચાલુ રહી. ફેર પડયો હોય તો એ કે તેમાં સંજોગો પ્રમાણે

વિવિધતા પણ આવતી ગઈ. પરીક્ષામાં પાસ થવા માટે નિયત કરેલાં પુસ્તકોનો જેટલો પરિચય જોઈએ એટલો એ જરૂર કાળજીપૂર્વક કરી લેતા પણ તેથી પોતાના જ્ઞાનનું ક્ષેત્ર મર્યાદિત થવા દેતા નહીં એ જમાનામાં પણ પાઠ્યપુસ્તક કે વિષયના સંગીન જ્ઞાન કરતાં તે તે વિષયોની નોટ્સ આજના જેટલી નહીં તોય ઠીક ઠીક પ્રચાર પામવા માંડી હતી. નોટ્સને લીધે ભણતરમાં કશું જેમ કે જીવ આવતો નથી અને ગોખેલી વિદ્યાનું પરીક્ષા વખતે વમન કરવાનું જ કામ વિદ્યાર્થીને ભાગે આવે છે અને એક વાર પરીક્ષા પૂરી થઈ એટલે તે પહેલાના જેવો ખાલી થઈ જાય છે ટિળકને વિદ્યાનો રસ હતો એટલે તેઓ પોતાના નિયત વિષયોને અંગેનું વિસ્તૃત સાહિત્ય વાંચીને પોતાની સ્વતંત્ર નોંધો તૈયાર કરતા ઇંગ્લૅન્ડના ઇતિહાસના એલિઝાબેથ અને મેરીની કારકિર્દીવાળા સમયનો તેમને અભ્યાસ કરવાનો હતો તે માટે તેમણે બારીક મહત્ત્વના ગ્રંથો વાંચી તે પરથી પોતાની સ્વતંત્ર નોંધો તૈયાર કરેલી

મરાઠી વ્યાકરણની જેમ મરાઠી વૃત્તોની બાબતમાં પણ તેમણે સારી પેઠે મહેનત લીધી હતી, એમ જાણવા મળે છે મરાઠીના એક પંડિત-કવિ મોરોપંતના કાવ્યગ્રંથોના સંપાદક ને પ્રકાશક એ કવિના જ વંશજ • પરાડકર વરસો પછી મોરોપંતના એક કાવ્યગ્રંથ સારરામાયણમાંના કોઈ વૃત્તને અંગે એક વિશિષ્ટ ગ્રંથ ટિળકના ગ્રંથસંગ્રહમાં છે એમ જાણી તે લેવા માટે તેમની પાસે ગયેલા ટિળક કોઈ કામમાં રોકાયેલા હતા તેથી ગ્રંથ તો તે વખતે ન કાઢી આપી શકયા પણ પોતાને આનંદે બેઠા જેમ જ તેમણે પરાડકરને જોઈતી માહિતી આપી અને એમ પણ કહ્યું કે, "હું ડેક્કન કૉલેજમાં ભણતો હતો તે વખતે બધી જાતના વૃત્તોના લક્ષણો સાથેનું એક કોષ્ટક પેન્સિલથી એક કાગળ પર તૈયાર કરેલું, એ કાગળ પણ તમને શોધી આપીશ.'

ગણિત, સંસ્કૃત, ઇતિહાસ, ધર્મશાસ્ત્ર વગેરે સંસ્કારી કેળવણીના વિષયોનો તો તેમણે વ્યવસ્થિતપણે અભ્યાસ કર્યો જ, પણ નવા યુગમાં ગ્રંથના જ્ઞાનને પ્રયોગની કસોટી પર ચકાસી જોવાનો મહિમા તેઓ જોઈ ગયા હતા તેથી ખગોળશાસ્ત્રના પ્રાયોગિક અભ્યાસને માટે તે રાતે પ્રોફેસર છત્રે સાથે દૂરબીન વડે આકાશનું નિરીક્ષણ કરવા જતા શરીરની રચના ને તેની પ્રક્રિયા વિષેનાં પુસ્તકો પણ તેમણે વાંચેલા અને તેના પ્રત્યક્ષ જ્ઞાન માટે

બળદના હૃદય અને આંખો પોતાની ઓરડીમાં લઈ આવી તેની ચીરફાડ પણ તેમણે કરી જોયેલી

ટિળક ડેક્કન કૉલેજમાં ભણતા હતા તે વખતે ત્યાંના અધ્યાપકોમા પ્રો. છ[illegible] । તેઓ ગણિત અને [illegible], ગ્રહોના વેધ લેનાર [illegible]રના ડાધા સાથે વરસાદનો કંઈક સંબંધ જરૂર છે એવા મતલબનો એક નિબંધ તેમણે લખેલો. પૂર્વ અને પશ્ચિમ બન્ને તરફના ગણિતશાસ્ત્રનુ તેમનુ જ્ઞાન ઉચ્ચ કોટિનુ હતુ પ્રખર વિદ્વાન અને બુદ્ધિમાન છતાં તેમની રહેણી સાવ સાદી હતી વિદ્યાવ્યાસંગ અને સ્વભાવસૌજન્ય એ જ તેમના સર્વોપરી ગુણો ગણાવી શકાય મોટો માણસ હોય કે નાનુ બાળક હોય, બધા સાથે તે નિખાલસપણે, પ્રેમપૂર્વક ને સમાનતાની સપાટી પર વર્તતા, અને કોઈ પણ માણસ પ્રશ્ન પૂછવા આવે તો તેનો જવાબ આપવા સદાય તત્પર રહેતા તેથી વિદ્યાર્થીઓમા તેમને વિષે આદર અને પ્રેમ બન્ને હતાં તેમના ઘરનાં બારણાં વિદ્યાર્થીઓ માટે સદાય ખુલ્લાં રહેતા—કેવળ વિષયના સમજૂતી માટે નહીં પણ જમવા કરવા માટે પણ કેટલાક ગરીબ વિદ્યાર્થીઓને તેઓ ફી વગેરે માટે પૈસા પણ આપતા ટિળકના ગણિતના જ્ઞાન પર તેઓ આફરીન હતા. તેઓ જ્યારે મરણ પથારીએ પડ્યા હતા અને તેમના અનેક વિદ્યાર્થીઓ તેમની આસપાસ વીંટળાઈને બેઠા હતા ત્યારે કોઈએ સવાલ પૂછ્યો, નાના, તમે જશો એટલે તમારા ખગોળશાસ્ત્રનું શુ થશે? ત્યારે તેમણે ટિળક તરફ આંગળી ચીંધીને જણાવ્યુ કે, "એ જો ધારે તો ઘણું કરી શકશે"

બીજે વરસે પ્રથમ વર્ષની પરીક્ષા પસાર કર્યા પછી અંગ્રેજીના અભ્યાસ માટે ટિળક એક ટર્મ મુંબઈની એલ્ફિન્સ્ટન કૉલેજમાં જઈને રહ્યા હતા ત્યાં અંગ્રેજી માટે જાણીતા પ્રો. વર્ડ્સ્વર્થ (આંગ્લ કવિ વર્ડ્સવર્થના પૌત્ર) અધ્યાપક હતા ગણિત માટે પ્રો. હથૉર્નવેટ કરીને અધ્યાપક હતા. વિદ્યાર્થી કોઈ અઘરો સવાલ પૂછે તો તેનો તરત ઉકેલ ન આપતાં તેઓ મોડે ભાગે વાયદો કરતા. એવી રીતે જ કોઈ પ્રસંગે તેમણે વાયદો કર્યા પછી રજાના સમયમા તેમને પૂછવામાં આવેલો અઘરો દાખલો ટિળકે પાટિયા પર કરી મૂક્યો રજા પછી સાહેબ એ જોઈને ચકિત થયા તે દાખલો કોણે કર્યો, તેની તપાસ કરતાં જાણવા મળ્યુ કે 'છત્રેના શિષ્ય' ટિળકે કર્યો છે તે

પછી કોઈ મુશ્કેલી વિદ્યાર્થીઓ તરફથી પૂછવામાં આવતાં તેઓ તેમને ટિળક પાસે રવાના કરતા

સંસ્કૃતમા કવિતા કરવાનુ કૉલેજમા પણ ટિળકે ચાલુ રાખેલુ તેમના વખતમાં પ્રો જિન્સીવાલે કરીને સંસ્કૃતના પ્રથમ ફેલો ને પછી અધ્યાપક હતા તેમણે ટિળકે રચેલા 'मातृविलाप' નામના કાવ્ય પર બહુ સારો અભિપ્રાય વ્યક્ત કરેલો તેમાના બે શ્લોકો નીચે આપ્યા છે

पितरौ प्रथम तत मृतौ, हननस्य श्रम एव भो विधे ।
तनय प्रथम कथ त्वया मम नीत प्रतिकूलचारिणा ॥
न भवान् भवनाद् बहिर्गतोऽनुमतिं प्राप्य कदापि नो मम ।
अधुना परिहाय मा कथम् सुत नापृच्छ्य दिव प्रयास्यसि ॥

પ્રો હૅથૉર્નવેટનુ ભણાવવાનુ એકદરે પસદ ન પડવાથી ટિળક ડેક્કન કૉલેજમા પાછા આવ્યા અને ત્યા ગણિતના વિષયની તૈયારી પોતાની મેળે કરી ૧૮૭૬મા બી એ ની પરીક્ષામા બેઠા ને ઓનર્સ સાથે પહેલા વર્ગમા પસાર થયા ૧૮૭૭મા તેઓ એ જ વિષય લઈને અમ એ ની પરીક્ષા માટે બેઠા, પણ તેમા નાપાસ થયા પછી અમ એ નો વિચાર પડતો મૂકીને તેઓ એલએલ બી તરફ વળ્યા અને ૧૮૭૯ના ડિસેમ્બર માસમા એલએલ બી ની પરીક્ષા આપી તેમાં ઉત્તીર્ણ થયા કાયદાનો અભ્યાસ તેમણે એવો સરસ ને મૂલગ્રાહી રીતે કરેલો કે આગળ જતા જ્યારે તેમાણે પોતાનો 'લા ક્લાસ' શરૂ કર્યો ત્યારે તેમા એક વાર સમુચિત ન્યાય (ઇક્વિટી) એ વિષય શીખવવામા એટલા તલ્લીન થઈ ગયેલા કે વર્ગમા પાછળ ત્યા રાનડે આવીને બેઠા તેની તેમને ખબર પણ નહીં પડેલી ટિળકની પોતાના વિષય પરની પ્રભુતા જોઈને રાનડે પ્રસન્ન થયા હતા એમ કહેવાય છે હિન્દુ ધર્મશાસ્ત્રનો પણ તેમણે સારો અભ્યાસ કરેલો

## ૫

# આગરકર સાથે દોસ્તી

ટિળક એલએલ બીનો અભ્યાસ કરવા માટે ડેક્કન કૉલેજમા રહેતા હતા તે વખતે ત્યા તેમની જ ઉમ્મરના શ્રી ગોપાળ ગણેશ આગરકર એમ એનો અભ્યાસ કરતા હતા તેમનો જન્મ પણ ૧૮૫૬મા સાતારા જિલ્લામા થયેલો ઘરની સ્થિતિ બહુ ગરીબાની હોવાથી તેમનુ પ્રાથમિક અને અંગ્રેજી ત્રીજા ધોરણ સુધીનુ શિક્ષણ તેમના મામાની સાથે કહ્રાડ ગામે થયેલુ મામા આગળ અભ્યાસ માટે પૂને ગયા ને આગરકરને મુનસફની કોર્ટમા માસિક રૂપિયા પાવના પગારથી નોકરી લેવી પડી પણ આગળ ભણવાની ઇચ્છા દુર્દમ્ય હોવાથી તેઓ પોતાના ઉપરી મુનસફ પાસેથી રા રૂપ્યાની મદદ લઈને આગળના અભ્યાસ માટે રત્નાગિરીમાં તેમના કાકા ડેપ્યુટી આસિસ્ટન્ટ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરના હોદ્દા પર હતા તેમની પાસે મદદની આશાએ ગયા કહ્રાડથી રત્નાગિરીનો લગભગ દોઢસો માઇલનો એ વિકટ પ્રવાસ બાર તેર વરસના કિશોર આગરકરે *પગપાળા જ કર્યો હશે પણ એ કાકાએ ભત્રીજામાં કશો રસ લેવાની ના* પાડી, એટલે જમવાના ‘વાર’ ગોઠવીને ને ભોજન આપનારા યજમાનોનુ વેતરુ કરીને તેમણે અભ્યાસ શરૂ કર્યો પણ એ પરિસ્થિતિથી તેઓ થોડા જ વખતમા કંટાળી ગયા અને રત્નાગિરી છોડી પાછા કહ્રાડ આવ્યા અને ત્યાના દવાખાનામાં તેમણે કમ્પાઉન્ડરની નોકરી લીધી. પણ ત્યાં મડદાં ચીરતી વખતે ફરજિયાત હાજર રહેવુ પડવાથી તેમને એટલી ચીતરી ચડતી કે તેમને એ કામ છોડી દેવુ પડયુ પછી તેમના એક મામા અકોલામાં રહેતા હતા તેમના બૈરીછોકરાને ત્યા પહોંચાડવા માટે તેમને અકોલા જવાનુ થયુ એટલે ત્યાંની હાઇસ્કૂલમા તેઓ દાખલ થયા, અને તેના આચાર્ય શ્રી વિષ્ણુ મોરેશ્વર મહાજનીની મદદ અને ઉત્તેજનથી તેમણે મૅટ્રિક સુધીનો અભ્યાસ પૂરો કરી ૧૮૭૫મા એ પરીક્ષા પસાર કરી

હવે આગળના અભ્યાસની અનુકૂળતા તો હતી જ નહીં એટલે તેમના મામા અને સગા તેમને ‘હવે ક્યાંક ધંધે વળગી જાઓ’ એવી સલાહ આપવા લાગ્યા પણ ‘હુ ડિગ્રી મેળવ્યા વિના રહેવાનો નથી’ એવો નિશ્ચય તેમણે જાહેર કર્યો આચાર્ય મહાજનીએ પોતાના સાથીઓ પાસેથી ફાળો ઉઘરાવી સાઠ રૂપિયા ભેગા કર્યા, ને એવી રીતે ત્રણેક મહિનાનુ એ

ભાડું લઈને આગરકર પૂને ગયા ને ત્યાંની ડેક્કન કૉલેજમાં દાખલ થયા છતાં તેમણે અકોલાના એક છાપા (व-हाड समाचार) સાથે ગોઠવણ કરેલી તે મુજબ તેમાં લેખ લખવા બદલ તેમને માસિક પાંચ રૂપિયા મળતા ડેક્કન કૉલેજમાં ત્રણ મહિના પછી તેમને એક જૂનિયર સ્કૉલરશિપ પણ મળી. પણ તેય પૂરતી ન હોવાથી તેમને બીજી અનેક માથા કૂટો કરવી પડતી કયારેક માત્ર એક પહેરણ પર તેમને કેટલોક વખત કાઢવો પડેલો વહેલી સવારે ઊઠી પહેરણ ધોઈ કાઢી મૂકવતા ને બપોરે તે પહેરી વર્ગમાં જતા વિદ્યાપ્રાપ્તિ માટે આગરકરે આવું ઘોર તપ આદરેલું, તેની તેમની તબિયત પર પણ માઠી અસર થઈ હોય એમ દેખાય છે પણ જ્ઞાનલાલસા, દૃઢસંકલ્પ, અને આત્મવિશ્વાસને જોરે તેમણે મહાવિદ્યાલયનો અભ્યાસક્રમ પ્રતિકૂળ પરિસ્થિતિનો સામનો કરી પાર પાડ્યો અને તેમાં પણ મોખરેનું સ્થાન હસ્તગત કર્યું આટઆટલી મુશ્કેલીનો સામનો અને વિટંબનાઓ સહન કરીને બી.એ.ની પદવી મેળવી હતી એટલે હવે કોઈ સારી નોકરી મેળવીને એશઆરામનું જીવન ગાળવા માટે પૂરતો અવકાશ હતો છતાં આગરકરનું લક્ષ્ય લોકસેવા હતું એમ સ્પષ્ટ દેખાય છે

એક વાર કોઈ મિત્રે તેમને તેમના મોટા મામાની હાજરીમાં "હવે તમે શું કરવાનું ઠરાવ્યું છે?" એવો પ્રશ્ન પૂછ્યો આગરકર કશો જવાબ આપે તે પહેલાં મામાએ જાતે જ ખુલાસો કર્યો કે, "સબજજની જગ્યા એને માટે યોગ્ય ગણાય ત્યાં એનો લખવા વાંચવાની હોંશ તૃપ્ત થઈ શકશે કૉલેજમાં પ્રોફેસર કે હાઈસ્કૂલનો હેડમાસ્તર થાય તો તેમાંય અવકાશ ખરો, પણ કેળવણીનું ખાતું જ આખું રોતલ તેનો ભાવ કોણ પૂછે?" એટલે આગરકરે હસતા હસતા કહ્યું કે, "કર્ણને બાજુએ મૂકી કૃપણના દાતૃત્વનું વર્ણન કરવા જેવી ભાઉ (મામા)ની આ વાત છે જેને પરિણામે સારા મુનસફ, સારા મામલતદાર કે સારા વકીલ નીપજવાની આશા, એ કેળવણીનું ખાતું જ જો રોતલ, તો વેરાન જમીનમાં શેરડી રોપવામાં શો વાંધો? કેળવણીનું ખાતું રોતલ નથી તેમાં જે ગેરવ્યવસ્થા પ્રવર્તી રહી છે તે દૂર કરીને આપણે તેને અનુકૂળ બનાવવાનું છે તેથી મારે તો શિક્ષક જ થવું છે અને તે દક્ષિણા લેવા માટે નહીં, પણ લોકોમાં સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ આવે ને પોતાની ઉન્નતિનો રસ્તો તેઓ દેખતા થાય એવી જાતનું શિક્ષણ તેમને આપવા માટે હું એ કામ કરવા માગું છું"

"આ તો બધું મનમાં ખાંડ ખાવા જેવું છે. જેની પાસે ન મળે દોઢિયું કે ન મળે સાબૂત દાંત, તે બજારમાં જઈ શું કરવાનો હતો?" એમ

ભાઉએ ટકોર કરીને વિદાય લીધી. ત્યારે આગરકરે પોતાના મિત્રને કહ્યુ કે, વખત આવ્યે કરી બતાવીશ. અને એ શબ્દો તેમના આત્મવિશ્વાસના પૂરેપૂરા દ્યોતક પુરવાર થયા

બી. એ ની પરીક્ષા તત્ત્વજ્ઞાન વિષય લઈને પસાર કર્યા પછી આગરકરને કૉલેજની ફેલોશિપ મળી, અને એમ.એ નો અભ્યાસ નિરાંતે કરવાની સગવડ થઇ એ જ વખતે ટિળક પણ એલએલ બી નો અભ્યાસ કરવા માટે ડેક્કન કૉલેજમાં આવીને રહેલા આ બાઉ કૉલેજમા ભણતા ત્યારે આ બેની ઓળખાણ થઇ જ હતી. પણ હવે બંને ગ્રેજ્યુએટ થયેલા હતા અને પહેલાની જેમ આગળ પાછળના વિદ્યાર્થી તરીકે નહીં પણ સમાન કક્ષાએ બંનેનુ એકત્ર આવવાનુ બન્યુ હતુ ટિળક અને આગરકર બેઉના વિ ાસ અને ઉછેરમા ભારે મો ો તફાવત હતો. ટિળકના પિતા એક શાસ્રી હતા અને સંસ્કૃત વિદ્યા ને પરંપરાના ઉપાસક હતા. અને એમના જીવનમા ગેઠ કહેવાય કે વિરોધનો તેમને સામનો નહીં કરવો પ ડ્યો જ્યારે આ ારકરને એ પરંપરાનો કશો લાભ મળ્યો દેખાતો નથી તેમને ભા ે ઘરબાર છોડીને વિદ્યાની ઉપાસના કરવાનુ આવેલુ શ.આતથી જ પરિસ્થિતિનો સામનો કરવાની ટેવ તેમને પ ડી આખાબોલા ને નીડર એટલા જ હતા. કૉલેજમા શીખવાના વિષયોમા તત્ત્વજ્ઞાનમા ભારતીય તત્ત્વજ્ઞાનને તો પ્રવેશ પણ તે કાળે નહીં મળેલો એટલે પ્લેટોથી માંડીને સ્પેન્સર અને મિલ સુધીના ગ્રંથોનુ તેમનુ અધ્યયન વિશેષ તેમાય બુદ્ધિપ્રામાણ્યવાદી (રૅશનલિઝ્મ) વિચારસરણીના તેઓ ખાસ ભક્ત અને હિમાયતી. તેમ છતાં આપણા દલિત દેશનો ઉદ્ધાર થવો જ જોઇએ અને તે માટે ભણેલા લોકોએ એશઆરામની જિંદગીનો વિચાર છોડી દઈને લોકોને જ્ઞાન આપવાનુ કામ ઉપાડવુ જોઇએ એ બાબતમા ટિળક અને આગરકર બન્નેની દષ્ટિ સરખી હતી. અને અનેક વાદવિવાદ ને ચર્ચાને પરિણામે એ સમાન ભૂમિકાના પાયા પર સાથે કામ કરવાનુ એમણે ઠરાવ્યુ અને એ મહાન કાર્ય પાછળ સ્વાર્થત્યાગપૂર્વક મચવાનો નિશ્ચય કર્યો

આગરકરે એમ. એ થતા જ પોતાની માતાને લખી દીધેલુ કે "બા, હુ હવે એમ. એ થયો, એટલે મને મારા પગારની નોકરી મળશે અને આપણા દળદરનો અ ત આવશે તથા આપણે સુખચેનમા રહીશુ એવા એવા મનોરથ તુ સેવતી હોઇશ. પણ એ બધા મનોરથો મનમાંથી કાઢી નાખજે હુ એવુ કશુ કરવા માગતો નથી. પેટ પૂરતુ લઇને આપણા અજ્ઞાન દેશબાંધવોને જ્ઞાન આપવાનુ કામ ઉપાડવાનો મેં સંકલ્પ કર્યો છે "

# ૬

# રાષ્ટ્રીય શિક્ષક ત્રિપુટી

ટિળક આગરકર પોતાના દેશબાંધવોને ઓછે ખરચે અને પ્રચલિત કેળવણીથી વધારે સારી, સંગીન અને દેશના વિકાસને પોષક કેળવણી આપી શકાય તે માટે કોઈ શિક્ષણસંસ્થા કાઢવાનું વિચારવા લાગ્યા. વરાડ તે માટે જોઈતા નાણાં તરફ જો પ્રયત્ન કરવામાં આવે તો સહેજે મળી શકશે અને સંસ્થા પણ ત્યાં જ કાઢવામાં આવે તો સારુ, એમ સલાહ તેમના એક સહાધ્યાયી અને મિત્ર ખાનદેશવાળા શ્રી ઉપાસનીએ તેમને આપી, અને પોતે પણ એ કામમાં જોડાવાની તૈયારી બતાવી. એ યોજનાને અંગે સલાહ સૂચન લેવા માટે ટિળક અને આગરકર તે વખતના મહારાષ્ટ્રના સમાજજીવનના અધિષ્ઠાતા ન્યા. રાનડેને મળવા જતા. આવી જ એક મુલાકાત વખતનું ન્યા. ચંદાવરકર વર્ણન કરે છે. "આ બે જુવાનિયાઓની વાત સાંભળી તે ગયા પછી કોઈએ રાનડેને કહ્યું, 'આ લોકોને દુનિયાનો કશો અનુભવ નથી, પાસે કશું સાધન નથી, અને વાતો તો ભારે મોટી કરે છે. તેઓ સફળ થશે શી રીતે? નકામા જાહેર કાર્યની વગોવણી માત્ર કરશે.' ત્યારે રાનડેએ કહેલું કે, 'અત્યાર સુધીની પેઢીઓ માત્ર નવરાશના વખતમાં જાહેર કાર્ય કરતી આવી છે. આ જુવાનિયાઓ પોતાનું સમગ્ર જીવન તેને અર્પણ કરવા તૈયાર થયા છે. ધારો કે તેઓ યશસ્વી ન થયા તો તેમની ભૂલો પણ પછીના લોકોને માટે માર્ગદર્શક નીવડશે.'"

એટલામાં વાસુદેવ બળવંત ફડકેના બળવા સાથે રાનડેનો કંઈક સંબંધ છે એવી સરકારને શંકા જતાં તેમની તેણે એકાએક પૂનાથી ધૂળિયા બદલી કરી. તેથી ટિળક આગરકરની રાનડે સાથેની સલાહ મસલત બંધ થઈ. એ જ અરસામાં પોતાના સાપ્તાહિક નિબંધમાળાને કારણે આખા મહારાષ્ટ્રમાં ખ્યાતિ પામેલા વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર સરકારી નોકરી છોડી દઈને સ્વતંત્ર શાળા કાઢવાનો વિચાર કરી રહ્યા છે એવું ટિળક આગરકરને જાણ થતાં તેઓ વિષ્ણુશાસ્ત્રીને મળવા ગયા. અને તેમની સાથે સારી પેઠે ચર્ચાઓ થયા પછી ૧ જાનેવારી ૧૮૮૦થી સ્વતંત્ર શાળા કાઢવાનું નક્કી થયું. આગરકરે એમ. એ.ની પરીક્ષા આપ્યા પછી તેમાં જોડાવાનું વચન આપ્યું. ટિળકને

તેમના કાકા વકીલાત કરવાનો કે મુનસફની નોકરી લેવાનો પુષ્કળ આગ્રહ કરતા હતા; અને શારંગપાણિ જેવા મિત્ર મારફતે તેમનું મન વાળવાનો પણ તેમણે પ્રયત્ન કરેલો. પણ તેમાં તે ફાવ્યા નહીં અને ટિળકે નિશાળની શરૂઆતથી જ તેમાં જોડાવાનું કબૂલ કર્યું.

વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકર અર્વાચીન મરાઠી સાહિત્યના એક ઓજસ્વી અને સિદ્ધહસ્ત લેખક તથા પ્રભાવી વિવેચક તરીકે આ અગાઉ સારી નામના મેળવી ચૂકયા હતા. તેમનો જન્મ ૧૮૫૦માં પૂનામાં થયેલો. તેમના પિતા કૃષ્ણશાસ્ત્રી ચિપળૂણકર સંસ્કૃતના પ્રખર વિદ્વાન હતા. સંસ્કૃતનું અધ્યયન પૂરું કર્યા પછી તેમણે અંગ્રેજીનો અભ્યાસ કરી તેમાં પ્રાવીણ્ય સંપાદન કર્યું. અને મરાઠીમાં પણ ગદ્યપદ્ય લખાણ કરી નામના પ્રાપ્ત કરી તેઓ કેટલાંય વરસ દક્ષિણા પ્રાઇઝ કમિટીના રિવાઇઝર હતા. તેથી તેમને ત્યાં અનેક નવીન મરાઠી ગ્રંથો તપાસવા માટે આવતા. એટલે વિષ્ણુશાસ્ત્રીને બાળપણથી જ સાહિત્યના અને લેખક થવાના સંસ્કાર મળી ગયેલા. વિષ્ણુશાસ્ત્રી ૧૬મે વરસે ૧૮૬૫માં મૅટ્રિક પસાર થયા. પણ કૉલેજમાં એમની અભ્યાસની વિચિત્ર પદ્ધતિને લીધે તેમ જ ગણિતમાં બુદ્ધિ ન ચાલી તેથી બી. એ. થવા માટે લગભગ છ વરસ તેમને આપવાં પડયાં. ૧૮૭૨માં તેમણે એ પરીક્ષા પસાર કરી. તે કાળ દરમ્યાન ત્યાંના ગ્રંથાલયનો તેમણે બહુ જ સારો ઉપયોગ કર્યો બી. એ. થયા પછી પૂના હાઇસ્કૂલમાં શિક્ષક તરીકે જોડાયા. કૉલેજમાં હતા ત્યારથી જ તેમણે લેખનની શરૂઆત કરેલી ને ૧૮૭૧ થી પિતા જે માસિક શાલાપત્રક ચલાવતા હતા તેનું આખું કામ વિષ્ણુશાસ્ત્રી કરતા થઈ ગયા હતા. તેમાં મરાઠી કવિતાને વિષે લખતાં તે કવિતાના નિંદક એવા મિશનરીઓની કડક ટીકા કરવામાં આવ્યાથી સરકારે તે બંધ કરી દીધું. ૧૮૭૪માં વિષ્ણુશાસ્ત્રીએ સ્વભાષા, સ્વદેશ તથા સ્વસંસ્કૃતિની સેવા માટે નિબંધમાલા નામની માસિક પત્રિકા શરૂ કરી તેનું બધું લખાણ તે જાતે જ કરતા. મૅકૉલે, મૉરિસ, મિલ વગેરે પશ્ચિમના ગ્રંથકારો, હિન્દમાં કામ કરતા મિશનરીઓ તથા તેમની વિચારસરણીથી પ્રભાવિત થઈને સુધારા તરફ વળેલા આપણા 'સ્વાભિમાનશૂન્ય' લોકો તેમ જ સરકાર પર તેમણે સપાટા લગાવવાનું શરૂ કર્યું. નોકરીની ગુલામી તેમને કઠતી હતી જ અને તેમાં હેડ માસ્તર કુર્ટે સાથે ન ફાવવાને લીધે પોતાનું કાર્યક્ષેત્ર પૂના છોડી બદલીને પરિણામે રત્નાગિરી જવાનો વારો આવ્યો તેથી તેમને સરકારી નોકરીની એ બેડી વળી વધુ કઠવા લાગી.

પણ પોતાના પિતાની લાગણીનો વિચાર કરી તેઓ ગ્નાગિરી ગયા. પણ ત્યાં ગયા પછી થોડા જ સમયમાં (૨૦મે ૧૮૭૮) તેમના પિતાનુ અવસાન થયુ એટલે તેઓ સરકારી નોકરીમાંથી મુક્ત થઈ સ્વતંત્ર શાળા કાઢવાનો વિચાર કરવા લાગ્યા છ મહિનાની રજા પર ઊતરીને તે પૂને આવ્યા ને ત્યાંથી જ તેમણ રાજીનામુ મોકલાવી દીધુ, અને સંકલ્પિત શાળા બાબત યોજનાઓ ઘડવામા તે પડી ગયા. એ જ વખતે, આગળ કહેવામા આવ્યુ છે તેમ, ટિળક અને આગરકર તેમને મળવા ગયા ને શાળા કાઢવાનુ નક્કી કરવામા આવ્યુ

નોકરીના રાજીનામાનો અમલ ૧ ઑક્ટોબર ૧૮૮૦ થી થવાનો હતો. એટલે વિષ્ણુશાસ્ત્રી પોતાના ભાઈને તે બાબત તથા નવી શાળા કાઢવા બાબત લખે છે· "ઑક્ટોબરની એ યાદગાર પહેલી તારીખ નજીક આવી રહી છે એ દિવસે મારી બેડીઓ ફગાવી દેવાનો આનંદ હુ માણીશ આગરકર (એમ એ માટે તૈયારી કરી રહ્યા છે), ટિળક (એલએલ બી ની પરીક્ષા આપવાના છે), ભાગવત અને કરંદીકર (બી.એ ની પરીક્ષા આપવાના છે)— આ સૌએ શાળાના કામમા મારી સાથે જોડાવાની તૈયારી બતાવી છે તેઓ પોતે થઈને આમ કહેવા મારી પાસે આવેલા અમે અમારા ઝંડા ફરકાવવા માટે ૧લી જાનેવારી મુકરર કરી છે આવો તોપમારો હાઇસ્કૂલને જોતજોતામા રગદોળી દેશે એમા શંકા નથી "

## ૭

# ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ

વિષ્ણુશાસ્ત્રી, ટિળક અને આગરકરે નવી સ્વતંત્ર શાળા કાઢવાનું નક્કી કર્યું ત્યારે એની પાછળ એ ભાવના તો નક્કી હતી જ કે, આપણા લોકોને પોસાય એ ઢબે નવી કેળવણી તેમને આપવી, માતૃભાષા મારફતે તે આપવી, આપણા દેશની સ્થિતિથી તેમને વાકેફ કરવા, આપણી સંસ્કૃતિનું ભાન તેમને કરાવવું ને સાહેબી રીતરિવાજ, સાહેબી પહેરવેશ, એ ની પ્રતિષ્ઠા તોડી નાખવી, આપણી જૂની વિદ્યા, સંસ્કૃતિ, પરંપરા, ધર્મ, ઇ નું જે અપમાન થઇ રહ્યું છે તેમાંથી તેને બચાવી તેને તેની યોગ્ય પ્રતિષ્ઠા મળે તેમ કરવું ત્રણેયના વિચારો આ બાબતમાં મળતા હોવા છતાં તેમના દરેકના ઘડતરને પરિણામે તેમાં ભેદો જરૂર હતા શાળા કાઢીને તેમાંથી પૈસા મેળવવાની વણિકવૃત્તિ કોઇનામાં ન હતી આ બધું સ્વતંત્રતાના વાતાવરણમાં જ થઇ શકે, અને સ્વતંત્રતાને પોષક પણ થઇ શકે, એવી ત્રણેયની નિષ્ઠા હતી. માત્ર એક શાળા ચલાવીને સંતોષ માનવાની અલ્પવૃત્તિ પણ તેમનામાં ન હતી આખા મહારાષ્ટ્રમાં એવી શાળાઓની જાળ તેઓ પાથરવા માગતા હતા. અને તે માટે આવશ્યક શિક્ષકો તૈયાર કરવા માટે શરૂઆતથી જ કૉલેજ કાઢવી જોઇએ એમ ટિળક આગરકર કહેતા પણ એ એકદમ ભારે મોટો કૂદકો ગણાય, એમ વિષ્ણુશાસ્ત્રીના કહેવાથી, શાળા જ કાઢવાનું નક્કી થયું

અહીં વિષ્ણુશાસ્ત્રી નવી કેળવણી પામેલા લોકો પાસેથી કઇ જાતની અપેક્ષા રાખતા હતા તે તેમણે નિબંધમાળામાં લખેલા જૉનસનના ચરિત્રમાં પ્રસંગવશાત્ કહ્યું છે તે જોવા જેવું છે

"જૉનસનના ચરિત્રમાંથી આપણી નવી પેઢીએ શીખવાનું છે તે એ કે સતત ઉદ્યમપરાયણ બનવું તેણે જેમ પોતાના દેશબાંધવોની સેવા કરી તેમ આપણે પણ કરવી જોઇએ હાલ યુનિવર્સિટીનો અભ્યાસક્રમ પૂરો કરી, પદવી લઇને બહાર પડ્યા એટલે વિદ્યાની હદ આવી ગઇ, એવી આપણા જુવાનોની જે માન્યતા છે તે તેમણે ખંખેરી નાખવી જોઇએ વિદ્યાની બાબતમાં જે કાંઇ પેલી પારનો છે એમ તેમને લાગે છે, તે વસ્તુત આ કાંઠો જ છે

તેવી જ રીતે જ્યાં કર્તવ્યની સમાપ્તિ થયેલી તેમને લાગે છે, ત્યાં જ ખરું જોતાં તેની કેવળ શરૂઆત છે એમ તેમણે સમજવું જોઇએ....યુનિવર્સિટી સ્થાપન થયે વીસ વર્ષ થઇ ગયાં, અને તે અગાઉ પણ અંગ્રેજી વિદ્યાનો પ્રસાર આપણે ત્યાં શરૂ થયો હતો. આટલા કાળમાં લોકસુધારણાને કેટલી મદદ થવી જોઇતી હતી? જુવાનોને વાંચવા માટે જાતજાતનાં મનોરંજક પુસ્તકો, બહુશ્રુત લોકોને ઉપયોગી થાય તેવા જાતજાતની માહિતીના આકર ગ્રંથો, વિદ્યાર્થીઓને માટે જુદા જુદા દેશના સંક્ષિપ્ત ઇતિહાસો, જુદાં જુદાં શાસ્ત્રો પર સુબોધ ગ્રંથો, આપણી જૂની કવિતા ને ઇતિહાસના સંગ્રહો તૈયાર કરવા, આખી દુનિયામાં આદરણીય ગણાતી ગીર્વાણ ભાષામાં કેવો જ્ઞાનભંડાર પડેલો છે તેની તેમ જ લગભગ તેના જેવી જ જે ફારસી ભાષા તેમાં શી શી રોચક સામગ્રી પડેલી છે તેની શોધ કરવી, હિન્દુસ્તાની, ગુજરાતી વગેરે ભાષાઓનો મરાઠી સાથે કેટલો સંબંધ છે, વ્યાકરણની દૃષ્ટિથી તેમનામાં કેટલી સમાનતા છે એ બતાવવું — આ બધી બાબતો તરફ આપણા ભણેલા લોકોએ ધ્યાન આપ્યું હોત તો આજે કેટલો બધો ફેર પડયો હોત? તે જ પ્રમાણે આપણી ખેતી તરફ તેમ જ આપણા વેપાર તથા હુન્નર ઉદ્યોગ તરફ જો કોઇએ ધ્યાન આપ્યું હોત, પોતે પ્રાપ્ત કરેલી અંગ્રેજી વિદ્યાનો લાભ લોકોને તેમની ભાષા દ્વારા આપ્યો હોત, અને સાંસારિક બાબતોની પણ માહિતી તેમને આપી હોત, તો એ બધા નિષ્ણાતોને માટે કેટલું બધું શ્રેયસ્કર થાત!"

વિષ્ણુશાસ્ત્રી અંગ્રેજી વિદ્યામાં કેવી ભારે શક્તિ પડેલી છે તે વ્યક્ત કરવા માટે તેને 'વાઘણનું દૂધ' કહેતા. તેની પાછળ કેવી ભાવના હતી તે ઉપરના ફકરા પરથી સ્પષ્ટ થાય છે.

અંગ્રેજી ભણતર પામેલા લોકોએ જે કામ કરવાં જોઇતાં હતાં— અથવા કરવાં જોઇએ—એમ વિષ્ણુશાસ્ત્રી કહે છે, તે બાબતમાં તેમની સાથે ટિળક અને આગરકર પણ પૂરેપૂરા એકમત હતા. તેથી જ તે બધાના વિચારોને સચોટ રીતે વ્યક્ત કરનારો ફકરો લાંબો હોવા છતાં ઉપર આપવામાં આવ્યો છે.

વિષ્ણુશાસ્ત્રીએ નિબંધમાળામાં ૧૮૮૦ માં 'આપણા દેશની સ્થિતિ'ના મથાળાથી લખેલા લાંબા લેખમાં હિન્દુસ્તાનની અવનત દશાનું બહુ જ સચોટ વર્ણન કરીને પારતંત્ર્યને લીધે દેશના આખા જીવનની કેવી પાયમાલી થઇ છે તે બતાવ્યું. તેમનું આ વર્ણન રાષ્ટ્રીય મહાસભાની દોરવણીથી તે પછી

લગભગ પચાસ વરસ બાદ ૧૯૩૦ની ૨૬મી જાનેવારીને દિવસે દેશે જે પૂર્ણ સ્વાતંત્રની પ્રતિજ્ઞા લીધી, તેની સાથે સરખાવી શકાય તેવુ છે. વિષ્ણુશાસ્ત્રી કહે છે:

"અંગ્રેજોનાં પગલાનો આ ભૂમિને સ્પર્શ થયો તે અગાઉ જે રાષ્ટ્ર લક્ષ્મી, સરસ્વતી, અન્નપૂર્ણા, વીરશ્રી ઇત્યાદિથી સમૃદ્ધ હતું, ત્યા બધું ધૂળધાણી કરી દઈ સહરાનું રણ કરી મૂક્યુ,.. નવી વિદ્યાઓ અને કળાઓ તો દૂર રહી, પણ હજારો વરસથી જે અહીં પ્રચલિત હતી તે બિચારીઓ નિરાશ્રિત થઈને નષ્ટ થવાની તૈયારીમા છે—અને કેટલીક તો નષ્ટ થઈ ચૂકી છે

"અંગ્રેજોની ચાલાકીથી આપણું સ્વાતંત્ર્ય નષ્ટ થયુ, તેમના કાયદાને લીધે આપણે કંગાળ બની ગયા, પાદરી સાહેબની મારફતે આપણને ઈશુના વાડામાં લઈ જઈ પૂરવાના પ્રયત્નો લાબા વખતથી ચાલુ જ છે, મેંચેસ્ટર વગેરેનાં યંત્રોથી આપણા વાણિજ્યનો ભૂકો થયો છે

"સૌથી મોટી હાનિ તો એ થઈ છે કે, એથી આપણી માનસિક ઉન્નતિ સાવ નષ્ટ થઈ ગઈ છે. કારણ કરીને પરવશતા જેના હાડમા ઊતરી જાય છે તે માણસ ધીમે ધીમે સ્વમાન, લજ્જા, ધૈર્ય, ઇત્યાદિ સદ્ગુણોથી વંચિત થાય છે. આ પરમાવધિ હાલ આપણા દેશમા મોટે ભાગે સર્વત્ર દેખાવા લાગી છે"*

ન્યા. રાનડે અને તેમની પછી તેમના શિષ્યવર ગોખલેના વિનીત પક્ષની જે નિષ્ઠા હતી કે, હિન્દુસ્તાનમાં અંગ્રેજોનુ રાજ્ય સ્થાપન થયુ તેની પાછળ ઈશ્વરી પ્રેરણા છે અને તે હિન્દુસ્તાનના કલ્યાણ માટે છે, એનાથી આ મંડળની નિષ્ઠા તદ્દન ભિન્ન હતી. પરદેશી હકૂમત એક નિરાપવાદ અનિષ્ટ છે, તેમ જ સ્વાતંત્ર્ય વિના કોઈ પણ દેશનો ઉદ્ધાર થઈ ન શકે, એ બાબત વિષ્ણુશાસ્ત્રી, ટિળક તથા આગરકરનો એકમત હતો

---

*૧૯૩૦ મા દેશે લીધેલી સ્વાતંત્ર્યની પ્રતિજ્ઞાનો સાર તેના નીચેના ફકરામા આવી જાય છે

"હિન્દુસ્તાનમા બ્રિટિશ સરકારે હિન્દી પ્રજાનુ સ્વાતંત્ર્ય હરી લીધુ છે, એટલુ જ નહીં પણ દેશના કરોડો ગરીબોને ચૂસીને પોતાનુ રાજ્ય ચલાવ્યુ છે. અને દેશનું આર્થિક, રાજકીય, સાંસ્કૃતિક અને આધ્યાત્મિક સત્યાનાશ વાળ્યુ છે."

શાળાની વાત આપણે આગળ ચલાવીએ. ભાગવત, કરદીકર, ઉપાસની, જેઓએ આ સાહસમાં જોડાવાની તૈયારી બતાવી હતી, તે બધા એક કે બીજે કારણે શાળા શરૂ થતા પહેલા જ ખસી ગયા અને આગરકરને એમ એ ની પરીક્ષા આપવાની બાકી હતી તેથી શાળાની શરૂઆતમા તેના પુરસ્કર્તાઓ (પ્રમોટર્સ)માથી વિષ્ણુશાસ્ત્રી ચિપળુણકર અને ટિળક બે જ જણા હાજર હતા અલબત્ત, માધવરાવ નામજોશી, વાસુદેવશાસ્ત્રી ખરે અને નંદર્ગીકરશાસ્ત્રી, વગેરે પણ તેમની સાથે હતા તે પૈકી સંસ્થાની વહેવારની બાજુ તરફ સારી રીતે ધ્યાન દઈ શકે એવી પાત્રતા નામજોશીમા હતી અને તેમનુ નામ રાનડેએ આ મંડળને સૂચવ્યુ હતુ તેઓ ટિળક આગરકર કરતા ત્રણ વરસ મોટા હતા. તેઓ બે વખત મૅટ્રિકની પરીક્ષા માટે બેઠેલા, પણ બન્ને વખતે ઉત્તીર્ણ વિદ્યાર્થીઓમા તેમનુ નામ આવ્યુ નહીં પણ થોડાક વરસ પછી પરીક્ષકે તપાસેલાં તેમના મૅટ્રિકનાં પેપર વાણિયાને ત્યાથી તેમના હાથમા આવ્યા તે પરથી ફરિયાદ કરતા તેમનુ નામ ૧૮૭૫મા મૅટ્રિક પાસ તરીકે જાહેર કરવામા આવ્યુ! આટલો બધો સમય ગયા પછી આગળનો અભ્યાસ તેઓ ન કરી શકયા હોય એ દેખીતુ છે વાસુદેવશાસ્ત્રી ખરે એ વખતે काव्येतिहास संग्रह નુ સંપાદન કરતા હતા, ને પાછળથી તેમણે કવિ, નાટકકાર અને ઇતિહાસ-સંશોધક તરીકે સારી નામના મેળવી નંદર્ગીકરશાસ્ત્રી સંસ્કૃતના સારા વિદ્વાન હતા

શાળાનુ ઉદ્ઘાટન થયુ તેને આગલે દિવસે આ લોકોને સ્વાભાવિકપણે જ ખૂબ મહેનત પડેલી શાળાના વર્ગોના ઓરડા લીંપવાનુ કામ ટિળક અને નામજોશીએ રાત્રે જાગીને કરેલુ, ને તે કામ પૂરુ થતા ત્યા જ વર્ગના પાટિયાં પાથરીને તેઓ તે પર સૂઈ ગયેલા.

નક્કી થયા પ્રમાણે ૧ જાનેવારી ૧૮૮૦ને રોજ શાળાનુ ઉદ્ઘાટન થયુ તે દિવસે ૧૯ વિદ્યાર્થીઓ હાજર અને ૧૫૦ નામ પત્રક પર નોંધાયેલા હતા શાળાનુ કામ શરૂ થયા બાદ વિદ્યાર્થીઓની સંખ્યા ઝપાટાભેર વધતી ગઈ ને મે માસની રજા પડી ત્યારે એ સંખ્યા ૩૩૬ સુધી પહોંચી ગઈ હતી સરકારી હાઇસ્કૂલની સંખ્યા પર એની શી અસર થઈ તે જણાવતા તેના ઍક્ટિંગ હેડમાસ્તર શ્રી વામન આબાજી મોડકે પોતાના હેવાલમાં એમ જણાવ્યુ કે, "અહીં કેટલાક રખડુ અને લેભાગુ જુવાનિયાઓએ એક નવી ખાનગી શાળા કાઢી છે તેને લીધે આપણી શાળાની વિદ્યાર્થી સંખ્યા હાલ તુરત થોડી ઘટી છે ખરી, પણ આવી શાળાઓની સ્થિતિ

સિપાઈના ટોપ જેવી શુન્ની હોય છે, એટલે આપણી શાળાની સંખ્યા, કાયમની ઘટી જવાની ઝાઝી ધાસ્તી નથી" પણ શ્રી મોડકના એ ઉદ્ગાર એમના મોઢામાં જ રહ્યા ને આ નવી શાળાની પ્રગતિ કૂદકે ને ભૂસકે થવા લાગી

શાળાનુ પહેલુ સત્ર પૂરુ થયુ તે દિવસે વિષ્ણુશાસ્ત્રીએ ભારે સંતોષની લાગણીથી નિવેદન કર્યું કે,

"શાળા કાઢવાનો મેં પ્રથમ વિચાર કર્યો તેને પંદર મહિના થયા, અને આજે ધાર્યા કરતાં પણ વધારે સારી રીતે એ યોજનાને પાર પડેલી જોઈને મને આનદ થાય છે જેને સરકારી નિધિનો આશ્રય છે, અનેક દેશી વિદેશી સમર્થ નવાબ્કોને લીધે જેને પ્રતિષ્ઠા મળી ચૂકેલી છે અને લોકોના મનમા જેને વિષે એક જાતનો અનુકૂળ પૂર્વગ્રહ છે, એવી સરકારી સંસ્થા પણ, અમારા સાંભળવા મુજબ પડખે જ નવી જન્મેલી આપણી સંસ્થાને લીધે અસ્વસ્થ બની છે એની પાછળ શુ રહસ્ય છે તે કાળનો પ્રવાહ કઇ દિશામા છે તે પિછાણનાર સહેજે જોઈ શકશે'

શાળાના વાતાવરણને અંગે બોલતા તેમણે કહ્યુ કે,

"આપણી નિશાળનો શિક્ષક હેડમાસ્તરના કલાકે કલાકે થતા ફેરાના ડરથી મુક્ત છે, સરકારી નિરીક્ષકની વાર્ષિક મુલાકાતનો હાઉ તેને ડરાવતો નથી, દરેક નવા ઉપરીની લહેર પ્રમાણે નતત પરિવર્તન પામતો શિષ્ટાચાર તેને પાળવાની જરૂર નથી, એક યંત્ર તરીકે નહીં પણ સ્વતત્ર વ્યક્તિ તરીકે તે અહીં કામ કરી શકે છે વિદ્યાર્થીઓને શિસ્તને નામે દબાવી દેવામા નથી આવતા, તેમના જુવાન ઉત્સાહને અવિનય સમજી ધુત્કારવામા નથી આવતો, તેમની જિજ્ઞાસાને સંતોષવાને શિક્ષક તરફથી પૂરતો પ્રયત્ન કરવામા આવે છે, અને શિક્ષકને પ્રશ્નો પૂછવાની તેમને પૂરતી છૂટ હોય છે"

આ જ સાલના ઓગસ્ટ મહિનામા બીજા એક વિદ્વાન ને મહેનતુ શિક્ષક શ્રી વામન શિવરામ આપટે શાળામા જોડાયા. તે એમ. એ થયા હતા અને કૉલેજના દિવસોથી જ તેમની સારી ખ્યાતિ હતી. તેમને માટે શાળામા સુપરિન્ટેન્ડેન્ટની ખાસ નવી જગ્યા ઊભી કરવામા આવી. શ્રી આપટે કડક શિસ્તવાળા હોઈ તેમનુ કામ બહુ જ ચોક્કસ અને પદ્ધતિસરનુ હતુ તેમનુ નામ વિદ્યાની દુનિયામા તેમના સંસ્કૃત-અગ્રેજી તથા અગ્રેજી-સંસ્કૃત એ બે કોશ, મે ગાઇડ ટુ સસ્કૃત કોમ્પઝિશન, ઇત્યાદિ પુસ્તકો

વડે સારી પેઠે જાણીતુ છે શાળાની પ્રગતિ ઝપાટાભેર થઇ તેનુ ઘણું શ્રેય આપટેને આપવામાં આવે છે

શાળામાં ટિળક ગણિત, સંસ્કૃત તથા વિજ્ઞાન અને કયારેક અંગ્રેજી ભણાવતા. તેમની મોટામા મોટી મુશ્કેલી હતી વિદ્યાર્થીની ગ્રહણશક્તિને માફક આવે એવી રીતે ભણાવવાની આ બાબતમાં આગરકર અને ખાસ કરીને આપટે તેમનાથી ચડી જતા બીજા શિક્ષકોની જેમ ટિળક વિદ્યાર્થીઓનો અનુનય કદી કરી શકતા નહીં તેઓ જે પાઠ ભણાવવાનો હોય તે છોડીને વિષયાંતર કરી પ્રચલિત પ્રશ્નો અંગે વાતચીતમા કદી પડતા નહીં વિદ્યાર્થીઓ પણ તેમને એવી રીતે ખેંચી શકતા નહીં તેમ છતા તેમને વિષે વિદ્યાર્થીઓમા ભારે આદર હતો.

પાછળથી કૉલેજમા અધ્યાપક તરીકે તેઓ ગણિત અને સંસ્કૃત તથા કયારેક વિજ્ઞાન પણ શીખવતા અહીં તેઓ શાળા કરતા વધારે સફળ હતા તેમ છતા સામાન્ય કોટિના વિદ્યાર્થીઓ માટે તે સુગમ ન હતા ભર્તૃહરિના શતકો, મેઘદૂત વગેરે ભણાવવામા તેઓ તલ્લીન થઇ જતા

જાહેર ભાષણ કે લેખન માટે તેમને ઝાઝો ઉત્સાહ એ વખતે હોય એમ દેખાતુ નહોતુ

શાળામા જોડાયેલા શિક્ષકોમાથી ઘણા તો પોતાના વિષયમા એટલા નિષ્ણાત હતા કે પાછળથી જયાર ફર્ગ્યુસન કૉલેજ શરૂ થઇ ત્યારે તેમા પણ અધ્યાપક તરીકે કામ કરતા થયા હતા શાળાના વિદ્યાર્થીઓની સખ્યા પણ ઉત્તરોત્તર વધતી જ ગઇ ને પાચમે વરસે તે ચાર આકડા સુધી જઇ પહોંચી હતી શાળાનુ મૅટ્રિકનુ પરિણામ પહેલે વરસે ૭૫ ટકા જેટલુ આવ્યુ (૧૬માથી ૧૨ વિદ્યાર્થીઓ પાસ થયા ને એકને સંસ્કૃતની જગન્નાથ શકરશેટ શિષ્યવૃત્તિ મળી) બીજે વરસે તે ૮૯ ટકા જેટલુ આવ્યુ, ત્યારે ગવર્નરના અગત મંત્રીએ કાગળ લખીને શાળાના સંચાલકોને અભિનંદન આપ્યુ જગન્નાથ શંકરશેટ સ્કૉલરશિપ તો જાણે શાળાનો ઇજારો જ બની ગઇ હતી આવી રીતે શાળાની પ્રગતિ સાથે તેની ખ્યાતિ પણ મહારાષ્ટ્રભરમા ફેલાતી હતી

અનેક વિદ્વાન અને પ્રસિદ્ધ વ્યક્તિઓ શાળાની મુલાકાત માટે આવવા લાગી એવી રીતે ૧૮૮૨ના ઑગસ્ટમા પાછળથી મુબઇ હાઇકોર્ટના ન્યાયાધીશ બનેલા શ્રી તેલગ ટિળક સાથે શાળા જોવા આવેલા અને અમે આગળ ઉપર કૉલેજ પણ કાઢવા માગીએ છીએ, એમ ટિળકે તેમને કહ્યું, ત્યારે

શાળાનું આખું વાતાવરણ જોઈને તેમણે કહેલું કે, "મને પણ તમારી સાથે મળીને અહીં કામ કરવાનું મન થાય છે, બે ચાર વરસ પછી હું તેમ કરી શકીશ." પ્રો. વર્ડ્સ્વર્થે પોતાના અભિપ્રાયમાં જણાવ્યું, "શાળાએ જે સફળતા મેળવી છે તે જોઈ મને સાચે જ નવાઈ થાય છે. ભણેલા લોકો સરકારી નોકરીની અપેક્ષા ન રાખતા, બધી જાતના વ્યવસાયોમાં સ્વાવલંબનને જોરે ઊંચું સ્થાન અને કીર્તિ પ્રાપ્ત કરે, એના જેવી બીજી ઉદાત્ત ભાવના કઈ હોઈ શકે? હિંદના ભાવિ ઇતિહાસ પર આવી ભાવનાનું કાયમી પરિણામ થયા વિના નહીં રહે."

હિંદુસ્તાન સરકાર તરફથી ૧૮૮૨માં નિમાયેલા એજ્યુકેશન કમિશનના પ્રમુખ સર વિલિયમ હંટરે આ નવી કેળવણીની સંસ્થા વિષે નીચે મુજબ અભિપ્રાય વ્યક્ત કર્યો હતો. "આ શાળાની પ્રગતિ જોતાં હું એમ ચોક્કસ કહી શકું છું કે, આની તોલે આવે એવી બીજી એકે શાળા આખા હિંદુસ્તાનમાં મારા જોવામાં આવી નથી. સરકારની ગ્રાંટ જરા પણ લીધા વિના તે સરકારી હાઈસ્કૂલની બરોબરી તો શું, તેનાથી સરસાઈ પણ કરી શકે છે. બીજા દેશોની શાળાઓ જોડે સરખાવતાં પણ તેનો જ નંબર ઉપર આવે." આ ઉપરથી શાળાની પ્રગતિ કેવી ઝપાટાભેર થતી હતી અને તેને વિદ્વાનોની માન્યતા પણ મળતી હતી, તે જણાઈ આવે છે. શાળા સ્થાપવાની પાછળ તેના સંસ્થાપકોના મનમાં શો ઉદ્દેશ હતો તે હંટર કમિશન આગળ શાળા વતી શ્રી આપટેએ જે નિવેદન કર્યું તેમાં સ્પષ્ટ જણાવવામાં આવ્યો છે. "અવનત દશાએ પહોંચેલા દેશોનું ભૌતિક, નૈતિક અને આધ્યાત્મિક પુનરુજ્જીવન કરીને તેમને ધીમે ધીમે અને શાંતિપૂર્વક કરેલી ક્રાંતિઓને માર્ગે સૌથી આગળ વધેલાં રાષ્ટ્રોની હરોળમાં લાવવાનું કાર્ય, માનવી સંસ્કૃતિનાં જે સાધનો છે તેમાંના એક સાધન શિક્ષણ દ્વારા જ કરી શકાય છે, એ અમે બરાબર સમજીએ છીએ. અને તે બરાબર પાર પાડવું હોય તો એ કેળવણીનું કામ લોકોના પોતાના હાથમાં હોય એ જરૂરનું છે, અને તેથી જ સાર્વજનિક કેળવણીનું આ કામ અમે માથે લીધું છે."

૧૯૧૮માં ચિરોલ કેસ વખતે આપેલી પોતાના જીવનની ટૂંકી નોંધમાં શાળા અંગે ટિળકે પોતે લખ્યું હતું કે, "કેળવણીને લોકોના નિયંત્રણ હેઠળ લાવવાના ઉદ્દેશથી મુંબઈ ઇલાકામાં કાઢેલી એ પહેલી શાળા હતી. એ કેળવણીને જ આગળ જતાં રાષ્ટ્રીય શિક્ષણનું નામ મળ્યું."

## ૮

# केसरी અને मराठा

ન્યૂ ઇંગ્લિશ સ્કૂલની સ્થાપના પછી એક વરસની અંદર જ આ જુવાન શિક્ષકમંડળે લોક-કેળવણીના એક અંગ તરીકે એક મરાઠી અને એક અંગ્રેજી છાપું કાઢવાનું નક્કી કર્યું. વિષ્ણુશાસ્ત્રી સાત વરસથી निबंधमाला નામનું માસિક ચલાવતા હતા એ આપણે જોયું; અને સરકારી નોકરી છોડતી વખતે જ તેમણે છાપુ કાઢીને ઉત્સાહી માણસો દ્વારા તે ચલાવીને જનતાના હિત માટે જે કંઈ કરી શકાય તે કરવાનો નિશ્ચય કર્યો હતો. નામજોશી किरण નામનું એક છાપુ ચલાવતા હતા. આગરકરને પણ લખવાનો મહાવરો અને શોખ સારી પેઠે હતો. એટલે આ મંડળ છાપાં કાઢે ને ચલાવે એ તદ્દન સ્વાભાવિક હતુ. મરાઠી છાપા केसरीનુ સંપાદન કરવાનું કામ આગરકરને અને અંગ્રેજી છાપા मराठाનું સંપાદન કરવાનું ટિળકને સોંપવામાં આવ્યું. જોકે એ કાંઈ કામની કાયમી અને પૃથક્ વહેંચણી નહોતી ગણાતી. એટલે મંડળમાંથી જે કોઈને લખવાનુ સૂઝે કે ઇચ્છા થાય તે એ છાપાંમાં લખતા જ.

નવાં વર્તમાનપત્રો કાઢતી વખતે તેમનાં નામ બાબત ચર્ચા થઈ. ટિળકની સૂચનાથી મરાઠી છાપાનુ નામ केसरी રાખવામાં આવ્યુ; ને વિષ્ણુશાસ્ત્રીની સૂચનાથી અંગ્રેજી છાપાનું નામ मराठा રાખવામાં આવ્યુ. છાપાની જાહેરાત निबंधमाला ઉપરાંત મુંબઈના नेटिव ओपीनियन પત્રમાં વિષ્ણુશાસ્ત્રી, ટિળક, આગરકર, આપટે, નામજોષી તથા ગર્દેની સહીથી નીચે મુજબ આપવામાં આવી હતી:

"केसरी

स्थिति नो रे दध्या क्षणमपि मदान्धेक्षण सखे
गजश्रेणीनाथ ! त्वमिह जटिलाया वनभुवि ।
असौ कुम्भिभ्रान्त्या खरनखरविद्रावितमहा-
गुरुग्रावग्रामः स्वपिति गिरिगर्भे हरिपतिः ।

— जगन्नाथराय

"(મદથી અંધ થયેલા હે હાથીના જૂથના નાયક, તું આ નિબિડ અરણ્યભૂમિમાં એક ક્ષણ પણ રહીશ નહીં કારણ કે આ હાથીઓ છે એવા ભ્રમથી જેણે પોતાના તીક્ષ્ણ નખ વડે અતિ પ્રચંડ પથ્થરોનો ઢગલો ફોડી નાખ્યો છે તે સિંહોનો રાજા પર્વતની ગુફામાં સૂઈ રહ્યો છે)

"ઉપરના નામનું વર્તમાનપત્ર કેવળ મરાઠી ભાષામાં આવતા વર્ષ (૧૮૮૧)ના આરંભથી દર મંગળવારે કાઢવાનું નીચે સહી કરનારાઓએ નક્કી કર્યું છે આ પત્રમાં બીજા પત્રોની જેમ સમાચાર, રાજકીય ઘટનાઓ, વેપાર વિષયક માહિતી, ઇત્યાદિ વિષયો તો આવશે જ, પણ તે ઉપરાંત લોકસ્થિતિ વિષે નિબંધો, નવા ગ્રંથોની સમાલોચના, વગેરે વિષયોનો પણ તેમાં સમાવેશ કરવામાં આવશે તે જ પ્રમાણે વિલાયતમાં રાજકારણની જે ચર્ચા ચાલે છે, તે અહીંના લોકો સમજે એ જરૂરનું હોવાથી તેનો પણ સારાંશ રૂપે સંગ્રહ કરવાનો વિચાર છે આજ સુધી ઉપર જણાવેલા ત્રણ વિષયો, એટલે દેશસ્થિતિ, દેશી ભાષાના ગ્રંથો અને વિલાયતનું રાજકારણ, એ વિષે જેવું વિવેચન થવાની જરૂર છે, તેવું કોઈ પણ છાપામાં આવતું નથી એમ કહેવામાં વાંધો નથી તેથી આ મોટી ઊણપ દૂર કરવાનું અમે વિચાર્યું છે

"આ પત્રમાં કોઈ પણ વિષયનું જે વિવેચન કરવામાં આવશે, તે નિષ્પક્ષ બુદ્ધિથી અને અમને જે સાચું લાગે તેને અનુસરીને કરવાનો અમારો દૃઢ સંકલ્પ છે આજકાલ બાદશાહી અમલની શરૂઆતથી ખુશામત કરવાની પ્રથા ખૂબ વધી છે એમાં શંકા નથી. આ પદ્ધતિ તદ્દન નિંદ્ય હોઈ દેશના હિતને મારક છે, એ કોઈ પણ નિષ્પક્ષ માણસ કબૂલ કરશે મરાઠા પત્રના લેખો તેના નામને અનુરૂપ એવા જ આવશે વાર્ષિક લવાજમ અગાઉથી એક રૂપિયો, ટપાલ ખર્ચના એક રૂપિયો દસ આના જુદા."

કેસરીનો મુદ્રાલેખ બનેલો પંડિત જગન્નાથરાયનો અન્યોક્તિવાળો શ્લોક જાહેરાતમાં પણ આપેલો જોઈ તેના સ્થાપકોમાં કેવા જબરા આત્મવિશ્વાસ હતો તે સ્પષ્ટ જણાય છે તેની સાથે હિંદની પરકીય સરકારને તે પડકારરૂપ હતો—અને રહ્યો—તે પણ જોઈ શકાય છે કેસરીના પહેલા અંકમાં ટિળકના લખેલા 'વર્તમાનપત્રો' નામના લેખ પરથી વર્તમાનપત્ર કેવું હોય તે બાબત સંપાદકમંડળના શા વિચાર હતા તે સ્પષ્ટ થશે.

"વર્તમાનપત્રો મુખ્યત્વે બે રીતે ખૂબ ઉપયોગી થઇ શકે. એક, તેઓ જો પોતાનું કામ નિષ્પક્ષતાથી અને કોઇની શેહમાં તણાયા વિના બજાવે તો સરકારી અધિકારીઓ પર ભારે દાબ રહે. બીજો ઉપયોગ લોકસ્થિતિને લગતો છે. તે સ્થિતિ સુધારવા માટે તેના જેવું બીજું સાધન નથી. કઇ કઇ વસ્તુઓ લોકોને માટે હિતકારક છે ને કઇ કઇ નુકસાનકર્તા છે, જૂના રીતરિવાજોમાંથી નાખી દેવા જેવા કયા અને નવામાંથી ગ્રહણ કરવા જેવા કયા, ઇત્યાદિ વસ્તુઓનો છાપાંઓમાં ઊહાપોહ ચાલે તો કેટલો બધો લાભ થાય! પણ આ વિષયો તરફ આજ સુધી કોઇએ ભાગ્યે જ ધ્યાન આપ્યું કહી શકાય. વિલાયતનાં રાજકીય કારસ્થાનોની નકામી ચર્ચા કરવાની અને નવા ધર્મો સ્થાપન કરવાની ભાંજગડ પાછળ જ આજ સુધી આપણા લોકો મંડી રહ્યા. લોકોના વાસ્તવિક હક શા છે, તે મેળવવા માટે શું કરવું જોઇએ, લોકોની ઉપજીવિકા માટે હવે પછી શા માર્ગો લેવા જોઇએ, આજ સુધી લોકકલ્યાણની જે પ્રવૃત્તિઓ હાથ ધરવામાં આવી તેમનાં શાં વલે થઇ, તેમ જ તે શાથી થઇ, લોકોમાં કયા કયા ગુણ કેળવવા જોઇએ અને તે કેવી રીતે કેળવાય, ઇત્યાદિ વિષયો પર લખવા બેસીએ તો મોટા મોટા ગ્રંથો તૈયાર થાય; પણ આજ સુધીની આપણા આગેવાનોની પ્રવૃત્તિ કોઇ જુદી જ જાતની હતી, એમ જણાય છે. પાર્લામેન્ટ સભામાં દેશી લોકોને પ્રવેશ મળે તે માટે પ્રયત્ન કરવો, બધા ધર્મોનો સાર કાઢી નવો ધર્મ તૈયાર કરવો, જાતિભેદનો એક સપાટે અંત આણવો, શેરઅલ્લી (સટોડિયા) પાસે જઇ તેને નીતિશાસ્ત્રનો ઉપદેશ કરવો, આવાં આવાં ભારેખમ કામમાં પડવાથી આજ લગી આપણો ઘણો કીમતી વખત નકામો ગયો. તેથી ઉપરની ભૂલ સુધારવાનો પણ અમારો ઇરાદો છે.

"વર્તમાનપત્રોએ આજ લગી મોટે ભાગે જેમની ઉપેક્ષા કરી છે તે વિષયો કેળવણીખાતુ અને દેશી ભાષાઓનું સાહિત્ય છે. કેળવણી-ખાતાની સ્થિતિ દિવસે દિવસે કેવી વિચિત્ર થતી જાય છે, તે મોટે ભાગે સૌ કોઇ જાણે છે...તેથી આ બે વિષયોને અંગે પણ અમારા કેસરીમાં વારંવાર ગર્જના સંભળાવવામાં આવશે."

આ લેખમાં સંપાદકમંડળે કેસરી માટે નક્કી કરેલી નીતિનુ સારસર્વસ્વ આવી જાય છે એમ કહી શકાય. વિષ્ણુશાસ્ત્રી, આગરકર તેમ જ ટિળક ત્રણેની વિચારસરણીનો એક રીતે સમન્વય તેમાં આપણને જોવા મળે છે.

લેખ ઝીણવટપૂર્વક વાંચતાં તેનો એક પ્રથમ રાજકીય સુધારણા, પછી કેળવણી વિષયક સુધારણા ને પછી સામાજિક રીતરિવાજોમાં સુધારણા તરફ હોય એમ જોઈ શકાય છે. ટિળકે આગળ જતાં રાજકારણ પર સૌથી વધુ ભાર આપ્યો તેમાં તેમણે કશું અજુગતું કર્યું એમ કહી શકાય નહીં. બીજા સુધારાઓ પર વધુ ધ્યાન આપવા જતાં રાજકીય સુધારાનું કામ શિથિલ થાય એમ લાગવાથી તેમણે તે પર પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું હોવું જોઈએ. પણ તેની ચર્ચા આગળ કરવાની જ છે, એટલે અહીં એનો વિસ્તાર ન કરીએ.

જાહેરાતમાં જણાવ્યા મુજબ કેસરીનો પહેલો અંક ૧૮૮૧ના પહેલે, મંગળવારે, જાનેવારીની ૪થી તારીખે, બહાર પડયો. ન્યૂ ઇંગ્લિશ સ્કૂલની સ્થાપના વખતે જેમ ઉદ્ઘાટનને આગલે દિવસે ટિળકે રાત આખી જાગીને વર્ગોની જમીન લીંપેલી, તેવી જ રીતે છાપાંની શરૂઆત થઈ તે વખતે પણ છાપાં માટે જે છાપખાનું ખરીદ્યું હતુ તેનાં બીબાંનાં ખોખાં ટિળક પોતાના માથા પર મૂકી નવા મકાનમાં લઈ ગયા હતા, અને કેસરીનો પહેલો અંક છપાયા પછી વહેલી સવારે ગ્રાહકોને ઘેર જઈને તેઓ પહોંચાડી આવેલા! ગ્રાહક-સંખ્યા ત્રણ હજાર થઈ ત્યાં સુધી આ મંડળી ગ્રાહકોનાં સરનામાં હાથે લખતી. સંપાદકો માટે ખુરશીની જગ્યાએ જમીન પર પાથરેલો કાંબળો હતો ને તે પર બેસીને પથારીનો વીંટો કરી તેનું મેજ બનાવવામાં આવ્યું હતું. અને તેમ છતાં પૂરી પ્રસન્નતા અને ઉત્સાહની સાથે તેઓ પોતાનુ કામ કર્યે જતા હતા. ભર્તૃહરિએ કહ્યું છે તેમ, क्रियासिद्धिः सत्त्वे भवति महतां नोपकरणे ।

પહેલા વરસ દરમ્યાન વિષ્ણુશાસ્ત્રી, આગરકર અને ટિળકના જ લેખો મોટે ભાગે આવતા. સામાન્યપણે સાહિત્ય વિષયક લેખો વિષ્ણુશાસ્ત્રી લખતા; ઇતિહાસ, અર્થશાસ્ત્ર, અને સામાજિક વિષયો અંગે આગરકર લખતા; અને ધર્મશાસ્ત્ર અને કાયદા અંગેના લેખો ટિળક લખતા. પહેલે વરસે કેસરીની ગ્રાહકસંખ્યા ૧૮૦૦ હતી. એ વરસની આખરે કોલ્હાપુર પ્રકરણ અંગે લેખો શરૂ થયા ને લોકોમાં તેને અંગે કુતૂહલ વધ્યું. એ લેખોમાંથી કેસરી સામે બદનક્ષીનો દાવો શરૂ થયો; અને ટિળક તથા આગરકરને ચાર માસની સજા થઈ. તેને પરિણામે કેસરીની લોકપ્રિયતા વધી ને ગ્રાહકસંખ્યા એકદમ ૩,૫૦૦ પર ગઈ. ૧૮૮૫માં એ સંખ્યા ૪,૫૦૦ થઈ. આગળ જતાં ૧૯૦૫–

૧૯૦૬માં તે ૨૦,૦૦૦ પર અને ૧૯૧૯–૨૦ના અરસામાં ૩૫,૦૦૦ પર પહોંચી ગઈ હતી.

કેસરીની રીતિનીતિની બાબતમાં આ મંડળે અમૃત બાજાર પત્રિકાનો દાખલો પોતાની નજર સામે રાખ્યો હતો એમ જણાય છે. ૧૯૧૮માં પત્રિકાના સંસ્થાપક અને તંત્રી શિશિરકુમાર ઘોષની સંવત્સરીને દિવસે ભાષણ આપતાં ટિળકે કહ્યું કે, "અમે જ્યારે કેસરી પત્ર શરૂ કર્યું ત્યારે અમૃત બાજાર પત્રિકાનો દાખલો અમે અમારી નજર સામે રાખેલો, અને તેના તંત્રીનું અમે અનુકરણ કરતા. એ જમાનામાં પોતાની જાતને આર્થિક દૃષ્ટિથી નહીં તોય શારીરિક દૃષ્ટિથી સુરક્ષિત રાખી નોકરશાહીની ટીકા કેવી રીતે કરવી એ લોકોને શીખવવાનું હતું. એ કળાના એ જમાનામાં શિશિરબાબુએ બરાબર ખીલવી હતી."

ટિળક તો પાછળથી શિશિરબાબુને પોતાના ગુરુ માનવા લાગ્યા હતા.

મરાઠા પત્રનો પહેલો અંક ૨જી જાનેવારી ૧૮૮૧ને રોજ બહાર પડ્યો હતો. લોકો ને સરકાર વચ્ચે દુભાષિયાનું કામ કરવું, તેમ જ રાજ્યકર્તાઓને લોકોની પરિસ્થિતિ, ફરિયાદો ઇત્યાદિની માહિતી આપવી એ અમારું પ્રથમ કર્તવ્ય છે, વકીલાત કરવી એ અમારું બીજું કામ છે, એમ તેનો ઉદ્દેશ પહેલા અંકમાં જણાવવામાં આવેલો. તે ઉપરાંત, તેની એક ખાસિયત એ હતી કે, પ્રચલિત પ્રશ્નો અંગે દેશી તેમ જ વિલાયતનાં વૃત્તપત્રોમાંથી વીણી કાઢેલા ઉતારા તેમાં આપવામાં આવતા. કેસરીની ભાષા મરાઠી હોવાથી તેનું વિષય-પ્રતિપાદન સામાન્ય જનતાને ઉદ્દેશીને મોટે ભાગે થતું. જ્યારે મરાઠામાં વધારે અઘરા વિષયોની ચર્ચા શિક્ષિત વર્ગ અને રાજ્યકર્તાઓને ખ્યાલમાં રાખીને થતી. તેથી તે બીજા પ્રાન્તોમાં આદરપાત્ર થયું તોય કેસરીના જેટલું લોકપ્રિય કદી થયું નહીં. બલ્કે, કેસરી ઉપર તે બોજારૂપ જ રહ્યું હોય એમ દેખાય છે.

ન્યૂ ઇંગ્લિશ સ્કૂલના મંડળે આ બે છાપાં શરૂ કર્યાં, તે જ વખતે આ કોઈ કેવળ પંતૂજીઓ નથી, પણ દેશાભિમાની, સમાજાભિમાની એવા ઉદ્યમપરાયણ દેશસેવકો છે, એવી તેમની શાખ જોતજોતામાં બંધાઈ ગઈ. તેની સાથે જ તેમના આપેલા સમાચાર સાચા અને પ્રમાણભૂત હોવા બાબત લોકોમાં અનુકૂળ ગ્રહ બંધાઈ ગયો.

૯

# કોલ્હાપુરનું પ્રકરણ અને પહેલી જેલયાત્રા

દેશી રાજ્યો પ્રત્યે એ જમાનામાં લોકોમાં ખૂબ સહાનુભૂતિ હતી. વડોદરાના અધિપતિ મલ્હારરાવને જ્યારે પદભ્રષ્ટ કરવામાં આવેલા, ત્યારે પૂનાની સાર્વજનિક સભાએ તેમને માટે ફાળો ઉઘરાવી મદદ કરેલી. તેવી જ રીતે આ નવું મંડળ પણ દેશી રાજ્યો માટે ખાસ લાગણી ધરાવતું હતું. અને તેથી જ વડોદરા, કોલ્હાપુર, વગેરે ઠેકાણે ત્યાંના અધિપતિઓ પર બ્રિટિશ સરકાર તરફથી થતા જુલમોને અંગે તેઓ કેસરી અને મરાઠામાં સમાચાર આપતા તેમ જ સતત લેખો લખતા.

મલ્હારરાવના પદભ્રષ્ટ થયા પછી ગાદીએ આવેલા દત્તક સયાજીરાવ સગીર વયના હોવાથી બધો કારભાર રાજ્યના દીવાન સર ટી. માધવરાવના હાથમાં હતો. તેમણે પોતાની બઢતી ખાતર વડોદરાની રાજ્યપદ્ધતિની નવી ઘટનામાં અને 'કૉન્ટિન્જન્ટ' (તેનાતી) ફોજની બાબતમાં ભળતી જ કબૂલાતો રાજ વતી સરકારને લખી આપી રાજ્યનું કાયમનું નુકસાન કર્યું એ વાત વડોદરાના લોકોને રુચી નહીં. તે ઉપરાંત સયાજીરાવ પર વધારેપડતો જાપતો રાખીને તેમની સ્વતંત્રતાને મર્યાદિત કરવાનો પણ તેમણે પ્રયત્ન કરેલો. એટલે એ બાબતમાં કેસરીમાં આખું વરસ ટીકાત્મક લેખો આવેલા. પણ તેમાં અનધિકૃત કે પાયાદાર ન ગણાય એવા સમાચાર ન આપવાની પૂરતી કાળજી રાખવામાં આવેલી, એ તા. ૧૩–૯–૧૮૮૧ના કેસરીના અંકમાં ખબરપત્રીઓને આપેલી નીચેની સૂચનાઓ પરથી જણાશે:

"...વડોદરા રાજ્યને અંગે અમે ચર્ચા કરીએ છીએ તેથી કેટલાક લોકો ગમે તેવા વાહિયાત પત્રો અમારા પર લખી મોકલે છે. પણ બધા ખબરપત્રીઓ યાદ રાખે કે, વિશ્વાસપાત્ર માણસોની સહીઓ લઈને તેઓ જણાવે છે તે હકીકત સાચી છે એવી અમારી ખાતરી થયા વિના અમે કોઈનો પણ પત્ર છાપીશું નહીં. કેવળ તોફાન મચાવવાના હેતુથી ગુંડાઓના લખેલા લેખાળુ પત્રો સીધા કચરાની ટોપલીમાં પધરાવવામાં આવશે."

કોલ્હાપુરની સ્થિતિ વડોદરા કરતાં વધારે નાજુક હતી. ત્યાંના અધિપતિ રાજારામ મહારાજ ઈ. સ. ૧૮૭૦માં યુરોપના પ્રવાસ દરમ્યાન ઇટલીમાં

ગુજરી ગયા પછી તેમને ઔરસ સંતતિ ન હોવાથી તેમની બે વિધવા રાણીઓએ રાજપુત્ર શિવાજીરાવને દત્તક લીધા ૧૮૭૭થી આ જુવાન રાજામાં ગાંડપણના ચિહ્નો દેખાવા માંડ્યાં તેને ભ્રમ થઈ તેનામાં આત્મહત્યાની વૃત્તિ દેખાવા લાગી છે એવા સમાચારો બહાર આવવા લાગ્યા રાજાને જબરદસ્તીથી માદક ઔષધિઓ આપવામાં આવે છે અને તેથી તેનુ ભેજુ ચસકી જવાની અણી પર છે એમ લોકોમા કહેવાવા લાગ્યુ રાજ્યના કારભારી રા બ બર્વેની આ કરણી હતી અને શિવાજીરાવનુ મૃત્યુ નિપજાવીને અથવા તેમને ગાંડા પુરવાર કરીને ગાદી પરથી દૂર કરવામાં આવે તો પોતે કોઈ નવો છોકરો દત્તક લઈ શકે એવા વિધવા ( ડૉવેજર ) રાણી સકવારબાઈના ઇચ્છા પાર પડે તે માટે બર્વેનો આ બધો પ્રયત્ન ચાલુ હતો એવી માન્યતા બધે ફેલાઈ હતી તેથી આ પરિસ્થિતિ સુધારવા માટે અને શિવાજીરાવને વધારે વિશ્વાસપાત્ર પાલકોની—ખાસ કરીને તેમની સગી માની — દેખરેખ નીચે રાખવાની માગણી કરવા માટે પૂનામા ૨૪ નવેમ્બર ૧૮૮૧ને રોજ રા બ. ગોપાળ હરિ દેશમુખના પ્રમુખપણા હેઠળ એક મોટી સભા ભરવામા આવી તેમા કોલ્હાપુરના એક વકીલ નાના ભિડેએ ત્યાના કારભારી તરફથી શિવાજીરાવ પર ગુજારવામાં આવતા જુલમની કરુણ કથની કહી સંભળાવી આ સભા પછી થોડા જ વખતમા રાજાને ઝેર પાઈને મારી નાંખવાનો પ્રયત્ન થયાની વાત ફેલાઈ અને એ કાવતરા અંગે કારભારી બર્વેના લખેલા કહેવાતા ત્રણ પત્રો ટિળક-આગરકરની પાસે આવ્યા અને તેમણે તે પત્રો જાણીતા વકીલો ને ન્યાયાધીશોને બતાવી તે બદલ અનેક રીતે ચોકસાઈ કરી લઈને તે કેસરી તથા મરાઠામાં છાપ્યા અને બર્વેને પોતાની નિર્દોષતા કોર્ટમા પુરવાર કરવા માટે પડકાર કર્યો બીજા પણ કેટલાક છાપાંઓએ એ પત્રો છાપ્યા

પત્રો અંગે લખતા કેસરીના સપાદકે લખેલુ કે, “ છત્રપતિ મહારાજની વર્તમાન સ્થિતિ એવી છે કે તે સાભળીને પથ્થરના હૃદય પર પણ અસર થયા વિના નહીં રહે કોલ્હાપુરને અંગે જે કાગળિયાં અમારા જોવામાં આવ્યાં છે તે પરથી રા બ માધવરાવ બર્વેનું અંત કરણ કેવુ રાક્ષસી છે તે બદલ અમારી પૂરેપૂરી ખાતરી થઈ છે ’

મરાઠામા આને અંગે જે લેખ પ્રસિદ્ધ થયો તે ટિળકનો નહીં પણ આપટેનો લખેલો હતો પણ સપાદક તરીકે નામ ટિળકનુ હોવાથી તેમના પર અને આગરકર પર જ દાવો મંડાયો હતો

લોકમાન્યને ત્રણ વખત જેલની યાત્રા કરવી પડી ને ત્રણે વખત બીજાઓના લેખ જ તેનુ કારણ બન્યા હતા, એ એક વિચિત્ર દૈવયોગ કહેવાય.

હવે બર્વેને એ પડકાર ઝીલ્યા સિવાય છૂટકો જ ન રહ્યો એટલે તેમણે મુબઈની હાઈકોર્ટમા ટિળક, આગરકર તથા નાના ભિડે વગેરે પોતાના દુશ્મનો પર તેમ જ જે બીજાં છાપામા પત્રો છપાયા હતા તેમના પર બદનક્ષીનો દાવો માડયો તેમણ જણાવ્યુ કે, કોલ્હાપુરના મારા દુશ્મનોની ચાંડાળચોકડીએ મારાં આબરૂની ધૂળધાણી કરવાનુ કાવતરુ રચ્યુ છે, તેમાના એક નાના ભિડેને વકીલાતની સનંદ આપવાની ના પાડવામાં આવી હતી, તેથી તેણે વેર લેવા માટે આ બધી ખટપટ ચલાવી છે, તેમા રાજાની સગી માતાને કારભારી સામે કંઈક દાઝ હોવાથી તે ભિડે સાથે સહેજે ભળી ગઈ છે, અને કોલ્હાપુરમા કશુ કરી શકાશે નહીં એમ લાગવાથી તેમણે રાજ્યના બહારના લોકો સાથે સતલસ કરીને કેસરી, મરાઠા વગેરે છાપાના બિનઅનુભવી સપાદકોને સાધીને પોતાના વેરનો ઊભરો બહાર કાઢ્યો છે, મારા લખેલા તરીકે જે પત્રો છાપવામા આવ્યા છે, તે ભિડેએ બનાવટી તૈયાર કરેલા છે, મારા માલિકની ગાદી કે જિંદગી સામે મેં કદી પણ કાવતરુ કર્યું નથી, એટલે મારા પર જે આક્ષેપો કે આરોપો મૂકવામા આવ્યા છે, તે બેજવાબદારપણે અને દુષ્ટબુદ્ધિથી કરવામાં આવ્યા છે તેથી તે મૂકનારાઓને દાખલો બેસે એવી સજા કરવામાં આવે, એવી તેમણે કોર્ટને વિનંતી કરી

લોકોની સહાનુભૂતિ તો ટિળક આગરકર પ્રત્યે જ પૂરેપૂરી હતી કારણ, તેમણે શિવાજીના એક વંશજની ગાદી અને જિંદગી બચાવવા માટે આ ભારે સાહસ ખેડ્યુ હતુ તેમના બચાવ માટે ફિરોઝશાહ મહેતા તથા તેલંગ જેવા બાહોશમા બાહોશ વકીલો રાકવામાં આવેના ખટલાનુ બધુ મહત્ત્વ પેલા ત્રણ પત્રોમાં સમાયેલુ હતુ એ પત્રો સાચા હતા કે બનાવટી? પત્રો સાચા છે એ પુરવાર કરવા માટે કોલ્હાપુરના સાક્ષીઓની જરૂર હતી તેઓ હાજર રહ્યા નહિ મુબઈ હાઈકોર્ટની હકૂમત બહાર તેઓ રહેતા હોવાથી તેમને હાઈકોર્ટ હાજર રહેવાની ફરજ પાડી શકે તેમ ન હતુ અને કેસ ખાનગી વ્યક્તિઓને લગતો હોવાથી મુબઈ સરકાર તેમ જ પોલિટિકલ એજન્ટ વચ્ચે પડવા તૈયાર ન હતાં! કેટલોક દસ્તાવેજી પુરાવો ટિળક આગરકર પાસે આવ્યો હતો તેની બાબતમા તેની

સાથે સબંધ ધરાવનારા સરદારો વગેરે તરફથી દબાણ આવતા તેમને નિર્ભય કરવા માટે તે દસ્તાવેજોનો ટિળક આગરકરે પોતાને હાથે નાશ કર્યો! તેથી કોર્ટનો ચુકાદો નાના ભિડેની વિરુદ્ધ ગયો અને પત્રો બનાવટી છે એમ સાબિત થયુ એટલે પોતાના મિત્રોની સલાહથી ટિળક અને આગરકરે બર્વેની માફી માગી છતા બર્વેએ તેમને સજા થવી જોઇએ એવો આગ્રહ ચાલુ રાખ્યો અને હાઇકોર્ટે તા ૧૬ જુલાઇ ૧૮૮૨ ને રોજ તે બન્નેને ચાર મહિનાની સખત કેદની સજા ફરમાવી.

એટલે એ બન્નેને ડોંગરીની જેલમા લઇ જવામા આવ્યા. એક પત્રકાર ને પ્રજાના સેવક તરીકે પોતાની ફરજ અદા કર્યાનો સંતોષ બન્નેને થયો હતો તેથી જેલજીવન તેમને જરાય કઠ્યુ નહીં માત્ર ખાવાની વખતે જેલનો ખોરાક જોઇ તેમને અરુચિ થતી શરૂઆતના કેટલાક દિવસ કશા કામ વિના અને લખવા વાચવાના સાધનો વિના ભારે લાગ્યા, પણ પાછીથી જેલના અધિકારીએ તેમની લખવા વાચવાના સાધનો માટેની માગણી મજૂર કરી પણ સાધનોની છૂટ મળી ત્યાર સુધીમા, આગરકર લખે છે, "ખોરાક ને જેલની રહેણીને લીધે અમે એટલા બધા ક્ષીણ થઇ ગયેલા કે એ લેખનવાચનની રાહતનો અમે ભાગ્યે જ લાભ લઇ શકયા" પણ જેલમા તેમણે ચર્ચાઓ માત્ર પેટ ભરીને કરી દેશસેવાનો સંકલ્પ પોતે કેવી રીતે કર્યો, શાળાની સ્થાપના વખતે કેવા કેવા વિચારો કરેલા, તેની તેમ જ પોતાના ભાવિ કાર્યની તેમણે ખૂબ વાતો કરી તે એટલે સુધી કે ક્યારેક આખી રાતની રાત જરાય આડા પડ્યા વિના પસાર થઇ જતી, અથવા જેલના વૉર્ડરો તેમનો ઊંચે ચઢેલો અવાજ ધીમો કરવા કે સૂઇ જવા તેમને ચેતવતા ત્યારે જ તેઓ ભાન પર આવતા.

બહાર પ્રિન્સિપલ વર્ડ્સવર્થ અને રા. સા મંડલીક જેવાઓએ તેમને છોડાવવાનો ઘણો પ્રયત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો એટલે જ્યોતિબા ફૂલેના દીનબંધુ છાપાના તંત્રીએ એવી સૂચના કરી કે સરકારને અરજી વગેરે કરવાનુ આપણે છોડી દઇએ અને એ દેશભક્તો જ્યારે છૂટે ત્યારે તેમનો ભવ્ય સત્કાર કરીને આપણે તેમને વિષેની આપણી સન્માનની લાગણી વ્યક્ત કરીએ એટલે જ્યારે 'સારી ચાલચલગત બદલ ૨૧ દિવસની માફી કપાતા ૨૬ મી ઑક્ટોબર ૧૮૮૨ ને રોજ તેમનો છુટકારો થયો ત્યારે જેલના દરવાજા પર તેમનુ સ્વાગત કરવા માટે મોટી મેદની જમા થઇ, તેમને ઠેકઠેકાણે માનપત્રો આપવામાં આવ્યાં અને તેમના ગુણગાન કરવામા આવ્યા એ બધાના

જવાબમા આ વીરોએ એટલુ જ કહ્યુ કે, જેલનો ડર તેમને કદી લાગ્યો નથી અને લાગશે નહીં અને તેઓ દેશ પ્રત્યેનુ પોતાનુ કર્તવ્ય અદા કરવામાં પાછી પાની કરશે નહીં

જેલના અરુચિકર અને નીરસ ખોરાકને કારણે તેમ જ ત્યાંના એકદર વાતાવરણને લીધે ૧૦૧ દિવસમા ટિળકે ૨૪ રતલ અને આગરકરે ૧૬ રતલ વજન ગુમાવ્યુ હતુ

આ બદનક્ષીનો ખટલો કોર્ટમા ચાલુ હતો તે વખતે તેમના બચાવ માટે ફાળો કરવામા આવેલો એ ફાળાને અંગે ગે હાપુરમા વિદ્યાર્થીઓએ ભજવેલા એક નાટકમા ગોપાળ કૃષ્ણ ગોખલેએ એ બે વીરો વિષેની ભક્તિથી પ્રેરિત થઈને સ્ત્રીની ભૂમિકાનુ કામ કર્યું હતુ, એની અહીં નોંધ લઈએ તો અસ્થાને નહીં ગણાય નાટકની બધી વ્યવસ્થા વિજાપુરકરે કરી હતી

કોલ્હાપુરના મહારાજા સામે બર્વે વગેરેએ જે કાવતરુ રચેલુ તેને પરિણામે એ રાજાને ગાંડો ગણી ગાદી પરથી દૂર કરવામા આવ્યો ને અહમદનગરના કિલ્લામા કેદી તરીકે રાખવામા આવ્યો અને ત્યા ૨૫મી ડિસેમ્બર ૧૮૮૩ને રોજ ભયકર મારામારીને પરિણામે તેનું મૃત્યુ થયુ મહારાજાની બરોળ બહુ વધી ગઈ હતી તેથી તેના પર નીમેલા રક્ષક સાર્જન્ટ ગ્રીને ધક્કો મારતા રાજાના પ્રાણ ગયા, એવુ નિવેદન સરકાર તરફથી બહાર પાડવામાં આવ્યુ તેને ઉદ્દેશીને કેસરીએ ૨૨ જાનેવારી ૧૮૮૪ના અંકમા લખ્યુ કે, "અમને આ આખા પ્રકરણની એટલી ચીડ ચડી છે કે દુનિયામા થોડોક અન્યાય બાકી રહે તો વાંધો નહીં, પણ આ કમનસીબ રાજાના સંબંધમા પેલા ગ્રીનનુ નામ વારંવાર અમારા કાન પર ન આવે તો મહેરબાની જે વાત થઈ ગઈ તેની ચર્ચા કરવામા માલ નથી, હવે પછી શુ કરવુ તેનો વિચાર કરવો ઘટે કોલ્હાપુરની ગાદી માટે જે દત્તક લેવાનો થાય તે ઉંમરલાયક હોય એવો લેવો, જેથી તે ગાંડો છે કે નહીં, પુરુષ છે કે નહીં, પોતાની માતાની જેમ જ આવેશમા આવી જાય છે કે કેમ વગેરે બાબતો તપાસતા ફાવે. થોડો પ્રૌઢ છોકરો લેવાય તો તે જરા અનાડી ને અડબંગ હશે ખરો, પણ પછી તેને ઘોડાના ચાબુકનો માર ખાવાનો અથવા વધી ગયેલી બરોળ પર દબાણ આવવાથી પ્રાણ જવાની તૈયારી વખતે તીર્થો કરે બદલે ગ્રીનને હાથે વિરુકાનુ પ્રાશન કરવાનો વારો નહીં આવે "

આ લખાણ પરથી કોલ્હાપુરના મહારાજા પર શા શા જુલમ ગુજારવામાં આવેલા ને તેમનો અંત કેવા સંજોગોમા આવ્યો તે પર સારો પ્રકાશ પડે છે, તેમ જ કેસરીની મડળીમા તે બદલ કઈ જાતની ભાવના સળગતી હતી તેનુ સચોટ દર્શન થાય છે. શિવાજી મહારાજના આવા દુ ખદ અંત સાથે કોલ્હાપુર પ્રકરણનો પણ અંત આવ્યો

## ૧૦

## ફર્ગ્યૂસન કૉલેજની સ્થાપના

કોલ્હાપુર અંગેનો મુકદ્દમો ચાલતો હતો એ જ અરસામા આ નવી સંસ્થા પર બીજી આપત્તિ આવી તે હતી શ્રી વિષ્ણુશાસ્ત્રી ચિપળૂણકરના મૃત્યુની ટિળક ને આગરકર જેલમા ગયા હતા, એ વખતે શાળાનુ અસ્તિત્વ જ જોખમાતુ હતુ એમ કહેવાય છે પણ એ જ અરસામા કેટલાક નવા માણસો સંસ્થામા જોડાયા તેથી તેના કામમા ભગ પડ્યા નહીં

ચિપળૂણકર ગુજરી ગયા ત્યારે તેમની ઉમર માડ બત્રીસ વરસની હતી એટલી ટૂકી આવરદામા તેમણે જે કાંઈ કર્યું હતુ તેનુ મૂલ્યાકન ટિળકે ૧૯૦૧મા તેમની શ્રાદ્ધતિથિને દિવને વાચેલા નિબંધમા નીચે મુજબ કર્યું હતું

"છેલ્લા પચીસેક વરસમા રાષ્ટ્રીય સભા જેવી જે ચળવળો થઈ તેમને લીધે તથા બીજા કારણોને લીધે લોકોની આંખો સારી પેઠે ઊઘડતી જાય છે એ ખરુ છે પણ અંગ્રેજી કેળવણીના પહેલા ઘૂટડા સાથે જે અવ્યવસ્થિતપણાનો મદ આપણામાં પેદા થયો હતો, તે શાસ્ત્રીબુવાએ દૂર કર્યો એ આપણે કબૂલ કરવુ જોઈએ આવી રીતે એક વાર એક દિશામા વહેવા માડેલા પ્રવાહને પોતાની કલમથી રોકી દઈ લોકપ્રવૃત્તિ, સદાચાર, અને સાચા દેશાભિમાનની દિશામા વાળવો એ કઇ નાનીનૂની વાત નથી, અને એ કામ જેણે કેવળ ૩૨ વરસની આવરદામા કર્યું, તેની યોગ્યતા પણ સામાન્ય લોકોની યોગ્યતા કરતા વધુ હોવી જોઈએ એ ગમે તેવા નિખાલસ બુદ્ધિવાળા માણસને કબૂલ કરવુ પડશે "

ન્યૂ ઇંગ્લિશ સ્કૂલની સ્થાપના શી રીતે થઇ તે આપણે જોયુ હવે તેમાંથી કેળવણી મંડળ અને કૉલેજ શી રીતે સ્થાપન કરવામાં આવ્યાં તે જોઇએ આ વિકાસ ને પ્રગતિ સાધવા માટેની મહેનત મોટેભાગે ટિળક અને નામજોશીએ જ કરી હતી બલ્કે આ બે જણા સંસ્થામા હતા ત્યા સુધી એવાં કામોનો બોજો તેમને શિરે જ રહેતો. શાળા માટે સરસામાન, સાધનો ઇત્યાદિ કયાથી અને કેવી રીતે લાવવાં, એનાથી માંડીને શાળાનો અભ્યાસક્રમ કેવો હોવો જોઇએ, શિક્ષકોની યોજના શી રીતે કરવી અને શાળા માટે મ ~ કેવી રીતે મેળવવી, ત્યાં સુધીની બધી બાબતોનો વિચાર ને વ્યવસ્થા તેઓ જ કરતા

આ પ્રમાણે ચાર વરસ શાળા ચાલ્યા પછી આ મંડળીએ પૂર્વસંકલ્પ અનુસાર કૉલેજ કાઢવાનુ ઠરાવ્યુ કૉલેજ કાઢવાનો એક ઉદ્દેશ એ પણ હતો કે તે દ્વારા ચાલુ શાળા માટે તેમ જ મહારાષ્ટ્રભરમાં જે શાળાઓની જાળ પાથરવાની આ મંડળની મૂળ કલ્પના હતી તેમા શિક્ષક તરીકે કામ આવી શકે એવા કાર્યકર્તાઓ તૈયાર કરી શકાય તે માટે મંડળને કોઇ નિશ્ચિત અને કાયદેસરનુ સ્વરૂપ આપવાની તથા સ્થાયી ભંડોળ ભેગુ કરવાની જરૂર હતી તે મુજબ ૨૪મી ઑક્ટોબર ૧૮૮૪ ને રોજ સર વિલિયમ વેડરબર્નની અધ્યક્ષતા હેઠળ સભા ભરીને 'ડેક્કન એજ્યુકેશન સોસાયટી'ની સ્થાપના કરવામા આવી સોસાયટીના ત્રણ વિભાગ રચવામા આવ્યા ટ્રસ્ટીમંડળ, કારોબારી મંડળ અથવા કાઉન્સિલ અને આજીવન સભ્યો ટિળક, નામજોશી, આપ્ટે, આગરકર, વગેરે સાત જણ શરૂઆતના આજીવન સભ્યો હતા. મંડલીક અને વર્ડ્સવર્થની ટ્રસ્ટીઓ તરીકે નિમણૂક કરવામા આવેલી આજીવન સભ્યો માટે સરખુ વેતન નક્કી કરવામા આવ્યુ પણ વિશેષ પ્રસગે તેમને જોઇતી આર્થિક મદદ કરવાની જોગવાઇ પણ કરવામા આવી. કાઉન્સિલમા આજીવન સભ્યો જેટલા જ બીજા બહારના સભ્યો રાખવાનો નિયમ કરવામા આવ્યો અને તેની રૂએ રાનડે, ભાંડારકર વગેરે બહારના સદ્ગૃહસ્થોને કાઉન્સિલમા લેવામા આવ્યા

ભંડોળ ભેગુ કરવા માટે ટિળક અને નામજોશીએ દક્ષિણ મહારાષ્ટ્રના રાજાઓની મુલાકાત લીધી અને પચાસ હજાર ઉપર રકમ ભેગી કરી એમ કરતી વખતે જ નામજોશીએ કૉલેજને ગવર્નર ફર્ગ્યુસનનુ નામ આપવાનુ અભિવચન આપ્યુ હોય એમ લાગે છે અને તેથી જ આ નવી કૉલેજનુ મહારાષ્ટ્ર કૉલેજને બદલે ફર્ગ્યુસન કૉલેજ નામ પાડવામા આવ્યુ, ને તા. ૨

જાનેવારી ૧૮૮૫ ને દિને કૉલેજ શરૂ કરવામાં આવી. કૉલેજ માટે પ્રથમ સરકારે પેશવાનો જાણીતો શનિવારવાડો આપવાનુ કબૂલ કરેલુ પણ પાછળથી એ વિચાર ફર્યો અને પૂનાની મધ્યસ્થ જગ્યા ગણાતા બુધવાર ચોક પાસેની બુધવાર વાડાની જગ્યામા માર્ચની પમીએ ગવર્નર સર જેમ્સ ફર્ગ્યૂસનને હાથે કૉલેજની ઇમારતની કોનશિલા બેસાડવાનો સમારભ કરવામા આવ્યો પણ એ સમારભ પણ નકામો ગયો અને એ કોનશિલા પાછળથી ૧૮૯૨ના જાનેવારીમાં ચતુશૃંગીના મેદાન પર હાલની જગ્યાએ ખસેડવામાં આવી

કૉલેજનો વર્ગ કાઢવામા આવ્યો એ અરસામા જ ગોખલે, ભાતુ વગેરે સોસાયટીમા જોડાયા ગોખલેની ઉંમર તે વખતે માડ વીસ વરસની હશે પણ થોડા જ વખતમા તેમણે અધ્યાપક તરીકે સારી કીર્તિ પ્રાપ્ત કરી ટિળકના દાખલાથી પ્રેરાઈને જ પોતે કેળવણીના કામમા પડયા એમ તેઓ કહેતા આપટે કૉલેજના પ્રિન્સિપાલ બન્યા

કૉલેજ શરૂ થયા પછી—એના પહેલા વર્ષનો જ વર્ગ શરૂ થયો હતો, કારણ તેની જ રજા યુનિવર્સિટીએ આપી હતી—બે વરસમા જ તેનુ સફળ સંચાલન જોઈને મુબઈ સરકારે ડેક્કન કૉલેજનો વહીવટ પણ આ મડળને સોપવાનો વિચાર કર્યો અને શરતો વગેરેની વાટાઘાટ કરવા માટે ટિળક નામજોશી તથા આગરકર ગવર્નર લાર્ડ રેને મળવા મહાબળેશ્વર જઈ પણ આવેલા પણ પાછળથી તેમા નવી મુશ્કેલીઓ ઊભી થતા સોસાયટીએ એ જવાબદારી લેવાની ના પાડી એટલે ફર્ગ્યૂસન કૉલેજને મદદ આપવાના સરકાર તરફથી જે ખાસ આશ્વાસનો મળ્યા હતા તે પાછાં ખેંચી લેવામા આવ્યા. છતા કૉલેજનુ કામ વમથોકાર આગળ ચાલ્યુ

# ૧૧

# અંદર અંદરના ઝઘડા ને ટિળકનું રાજીનામું

કૉલેજની સ્થાપનાનું કામ પાર પડ્યું ત્યાં સુધી મંડળના સભ્યોમાં થોડી ઘણી કચકચ શરૂ થઈ હોય તોય ઝઘડા સુધી વાત ગઈ ન હતી. સામાજિક પ્રશ્નોને અંગે આગરકર ઉગ્ર વિચાર ધરાવતા હોવાને લીધે એ બાબતમાં થોડાક સંઘર્ષ એ અરસામાં શરૂ થયેલો પણ થોડા દિવસ પછી— ખાસ કરીને ગોખલેના સંસ્થામાં જોડાયા પછી— સભ્યો વચ્ચે તીવ્ર મતભેદ દેખાવા માંડ્યો. પ્રથમ વર્તમાનપત્રોને અંગે ને પછી તેથી પણ વધારે તીવ્ર મતભેદ સોસાયટીની નીતિ અને સભ્યોની વર્તણૂકના નિયમોને અંગે પેદા થયો.

વર્તમાનપત્રો અંગે સભ્યોમાં એવી લાગણી હતી કે તેથી સોસાયટીના કામને નુકસાન થાય છે અને કારણે કેટલુંક દેવું પણ થયું હતું ને તે વધતું જતું હતું. તેથી તેની વ્યવસ્થા અલગ કરવામાં આવી. સોસાયટીની નીતિ ને નિયમોને અંગેનો મતભેદ પાયાનો હતો. ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ શરૂ કરી તે વખતે તેમાં સ્વાર્થત્યાગનું તત્ત્વ મુખ્ય હતું. કારણ એવી રીતે કામ થાય તો જ નવી કેળવણી સામાન્ય લોકો માટે સુલભ કરી શકાય તેમ હતું. પહેલે વરસે વિષ્ણુશાસ્ત્રી તથા ટિળકે શાળામાંથી વેતન પણ લીધું ન હતું.

તે વખતે તેમની નજર આગળ યુરોપના જેસુઇટ પંથની કાર્યપદ્ધતિ હતી એમ દેખાય છે. અલબત્ત, એ પંથના લોકો આજન્મ અવિવાહિત હોય છે, અને પૂરેપૂરું સંન્યાસજીવન ગાળે છે. આપણી આ મંડળીના સભ્યો બધા ગૃહસ્થાશ્રમી હતા, એટલે એ પંથથી કંઇક જુદી પદ્ધતિ તો આપોઆપ થઇ જતી હતી. પણ ઓછામાં ઓછું સંસ્થાના આજીવન સભ્યો અંગત કમાણી માટે શાળાના કામ સિવાય બીજો કોઇ પણ વ્યવસાય ન કરે અથવા સંસ્થાની રજાથી કરે તોય તેમાંથી જે કંઇ આર્થિક લાભ થાય તે સંસ્થાનો જ ગણાય એટલું તો નિશ્ચિત હતું એમ લાગે છે. તેમાં અપવાદ વગેરે ન છૂટકે આપ ને સંસ્થા તરફથી મળતા વેતન ઉપરાંત અંગત કમાણી કરવાની છૂટ આપવામાં આવવી કાલેજ નીકળી, નવા માણસો સંસ્થામાં જોડાયા એટલે ફુરસદ પણ વધારે મળવા માંડી. એટલે આપણે જે સવલત આપવામાં

આવી હતી તેવી જ સવલત બધાને મળવી જોઈએ, શાળાનુ પાચ કલાક કામ કર્યા પછી બાકીનો વખત આજીવન સભ્યો પોતાની મરજી મુજબ પૈસા કમાવામા અથવા બહારનુ બીજુ કોઈ કામ કરવા પાછળ આપે તો તેમા વાધો ન હોવો જોઈએ, ઇત્યાદિ ચર્ચા શરૂ થઈ ને ક્યારેક તે બહુ ઉગ્ર બની જતી ટિળકનુ કહેવુ એમ હતુ કે, શાળા શરૂ કરી તે વખતે તેના ચાલકોએ—એટલે મુખ્યત્વે વિષ્ણુશાસ્ત્રી, ટિળક, આગરકર અને નામજોશીએ—જે નિશ્ચય કર્યો હતો તેને વળગી રહેવુ જોઈએ, જ્યારે આ નિર્ણય વર્તમાન કાર્યકર્તાઓની બહુમતીથી થવો જોઈએ એમ બાજા પક્ષનુ કહેવુ હતુ પણ આ વસ્તુ સસ્થાના મૂળભૂત અને સ્થાયી સિદ્ધાન્તો (આર્ટિકલ્સ ઑફ ફેથ)ની વાત હોવાથી કેવળ બહુમતાને જોરે તેમા ફેરફાર કરવો ઇષ્ટ ને શક્ય નથી, જેમને તે માન્ય ન હોય તેમને ગમે તો સંસ્થા છોડી દેવી, એવો ટિળકનો અભિપ્રાય હતો આવી રીતે આ ઝઘડો વધુ ઉગ્ર બનતો ગયો ને છેવટે બીજા અનેક અગત કારણો તેમા ભળી જતા તે ટિળકના રાજીનામામા પરિણમ્યો

બે જ દાખલા જોઈએ. કૉલેજની સ્થાપના પછી ગોખલેએ શાળાના ઉપયોગ માટે એક ગણિતનુ પાઠ્યપુસ્તક તૈયાર કર્યું તે છાપતા પહેલા જ બોર્ડ પાસે મજૂરી માટે મોકલ્યુ એ વખતે ઉપરનો સવાલ ઊભો થયો આવા પુસ્તકો કોઈ લખે તો તેની માલિકી સોસાયટીની હોવી જોઈએ, એવો ટિળકનો સ્પષ્ટ આગ્રહ હતો પણ બહુમતીને જોરે આખરે ગોખલેને એ મંજૂરી આપવામા આવી શો આગરકરનો મત ગોખલેને અનુકૂળ હતો

બીજો દાખલો પણ ગોખલેને અગેનો જ છે. વિષ્ણુશાસ્ત્રીના પિતરાઈ સીતારામ હરિ ચિપળૂણકર સાર્વજનિક સભાના પગારદાર મંત્રી હતા ક્રૉફર્ડ પ્રકરણ વખતે તેમની અને સભાના સભ્યોની વચ્ચે મતભેદ ઊભો થયો ને સીતારામપતને રાજીનામુ આપવાની ફરજ પડી તે જગ્યા માટે ગોખલેનુ નામ સૂચવવામા આવ્યુ તેમને રજા આપવાનો સવાલ બોર્ડ આગળ આવતા ટિળકે તેનો વિરોધ કરતા જણાવ્યુ કે, આવી રીતે નિત્યનુ કામ અન્યત્ર કરવા માટે સભ્યને રજા આપવી એ સોસાયટી માટે મારક વસ્તુ છે બોર્ડમા મહા મુશ્કેલીએ ટિળકને બહુમતી મળી પણ પાછળથી એક સભ્યે પોતાનો મત બદલ્યો ને ગોખલે એ સભાના મંત્રી બન્યા ટિળકના વિરોધને પરિણામે એ પદ પગારી નહીં પણ માનદ થયુ એમ જણાય છે કે આ પદ ટિળકને આપવાની પહેલા સૂચના થઈ હતી પણ ટિળકે તેનો અસ્વીકાર કર્યો હતો

આ બધી ચર્ચા પરથી શ્રી ગોખલેએ એક બોધ જરૂર લીધો. પોતે ડેક્કન એજ્યુકેશન સોસાયટીમાંથી નિવૃત્ત થયા પછી જ્યારે તેમણે ૧૯૦૫ માં સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટીની સ્થાપના કરી, ત્યારે તેના નિયમોમાં નીચેની કલમ દાખલ કરી:

"તેને (સભ્યને) માટે કે તેનું કુટુંબ હોય તો તે કુટુંબ માટે સોસાયટી ભરણપોષણની જે કોઈ સગવડ કરી આપે, તેનાથી તેણે સંતોષ માનવો જોઈએ અંગત કમાણી કરવા માટે તે પોતાની શક્તિનો કોઈ પણ હિસ્સો વાપરી શકશે નહીં"

ટિળકનું કહેવું આથી વિશેષ કશું ન હતું

શાળા અથવા કૉલેજ માટે સરકારની ગ્રાન્ટ લેવા બાબત પણ વિવાદ શરૂ થયેલો. તે ન લેવાનો ટિળકનો આગ્રહ છે એમ કહી તેમની નાહક વગોવણી થયેલી પણ એવો ટિળકનો આગ્રહ કદી પણ ન હતો. કારણ એ પૈસા પ્રજાના છે એમ તેઓ માનતા. પણ એ મદદ આપતી વખતે સરકારી ધોરણનો સ્વીકાર કરવાનું જો તે કહે, તો તે લેવી ઇષ્ટ નથી, કારણ તેથી સંસ્થાને સ્વતંત્રતા રહેતી નથી, અને એવી રીતે કાર્ય સ્વાતંત્ર્ય જો ન રહે તો સંસ્થા કાઢવાનો ઉદ્દેશ જ માર્યો જાય શરૂઆતના દિવસોમાં સરકારે પણ પોતાની કેળવણી વિષયક નીતિ સોસાયટીએ સ્વીકારવી જોઈએ એવો આગ્રહ રાખ્યો ન હતો. અને જ્યારે ડેક્કન કૉલેજ સોંપવાની બાબતમાં પાછળથી નવી શરતો સરકાર તરફથી રજૂ કરવામાં આવેલી, ત્યારે સોસાયટીએ તેનો અસ્વીકાર કરી કૉલેજનો મોહ પણ છોડી દીધેલો તે આપણે જોયું જ છે

સોસાયટીની રચના અને નિયમો મિશનરી સંસ્થાના જેવાં હોવા જોઈએ અને શિક્ષણનું ધોરણ સરકારથી સ્વતંત્ર હોવું જોઈએ, તેના પર સોસાયટીનો પૂરેપૂરો કાબૂ રહેવો જોઈએ, એવો ટિળકનો પહેલેથી આગ્રહ હતો. પાછળથી આવેલા સભ્યોને ગળે આ વાત ઉતારવાનો તેમણે ખૂબ કોશિશ કરી. પણ તેનું કશું પરિણામ આવ્યું નહીં ને એકબીજાના મન ઊંચા થયાં. ધીમે ધીમે આ અણબનાવ વધતો જ ગયો ગયો અને ટિળકની ભણાવવાની પદ્ધતિની તેમ જ બીજી અંગત ટીકા થવા માંડી. તેથી તેમણે ૧૮૮૮ ના જૂનમાં છ મહિનાની રજા લીધી. મુંબઈમાં ૧૮૮૯ માં ભરાયેલી રાષ્ટ્રીય મહાસભાનું તેમ જ કૉફર્ડ પ્રકરણનું કામ તેમણે એ જ વખતે હાથ ધરેલું. રજા પછી આપટેના કહેવાથી તેઓ ફરી સોસાયટીના કામ પર ચડેલા. પણ

એક વાર જે વાતાવરણ કલુષિત થયુ તે ફરી સુધર્યું નહીં. તેથી ૧૫ મી ડિસેંબર ૧૮૯૦ ને રોજ તેમણે ભારે હૈયે સોસાયટીમાંથી રાજીનામુ આપ્યુ

રાજીનામામાંથી કેટલાક મહત્ત્વના ઉતારા નીચે આપ્યા છે તે પરથી સસ્થાના સ્વરૂપ અને હેતુ વિષે વાચકને સ્પષ્ટ ખ્યાલ આવશે.

"એક ચોક્કસ ઉદ્દેશ નજર આગળ રાખીને આપણે બધા એકત્ર બન્યા તેને આજે હવે અગિયાર વરસ થયા. અને એ ઉદ્દેશ પાર પાડવા માટે આ કાળ દરમ્યાન આપણે બધાએ સંકટોનો સરખો જ સામનો કર્યો, ઉદ્યમ કર્યો અને કષ્ટ વેઠયા. આપણી આકાક્ષાઓ બર લાવવા માટે આપણે કેટકેટલો વિરોધ સહન કર્યો, કેટકેટલા દુર્વચન, અપમાન, ઉપહાસ અને નિરાશાના પ્રસગો ગળી ગયા ધ્યેયને ખાતર આપણે ભારે સ્વાર્થત્યાગ કર્યો અનેક વાર ભૂખમરો વેઠયા . . . અને આ બધુ કર્યા પછી મારા પૂરતુ કહુ તો જે સંસ્થા મારી જિંદગીની સર્વ આકાક્ષાઓનો મુખ્ય આધાર બની હતી તે છોડી જવાનુ તમને કહેતી વખતે મારા અંતરમા જે વેદના થાય છે તેની કલ્પના તો જેના પર એવો પ્રસંગ આવી પડયો હોય તે જ કરી શકે."

"જે સિદ્ધાન્તોને અનુસરીને વર્તવાનુ આપણે શરૂઆતમા જ નક્કી કર્યું હતુ અને જેને કારણે આપણને આટલી સફળતા ને યશ પ્રાપ્ત થયાં, તે સિદ્ધાંતોની બાબતમા શિથિલતા અને બેદરકારીની વૃત્તિ સંસ્થામાં આજકાલ દેખાવા લાગી છે જે જે વખતે આ વૃત્તિ દેખાઇ તે તે વખતે મેં તેને વખોડી કાઢી છે, પણ તેનુ પરિણામ કેવળ હૈયાબળાપો અને સામસામા કડવા આક્ષેપોમા જ આવ્યુ છે એ પરિસ્થિતિમા સંસ્થા છોડી દેવી એ જ મને મારુ કર્તવ્ય લાગે છે "

*  *  *

"આ બધી મુશ્કેલીઓમાંથી બહાર નીકળવાનો એક જ માર્ગ મને દેખાય છે સંસ્થાના સેવકોએ બહારનુ કામ સદંતર બંધ કરવુ જોઇએ અથવા મિશનરી સંસ્થાઓની જેમ એના કામમાંથી થતી પ્રાપ્તિ સંસ્થાના સામાન્ય ભંડોળમા જમા થવી જોઇએ એવો નિયમ કરવો જોઇએ શાળાના કામને આચ ન આવતા બાકીના નવરાશના વખતમાં બહારનું કામ કરીશુ એમ કહેવુ એ બહુ રૂડુ લાગે છે, પણ એ વાત પર મારો જરાય વિશ્વાસ નથી.

"કોઇ સસ્થાનો હેતુ અને ઉદ્દેશ એક વાર નિશ્ચિત કર્યા પછી બહુમતીને જોરે તેમાં ફેરફાર કરીને તે લઘુમતી પર લાદવાનો બહુમતીને કોઇ હક હોય એમ મને લાગતુ નથી તેમાં ફેરફાર કરી શકાય ખરો, પણ

સસ્થાનો અમુક હેતુ છે એમ માનીને તેમા જે જોડાયા હોય તેમને એ ફેરફાર યોગ્ય ન લાગે તો સસ્થામા ચાલુ રહેવુ કે નહીં તેનો વિચાર કરવા માટે તેમને તક આપવી જોઇએ અને જો ફેરફાર તેમને યોગ્ય ન લાગે અને સંસ્થા છોડી તેઓ ચાલ્યા જાય તો તેમને જરા પણ દોષ દઇ શકાય નહીં, કારણ એ નવા હેતુ માટે તેઓ સંસ્થામા જોડાયા ન હતા"

"આપણી સસ્થા જેવી સંસ્થા યશસ્વી થવાને માટે સ્વાર્થત્યાગ — સ્વાર્થસંન્યાસ બહુ જ આવશ્યક છે, એમ મને હમેશ લાગે છે આ એક કસોટી પર જ આપણી પરીક્ષા થશે અને તેને જોરે જ આપણે તરીશુ કે ડૂબીશુ"

"સસ્થા છોડી જવાના દુઃખના ભારથી મારુ હૈયુ ભારે થયુ છે તોપણ આપણી સંસ્થાના સાચા હિત માટે જે સપ અને એકતાની જરૂર છે તે સપ ને એકતા માટે હુ આ આત્મયજ્ઞ કરી રહ્યો છુ"

"જે સંસ્થા સાથે સંબધ હોવાનુ ભાગ્ય મને છેલ્લા અગિયાર વરસ લાધ્યુ તેનો સતત ઉત્કર્ષ થયા કરો એવી મારી હાર્દિક અભિલાષા છે"

## ૧૨

## કમિશનર ક્રૉફર્ડનુ પ્રકરણ

ડે એ સોસાયટીમાથી છૂટા થવાનો વિચાર જેમ જેમ પાકો થતો ગયો, તેમ તેમ ટિળક સોસાયટી બહારના જાહેર કામ તરફ ધ્યાન આપવા લાગ્યા સોસાયટીમાથી છ મહિનાની રજા પર ઊતર્યા હતા ત્યારે જ ૧૮૮૮ની આખરે ક્રૉફર્ડ પ્રકરણ નામથી પ્રસિદ્ધિ પામેલુ પ્રકરણ શરૂ થયુ તેમા તેમ જ ૧૮૮૮મા રાષ્ટ્રીય મહાસભાનુ અધિવેશન પૂનામાં ભરાય અને રાનડે મડળીકનો પ્રમુખ સ્થાને વરણી થાય તે માટે પ્રયત્ન કરવાના કામમા તેઓ પડ્યા કૉંગ્રેસનુ કામ તો તાત્કાલિક હતુ પણ ક્રૉફર્ડ પ્રકરણે તેમનો ઘણો સમય લીધો, અને આ પ્રકરણમાં રાનડે, ગોખલે વગેરે પણ રસ લેતા હતા છતા પોતાની કામ કરવાની ધગશ ને તેજસ્વિતાને લીધે તે કામ પાર પાડવાનુ શ્રેય ટિળકને જ ભાગે આવ્યુ એટલે એ પ્રકરણ શુ હતુ તે જોઇએ

ક્રૉફર્ડ એક અંગ્રેજ સિવિલિયન હતો તે જેટલો બુદ્ધિશાળી હતો તેટલો જ આળસુ અને વિલાસી પણ હતો હાથ છૂટો હોવાથી અનેક ગોરાં

સ્રીપુરુષોનો એને ત્યાં હમેશ અડ્ડો જામતો સ્રીઓ પ્રત્યે તેને વિશેષ આકર્ષણ હોઈ તે તેમને કીમતી ભેટ સોગાદો આપતો ને તેથી તેમના પતિઓને ક્લેશ થતો આ બધુ તેના નિયમિત વેતનમાથી ભાગ્યે જ ચાલી શકે તેમ હતુ તેથી તેણે દ્રવ્યાર્જનના બીજા અને ટૂકા માર્ગોનો આશરો લીધો. રત્નાગિરીમા કલેક્ટર હતો ત્યારે ત્યા તેણે એક લાકડાની વખાર ને કારખાનુ (સૉ મિલ) કાઢેલુ અને તેને માટે શૅરો કાઢીને મૂડી ઊભી કરેલી કારખાનુ સારુ ચાલ્યુ ખરુ, પણ પૈસાના ગોટાળા કરવાનુ ક્રૉફર્ડના સ્વભાવમા જ હોવાથી કારખાનાની સ્થિતિ વણસી ગઈ ટિળકના પિતાએ આ કારખાનાના શૅરો લીધેલા પણ તેમાથી તેમને કશુ મળ્યુ હોય એમ દેખાતુ નથી એ ઉપરાત, નોકરીઓ આપવા અંગે તથા જમીનના વહેવારો અંગે તે લાચ પણ છૂટથી લેતો અને તેમા બધી ન્યાતજાતના ને પદના માણસોનો પોતાના એજન્ટ તરીકે તે ઉપયોગ કરતો આવી રીતે તેણે અનેક લોકોનાં કામ કરેલા ને અમુક રીતે લોકપ્રિયતા પણ મેળવેલી

પણ તેનો લાચિયો કારભાર હમેશ ચાલે એ શક્ય ન હતુ દિવસે દિવસે તેને અંગે ચોમેર ઊહાપોહ શરૂ થયો ગોરાઓ પણ તેના અનૈતિક વર્તનથી કટાળી ગયા હતા છેવટે તેના બધા વહેવારની ગુપ્તપણે તપાસ કરવા માટે તા ૭મી જૂન ૧૮૮૮ ને દિવસે ઇન્સ્પેક્ટર જનરલ ઑફ પોલીસ મિ ઓમૅનીની નિમણૂક કરવામા આવી તપાસનુ તાત્કાલિક નિમિત્ત ખાનદેશના એક ગામમા ક્રૉફર્ડે બહુ નજીવી કિમતે—અલબત્ત લાચ લઈને જ—સરકારી જમીન એક વેપારીને વેચી એ હતુ કેટલાક ગોરા અમલદારો તથા દેશી કામગારો પણ ક્રૉફર્ડની વિરુદ્ધ કામ કરવામા હતા દેશીઓમા ક્રૉફર્ડના નેટિવ આસિસ્ટન્ટ અને મુખ્ય ચિટણીસ પૅંડસે અને તાલુકાદારી અગેના અમલદાર સુરત તરફના ભીમભાઈ કિરપારામ મહેતા પ્રમુખ હતા તેઓ પોતે નિ સ્પૃહ અને બધી કાચી હકીકતથી વાકેફ હતા મામલતદારો સાથે વિશેષ નબધ પૅંડસેનો હોવાથી તેમની નિમણૂક વખતે ક્રૉફર્ડ લાચ લીધાના જોઈતો પુરાવા મેળવવાની કૂચી તેમના જ હાથમાં હતી મામલતદારોએ જબરદસ્તીને લીધે ક્રૉફર્ડને લાચ આપી હોય એવા બે ત્રણ મુકદ્દમા ઊભા કરવા ને તેમાથી બીજા કેટલા બહાર પડે તેમ કરવુ એમ નક્કી કરવામા આવ્યુ પણ મામલતદારો પોતે લાંચ આપ્યાની કબૂલાત આપવા શી રીતે તૈયાર થાય? એટલે યોગ્યાયોગ્યતાનો વિચાર કરી એવા મામલતદારોને માફી આપવાનો

અધિકાર તપાસ કરનાર અધિકારીને આપવામાં આવ્યો. આ પ્રકરણમાં બે પક્ષ પડ્યા. એકનું એમ કહેવું હતું કે, સિવિલસર્વિસનો કમિશનરના પદનો ગોરો માણસ, તે જો હવે લાંચરુશ્વતના ગુનામાં સપડાયો છે અને સરકાર તેની તપાસ કરવા તૈયાર થઈ છે તો મામલતદારો પાસે લાંચ આપ્યાની કબૂલાતો અપાવીને પણ તેને સપડાવવો જોઈએ અને પોતાની નીતિ માટે ડંફાસ મારનારા સાહેબલોકોને ધડો બેસે તેમ કરવું જોઈએ. ત્યારે બીજા પક્ષનું એમ કહેવું હતું—એમાં ઘણા થોડા લોકો હતા—કે, ગોરા અમલદારની આબરૂ જાય છે એ સવાલ નથી, પણ આપણા દેશી લોકો કબૂલાત આપી પોતાની જાતને ગુનેગાર ઠરાવે કે કેમ, એ સવાલ છે. લાંચ આપવી એ ખરાબ છે એમાં શંકા નથી, પણ તે આપ્યા પછી કબૂલાત આપવી એ વધુ ખરાબ છે. તેમાં નામર્દાઈ ને ચાડિયાપણું બન્ને છે.

પણ આવી રીતે સરકારી તંત્રનો સડો ઢાંકી રાખ્યે તેનો ઉકેલ કદી ન આવે. એટલે સરકાર તપાસ કરવા બેઠી જ છે તો તેના કામમાં પૂરતી મદદ કરી એ સડો ખુલ્લો પાડવો જ જોઈએ, આવો મત ટિળક તથા પૂનાની બીજી અનેક પ્રમુખ વ્યક્તિઓનો હોવાથી તેમણે ભીમભાઈ ને પેંડસેને ટેકો આપી તેમની દ્વારા મામલતદારો પાસે લાંચ આપ્યાની કબૂલાતો એક પછી એક અપાવી ને કામ આગળ ચાલ્યું. લાંચ લેવામાં એજન્ટનું કામ કરનારા સૌથી મુખ્ય કર્ણાટકના હણમંતરાવ ઇનામદારને ૧૯ જુલાઈ ૧૮૮૯ને રોજ ગિરફતાર કરવામાં આવ્યા ને તેના પર મુકદ્દમો ચાલી તેને બે વરસની સખ્ત કેદ અને રૂ. ૨૦૦૦ના દંડની સજા થઈ. કમિશનરના નાકના બાલ સમા આ માણસનો મિજાજ એટલો બધો વધી ગયો હતો કે ઉનાળામાં તેના ઘરના ત્રીજા માળ પરથી બરફના પાણીનો પ્રવાહ નીચે ગટર સુધી વહ્યા કરતો, ગુલાબી શરબત સિવાય એને તો બીજું પીણું પિવાતું નહીં, અને એ પોતે તખ્તા [?] પર આરામનો પડ્યો હોય ત્યારે તેના ઓશિયાળા કે આશ્રિત [?] મામલતદારો તેના પગ પાસે જમીન પર બેસી મોટા આદર [?] [illegible] તેની સાથે વાત કરતા.

હણમંતરાવને ગિરફતાર કરવામાં આવ્યો તે જ વખતે કેટલાકને નજરકેદ [?] કરવામાં આવેલા ને તેને સજા થતાં એક દિવસ [illegible] "ચિંતા અને અપમાન દુઃસહ થવાથી હું મુળા નદીમાં પડીને આત્મહત્યા કરવા જાઉં છું" એવી ચિઠ્ઠી મૂકીને વેશાંતર કરી નાસી [illegible] આદમીએ

આ ચિઠ્ઠીમાની વાત સાચી ન માની અને બધી ખબર આપી, તેમ જ છૂપી પોલીસના માણસો રવાના કર્યા પરિણામે ક્રૉફર્ડની મુબઇમા ધરપકડ થઇ એના પર ફોજદારી મુકદ્દમો પૂનાના કલેક્ટર આગળ ચાલવાનો હતો, પરતુ સરકારે સ્વતંત્ર કમિશન નીમવાનુ નક્કી કર્યું કમિશને લાચનો આરોપ નાસાબિત ગણી પોતાના તાબાના માણસો પાસેથી કરજ તરીકે રકમો લીધાનો આરોપ જ કેવળ માન્ય રાખ્યો પણ મુબઇ સરકારે પોતાની પાસેના પુરાવા પરથી — જે પુરાવો કમિશને આગળ આવવા દીધો નહીં — કમિશનના નિકાલનો સ્વીકાર ન કરતા ક્રૉફર્ડ પરના આરોપો સિદ્ધ થયેલા માન્યા કમિશનના મત પ્રમાણે ક્રૉફર્ડે બે ત્રણ વરસના ગાળામા દોઢ લાખ રૂપિયા કરજ તરીકે ભેગા કર્યા હતા અને મુબઇ ઇલાકાના મધ્ય ભાગ જેવા ગરીબ પ્રદેશમાથી એક મહિનામા વીસ હજાર રૂપિયા દેણગી તરીકે પડાવ્યા હતા! ભારત મંત્રીએ કમિશનનો ચુકાદો જ માન્ય રાખ્યો ને કરજનો આરોપ સાબિત થયેલો ગણી ક્રૉફર્ડને નોકરી પરથી કમી કર્યો અને સનદી નોકરોના પત્રકમાથી તેનુ નામ કાઢી નાખ્યુ

હવે સવાલ એ રહ્યો કે લાચ આપ્યાની કબૂલાત આપનારા મામલતદારોનુ શુ? કબૂલાતો આપતી વખતે તેમને માફી આપવાનુ વચન સરકારે આપેલુ, અને એ કબૂલાતોને પરિણામે જ ક્રાૅફર્ડના દેવાની ને ભેટોની હકીકત બહાર આવવા પામી હતી, તે વચન પાળવાની બાબતમા સરકાર ઢીલી પડી ગઇ ટિળકે મામલતદારોના પક્ષની જોરદાર હિમાયત કરી અને તે એક જાહેર સવાલ બની ગયા તે માટે પૂનામા રા. બ નૂલકરના અધ્યક્ષપણા હેઠળ તા ૧–૯–૧૮૮૯ને રોજ એક મોટી જાહેર સભા થઇ તે બોલાવનારાઓમા રાનડે, ભાડારકર, વગેરે પણ હતા સભામા ટિળકે આવી મતલબનુ ભાષણ કરેલુ (આ જ તેમનુ પહેલુ જાહેર ભાષણ અંગ્રેજીમા કરેલુ હતુ) "અભયવચન ન પાળવુ એ વિશ્વાસઘાત છે, અને તે ભારતમંત્રી તો શુ, પાર્લમેન્ટ ખુદ પણ ન કરી શકે અભયવચનને પરિણામે કાયદાના ઉલ્લઘનનો દોષ મટી જાય છે તે માટે તેમણે વિલાયતનો પણ એક દાખલો ટાક્યો, જેથી તે અધિકારીઓને ગળે ઊતરે ઇ સ ૧૭૨૫મા વિલાયતમા લૉર્ડ ચાન્સેલરના હાથ નીચેની સ્ટાફની જગ્યાઓ લોર્ડ મૅક્લીગ ફીલ્ડે પચાસ પચાસ હજાર રૂપિયાની લાચ આપીને ખરીદેલી ખુદ પાર્લમેન્ટ માની આ વાત પછી કોર્ટમા મુકદ્દમો ચાલ્યો ત્યારે પુરાવા ભેગો કરવા માટે અત્યારની જેમ જ ત્યાર પણ માફીનુ વચન આપવુ પડ્યુ અને તે વચન

પૂરુ કરવા માટે બે જ દિવનમા પાર્લમેન્ટે કાયદો પસાર કર્યો હતો વિલાયતમા જો પેલા લોકો નોકરી માટે લાયક ગણાયા હતા તો આ મામલતદારો નાલાયક શાથી? તેથી મામલતદારોએ કરેલી મદદની કદર કરી કોઇ પણ જાતનો ભેદભાવ ન કરતા બધાને નોકરી પર રાખવા જોઇએ " આ જ સભામા અંગ્રેજી છાપાઓમા મામલતદારોને અંગે આવતા ગેરસમજ ફેલાવનારા લખાણને વખોડી કાઢતો ઠરાવ ગોખલેએ રજૂ કર્યો હતો.

તેમ છતા સરકારે કોને નોકરી પર રાખવા ને કોને નહીં એ બાબત ભેદ કરવાની શરૂઆત કરી છેવટે હિંદી સરકારે વડી ધારાસભામાં બિલ રજૂ કર્યું તેમા કોઇ પણ મામલતદાર પર દીવાની કે ફોજદારી મુકદ્દમો માંડવામા નહીં આવે એટલુ જ આશ્વાસન હતુ, તેમને નોકરી પર રાખવાની બાબતમા કશો ઉલ્લેખ ન હતો. ટિળકે મુંબઇના ગવર્નર લોર્ડ રેને ઉદ્દેશીને પણ ઘણુ લખ્યુ ને આવા અધૂરા બિલને સંમતિ ન આપવા સૂચવ્યુ પણ છેવટે મૂળ સ્વરૂપમા જ બિલ પસાર થયુ આખરે મામલતદારોના બે વર્ગ પાડી નિકાલ કરવામા આવ્યો જેમને જબરજસ્તીને કારણે લાંચ આપવી પડી તેમને માફી આપવામા આવી તેમાથી કેટલાકને નોકરી પર ચાલુ રાખી થોડા સમય માટે તેમની બઢતી બંધ કરવામા આવી, કેટલાકને નોકરી પરથી દૂર કર્યા છતા તેમનો પગાર ચાલુ રાખવામા આવ્યો. જેમણે સ્વેચ્છાથી લાંચ આપેલી તેમને નોકરી પરથી કોઇ પણ રાહત વિના કમી કરવામા આવ્યા

ક્રોફર્ડ પ્રકરણનુ આ લાછન પછીથી એટલે સુધી ભુલાઇ ગયુ કે આ મામલતદારોમાથી કેટલાકને સરકાર તરફથી રાવબહાદુર, રાવસાહેબના ખિતાબો પણ આપવામાં આવેલા

મામલતદારોને પૂરો ન્યાય અપાવવા માટે ટિળકે વિલાયતની પાર્લમેન્ટમાં પાય વધારાનુ બિલ રજૂ કરાવવા માટે બ્રેડલૉ અને ડિગ્બી મારફતે ખૂબ પ્રયત્ન કર્યો, કેટલાંય પત્રકો છાપી માહિતી પૂરી પાડી, અને બિલ રજૂ થવાની ખૂબ આશા પણ બંધાયેલી પણ એ પ્રયત્ન આખરે નિષ્ફળ ગયો.

ટિળકની કામગીરી માટે કૃતજ્ઞ મામલતદારોએ તેમને એક ઘડિયાળ ને ઉપરણું ભેટ આપ્યાં

## ૧૩

## રાજકીય કે સામાજિક: પહેલાં કયું?

ન્યૂ ઇંગ્લિશ સ્કૂલની સ્થાપના કરી તે વખતે તેના મૂળ સંસ્થાપકો વિષ્ણુશાસ્ત્રી, ટિળક અને આગરકર એ ત્રણેની હિન્દુધર્મ, સંસ્કૃતિ, સમાજ-રચના ને રાજકારણ એ બધાંને અંગે એકસરખી દૃષ્ટિ ન હતી તેનું દિગ્દર્શન આપણે અગાઉ કરી ગયા છીએ. સ્વધર્મ અને સંસ્કૃતિની બાબતમાં પહેલા બે અમુક રીતે સનાતની વૃત્તિવાળા હતા અને તે વિષે વિદ્યાર્થીઓમાં અભિમાન જાગ્રત કરવા તરફ તેમનુ વિશેષ વલણ હતું; જ્યારે કેળવણીને પરિણામે વિદ્યાર્થીઓમાં સ્વતંત્રપણે વિચાર કરવાની ને અભિપ્રાય બાંધવાની શક્તિ કેળવાય તો આપણું કેળવણીનું કાર્ય સફળ થયું ગણાય એવી, ખાસ કરીને આગરકરની, માન્યતા હતી. બુદ્ધિપ્રામાણ્યવાદ તરફ વિદ્યાર્થીઓને દોરવાની તેમની વૃત્તિ હતી.

વર્તમાનપત્રો શરૂ થયાં એટલે તેમનુ કાર્યક્ષેત્ર વિશાળ અને વધુ વ્યાપક બન્યુ. એટલે દેશમાં કે દુનિયામાં બનતી કોઇ પણ મહત્ત્વની ઘટના તરફ ધ્યાન આપી તે વિષે લોકોને માહિતી આપવી તથા તેમનો મત કેળવવો એ પત્રકાર તરીકે તેમની ફરજ થઇ પડી અને છાપાંની કારકિર્દીના પહેલા વરસ દરમ્યાન મંડળના નાયક જેવા વિષ્ણુશાસ્ત્રી હયાત હતા અને એમનુ વડીલપણું સૌને માન્ય હોવાથી તેમનો મત પ્રભાવી રહ્યો. વળી તેમની અને ટિળકની વચ્ચે સામાજિક બાબતોમા ઝાઝો મતભેદ ન હતો. ૧૮૮૨મા કોલ્હાપુર પ્રકરણ સર્વોપરી બન્યુ અને એ પ્રકરણ ચાલુ હતુ તે દરમ્યાન જ વિષ્ણુશાસ્ત્રી ગુજરી ગયા. ૧૮૮૩માં સામાજિક વિષયો પર કેટલાક લેખો આવેલા તેમા એ જમાનામાં વધૂને રજોદર્શન થતા તેનુ જે ગરઘસ કાઢવામા આવતું તે વિષે, તેમ જ 'ધર્મોની આજ્ઞાઓ પાળવાની મર્યાદા' એ વિષય પર ટિળકના લખેલા લેખો પણ હતા તેમાંના પહેલા લેખમાં તેઓ લખે છે:

"નાહક ધાર્મિક પ્રશ્નોની ચર્ચા ઉપાડીને લોકોના મન દુભાવવાની કેસરીની ઇચ્છા નથી. બ્રાહ્મસમાજ, પ્રાર્થનાસમાજ આર્યસમાજ, વગેરેની બાબતમા તે જાતે પડવા માગતો નથી. તેમ છતાં લોકોના રીતરિવાજો અને વહેવાર વિષે લખવાનુ પોતાનુ કર્તવ્ય છે એમ તે માને છે તેથી જ્યારે

કોઈ ચાલ કે રૂઢિ અર્થહીન અને ગ્રામ્ય હોઈ અજ્ઞાનને લીધે તેનો ધર્મની સાથે અમસ્તો જ સંબંધ જોડી દેવામા આવે છે — આવી રૂઢિઓ અનેક છે અને તે બધાનો યથાવકાશ વિચાર કરવાનો અમારો વિચાર છે — ત્યારે તેમા રહેલા દોષ ઉઘાડા પાડતા અમે કદી ખચકાવાના નથી, પછી તેને અંગે ધર્મને વિષે લખવુ પડે તોય વાધો નહીં. ગર્ભાધાન જેવી શુષ્ક, અર્થહીન, ગ્રામ્ય અને આપણા હાથની વાત જેવી રૂઢિ જો આપણે છોડી શકતા નથી, તો બાલવિવાહ જેવી ભયંકર રૂઢિઓ આપણે શી રીતે બંધ કરી શકવાના હતા? આવા વિષયો પર લેખો લખીને તેમનુ સાચુ સ્વરૂપ લોકો આગળ મૂકવુ એ પોતાનુ એક કર્તવ્ય છે, એમ કેસરી માને છે. પછી તેને માટે બીજાઓ ભલે તેને ગાળો દે. કેસરી પોતાની માન્યતા મુજબ ફરજ બજાવશે"

એ પરથી જણાશે કે સામાજિક બાબતોમાં કેસરી (કે ટિળક) સુધારાની વિરુદ્ધ ન હતા ધર્મને નામે ચાલતી કુરૂઢિઓ, વહેમો ઇત્યાદિની વિચાર પૂર્વક ચર્ચા કરીને લોકોને બોધ અને કેળવણી આપવા એ તેનો ઉદ્દેશ સ્પષ્ટ હતો તેની સાથે જ નવો ધર્મ કે લોકોથી અલગ એવો નવો સમાજ સુધારાનો સંપ્રદાય પણ તેને સ્થાપવો ન હતો. ન્યૂ ઇંગ્લિશ સ્કૂલના મોટા ભાગના લોકોનો આવો જ મત હતો. આગરકર આ બાબતમા વધુ આગ્રહી અને સુધારાના કટ્ટર હિમાયતી હોવાથી જુદા પડતા

આપણે જોઈ ગયા કે, ૧૮૮૪ની સાલમા ન્યૂ ઇ૦ સ્કૂલના મંડળમા સામાજિક પ્રશ્નોની બાબતમા પ્રથમ કચવાટ શરૂ થયો. બાળવિવાહની પ્રથા બંધ કરવાને માટે સરકારના કાયદાની મદદ લેવી કે નહીં એ તેનુ તાત્કાલિક કારણ હતુ મુંબઈના પ્રખ્યાત પારસી પત્રકાર, કવિ ને સમાજસુધારક શ્રી બહેરામજી મલબારીએ હિન્દુ સમાજમાં સુધારો કરવાના ઉદ્દેશથી આ વરસે 'બાલવિવાહ' અને 'ફરજિયાત વૈધવ્ય' એ બે વિષયો પર નોંધો તૈયાર કરીને તે હિન્દુસ્તાન સરકાર અને પાર્લમેન્ટ પર મોકલી આપી. ૧૮૮૫–૮૬ માં તે નોંધો પ્રાન્તિક સરકારોને મોકલવામા આવી અને તેમણે તે અમુક અધિકારીઓને તથા સમાજના પ્રતિષ્ઠિત આગેવાનોને તેમનો અભિપ્રાય જાણવા માટે મોકલી. તેમણે પોતપોતાના અભિપ્રાયો સરકારને લખી મોકલ્યા, એટલે ઉપરની બે બાબતો અંગે સરકાર કાયદો કરશે કે શુ એવો ધ્રાસકો લોકોના મનમાં પેદા થયો શ્રી મલબારીનુ કહેવુ એમ હતું કે, "બાળવિવાહ બંધ થાય તે માટે નાની ઉંમરના પરિણીત છોકરાઓને યુનિવર્સિટીની પરીક્ષાઓમા બેસવાની રજા ન આપવી તેમ જ કોઈ પણ

સરકારી ખાતામાં તેને નોકરી પણ ન આપવી અને એથી પણ આગળ જઈ સરકારે બાળવિવાહ પ્રતિબંધક કાયદો જ પસાર કરવો."

આ વિષય પર કેસરીને લખવાનો વખત આવ્યો ત્યારે તેના લેખક મંડળમા જે જુદા જુદા મતો પ્રવર્તમાન હતા તે આગળ આવવા લાગ્યા કેસરીના તંત્રીપદે આગરકરનું નામ હતું અને તેઓ સુધારાના ઝનૂની પુરસ્કર્તા હતા અને તે માટે કાયદાનો આશરો જરૂર લઈ શકાય એવા મતના હતા, જ્યારે ટિળક અને બીજા સભ્યોનો મત જુદો હતો તેથી મલબારીએ જેની હિમાયત કરી તે સુધારાની બાબતમાં કેસરી માટે કોઈ એક સ્પષ્ટ મત જાહેર કરવામા મુશ્કેલી ઊભી થઈ તંત્રી આગરકરને પણ પોતાની સહીથી પોતાનો મત જણાવવાની ફરજ પડી, અને તે તેમણે વ્યક્તિગત રીતે ૧૬ ડિસેમ્બર ૧૮૮૪ના કેસરીના અંકમા વિગતવાર જાહેર કર્યો આમ આ બન્ને બાજુનોને અંગે પરસ્પર વિરોધી લેખો કેસરીમાં આવવા લાગ્યા અને આગરકરનો પક્ષ પાછળ પડ્યો છેવટે ૧૫મી સપ્ટેંબર ૧૮૮૫ના અંકમા તંત્રીના લેખમા ' પરતંત્રતાને કારણે આપણા લોકોની સ્થિતિ જ એવી થઈ છે કે, રાજકીય બાબતમા સુધારો થયા વિના સામાજિક સ્થિતિમા સુધારો થવાનો નથી," એવો મત વ્યક્ત થયો

પ્રો વર્ડ્સવર્થ, શ્રી વેડરબર્ન વગેરેએ પણ મલબારીના સમાજસુધારાના આવેશને વખોડી કાઢ્યો શ્રી તેલંગે મુંબઈમાં તા ૨૨ ફેબ્રુઆરી ૧૮૮૬ને રોજ આપેલા ભાષણમા આવો જ મત વ્યક્ત કર્યો ટિળકે તેમનું આખું ભાષણ કેસરીના બે અંકોમા મળીને છાપ્યું તેલંગની મુખ્ય દલીલ એવી હતી કે, અમુક જાતની સામાજિક સ્થિતિ હોય તો જ અમુક પ્રકારની રાજકીય સ્થિતિ પ્રાપ્ત થઈ શકે એમ કહી શકાય નહીં સામાજિક સુધારાની પહેલા રાજકીય સુધારણા કરવાનો પ્રયત્ન શરૂ ન કરવો એમ કહેવું બરાબર નથી હિન્દુ ઘરો તમામ ગુલામખાના છે એમ કહેવું ખોટું છે શિવાજી અથવા પેશવાઓ બાળવિવાહના જ ફરજંદો હતા, અને તેમણે જે પરાક્રમના કાર્યો કર્યાં તેને અંગ્રેજી ભણેલા છોકરાઓની સંસ્કૃતિનો આધાર ન હતો આજની ઇંગ્લૅન્ડની ગૃહસ્થિતિ જોઈએ તો તેમા પણ સંસારસુધારાને પૂરતો અવકાશ છે સામાજિક સુધારો દાખલ કરતી વખતે સમાજ શકટનાં વંકોમા ઓછામા ઓછું ઘર્ષણ થાય એવી જ કાર્યનીતિ અખત્યાર કરવી જોઈએ સામાજિક અને રાજકીય સુધારણા બન્ને ઇડરિયા ગઢ જેવી દુર્ગમ છે એ બેમા રાજકીય સુધારાનો કિલ્લો સર કરવો એ કંઈકે સુસાધ્ય છે કારણ એ કિલ્લા પર ચઢાઈ કરવાની બાબતમા બધા પ્રજાજનોનો

એકમત હોય છે. સામાજિક સુધારાની બાબતમાં તેમ નથી હોતું. કેટલીક વાર એક કિલ્લો પ્રથમ હસ્તગત કરી તેના પરથી મારો કરવાથી બીજો હસ્તગત થઇ શકે છે. તેવી જ રીતે હિન્દુસ્તાનમાં રાજકીય સુધારાનો કિલ્લો હસ્તગત થયા પછી તે પરથી સામાજિક સુધારાના કિલ્લા પર મારો ચલાવી શકાશે. બધાએ સમાજસુધારક બનવુ જોઇએ એમ નથી. રાનડે જેવો અલૌકિક બુદ્ધિશક્તિવાળો કોઇક જ માણસ બધા સુધારા એકી વખતે હાથમાં લઇ શકે, પણ બધા તેમ કરી શકતા નથી. છેવટે તેવગે ટૂંકમાં એમ જણાવ્યુ કે, "આપણા દેશની હાલની પરિસ્થિતિમાં ભણેલા લોકોની બુદ્ધિશક્તિનો મોટો ભાગ રાજકીય સુધારા પાછળ અને થોડોક જ માત્ર સામાજિક સુધારાના પ્રયત્નમાં વપરાય એ જરૂરનુ છે."

તેલંગના ભાષણ પર વિવેચન કરતાં ટિળકે મલબારીને ટકોર કરી કે, પારસી સમાજમાં હજી ઘણા સુધારા કરવાના બાકી છે, એ તરફ તેઓ વધારે ધ્યાન આપે તો સારુ. નાહક પરોપકાર-બુદ્ધિનો ઘોડો બનાવી તે પર સવાર થવાની જરૂર નથી!

સામાજિક અને ધાર્મિક સુધારાની બાબતમા હિંદની સર્વશ્રેષ્ઠ રાજકીય સંસ્થા—રાષ્ટ્રીય મહાસભાનુ વલણ કેવુ હતુ તે પણ અહીં જોઇએ.

મહાસભાની પહેલી બેઠક ૧૮૮૫ના ડિસેમ્બરમાં મુંબઇ મુકામે થઇ તે વખતે તેનુ સ્વરૂપ કેવું રાખવુ તે બાબત ખૂબ ચર્ચા થઇ અને તે રાજકીય હોવુ જોઇએ, સામાજિક કે ધાર્મિક બાબતો તેમાં ન ભેળવવી જોઇએ, એવો નિર્ણય લેવામાં આવ્યો. અને એ જ નીતિ આગળ પણ ચાલુ રાખવામાં આવી. ઠેઠ ૧૯૧૩માં જ્યારે શ્રીમતી બેસન્ટે પોતે શરૂ કરેલુ 'ધ બ્રધર્સ ઑફ સર્વિસ' નામનું મંડળ મહાસભા સાથે જોડી લેવાની વિનંતી કરી ત્યારે ઉપરના જ મુદ્દાસર સર ફિરોજશાહ મહેતાએ તેમ કરવાની ના પાડી અને તેમા તેમને દાદાભાઈની પૂરેપૂરી સંમતિ હતી.

મહાસભાના આ વલણને કારણે જ તેના ૧૮૮૭માં મદ્રાસમાં ભરાયેલા ત્રીજા અધિવેશન વખતે 'ઇંડિયન નૅશનલ સોશ્યલ કૉન્ફરન્સ' નામની એક સ્વતંત્ર સંસ્થા સામાજિક સુધારા માટે દી. બ. રઘુનાથરાવ અને ન્યા. રાનડે-ના પ્રયત્નથી સ્થાપન કરવામાં આવી.

આખરે બાળવિવાહ પ્રતિબંધક કાયદાની બાબતમાં મોટા ભાગનો લોકમત બિલને પ્રતિકૂળ હોવાથી સરકાર પોતા થકી કશું કરી શકે તેમ નથી, એમ જણાવી એ કાયદો કરવાનુ તેણે માંડી વાળ્યુ.

## ૧૪

# રખમાબાઈનો કિસ્સો

૧૮૮૯માં સામાજિક સુધારાના ઝઘડાને બીજુ એક નિમિત્ત મળ્યુ અ હતુ દાદાજી વિ. રખમાબાઈવાળુ પ્રકરણ. તેની ટૂંકમાં હકીકત આવી હતી. ૧૮૭૧માં મુબઈના એક સજ્જન ડૉ સખારામ અર્જુને પાંચકળશે ન્યાતની વિધવા સાથે પુનર્લગ્ન કર્યું. આ વિધવાની પહેલા પતિથી થયેલી એક કન્યા હતી, તેનુ નામ રખમાબાઈ રખમાબાઈના બાપની મિલકત કાયદાથી તેની પુનર્વિવાહિત માતાને નહીં પણ તેને મળવાની હતી તેથી એ મિલકત પોતાના કબજામાથી ન જાય તે માટે ડૉ. સખારામે પોતાના એક નજીકના સગા અને આશ્રિત જેવા દાદાજી સાથે તેનુ લગ્ન કરાવ્યુ. દાદાજી ગરીબ ને થોડુ ભણેલો હતો લગ્ન પછી તેનો ડૉ સખારામ સાથે અણબનાવ થયો, તેથી તેણે જ્યારે રખમાબાઈને પોતાના ઘેર રહેવા બોલાવી ત્યારે ડૉક્ટરે તેને તેના ધણી પાસે મોકલવાની ના પાડી. રખમાબાઈ ઝાઝું ભણેલી ન હતી, પણ 'આર્ય મહિલા સમાજ' નામની સસ્થાના મંત્રીપદે ડોકે તેની સ્થાપના કરી હતી તેથી તેને જોઈએ તે કરતા વધારે પ્રસિદ્ધિ મળી.

એટલામા ડૉ. સખારામ ગુજરી ગયા. દાદાજીએ પોતાની પત્નીનો કબજો મેળવવા માટે તા ૧૨–૩–'૮૪ને રોજ હાઈકોર્ટને અરજી કરી. હિન્દુ કાયદા પ્રમાણે દાદાજીના કબજામાં પોતાને સોપાવાનો પૂરતો સભવ છે તે જોઈને રખમાબાઈએ એંગ્લોઇંડિયન છાપામા પત્રો પ્રસિદ્ધ કરાવીને પોતાનુ દુ:ખ જાહેર કરી સુધારકોની સહાનુભૂતિ મેળવીને હાઈકોર્ટ પર તેનુ વજન પડે તે માટે પ્રયત્ન કર્યો એ પત્રોમા દાદાજી જોકે એના જેટલો જ ભણેલો હતો તોય તે તેનો 'અશિક્ષિત કૂલી' (મજૂર), શબ્દથી ઉલ્લેખ કરતી દાદાજીને કોઈની સહાનુભૂતિ ન હતી આ મુકદ્દમામાં સુધારકોનો મુદ્દો એ હતો કે રખમાબાઈનુ લગ્ન તેની સમતિથી થયેલુ નહીં હોવાથી કાયદા વડે તેને પોતાના ધણી દાદાજીને ત્યા જવાની ફરજ પાડવામા હાઈ-કોર્ટે દાદાજીને મદદ ન કરવી જોઈએ. આ મતને ચાલુ કાયદામાં કશો આધાર ન હતો. તેમ છતા ન્યાયમૂર્તિ પિન્હોએ રખમાબાઈની તરફેણમાં ચુકાદો આપ્યો (૨૧ સપ્ટેંબર ૧૮૮૫)

આ ચુકાદા સામે દાદાજીએ અપીલ કરી. તેમાં મુખ્ય ન્યાયાધીશ સાર્જન્ટ અને ન્યા. બેલ એ બેએ પિન્હેનો ચુકાદો ફેરવી દીધો ને દાદાજીનો પોતાની પત્ની પરનો દાવો માન્ય રાખ્યો.

આ ચુકાદાએ એક ભારે મોટી ચર્ચા જગવી. હાઈકોર્ટનો ચુકાદો હિંદુ ધર્મશાસ્ત્રને અનુસરીને હતો તેથી એ ધર્મશાસ્ત્ર જ વાહિયાત અને જંગલી છે એમ સુધારાવાળાઓ હવે કહેવા માંડ્યા. બીજી બાજુ રખમાબાઈએ એવું જાહેર કર્યું કે હાઈકોર્ટ તેને પોતાના ધણીને ત્યાં જવાનો હુકમ આપે તોય તે તેનો ભંગ કરશે, ને તે માટે થાય તે સજા વેઠી લેશે. તેનો આ સત્યાગ્રહનો ડંકો સાંભળી સુધારકો અને એંગ્લો ઇંડિયનો તેની ભારે પ્રશંસા કરવા લાગ્યા. મલબારીએ તેને માટે ફંડ ભેગું કરવાનું શરૂ કર્યું. છેવટે ન્યાયાધીશે દાદાજીને જ સમજાવ્યો ને તેણે રખમાબાઈને ઘેર લઈ જવાનો આગ્રહ પડતો મૂક્યો.

પણ તેથી સુધારક અને સનાતનીઓ વચ્ચેના ઝઘડાનો અંત આવ્યો નહીં. રાનડેએ "સ્ત્રીપુરુષોનો વિવાહસંબંધ અને તેની અમલબજાવણી" એ વિષય ઉપર ભાષણ આપ્યું અને તેમાં હિંદુ ધર્મશાસ્ત્રમાં સ્ત્રીને પુષ્કળ સ્વતંત્રતા આપેલી છે, તે દોષિત હોય તોય તેને ઘરમાં લેવી જોઈએ, વ્યભિચારિણી સ્ત્રીનો પણ ત્યાગ ન કરવો જોઈએ, કારણ 'રજસા શુધ્યતે નારી' એવું શાસ્ત્રવચન છે. સ્ત્રી કે પુરુષને સાથે રાખવા માટે દંડ કે સજાનો આશ્રય ન લેવો જોઈએ અને જો એવી સગવડ કાયદામાં ન હોય તો તેમાં તેટલો સુધારો કરવો જોઈએ.

એટલે ટિળકે 'स्त्री वा न प्रवध्य वलात् वा सहवासम्' એ મનુસ્મૃતિનું અવતરણ ટાંકીને રાનડેની બહુ સખત ટીકા કરી ને ધર્મશાસ્ત્રોમાંથી અનેક ઉતારા આપી તેમના મતને ધર્મશાસ્ત્રમાં ક્યાંય આધાર નથી એમ બતાવ્યું. આ લેખોમાં તેમની વાદકુશળતાનો નોખી કળાએ ખીલેલી જોવામાં આવે છે પણ રાનડે જેવા પુરુષ વિષે તેમણે વાપરેલી ભાષાથી દુઃખ થયા વિના રહેતું નથી.

પણ આ દાવાને અંગે સુધારકોમાં પણ મતભેદ હતો. શ્રી. તેલંગે આ બાબતમાં એમ જાહેર કર્યું કે, "રખમાબાઈની મદદ માટે જે કમિટી સ્થાપન કરવામાં આવી તેનો તેને ભેદ ન થાય એટલો હેતુ અમને માન્ય છે. પણ કમિટી આથી આગળ જાય છે તેથી કમિટીએ બે ત્રણ વસ્તુઓ ન કરવી જોઈએ અને અમે એ નહીં કરીએ એમ જાહેર કરવું જોઈએ

તે વસ્તુઓ આ ' હિંદુ લોકોનો લગ્ન સબંધી હક સ્થાપન કરવાનો દાવો કોર્ટો ન ચલાવે એવી માગણી ન કરવી, નાનપણમા લગ્ન કરવાની પ્રથા તોડવાની સાથે આ કમિટીએ સબંધ ન રાખવો જોઈએ, હાઈકોર્ટના ચુકાદા સામે પ્રીવિ કાઉન્સિલમા અપીલ ન કરવી, રખમાબાઈના લગ્નને તેની સમતિ ન હતી એ મુદ્દા ઉઠાવવાની ભાજગડમા ન પડવુ, કારણ એ મુદ્દા ઉઠાવવામા આવે તો હિંદુસમાજ સાથે વેર જ બંધાશે અને એમ જો થાય તો હુ સમાજના પક્ષમા જઈશ "

કોઈ પણ સુધારો દાખલ કરતી વખતે ઓછામા ઓછુ ઘર્ષણ થાય તેની કાળજી લેવી જોઈએ તેમજ સુધારો કાયદાને જોરે સમાજ પર લાદવો ન જોઈએ એ બે મુદ્દા બાબત તેલગ જેવા પણ ટિળક સાથે સહમત હતા એ આ પરથી સ્પષ્ટ થાય છે

## ૧૫
## સંમતિવયનો કાયદો

બાલવિવાહપ્રતિબંધ અને અસમત વૈધવ્યને અંગે સરકાર પાસે કાયદો કરાવવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો તેથી શ્રી મલબારી હતાશ થયા નહીં તેમણે પોતાનો પ્રયત્ન ચાલુ જ રાખ્યો વિલાયતની સરકાર આ કામમા વધુ ઉપયોગી થશે એમ સમજી તેમણે ૧૮૯૦માં વિલાયત પ્રયાણ કર્યું ને ત્યાં સંસારસુધારાનો એક કાર્યક્રમ ઘડી જાહેર કર્યો તેના નવ મુદ્દા પૈકી વિશેષ મહત્ત્વના નીચે મુજબ હતા

૧ બાર વરસથી નાની વિવાહિત છોકરી સાથે તેનો ધણી સંભોગ કરે તો તેને પણ કાયદાથી સજા થવી જોઈએ

૨ પત્નીનો કબજો લેવા માટેનો અથવા તે પતિને ઘેર રહેવા જાય તે માટેનો દાવો કોર્ટમાં ન ચાલવો જોઈએ

૩ નાનપણમા જેમના લગ્ન થયા હોય તેઓ ઉમરલાયક થતાં એક બીજાને પસદ ન પડે, તો તેમને લગ્ન ફોક કરવાનો હક હોવો જોઈએ

૪ વિધવા પુનર્વિવાહ કરે તો તેને પહેલા પતિની મિલકત પોતાની પાસે રાખવાનો હક હોવો જોઈએ

૫. દેવદાસીની પ્રથા બંધ કરવી જોઈએ

આમાં પહેલા મુદ્દા વડે બળાત્કારની બાબતમાં કાયદામા પતિપત્નીના વહેવારનો જે અપવાદ ગણાયો છે તે રદ કરીને એટલે કે બાર વરસની અંદર કોઈ પણ સ્ત્રી લૈંગિક સંબંધને અનુમોદન આપવા માટે લાયક નથી એમ દર્શાવવાનો ઉદ્દેશ હતો. અને આ બાબતને અંગે જ સનાતનીઓ અને સુધારાવાળાઓ વચ્ચે લાંબો વિવાદ અને ઝઘડો ચાલ્યો

મલબારીની સૂચનાઓ પ્રસિદ્ધ થયા પછી રાનડે વગેરે સુધારકોએ તેને ટેકો આપવાની શરૂઆત કરી. એવામા ૧૮૯૦ના ઑગસ્ટ મહિનામા બંગાળામા હરિમોહન નામના ત્રીસ ઉપર વરસના એક શખ્સે પોતાની ફુલમણિ નામની કાચી ઉંમરની પત્ની પર બળાત્કાર કર્યો અને તેથી તે છોકરી મરી ગઈ એટલે હરિમોહન પર ફોજદારી મુકદ્દમો દાખલ થયો. સંમતિવયનુ વયનુ ધોરણ વધારવાનો આગ્રહ રાખવા માટે સુધારકોને આ બનાવ અચ્છ આયતુ સાધન મળ્યુ અને એ પ્રકરણ પછી થોડા જ દિવસમા મુંબઈના સુધારકોએ મલબારીની સૂચના મુજબ સંમતિવયનો કાયદો કરવા માટે સરકારને અરજી મોકલી

સરકારનુ મન પણ કાયદો કરવા તરફ વળવા લાગ્યુ હતુ તેથી સનાતની લોકોમા ભારે ખળભળાટ મચી ગયો તેમણે ઠેકઠેકાણે તે સામે પોતાનો વિરોધ દર્શાવવા સભાઓ ભરવાનુ શરૂ કર્યું

એવી એક સભા પૂનાના નાગરિકોએ સંસારસુધારાની બાબતમા સરકારે કાયદો ન કરવો જોઈએ એવી મતલબની અરજી કરવા માટે તા. ૨૯–૧૦–૧૮૯૦ને રોજ પૂનાના તુલસીબાગમાં ભરવાનુ નક્કી કર્યું સભાના આમંત્રકોને ટિળક, રા. ભિ. જોશી, સી. ગ. દેવધર વગેરેએ એવી સૂચના મોકલી કે, ' જેમને કાયદો ન જોઈતો હોય તેમની વાત તમે સરકારને જણાવશો જ પણ જે કોઈ મંડળનો અમુક એક સુધારો કરવાનો નિશ્ચય હોય અને તેમને એવા મતવાળા આ કાર્યમાં ઓછામાં ઓછા માણસો મળે અને તેઓ જો ઉપર જણાવેલી પ્રતિજ્ઞા લઈને પોતાને તેના વચનથી બાંધી લે તો એવા મંડળ માટે સરકાર કાયદો કરીને પ્રતિજ્ઞાનો ભંગ કરનારા લોકોને સજા થઈ શકે એવી જોગવાઈ કરી આપે એવી મતલબની અરજી સરકારને મોકલવાની તજવીજ કરશો. આગળ જે સુધારા થાય એમ અમને લાગે છે તે આ છે

૧–૨ છોકરીનુ લગ્ન સોળ વરસ પહેલાં ને છોકરાનુ વીસ વરસ પહેલાં ન કરવુ

૩-૪. પુરુષે ૪૦ વરસની ઉમ્મર પછી પરણવુ નહીં. ને પરણવાનુ થાય તો વિધવા સાથે જ લગ્ન કરવુ

૫ દારૂ પીવો નહીં

૬. પરઠણ કે વાંકડો તેમ જ દહેજનો ચાલ બંધ કરવો

૭ કમાણીનો દસનો હિસ્સો સાર્વજનિક (સંકલ્પિત મંડળની) પ્રવૃત્તિ માટે આપવો

૮. વિધવાનુ કેશવપન ન કરવુ

આ બધી સૂચનાઓ જેમને માન્ય હોય તેમની સહીઓ લઈ ઉપર જણાવ્યા પ્રમાણે કરવા વિનંતિ છે

આ સભામાં રાનડે, ભાંડારકર વગેરે સુધારાવાદીઓ પણ હાજર હતા

આ સૂચનાઓ અંગે ભાષણ કરતાં ટિળકે કહ્યુ કે, "મારો ખાસ મુદ્દો એ છે કે, કોઈ પણ સુધારો કરવો તે તેના હિમાયતીઓએ પ્રથમ પોતાના જીવનમા દાખલ કરવો જોઈએ દારૂ પીવાનાં દુષ્ટ પરિણામ આપણે ચારે કોરથી સાભળીએ છીએ આપણા સુધારકોએ તે વ્યસનથી પૂરેપૂરા અલિપ્ત રહેવુ જોઈએ. તે જ પ્રમાણે ઉપરના સુધારાનો લોકોમા પ્રચાર કરવા માટે મિશનરી લોકોના જેવી એકાદ સસ્થા કાઢવાની પણ જરૂર છે તે માટે આપણી પ્રાપ્તિનો અમુક હિસ્સો આપણે આપવો જોઈએ . . ."

ઉપરની સૂચનાનુ કશુ પરિણામ આવ્યુ નહીં પણ ઉપર જણાવેલા સુધારા લોકો પોતાની મેળે કરતા થાય તે માટે એક પ્રતિજ્ઞાપત્રક ઘડી તેના પર સહીઓ લેવાનુ કામ શરૂ કરવામા આવ્યુ એ પ્રતિજ્ઞાપત્રક નીચે મુજબ હતુ

## પ્રતિજ્ઞાપત્રક

અમે નીચે સહી કરનારાઓ એવા સોગન લઈએ છીએ કે, અમે—

૧ પોતાની દીકરીના લગ્ન ૧૪ વરસની અંદર કરીશુ નહીં

૨. એ જ પ્રમાણે દીકરાનુ લગ્ન તે ૨૦ વરસનો થાય તે પહેલા કરીશુ નહીં

૩ પોતાને ફરીથી લગ્ન કરવાનો પ્રસગ આવે તો ૧૬ વરસથી નીચેની કન્યા સાથે લગ્ન કરીશુ નહીં

૪. દીકરાનો વાકડો કે પરઠણ અને દીકરીનુ દહેજ લઈશુ નહીં

૫ દારૂ પીશુ નહીં

૬ ત્રીસ વરસની અંદર અમારા તાબાની વિધવાનું કેશવપન કરવા દઈશું નહીં

૭ પોતાની આવકનો વીસમો ભાગ અમારી જેમ ભોગન લેનાર લોકોના સાર્વજનિક કામને માટે આપીશું

ઉપર મુજબ પ્રતિજ્ઞા અમે સત્યને સ્મરીને લીધી છે આવી રીતે વર્તન કરવામાં અમે ચૂકીએ તો મંડળના નિયમ અનુસાર જે નિર્ણય થાય તે કબૂલ રાખી તે કરશે તે સજા સહન કરવા અમે તૈયાર છીએ

૧ બાળ ગંગાધર ટિળક દસ્કત પોતે
૨ વાસુદેવ ગણેશ જોષી
૩ ગોપાળ કૃષ્ણ ગોખલે
તા ૯ નવેમ્બર, ૧૮૯૦ ૪. હરિ નારાયણ આપટે, ઇ ઇ
(રવિવાર)

બીજી તરફ એ કાયદાને ટેકો આપનારાઓની સભાઓ પણ ઠેકઠેકાણે થઈ મુબઈમા લગભગ બે હજાર સ્ત્રીઓની સહીથી સંમતિવય વધારવાને ટેકો આપનારી એક અરજી સરકાર પાસે મોકલવામા આવી. આખરે સમતિ વયનુ બિલ ૯ જાનેવારી, ૧૮૯૧ને રોજ રીતસર મધ્યસ્થ સરકારની ધારાસભામાં રજૂ થયુ એટલે વાદ વળી જોરમા આવ્યો અને અનુકૂળ પ્રતિકૂળ મતવાળાઓની સભાઓ ઠેર ઠર ભરાવા લાગી વિરોધ કરનારાઓમા મુબઈ તરફ ટિળક, જિનસીવાલે, ખાપર્ડે, મહાદેવ ચિમણાજી આપટે ચિમનલાલ સેતલવાડ અને બગાળ તથા બીજા પ્રાતોમા સર રમેશ ચંદ્ર મિત્ર, વ્યો. ચં. બૅનરજી, સુરેન્દ્રનાથ બૅનરજી, સર ટી માધવરાવ વગેરે હતા, જ્યારે રાનડે, ભાડારકર, તેલગ વગેરે લોકો તરફેણમા હતા. સમતિવયના કાયદાને શાસ્ત્ર વચનોથી બાધ આવતો નથી એમ પુરવાર કરવાનો ભાડારકરે પ્રયત્ન કર્યા. ટિળક તેમના પર વિરોધી વચનોનો મારો ચલાવ્યો અને

गुरु वा बालवृद्धा वा ब्राह्मण वा बहुश्रुतम् ।
आततायिनमायान्तम् हन्यादेवाविचारयन् ॥

એમ કહીને ભાંડારકર પર બહુ કડવી ટીકા કરી. બિલમા સૂચવેલો સુધારો ટિળકને જોકે માન્ય હતો તોય તેમણે રજૂ કરેલો મુદ્દો એ હતો કે આ બિલ દ્વારા પરદેશી સરકાર હિન્દુઓના સામાજિક અને ધાર્મિક આચારોમા હસ્તક્ષેપ કરે છે અને તેથી તે રાણીના જાહેરનામા સાથે વિસંગત છે,

અને આ વાત તેમને પસંદ ન હતી. શ્રી તેલંગે જાહેરનામાના કેટલાક શબ્દો પર ભાર દઈને સંમતિવયના બિલ ને જાહેરનામાના વિરોધનો પરિહાર કરવાનો પ્રયત્ન કર્યો. આ કટુ વાદવિવાદમાં કેટલાક વિખવાદના ને મારામારીના પ્રસંગો પણ આવી ગયા અને તેલંગ, ભાંડારકર વગેરે વિદ્વાનોને માનહાનિ સહન કરવી પડી.

આખરે તા. ૧૯ માર્ચ, ૧૮૯૧ને રોજ લોકમતના વિરોધને અવગણીને 'પ્રો. ટિળક અને પંડિત શશધરનો પક્ષ સાચો હોય તો પણ તેની સાથે રહેવા કરતાં પ્રો. ભાંડારકર, ન્યા. તેલંગ અને રી. બ. રઘુનાથરાવનો પક્ષ ખોટો હોય તો પણ અમે તેની સાથે રહીશુ' એમ કાયદામંત્રી સ્કોબેલે ધારાસભામાં જાહેર કર્યું અને કાયદો પસાર કરવામાં આવ્યો. તેથી સનાતનીઓ વળી વિશેષ ચિઢાયા. પછી આવેલી હોળીને વખતે સનાતનીઓએ સુધારકનું એક બનાવટી શબ બનાવી તેનુ સરઘસ કાઢયુ ! હોળી પૂરી થયા પછી આ વાદ ધીમે ધીમે શમી ગયો.

## ૧૬

## પંડિતા રમાબાઈ અને શારદાસદન

સંમતિવયના કાયદાની ઉગ્ર ચર્ચા હજી પૂરેપૂરી શમી ન હતી એટલામાં બીજું એક પ્રકરણ ઊભુ થયુ તે હતુ પંડિતા રમાબાઈ અને તેમના શારદાસદન અંગેનુ. પંડિતા રમાબાઈનુ જીવન એટલે એક રીતે વીરતાની રોમાંચક ગાથા ને બીજી રીતે — ખાસ કરીને હિંદુધર્મ અને સંસ્કૃતિની દૃષ્ટિથી — એક કરુણ કહાણી કહી શકાય તેવુ હતુ. તેમના જીવનની હકીકત ટૂંકમા આવી હતી :

રમાબાઈના પિતા અનંતશાસ્ત્રી ડોંગરે દક્ષિણ કાનડા જિલ્લાના વતની હતા. બાજીરાવ બીજાના ગુરુ રામચંદ્રશાસ્ત્રી પાસે પૂનામાં શાસ્ત્રાધ્યયન કરતા બાજીરાવના પત્ની વારાણસીબાઈ સંસ્કૃતનાં સારાં જાણકાર હોઈ સંસ્કૃત શ્લોકો શુદ્ધ અને મધુર વાણીથી બોલતા, એ તેમણે જોયેલુ તે પરથી પોતાના ઘરની સ્ત્રીઓને પણ સંસ્કૃત શીખવવાનો તેમણે સંકલ્પ કરેલો. બાજીરાવના ગાદીત્યાગ પછી તેઓ મૈસૂર ગયા ને ત્યાં સંપત્તિ તથા સન્માન બન્ને પામ્યા. દસ વરસ ત્યા ગાળી ઘેર ગયા ને ઘેર ગયા પછી પોતાની

પત્નીને તેમણે સંસ્કૃત શીખવ્યુ માતપિતા તથા પત્નીને લઈને તેઓ કાશી યાત્રાએ નીકળ્યા, પણ રસ્તામાં જ તેમનાં પત્નીનું અવસાન થયુ યાત્રા પૂરી કર્યા પછી માતપિતાને ઘેર પહોંચાડી તેઓ વધુ અભ્યાસ માટે પાછા કાશી ગયા અને ત્યાંથી નેપાળ જઈને ત્યાં પણ સારુ સન્માન તથા દક્ષિણામા વિપુલ ધન પામ્યા. પછી ફરી ગુજરાત મહારાષ્ટ્રનો પ્રવાસ કરતા હતા તે દરમ્યાન સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતા કરતા કાશીયાત્રાએ નહકુટુંબ ઊપડેલા વાઈના એક અભ્યંકર સાથે તેમનો પૈઠણ મુકામે ભેટો થયો અને ત્યા અભ્યંકરે પોતાની નવ વરસની કન્યા અંબાબાઈને અનંતશાસ્ત્રીની સાથે પરણાવી અનંતશાસ્ત્રીએ આ પત્નીને પણ સંસ્કૃત શીખવવાનુ શરૂ કર્યું. પછી કુટુંબની કે સમાજની પંચાતમાથી છૂટવા માટે તેમણે ગામની વસ્તી છોડી દઈને જ્યાંથી તુંગા, ભદ્રા ઇત્યાદિ નદીઓ નીકળે છે તે ગંગામૂલ પર્વત નામની જગ્યાએ જઈને ત્યા પ્રાચીન ઋષિઓની જેમ ઝૂંપડી બાંધી એક આશ્રમ ઊભો કર્યો. ત્યા તેમની સંસ્કૃત વિદ્યાથી આકર્ષાઈને અનેક વિદ્યાર્થીઓ શાસ્ત્રાધ્યયન માટે તેમની પાસે આવવા લાગ્યા ને એક ગુરુકુલ ઊભુ થયુ અનંતશાસ્ત્રી જૂની પરંપરા પ્રમાણે શીખેલા હોવા છતા ભારે વિકિત્સક બુદ્ધિવાળા હતા અને તેથી રૂઢ ધાર્મિક માન્યતાઓ બાબત પોતાનો વિરોધી મત સ્પષ્ટપણે વ્યક્ત કરતા. ગંગામૂલ પર્વતના આ આશ્રમમા એ પતિપત્નીએ બાર વરસ ઉપર સમય ગાળ્યો લક્ષ્મીબાઈ (પ્રથમાશ્રમના અંબાબાઈ) એ સંસ્કૃતનુ એવુ સરસ જ્ઞાન પ્રાપ્ત કરેલુ કે શાસ્ત્રી બહારગામ જતા ત્યારે લક્ષ્મીબાઈ જ છાત્રોને આગળનો પાઠ આપતા. લક્ષ્મીબાઈને છ બાળકો થયાં તેમા સૌથી નાના રમાબાઈનો જન્મ ૧૮૫૮મા થયો હતો. છેવટના દિવસોમા આ શાસ્ત્રી દંપતીની સ્થિતિ સાવ કંગાલ બની ગઈ હતી અને તેને કારણે અનંતશાસ્ત્રીએ જલસમાધિ લેવાનો પણ વિચાર કરેલો. પણ તેમ કરી શકે તે પહેલા જ તેઓ કાળવશ થયા. તેમના પછી થોડા જ વખતમા લક્ષ્મીબાઈ પણ ગુજરી ગયા. તેમની અંત્યવિધિ જેમ તેમ પતાવીને રમાબાઈ તથા તેમનો એક ભાઈ શ્રીનિવાસ ઘર છોડી ફરતા ફરતા કલકત્તા જઈ પહોંચ્યા. ત્યા પોતાની સંસ્કૃત વિદ્યાની મદદથી તેઓ ગુજરાન ચલાવવા લાગ્યા.

કલકત્તામા રમાબાઈએ સંસ્કૃતમા ભાષણો આપવાનુ શરૂ કર્યું તેમની યુવાન વય, પ્રભાવી વક્તૃત્વ અને સંસ્કૃતનુ જ્ઞાન જોઈ ત્યાની સ્ત્રીઓ તરફથી જાહેર સભા ભરી તેમને માનપત્ર આપવામા આવ્યુ પણ રમાબાઈના

દુર્દૈવે કરીને તેમનો ભાઈ પણ એ જ વખતે (મે, ૧૮૮૦)માં મરણ પામ્યો. તે પછી રમાબાઈને મુંબઈ આવવા માટે ત્યાંના લોકોએ આમંત્રણ મોકલેલું અને તેમણે તે સ્વીકારેલું પણ ખરુ. પણ મુંબઈ ન આવતાં તેઓ આસામમાં ગયાં ને ત્યાંના મેધાવી નામના એક વકીલ સાથે પરણ્યાં. પણ તેમના દુર્દૈવે તેમનો પૂરો કેડો પકડયો હતો. મેધાવી લગ્ન પછી દોઢેક વરસે ગુજરી ગયા ને રમાબાઈ વિધવા થયાં. તે વખતે તેઓ સગર્ભા હતાં. થોડા જ સમયમાં તેમણે પુત્રીને જન્મ આપ્યો ને તેનુ નામ મનોરમા પાડયુ.

તે પછી બગાળ કે આસામમાં ન રહેતાં તેઓ મુબઈ ને ત્યાંથી પૂના આવ્યાં ને ત્યાં રાનડે, ભાંડારકર વગેરેની સહાયથી સ્ત્રીઓમાં કામ કરવા લાગ્યાં. ૧૮૮૨માં તેમણે 'આર્ય મહિલા સમાજ'ની સ્થાપના કરી. એ જ વરસે કેળવણી તપાસ પંચ (હંટર કમિશન) આગળ રમાબાઈની જુબાની થઈ. તેની પંચના પ્રમુખ હંટર સાહેબ પર એટલી સરસ છાપ પડી કે તેમણે તેનું અંગ્રેજી ભાષાંતર કરાવીને એડિનબરોમા એ જ વિષય પર ભાષણ આપી શ્રોતાઓને ચકિત કરેલા પોતે કયે નાતે જુબાની આપે છે એ પ્રશ્નનો જવાબ આપતાં રમાબાઈએ કહ્યુ કે, "સ્ત્રીકેળવણીની હિમાયત કરવા માટે જેમની ખૂબ પજવણી થઈ, જેમના માર્ગમાં લોકોએ અનેક અંતરાયો નાખ્યા અને જેમનો બહિષ્કાર પણ થયેલો, એવા એક ગૃહસ્થની હું દીકરી છુ, અને સ્ત્રીઓનો દરજ્જો ઊંચો લાવવા માટે આજીવન કાર્ય કરવાનો મેં સંકલ્પ કરેલો છે" રમાબાઈની જુબાની રાણી વિક્ટોરિયાના વાચવામાં આવી ને તેને પરિણામે લેડી ડફરિન ફંડ, સ્ત્રી દાક્તરો તથા ઇસ્પિતાલોની પ્રવૃત્તિ શરૂ થઈ એમ રમાબાઈના એક ચરિત્રકાર જણાવે છે

પૂનામા આવ્યા પછી રમાબાઈએ અંગ્રેજીનો અભ્યાસ શરૂ કર્યો. ત્યાંની કન્યાશાળાના સુપરિન્ટેન્ડેન્ટ મિસ હરફર્ડ સાથે તેમનો પરિચય થયો ને તેમની દ્વારા પૂનાના ખ્રિસ્તી સમાજ સાથે તેથી રમાબાઈનુ મન ખ્રિસ્તી ધર્મ પ્રત્યે વધુ આકર્ષાયુ પૂનામા લોકોનો પૂરો સહકાર ન મળ્યાથી રમાબાઈને પૂરતો સંતોષ ન થયો ને તેઓ પોતાની દીકરી મનોરમાને લઈને વિલાયત ગયા. ત્યાં ચેલ્ટનહેમ કોલેજમાં તેઓ સંસ્કૃતનાં અધ્યાપિકા નિમાયા. વિલાયતમાં તેમણે પોતાની પુત્રી સાથે ખ્રિસ્તી ધર્મનો રીતસર અંગીકાર કર્યો વિલાયતથી રમાબાઈ અમેરિકા ગયા, ને ત્યાથી મિશનરી લોકોની મદદ લઈને હિન્દુસ્તાન પાછા આવ્યાં મુંબઈમા તેમણે ૧૧ માર્ચ ૧૮૮૯ને રોજ નિરાશ્રિત વિધવા તથા બીજી સ્ત્રીઓ માટે શારદાસદન નામની સંસ્થા

સ્થાપન કરી, અને રાનડે, ભાંડારકર, લાલશંકર ઉમિયાશંકર ઇત્યાદિ તેના સલાહકાર મંડળમાં જોડાયા

હવે રમાબાઇ એક વટલાયેલી ખ્રિસ્તી બાઈ થઈ હતી. તેની દેખરેખ નીચે હિન્દુ સ્ત્રીઓની કેળવણી શી રીતે ચાલે છે તે બાબત ઘણાને શંકા થતી હતી અને તેમાં ટિળક પાસે ૧ તા. એટલામાં ૨૧-૧૨-૧૮૮૯ના ક્રિશ્ચિયન વીકલી નામના ન્યૂયૉર્કના એક પત્રમાં એવા સમાચાર પ્રસિદ્ધ થયા કે, "શારદા સદનમાં હાલ સાત બાળવિધવાઓ છે તેમાંની બે પોતાની ખ્રિસ્તી ધર્મ વિષેની શ્રદ્ધા જાહેર કરીને રમાબાઇની પ્રાર્થનામાં જોડાય છે બીજી એક ખ્રિસ્તી મિશનની પાસે ભલે પણ છે તેથી એ સંસ્થામાં જે મનસ્વાતંત્ર્ય છે તે હાનિકારક ન કહેવાય (એ મિશનની દૃષ્ટિથી!) અને એ સંસ્થા ખ્રિસ્તી છે એ સ્પષ્ટ થાય છે" વગેરે. પ્રવૃત્તિમાં રસ લેતી અને નવી વટલાયેલી ખ્રિસ્તી બાઈના હાથ નીચે હિન્દુ કન્યાઓને ભણવા રાખવી, અને ખાસ કરીને તેણે સ્થાપેલા આશ્રમમાં રહેવા માટે દાખલ કરવી એમાં આપણી સંસ્કૃતિ અને ધર્મની દૃષ્ટિથી ભારે જોખમ છે, કોઇ પણ રીતે તે ઇષ્ટ નથી, એમ માનનારા ટિળકે ઉપરના સમાચાર તરત કેસરીમાં છાપ્યા. તેમ છતાં આશ્રમના સલાહકારક મંડળનો મોહ તો ચાલુ જ રહ્યો બાઈ ખ્રિસ્તી હોય તો ભલે, આપણી સ્ત્રીઓને કેળવણી મળે છે એ મોટો લાભ છે, એમ તેઓ કહેવા લાગ્યા અને બીજી તરફથી બાઈને જે સંસ્થા તરફથી આર્થિક મદદ મળતી હતી તે સંસ્થાને તેમણે આશ્રમમાં ધાર્મિક કેળવણી ન આપવા તેમ જ તેમાં ભણવા આવતી સ્ત્રીઓને ધર્માન્તર કરવા ન લલચાવવા રમાબાઇને સૂચના આપવા લખ્યું પણ તેમણે એવી કોઇ સૂચના ન આપી એટલું જ નહીં પણ રમાબાઇને જ આશ્રમના સંચાલનને અંગેની કુલ સત્તા આપી દીધી. તેથી રમાબાઇએ પોતાના ટીકાકારોને ચોખ્ખું જ સંભળાવ્યું કે, તમે જો આશ્રમના સંચાલનને માટે પૂરતા પૈસા આપતા હો તો શારદાસદન ખ્રિસ્તી સંસ્થા બનત જ નહીં. તેમ જ પોતાના આશ્રમમાં આવતી કોઇ પણ સ્ત્રી ખ્રિસ્તી નહીં બને એવી બાંહેધરી આપવાની પણ તેણે ના પાડી. આટલું રમાબાઇએ કહ્યા પછી સુધારાવાળાઓની આંખ ઉઘડી અને રાનડે, ભાંડારકર વગેરેએ સંસ્થાના સલાહકાર મંડળમાંથી રાજીનામાં આપી દીધા પછી તો શારદાસદન છડેચોક ખ્રિસ્તી ધર્મના પ્રસારની જ સંસ્થા બની ગઇ ટિળક સ્ત્રીકેળવણીની વિરુદ્ધ હતા એવો તેમના પર આક્ષેપ મૂકવામાં આવે છે પણ સ્ત્રીને કેળવવા

જતા જો તે પોતાની સંસ્કૃતિ અને ધર્મથી વિખૂટી પડે તો તેમા તેનો તેમ જ સમાજનો કઈ રીતે ઉદ્ધાર થયો ગણાય? સંવેદનશીલ અને સંસ્કારગ્રાહી ઉમરમા પોતાના ધર્મ ને સંસ્કૃતિથી વિખૂટા પાડી પારકા ધર્મ અને સંસ્કૃતિના પ્રભાવ હેઠળ બાળક કે બાળાઓને મૂકવા એના જેવુ કુશિક્ષણ ભાગ્યે જ હોઈ શકે ટિળક એવા શિક્ષણના કટ્ટા વિરોધી હતા અને તેથી જ રમાબાઈના શારદાસદન પર તેમણે સખત ટીકા ચાલુ રાખી હતી.

એ પછી શારદાસદન છોડીને બહાર નીકળેલી કન્યાઓના પાલન પોષણની વ્યવસ્થા કરવા માટે નિમાયેલી સમિતિમાં પણ તેમણે કામ કરેલુ

આગળ જતા રમાબાઈએ ખૂબ મોટા પાયા પર વટાળ પ્રવૃત્તિ શરૂ કરી તેમા તેમણે ફાવે તેવા માર્ગોનો આશરો લીધો છપ્પનિયાના દુકાળમા હજારો નિરાધાર છોકરીઓ તથા સ્ત્રીઓને તેઓ મહારાષ્ટ્ર, ગુજરાત, મારવાડ વગેરે પ્રાન્તોમાથી લઈ આવ્યાં અને તે બધાંને ઈશુના વાડામાં તેમણે દાખલ કરી દીધા પોતાની સંસ્થાને લગભગ જેલ જેવુ સ્વરૂપ આપ્યુ ને બહારના કોઈ માણસને અંદર જવાનુ પણ અશક્ય કરી દીધુ આની સામે અનેક ફરિયાદો સરકારમા થઈ, સંસ્થાની તપાસ થઈ અને શિસ્તને નામે જબર દસ્તીથી છોકરીઓને સદનમા પૂરી રાખવી, તેમને વટલાવવી અને વિધર્મી લોકો સાથે પરણાવી દેવી, એ બધી ગુલામખાનાને જ શોભે એવી ગેર રીતિઓ હોવાથી સરકાર તે ચલાવવા દઈ શકે નહીં, એમ પૂનાના કલેક્ટર સ્વિફ્ટે તેમને સ્પષ્ટપણે જણાવ્યુ

પોતાની સંસ્થાને માટે દ્રવ્યસહાય મેળવવા રમાબાઈ ફરી અમેરિકા ગયા પણ બીજી વારના અમેરિકાના પ્રવાસમા તેમને સારી આર્થિક મદદ મળી નહીં, કારણ તે પહેલા સ્વામી વિવેકાનન્દ તાજા જ વિશ્વધર્મ પરિષદ અંગે ત્યાં ગયા હતા અને વેદાન્ત તથા હિન્દુધર્મ વિષે લોકોમાં આદરની ભાવના તેમણે પેદા કરી હતી એટલે રમાબાઈએ હિન્દુધર્મ, સંસ્કૃતિ તથા તત્ત્વજ્ઞાનની નિન્દા શરૂ કરી. વેદાન્ત વિષે કહેતા, "વેદાન્તના વિવેચનમા હિંદી શાસ્ત્રી પંડિતો લાંબા લાબા ને ભારે જડબાતોડ વાક્યો વાપરે છે, તેથી જ તે તત્ત્વજ્ઞાન ગહન છે એમ તમને લાગે છે!" એમ તેમણે કહ્યુ "બ્રહ્મ એટલે પોલાણ, પણ જ્ઞાન અને આનંદથી ભરેલુ પોલાણ! આવા પોલાણની તમે કલ્પના કરી શકો ખરાં?" એવો સવાલ તેમણે અમેરિકન શ્રોતાઓને પૂછયો હિન્દુ સમાજસ્થિતિનુ વર્ણન કરતા બાઈએ કહ્યુ, "ઊંચી વર્ણના હિન્દુ પુરુષો એકી સાથે સો દોઢસો સ્ત્રીઓની સાથે પરણે છે

અને તેમની સ્મરણશક્તિ સારી નથી હોતી તેથી તેઓ પોતાનાં બેરાછોકરાની ચોપડામાં યાદી કરી રાખે છે "।

વેદાન્તની ટીકા બાબત લોકમાન્ય લખ્યુ, "લાંબી લાબી દાઢીવાળા, શરીર પર કરચલીઓ પડેલી છે એવા ઋષિઓએ વેદાન્તના ગ્રંથો લખેલા છે તેથી લલિતકલાસંપન્ન નાજુક યુવાન અમેરિકન સ્ત્રીઓએ તે વાંચવા જેવા નથી એવી ટીકા આ માયાવી બાઈએ વેદાન્ત ગ્રંથો પર ન કરી એ આપણા પર મહેરબાની જ કરી કહેવાય ' બ્રહ્મ વિષેના બાઈના ઉદ્‌ગારોને ઉદ્દેશીને તેમણે લખ્યુ, "પ્રાચીન કાળમા અપ્સરાઓએ વિશ્વામિત્ર વગેરે ઋષિઓ અને શંકર વગેરે દેવોની ઠેકડી ઉડાવ્યાનુ આપણે પુરાણોમા વાચીએ છીએ પણ પંડિતાએ કરેલી આ બ્રહ્મની ઠેકડી પેલા જૂના સ્ત્રી પરાક્રમનો જ આધુનિક નમૂનો કહેવાય સૈકો સ્ત્રીઓની વાત સાચી હોય તો બાઈને વગળ પ્રવૃત્તિ માટે છોકરીઓ ભગાડી જવાની ભાગે નગવડ થાત પણ એવી સ્થિતિ ન હોવાથી જ દુકાળમા અનાથ બનેલા બાળકોથી જ બાઈને સંતોષ માનવો પડે છે કચ્છણના મુખીની છોકરીને બાઈ ભગાડી ગઇ એટલે તે લાકડી લઈને શારદાસદનની કડે કેવો પડયો હતો તેનો અનુભવ બાઈને આવેલો જ છે, તેની પણ તેમણે બાઈને યાદ દેવડાવી

## ૧૭
## ચાના પ્યાલામા જ તોફાન

નમતિવયનો કાયદો થયો અવામા જ જેને ચાના પ્યાલામા તોફાન કહી શકાય તે પંચહોદ મિશન ચા પ્રકરણ નામની એક ગમ્મ્‌ત ઘટના બની. તેની હકીકત નીચે મુજબ હતી

પોતાની પત્ની આનંદીબાઈને દાક્તરીના વધુ અભ્યાસ માટે અમેરિકા મોકલનાર ગોપાળરાવ જોશી એક ઉદાર વિચારના સદ્‌ગૃહસ્થ હતા. નમાજ-સુધારાને અંગે વાતો ઘણી થાય છે, પણ તે કરનારા વખત આવ્યે કોઈ ને કોઈ બહાનુ કાઢી ફરજમાથી છટકી જાય છે તે જોઈને તેમને એક ગમ્મત કરવાનુ સૂઝ્યુ મિશનરી લોકો સાથે તેમનો સારો સંબંધ હતો તેમણે પૂનાના પંચહોદ મિશનના પાદરી રેવરન્ડ રિવિંગ્ટન પાસે ૪ ઓકટોબર ૧૮૯૦ ને રોજ રાનડે, ટિળક, ગોખલે, વગેરે શહેરના આગળપડતા લોકોને ભાષણ

માટે આમંત્રણ અપાયલું ભાષણ પૂરું થયા પછી મહેમાનોના આતિથ્ય માટે ચા અને બિસ્કિટ તેમની આગળ મૂકવામાં આવ્યાં એટલે તેમાંના કેટલાકે એક કે બન્ને વસ્તુઓને ન્યાય આપ્યો, કેટલાકે ચાનો કપ હાથમાં લઇ એટલાથી તેનું સન્માન કર્યું અને બીજાઓએ એટલા પણ તસ્દી લીધી નહીં.

આ સાદી વાત બન્યા બાદ કેટલાય મહિના પછી ગોપાળરાવ જોષીએ આ સમારંભની હકીકત પુંગેવૃત્ત છાપામાં મિશનમાં હાજર રહેલા — ને કેટલાક ન રહેલાનાં પણ — લોકોનાં નામ ઠામ સાથે પ્રસિદ્ધ કરી તેમ છતાં પૂનાના બ્રાહ્મણો કેટલાક દિવસ ચૂપ જ રહ્યા. પણ છેવટે ૧૮૯૧ની આખરે બ્રાહ્મણ્ય-રક્ષક મંડળના આગેવાનોએ પંચહૌદ મિશનના ચાપાણીમાં ભાગ લેનારા સદ્‌ગૃહસ્થો સાથે સંબંધ રાખનારા ઉપાધ્યાયો કે ગોરા અને રસોઇયા તથા પાણી ભરનારાઓની પાછળ બહિષ્કારનું લફરું ઊભું કર્યું અને પછી સમારંભમાં પ્રત્યક્ષ ભાગ લેનારા લોકોનાં સગાંસંબંધીઓમાં બહિષ્કાર દાખલ થયો અને તેને લીધે તેમના કુટુંબની સ્ત્રીઓ વગેરેની હેરાનગત શરૂ થઇ.

દરમ્યાન પુંગેવૃત્તમાં પ્રસિદ્ધ થયેલાં કેટલાક નામ ખોટાં હોવાથી તેના પર આબરૂનુકસાનીનો ખટલો થઇ તેને બનો રૂપિયાનો દંડ થયો. બીજી તરફ પૂનાના કેટલાક ચુસ્ત સનાતનીઓએ પેલા વટલાયેલા લોકો સામે શંકરાચાર્ય પાસે ફરિયાદ દાખલ કરી એટલે શંકરાચાર્યે તેને અંગે એક પંચ નીમ્યું અને ૧૮૯૨ના જાન્યુઆરીમાં એ પંચનું કામ પૂનામાં શરૂ થયું એટલે ચાપાન અને બિસ્કિટભક્ષણ કરતાં પણ શંકરાચાર્યની હકૂમત ચા પીવાના આરોપવાળા લોકો માને છે કે નહીં એ પ્રશ્ન વધારે મહત્ત્વનો બન્યો. રાનડે ટિળક વગેરે કેટલાકે તે કબૂલ રાખી કેટલાક લોકોએ શંકરાચાર્યની સત્તા સ્વીકારી જ નહીં. અટલે કમિશને બધાને જુદી જુદી જાતના પ્રાયશ્ચિત્તો ને વ્રતોની સજા ફરમાવી.

પણ આ ચુકાદાથી પ્રકરણ વળી વધુ ચકડોળે ચઢ્યું. શહેરના બ્રાહ્મણોમાં શુક્લ અને કૃષ્ણ એવા બે પક્ષો પડ્યા ને ધાર્મિક વિધિઓ કે લગ્ન, જનોઇ વગેરે સમારંભને વખતે ગોર કે ભટજી મળવાનું પણ કેટલાક બહિષ્કૃત લોકો માટે મુશ્કેલ બન્યું, તેમની પરણેલી પુત્રીઓને તેડાવવાની તેમના સસરાના કુટુંબોએ ના પાડી ને કેટલાક સાસરિયાઓએ પોતાની વધૂઓને ચા પીવાવાળાં પિયરિયાંઓને ત્યાં મોકલવાની ના પાડી. પિતાપુત્ર વચ્ચે અબોલા ને ઝઘડા શરૂ થયા. રાનડે પ્રાયશ્ચિત્ત લેવાના મતના ન હતા ને તેમને બહિષ્કારને કારણે ઝાઝું સહન કરવાપણું પણ ન હતું, કારણ તેમની પાસે

ધાર્મિક પૂજા વિધિ ઇત્યાદિ માટે કાયમનો ભટજી હતો અને તેમના મિત્રોને પણ તેનો એવે પ્રસંગે ઉપયોગ થતો. તેમ છતા મિત્રોનાં કુટુંબોમા શાંતિ આણવા માટે તેમને મિત્રોને પ્રાયશ્ચિત્ત લેવાની સલાહ આપવી પડી અને એ જ કારણ તેમને પોતાને પણ આખરે પ્રાયશ્ચિત્ત લેવુ પડેલુ ટિળકે પણ પોતે કાશી ગયા હતા ત્યા જ પ્રાયશ્ચિત્ત લીધુ હતું એમ જાહેર કર્યું ને આ વાદ ધીમે ધીમે શમી ગયો. આ આખુ પ્રકરણ તે વખતના સુધારકોની તેમ જ હિન્દુધર્મના કહેવાતા રક્ષકોની કેવી વિચિત્ર માન્યતાઓ હતી તે બતાવી આજે તો કેવળ રમૂજ પેદા કરે છે।

## ૧૮

## સામાજિક અને રાજકીય

આ બધી ઘટનાઓ પરથી ટિળક મૂળે જ સમાજસુધારાના કટ્ટા વિરોધી હતા એમ કોઇ કહે તો તે બરાબર નથી ઘણાને જાણીને નવાઇ લાગશે કે તેમણે સામાજિક પરિષદોમાં હાજર રહી તેમના કામકાજમા ભાગ પણ લીધો હતો

શાળા કોલેજની બહાર જાહેર પ્રવૃત્તિમા તેમણે ૧૮૮૯મા શરૂઆત કરી તે વરસના ડિસેંબરમા તેલંગના પ્રમુખપણા હેઠળ મુંબઇમા ભરાયેલી ત્રીજી સામાજિક પરિષદમા તેમણે હાજરી આપીને ભાગ લીધો હતો. એ પરિષદની દોઢેક મહિના પહેલા જ પૂના મુંબઇના કેટલાક સમાજસુધારાના હિમાયતીઓએ એકભાર્યાવ્રત, બાલવિવાહ પ્રતિબંધ, મદ્યનિષેધ ઇત્યાદિ સુધારાઓનુ એક પ્રતિજ્ઞાપત્રક કાઢ્યુ હતુ અને તેની જોડે ફેરવેલા પુરવણીપત્રમાં એમ જણાવવામા આવ્યુ હતુ કે સમાજસુધારાના કામમા કાયદાની મદદ લેવાનો વિચાર પડતો મૂકવામાં આવ્યો છે, તેથી પ્રતિજ્ઞાપત્રક પર સહી કરવાને હવે કોઇને પણ વાંધો ન હોઇ શકે એટલે ટિળકે કોઇ પણ જાતની આનાકાની વિના તેના પર સહી કરી, ને રાનડે વગેરેની હિલચાલ સાથે તેઓ જોડાયા આ પુરવણીપત્ર પર રાનડે, લોકહિતવાદી, ભાંડારકર વગેરેએ સહીઓ કરી હતી

એટલે ઉપરની પરિષદમા પુનર્વિવાહ અને જાતિસંબંધની બાબતમાં દી. બ. રઘુનાથરાવે જ્યારે કેટલીક એવી સૂચના કરી કે જેથી સરકારને તેમા હાથ ઘાલવાને અવકાશ મળે ત્યારે "પ્રો. ટિળકે એમ કહ્યુ કે, સામાજિક

સુધારાની બાબતમા લોકોએ પ્રતિજ્ઞાપત્ર પર જે સહીઓ આપી છે તે સામાજિક સુધારા માટે કાયદાની મદદ મુદ્દલ લેવામા નહીં આવે એવા આશ્વાસન પર જ આપેલી છે તેથી રઘુનાથરાવની સૂચનાઓને માન્યતા આપવી યોગ્ય નહીં થાય "

આ જ પરિષદમા એક અતિ ઉત્સાહી સુધારકે જ્યારે ભાષણ આપતા જણાવ્યુ કે આપણે જે પ્રતિજ્ઞા લીધી છે તે કેવળ આપણને જ નહીં, પણ આપણા વારસોને માટે પણ બંધનકારક હશે, ત્યારે શ્રોતાઓએ તેના કથનને વધાવી લીધુ આ ઘટના પ્રત્યે ટિળકે પોતાનો તિરસ્કાર જાહેર કર્યો.

ચોથી પરિષદમા તેમણે બાળવિવાહનો નિષેધ કરીને પ્રૌઢવિવાહનો પુરસ્કાર કરતા ઠરાવને ટેકો આપેલો નાગપુરમા ભરાયેલી પાચમી પરિષદમા વિધવાપુનર્વિવાહનો પુરસ્કાર કરતા ઠરાવમા તેમણે એક મહત્ત્વનો સુધારો સૂચવ્યો હતો "લોકો આ કામમાં શી રીતે સહાય કરે?" એવો સવાલ પૂછીને તેમણે કહ્યુ કે, કેવળ શાબ્દિક સહાનુભૂતિ બતાવ્યે કશુ વળવાનુ નથી તેથી જેમને વિધવા પુનર્વિવાહ માટે પોતાની સહાનુભૂતિ વ્યક્ત કરવી હોય, તેમણે કેવળ પુનર્વિવાહના વિધિ વખતે હાજર રહી સતોષ ન માનતા તેને અગે થનારા ભોજનસમારભમા પણ ભાગ લેવો જોઈએ પણ પરિષદના આગેવાનોએ એટલી સૂચના પણ માન્ય ન કરી અને 'આ ચળવળને આગળ ધપાવવા પોતાનાથી બને તેટલી મદદ કરવી', એવા મોઘમ શબ્દો ઉમેરી સતોષ માન્યો!

આ પરિષદમા સમાજસુધારકોની નીતિરીતિની બાબતમા મતભેદ એટલો ઉગ્ર બન્યો દેખાય છે કે મચ ઉપરથી "મિ ટિળક મરી નહીં જાય ત્યા સુધી આ મતભેદોનો અત આવવાનો નથી" એમ કહેવા સુધી વાત ગયેલી. તેથી સામાજિક પરિષદની નીતિ અને કાર્યપદ્ધતિથી ટિળક કંટાળી ગયા અને તેમણે તેમા ઇ સ ૧૮૯૦ના અધિવેશનનો અપવાદ બાદ કરતા હાજર રહેવાનુ બધ કરી દીધુ એ અધિવેશનમા હિંદુ મુસ્લિમ હુલ્લડો અગે એક બહુ જ મહત્ત્વનો ઠરાવ* પસાર કરવામા આવ્યો હતો ટિળકે

*હિંદુ અને મુસ્લિમ બને કોમના રીતરિવાજ, રૂઢિઓ અને જાહેર સમારભોની ઉજવણી અગે જે વહીવટ કે શિરસ્તા પ્રચલિત હોય તેની નોધ કરવી અને તે મુજબ દર વરસે બન્ને કોમો પાસે પાલન કરાવવુ અને કોઈ વિવાદ કે ઝઘડો ઊભો થાય તો પચ દ્વારા નિવેડો આણવો એવી મતલબનો આ ઠરાવ હતો.

કેસરીમા સૂચવેલા ઉપાયો સાથે તે મળતો આવતો હોવાથી તે પસાર કરાવવામા તેમણે મહત્ત્વનો ભાગ ભજવ્યો હોય એમ દેખાય છે

સમુદ્રપર્યટનના ઠરાવમાં પણ તેમણે એક સુધારો રજૂ કર્યો કે, પરદેશમા શાકાહારી રહેવુ જોઇએ અને પાછા આવ્યા પછી પ્રાયશ્ચિત્ત લેવુ જોઈએ તેમના આ સુધારાને પંડિત માલવીયે ટેકો આપેલો

પણ સામાજિક પરિષદ ઠરાવ કરીને તેનો અમલ કરવા માટે કાયદાની મદદ લેવાનો પ્રયત્ન કરે, એ તેમને બિલકુલ પસંદ ન હતુ

સુધારો અને કાયદો એ બેની મર્યાદાઓ બતાવવા માટે તેઓ ૧૮૯૨ના એક લેખમા જણાવે છે, "બધા લોકોને જે વાત સમત હોય તેનો અમલ કરવાને માટે કાયદાની મદદ લેવી એ જેટલુ આવશ્યક છે, તેટલુ જ લોકોના મતની વિરુદ્ધ જઈને તેમના પર કાયદાથી સુધારો લાદવો એ અશ્લાધ્ય છે"

સુધારા અગે વખતોવખત વ્યક્ત થયેલા તેમના વિચારો નીચે મુજબ હતા

સુધારો એક આતરિક વિકાસની બાબત છે અને તેથી તે સમાજના વિકાસનો નિદર્શક હોવો જોઈએ સુધારાનુ કામ લોકકેળવણી દ્વારા જ કરવું ઘટે નવા વિચારને આત્મસાત્ કરીને લોકો તેને પચાવે નહીં ત્યાં સુધી આગળ જવુ નકામુ છે તેથી સમાજસુધારકોએ સરકાર તરફ મોઢુ કરવાને બદલે લોકો તરફ મોઢુ ફેરવવુ જોઈએ તેમને ઉદ્દેશીને પ્રચાર કરવો જોઈએ સમાજના માનસને નાહક દુભાવ્યા વિના ઓછામાં ઓછા વિરોધને માર્ગે આગળ વધવુ જોઇએ કાયદાનો ટૂકો રસ્તો લેવો એ એક રીતે સમાજ પર અત્યાચાર કરવા જેવુ છે વળી હિંદુસ્તાનમાં ન્યાત, જાત, ધર્મની એટલી વિવિધતા છે કે બધાને સમાન હોય એવા થોડાક જ સવાલો બાદ કરતા દરેકને પોતપોતાને માર્ગે જવા દેવુ એ જ ડહાપણભરેલો માર્ગ છે

પોતાના સામાજિક જીવન અને સંસ્થાઓ વિષે લોકોના મનમાં જે અભિમાનની લાગણી હોય તેને સુધારકોએ દબાવવી ન જોઈએ દેશની રાજકીય ગુલામીની દશામાં આપણી નબળાઈઓનુ ભાન કરાવનારી અનેક વસ્તુઓ પડેલી જ છે આજે આપણને ખરી જરૂર આત્મવિશ્વાસની છે અને જે સુધારો આપણને આપણા બળ કરતા નબળાઇઓનું વધુ ભાન કરાવે છે તે અનિષ્ટ છે, એટલુ જ નહીં પણ નોકસાનકારક છે તેમણે એમ પણ કહ્યુ કે, પોતાના રીતરિવાજો ને રૂઢિઓને અનિર્બંધપણે

વખોડનારા લોકો હિન્દુસ્તાન સિવાય બીજા કોઈ પણ દેશમાં શોધ્યા નહીં જડે.

જે લોકો રાજકારણમાં સાવ મવાળ દૃષ્ટિ રાખે છે પણ સમાજ-સુધારાની બાબતમાં વધારેપડતું ઝનૂન બતાવે છે તેનું એક કારણ એ પણ જરૂર આપી શકાય કે હિન્દુ સમાજનું સંગઠન બહુ જ શિથિલ અને નબળું પડી ગયેલું હોવાથી તેના નિયમો ને રૂઢિઓનો ભંગ કરનારને ઝાઝું સહન કરવાપણું ન હતું, જ્યારે સરકારનો વિરોધ કરવા જતાં ભારે હાડમારી અને નુકસાન વેઠવું પડે તેમ હતું. अमृत बाजार पत्रिकाकारના ઉદ્ગાર ટાંકીને ટિળકે એમ પણ કહેલું કે, "સંસારસુધારો આજે સરકારી નોકરીવાળા કેટલાક લોકોને આગળ વધવાનો માર્ગ બન્યો છે."

આપણે ત્યાંના સમાજસુધારકોનો વિચાર કરીએ તો સુધારા માટે જે ત્યાગ ને સહનશીલતા આવશ્યક છે તે તેમનામાં બહુ ઓછાં જોવા મળે છે. તેમનામાં નક્કર કાર્ય કરતાં વાચાળતા જ વધારે છે. તેમનામાં હિંમત અને સચ્ચાઈનો પણ અભાવ છે. એટલે સુધારાની હિમાયત કરનારા લોકોએ પોતે જ સુધારાને ખરે વખતે દગો દીધાના દાખલાઓ પણ જોવા મળે છે. એટલે ભાષણ કરતાં કૃતિ પર તેમણે વધારે ધ્યાન આપવું ઘટે.

વળી જે સરકાર સાથે રાજકીય હકો માટે સતત ઝઘડવાનું હતું તેમ જ જેની હસ્તી દેશ માટે શાપરૂપ હતી તેની પાસે જઈને અમારા સમાજમાં અમુક અમુક સુધારા કાયદો કરીને કરી આપો એ વિનવણી કરવા જવું એ સ્વાભિમાનની દૃષ્ટિથી ઇષ્ટ તો ન જ ગણાય. અને સરકાર તો ઇચ્છતી જ હતી કે રાજકારણ ને સ્વરાજ્યની વાત પડતી મૂકી હિન્દી આગેવાનો સમાજસુધારાની પાછળ પડે તો સારું.

હવે આપણે લોકમાન્યના સમાજસુધારા બાબતની નીતિના સમર્થનમાં શ્રી અરવિંદ ઘોષ શું કહે છે તે જોઈ આ પ્રકરણ પૂરું કરીએ. લોકમાન્યના વ્યક્તિત્વ અને કાર્યનું મૂલ્યાંકન કરતા તેઓ કહે છે —

"સમાજસુધારા અંગેના સવાલોને રાજકારણ સાથે અકાળે ભેળવી દેવામાં આવે તો આપણી રાજકીય ચળવળ બહુજન-સમાજથી અલગ પડી જાય અને અંદરોઅંદર ઝઘડનારા પક્ષો ઊભા થાય, અને તેમ કરવું આપણને પરવડે તેમ નથી, એ વાત ટિળક બરાબર જાણતા હતા. રાજકારણી માણસને સ્વાભાવિકપણે જ એમ લાગે કે, દેશની પોતાની ધારાસભા હોય અને તે લોકોના જરૂરિયાતો જાણી લઈ તેમના આદેશોને અમલી બનાવી

શકે એવી પરિસ્થિતિ થાય ત્યારે સુધારા માટે યોગ્ય સમય આવ્યો કહેવાય. વળી, હિન્દુસ્તાનના લોકો માટે રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત કરવી એ જ તાકીદની વસ્તુ છે, અને તેની સાથે જેનો સીધો સંબંધ નથી તે બધી ગૌણ છે એ બાબત ટિળકનો ચોક્કસ મત અને આગ્રહ હતો. આપણે પ્રથમ સ્વતંત્ર થઈને રાષ્ટ્રનું સમગ્ર જીવન ઘડવાનો અધિકાર પ્રાપ્ત કરીએ, પછી તેને સામાજિક બાબતોમાં શી રીતે વાપરવો તે જોઈ લઈશું. દરમ્યાન લોકોની તાત્કાલિક પ્રત્યક્ષ જરૂરિયાતો અને ઇષ્ટાનિષ્ટતાનો વિચાર કરીને, તેમ જ લોકો કયાં સુધી આગળ વધવા તૈયાર છે તે જાણી લઈને કોઈ જાતનો ગડબડ અને સંઘર્ષ વિના આપણે આગળ વધીએ. એ દૃષ્ટિ સાચી હો કે ન હો; પણ ટિળક જેવા છે અને રાષ્ટ્ર જેવું છે તેવું હોવાથી તેઓ બીજે માર્ગે લઈ શકત નહીં."

## ૧૯

## છાપાં અને લૉ-ક્લાસ

કેસરી, મરાઠા પત્રો જ્યારે શરૂ કરવામાં આવ્યાં ત્યારે શાળા, પત્રો તથા તે માટે લીધેલું છાપખાનું એ ત્રણે એક જ સંસ્થાનાં અંગો છે અમ માનીને જ તેમનુ સંચાલન ચાલતું હતું. અને છાપામાં વ્યક્ત કરાતા અભિપ્રાયો સામાન્યપણે આખા મંડળના માનસના દ્યોતક છે એમ મનાતું. કેવળ વ્યવહારની સગવડ ખાતર આગરકરની કેસરીના તંત્રીપદે અને ટિળકની મરાઠાના તંત્રીપદે યોજના કરવામાં આવી હતી. અને કોલ્હાપુર પ્રકરણમાં જેને માટે ટિળકને સજા થઈ તે મરાઠામાં લખાયેલો લેખ તેમનો નહીં પણ આપટેનો લખેલો હતો તે આપણે જોયું. પણ એ પ્રકરણમાં ટિળક આગરકરને ડોંગરીની હવા ખાવી પડી પછી આપટેમાંથી રાજકારણી લેખ લખવાનો ઉત્સાહ ઓસરી ગયો હોય એમ લાગે છે.

પણ બાળવિવાહપ્રતિબંધ અને અસંમતવૈવધ્ય વિષેની મલબારીની નોંધોની ચર્ચા શરૂ થતાં મંડળમાં તેને અંગે મતભેદ ઊભો થયો. મંડળની બહુમતી ટિળકના મતની તરફેણમાં હતી તેથી આગરકર કેસરીના તંત્રી હોવા છતાં તેમને પોતાનો અભિપ્રાય પોતાની સહીથી જણાવવો પડયો. રખમાબાઈનું પ્રકરણ અને બીજા સામાજિક સવાલોને લીધે મંડળમાં મતભેદ વધતો જ

ગયો. એ બધાને પરિણામે આગરકરે કેસરીનું તંત્રીપદ છોડી દીધું અને તા. ૨૨ સપ્ટેંબર, ૧૮૮૭ને રોજ ટિળકનું નામ તંત્રી તથા પ્રકાશક તરીકે જાહેર થયું. એક વરસ બાદ આગરકરે સુધારક નામનું પોતાનું નોખું સાપ્તાહિક શરૂ કર્યું.

પણ છાપખાનું અને છાપા બન્ને અંગે એ એક નુકસાની બાબત છે એવો જાતનો અસંતોષ મંડળના સભ્યોમાં આ પહેલાં જ પેદા થઈ ચૂકયો હતો તેથી ૧૮૮૯ના જૂન માસમા તે બંનેની જવાબદારી અલગ કરો તે કોઈ એક વ્યક્તિ લે તો સારુ એમ વિચારી તે આગરકર લે એવી સૂચના કરવામાં આવી પણ તેમણે તે લેવાની ના પાડી એટલે બીજા એક સભ્ય પ્રો. વાસુદેવરાવ કેળકરે તે પોતાને માથે લીધી પછી છાપખાનાની વ્યવસ્થા ને દેખરેખ માટે જાણકાર તરીકે હરિ નારાયણ ગોખલેને મુબઈથી બોલાવવાનું નક્કી થયુ. ત્યારે ટિળક આમા જવાબદારી સ્વીકારતા હોય તો જ તેમણે આવવાની હા પાડી, એટલે ટિળકે અંતિમ જવાબદારી સ્વીકારવાનું કબૂલ કર્યું અને આગળ જણાવવામા આવ્યુ તેમ આગરકર કેસરીના તંત્રીપદેથી ખસી ગયા પછી ટિળકે તે પદ સંભાળી લીધુ અને કેળકરે મરાઠાના સંપાદનની જવાબદારી પોતાને માથે લીધી અને ૧૮૯૦ના જૂન સુધી આ બન્નેએ સહકારથી બેઉ છાપાનુ કામ કર્યું

પણ રમાબાઈ અને તેમના શારદાસદનને અંગે ટિળક અને કેળકર વચ્ચે મતભેદ થયો અને તેનુ કેસરી તથા મરાઠામાં પણ પ્રતિબિંબ પડવા લાગ્યુ. એ બન્નેના પ્રકૃતિભેદને લીધે પણ એ મતભેદ ઉગ્ર બનતો ગયો. છાપખાનાની વ્યવસ્થા જોવા માટે આવેલા ગોખલે છાપાં તરફ સાવકાં બાળકોની જેમ જોતા કારણ કેસરીમાથી થોડુક મળતર થતુ હોય તોય મરાઠા ખોટમા જ ચાલતુ હતુ છાપા અને છાપખાનાને માથેનો દેવાનો બોજો ૨૧,૦૦૦ રૂપિયા સુધી પહોંચી ગયો હતો એટલે એ બેની વહેંચણી કરવાની વાત થઈ કેળકર ગોખલેએ છાપખાનુ ને ચૌદ હજારના દેવાની જવાબદારી લીધી અને ટિળકે સાત હજારના કરજના બોજા સાથે બન્ને છાપા ૧૩ સપ્ટેંબર, ૧૮૯૧ ને રોજ પોતાને હસ્તક લીધા અને એમના મૃત્યુ પર્યંત એ એવી રીતે તેમની માલિકીના જ રહ્યા

આ દરમ્યાન આપણે જોયુ કે ટિળક મંડળમાથી રાજીનામુ આપીને છૂટા થયા અને એક પછી એક જાહેર પ્રવૃત્તિમા ભાગ લેવા લાગ્યા અને તેથી જ કરજના બોજા સાથે તેમણે છાપાની જવાબદારી પોતાને માથે લીધી

પણ ડેક્કન એજ્યુકેશન સોસાયટીમાથી રાજીનામુ આપીને છૂટા થયા પછી છાપામાથી કશી તાત્કાલિક આવક મળવાની તો આશા રાખી શકાય તેમ ન હતુ એટલે ટિળકને પોતાનો ગૃહસંસાર ચલાવવા માટે છાપા ઉપરાત કોઈ બીજો વ્યવસાય ખોજી કાઢવાની જરૂર ઊભી થઇ અને તેમણે બે ધધા કરવાનુ ઠરાવ્યુ

એક કપાસ લોઢીને તેની ગાસડીઓ બાધવાની જિનિંગ ફૅક્ટરી કાઢવાનો અને બીજો લૉ ક્લાસ કાઢવાનો પૈકી જિનિંગ ફૅક્ટરી માટે મૂડી જોઈએ અને એ તો ટિળક પાસે ક્યાથી જ હોય? એટલે લોકોનુ દેવુ કરીને તેમણે ૫-૨ હજાર રૂપિયા એ ધધામા રોક્યા અને હૈદરાબાદ રાજ્યમા લાતુર ગામે પૂનાના બે મિત્રોની ભાગીદારીમાં જિનિંગ ફૅક્ટરી કાઢી અને પોતાના ભાણા ધોડોપત વિદ્વાસને પોતાની વતી કારખાનાનુ કામ જોવા મોકલ્યા શરૂઆતમાં કારખાનુ ઠીક ચાલ્યુ પણ ભાગીદારોમાથી એ તરફ ધ્યાન આપવા કોઈ તૈયાર ન હોવાથી તેમાથી ઝાઝી પ્રાપ્તિ થવી મુશ્કેલ હતુ ધોડોપતે અનેક વરસ સુધી વ્યવસ્થાપકનુ કામ કર્યું પણ જ્યારે ૧૮૯૭મા ટિળક પર રાજદ્રોહનો મુકદ્દમો થયો, ત્યારે તેમને કેસરી, મરાઠા પત્રોની વ્યવસ્થા માટે પૂને આવવુ પડ્યુ, ને ત્યારથી તેઓ એ પત્રની વ્યવસ્થામા જ કાયમના રોકાયા એટલે કારખાના માટે જે મૂડી ભેગી કરી હતી તેના વ્યાજ જેટલો નફો તેમાથી થાય તો બસ એવી તેની સ્થિતિ ઘણાં વરસ ચાલી

એટલે લૉ ક્લાસ જ તેમના ગુજરાનનુ ખરુ સાધન બન્યો ડેક્કન પ્રકરણના કામમાથી પરવાર્યા પછી ટિળકે લૉ-ક્લાસની જાહેરાત કરી અને ૧૮૯૧ના જૂન માસથી વકીલાતની તેમ જ મુનસફની પરીક્ષા માટે વિદ્યાર્થીઓ તૈયાર કરવા માટે કાયદાના શિક્ષણનો વર્ગ શરૂ કર્યો. અને વખતોવખત બીજા વકીલ સહકારીઓની મદદથી સાત આઠ વરસ સુધી તે ક્લાસ ચલાવ્યો ૧૮૯૭ના પાછલા ભાગમા પૂનામા પ્લેગ થયો ત્યારે થોડા દિવસ માટે ને પછી કેસરી, મરાઠાનુ કામ વધ્યુ ત્યારે તે કાયમનો બધ કરવામા આવ્યો લૉ ક્લાસમાથી ટિળકને મહિને આશરે દોઢસો રૂપિયા મળતા હતા અને તેટલાથી તેમનો પોતાનો ગૃહસંસાર જેમતેમ નભતો લૉ ક્લાસમા હિંદુ કાયદો, પુરાવાનો કાયદો, કરારનો કાયદો, યથોચિત ન્યાય (ઇક્વિટી) વગેરે જે વિશેષ અઘરા વિષયો હોય તે તેઓ લેતા હિન્દુ ધર્મશાસ્ત્રમા તો તેઓ એક્કા હતા, એટલે તે વિષય પરના તેમનાં ભાષણ બહુ સરસ થતા, અને

ચંદેરના જુવાન વકીલો પણ તે સાંભળવા કયારેક કયારેક આવતા હિંદુ ધર્મશાસ્ત્ર (કાયદા)નો ક્રમવાર સંગ્રહ (કોડ) કરવાનો પણ તેમનો વિચાર હતો અને લૉ-ક્લાસના દિવસોમાં જ પૂરતી ફુરસદ મળત તો તે પાર પડત અને તેમને સારી કમાણી પણ થાત.

## ૨૦

## બાપટ કમિશન

મિત્રપ્રેમને વશ થઈ મિત્ર પ્રત્યેની ફરજ બજાવવા માટે પોતાનો કામધંધો રઝળતો મૂકીને તેમની મદદે દોડી જવાનો ટિળકના જીવનમાંનો પહેલો જાણીતો પ્રસંગ આ જ વખતે બન્યો

વાસુદેવ સદાશિવ બાપટ મૂળ રત્નાગિરી તરફના ઘરની સ્થિતિ વિશેષ અનુકૂળ ન હોવાથી કૉલેજનું શિક્ષણ પૂરુ થાય તે પહેલા જ તેમને તે છોડી નોકરી લેવી પડેલી ટિળક તથા દાજી આબાજી ખરેના તે સહાધ્યાયી અને ત્યારની મૈત્રી પછીથી પણ ચાલુ જ રહેલી વડોદરામાં રેવન્યુ સર્વે સેટલમેન્ટ ખાતાના ઉપરી અને સયાજીરાવના ભૂતપૂર્વ શિક્ષક શ્રી ઇલિયટ અને બાપટની અગાઉથી જ ઓળખાણ હતી અને બાપટની બુદ્ધિમત્તા ને હોશિયારી પર તેઓ પ્રસન્ન હતા તેમણે બાપટને પોતાના ખાતામાં નોકરી આપી અને જોતજોતામા બાપટ આસિસ્ટન્ટ કમિશનરના પદ સુધી જઈ પહોચ્યા

વડોદરા ગયા પછી પણ બાપટનો ટિળક સાથે સંબધ ચાલુ જ હતો અને ક્સરીમા સર ટી માધવરાવની કારકિર્દી વિષે જે ટીકા કરવામાં આવી હતી તે બાપટે આપેલી માહિતીને આધારે જ લાતુરના જિન માટે મૂડી ઊભી કરવામા ટિળકને બાપટની મદદ મળેલી

પણ બાપટના ઝપાટાથી બઢતી થઈ એ જ કારણે તેમના પર આફત ઊતરી સર્વે સેટલમેન્ટનુ કામ વડોદરામા રીતસર શરૂ થયુ તે સયાજીરાવના ગાદી પર આવ્યા પછી અને સર્વેની સાથે ઇનામોની તપાસ કરવી, તેમની સનદો જોવી વગેરે કામ પણ શરૂ થયુ એટલે પોતાના હકોના રક્ષણ માટે ઇનામદારો, જાગીરદારો તરફથી ખાતા સામે અરજીઓનો ધોધ વહેવા લાગ્યો ૧૮૮૯થી ૧૮૯૨ દરમ્યાન ૯૦૦૦ અરજીઓ ઇલિયટ સાહેબ પાસે આવી અને તેમનો નિકાલ પણ થયેલો તે ઉપરાત કેટલીક અરજીઓ મહારાજ

સાહેબ કે દીવાન માને ને કયારેક રેસિડન્ટ પાસે પણ સીધી જતી. કોઈ પણ દેશી રાજ્યમાં કશીક ધમાલ ચાલે ત્યારે તેમાં દખલગીરી કરવા માટે પોલિટિકલ ખાતું કે રેસિડન્ટ ટાપીને જ બેઠા હોય. એટલે રાજ્યની અન્તર્ગત વ્યવસ્થામાં બ્રિટિશ સરકારને કશો લેવાદેવા ન હોવા છતાં વડોદરાના રેસિડન્ટ કર્નલ બિડલફ અરજી કરનારાઓને ઉત્તેજન આપી અયોગ્ય વ્યાપાર કરવા લાગ્યા.

સેટલમેન્ટના કામની સીધી જવાબદારી અધિકારની રૂએ બાપટની હોવાથી તે તથા તેમના સાથીઓ તદ્દન બેજવાબદારપણે અને તુમાખીથી વર્તે છે એવો આક્ષેપ તેમની સામે કરવામાં આવ્યો. પણ એવો કશો પુરાવો ફરિયાદ કરનારાઓ રજૂ કરી શકયા નહીં. ઊલટુ, એ ખાતાના નોકરોને સારા કામ માટે સયાજીરાવને હાથે બક્ષિસો અને દેણગીઓ આપવામાં આવી (૬ અપ્રિલ, ૧૮૯૩) અને બાપટને પણ તેમના પેનશન લીધા પછી અમુક સાલિયાણું બાધી આપવાનુ આશ્વાસન આપવામા આવેલુ તેમ છતાં બાપટ તથા ઇલિયટને ઉતારી પાડવાની પ્રવૃત્તિ ચાલુ જ રહી.

એટલે ૧૮૯૪મા સયાજીરાવ અને ઇલિયટ બન્ને વિલાયત ગયા હતા ત્યારે દીવાન, રેસિડન્ટ અને ઇલિયટની જગ્યાએ આવેલા મેકેનકી — એ ત્રણેયે મળીને બાપટની સામે અરજીઓ લેવાની શરૂઆત કરી ને બાપટ પર લાંચ વગેરે લેવાનો આરોપ મૂકી ખટલો કરવાનુ ઠરાવ્યુ. તેમની સામે પુરાવો ઊભો કરવા માટે સારાનરસા બધા ઉપાયો મેકેનકીએ લેવા માંડ્યા.

પોતાને ન્યાય આપીને રક્ષણ કરી શકે એવા ઇલિયટ અને સયાજીરાવની ગેરહાજરીમાં પોતાની આસપાસ જબરુ કાવતરુ ગોઠવાતુ જોઈને બાપટ મૂઝાયા, ગભરાયા. તેમના વડોદરાના મિત્રો પણ રખેને દરબારનો રોષ આપણા પર ઊતરે એ બીકે તેમને ટાળવા લાગ્યા. એટલે બાપટને ટિળક યાદ આવ્યા ને તેમની પાસે તેમણે મદદ માગી ટિળકે તરત જ બન્નેના મિત્ર વાસુદેવરાવ જોશીને વડોદરે મોકલ્યા ત્યા કદાચ બાપટને કેદમાં પૂરી દેવાના વગેરે સમાચાર જોશીના કાન પર આવ્યા હશે તેથી બાપટને વડોદરામાં રહેવા દેવામાં જોખમ છે એમ તેમને લાગ્યુ એટલે પોતાને સ્ટેશન પર વળાવવા આવેલા બાપટને એકદમ ગાડીમા બેસાડી લઈને છૂપી પોલીસને હાથતાલી આપી તેઓ તેમને પૂને લઈ ગયા. રસ્તામા સુરતથી બાપટે વડોદરાના દીવાન મણિભાઈને માંદગીને કારણે એકાએક મુંબઈ જાઉં છુ એવો તાર કરી રજા માગી. વડોદરાની પોલીસે પૂનાની પોલીસની

મદદથી બાપટની ભાળ કાઢવાનો ખૂબ પ્રયત્ન કર્યો છતાં જોશીએ તેમને બાપટનો પત્તો લાગવા દીધો નહીં.

પણ વડોદરાથી આમ નાસી આવવાથી સવાલનો ઉકેલ આવતો ન હતો. ઊલટું, બાપટના ભાગી જવાથી તેમને વિષે શંકાને વધુ કારણ મળ્યુ; અને ૩૦–૧–૧૮૯૪ને દિવસે તેમને સસ્પેન્ડ કરવાનો હુકમ થયો બાપટને કેદ કરવામાં નહીં આવે, ઓછામા ઓછુ ગિરફતાર કરવામાં આવે તોય જામીન પર છોડવામા આવશે એવી ખાતરી મળે તો બાપટ વડોદરે પાછા આવવા તૈયાર છે, એમ તેમના વતી વકીલ દ્વારા વડોદરાના દીવાન તથા રેસિડન્ટને પૂછવામા આવતા બાપટના કામમા હજી વકીલ લેવાનો વખત આવ્યો નથી એમ દીવાને જણાવ્યુ, અને 'સજા થવાના ડરથી ભાગી જનાર આરોપી સાથે હુ સંધિ કરવા માગતો નથી,' એમ રેસિડેન્ટે જવાબ આપ્યો.

આખરે તા. ૧૩ ઑગસ્ટ, ૧૮૯૪ને રોજ બાપટની તપાસ અંગે કમિશન નિમાયુ એટલે હવે બાપટ માટે વડોદરાની બહાર રહેવુ ઇષ્ટ ન હતુ તેઓ જાતે વડોદરે જઈ કમિશન આગળ હાજર થયા રાજ્ય તરફથી ફિરોજશાહ મહેતા, ગ્રૅન્સન વગેરે બૅરિસ્ટરો હતા જ્યારે બાપટ વતી શરૂઆતમા કેટલાક દિવસ મહાદેવ ચિમણાજી આપટે ને તેમના ગુજરી ગયા પછી દાજી આબાજી ખરેએ કામ ચલાવ્યુ પણ વકીલનુ ઘણુંખરુ કામ ને તેના કારકુનનુ અરધુપરધુ કામ ટિળકને જ કરવુ પડ્યુ બલકે બધી જ વ્યવસ્થા ટિળકને કરવી પડી કમિશનનુ કામ ચાર મહિના ઉપર ચાલ્યુ એ દરમ્યાન ટિળકના કેસરી ને મરાઠા છાપા અને લૉ કલાસની કામચલાઉ વ્યવસ્થા જ કરી શકાયાથી કામો જેમ તેમ ચાલતા હતાં છાપા માટે લેખ લખી મોકલવાની ટિળકને ભાગ્યે જ ફુરસદ મળી શકતી

કમિશન આગળ રજૂ થયેલા પુરાવામા મુખ્ય ભાગ ફરિયાદી વતી આવેલા સાક્ષીઓ, અને તેમા મોટે ભાગે હિસાબી ચોપડા સાથે સંબંધ આવતો એટલે બાપટની મદદથી તે ચોપડા જોઈને ઊલટ તપાસની તૈયારી કરવામા ટિળક વકીલને મદદ કરતા તેમણે એ કામ એટલી સરસ રીતે પાર પાડ્યુ કે કેટલાય સાક્ષીઓ જૂઠા પુરવાર થયા કમિશનનુ કામ ચાલુ હતુ એવામા જ ફિરોજશાહ મહેતા કામ છોડીને જતા રહ્યા તેનુ કારણ ફરિયાદી પક્ષ તરફથી રજૂ થયેલો પુરાવો બનાવટી હોવાનુ તેમને જણાયુ એ હતુ, એમ કહેવામા આવતુ

બાપટ તરફથી લિખિત બચાવ (ડિફેન્સ) આપવામા આવ્યો તે પણ મોટે ભાગે ટિળકે જ તૈયાર કર્યો હતો આ બધા કામને લીધે એ વરસે મદ્રાસમા ભરાયેલા રાષ્ટ્રીય મહાસભાના અધિવેશનમાં પણ તેઓ હાજર રહી શક્યા નહીં

કમિશને બાપટ સામે કરવામા આવેલા ૧૨ આરોપોમાથી ત્રણ આરોપ સાબિત થયેલા ગણ્યા અને સજા વગેરે ફરમાવવાની સત્તા ન હોવા છતા તેમણે તેમને છ માસની સાદી કેદ અને ૧૦૦૦૦ રૂપિયાના દંડની સજાની સૂચના કરી પણ સજાનો હુકમ આપવાની સત્તા મહારાજાની હતી, તેથી તેઓ (જાનેવારી ૧૮૯૪) મા પ્રવાસેથી પાછા આવ્યા ત્યારે તેમણે બાપટ અંગેના બધા કાગળિયા ફરી બે વિદ્વાન વકીલો, એક હાઈકોર્ટનો ન્યાયાધીશ અને દીવાનને સોંપી તેમનો અભિપ્રાય મગાવ્યો તેમાં બહુમતીનો અભિપ્રાય બાપટ નિર્દોષ છે એવો મળતાં બાપટને દોષમુક્ત જાહેર કરવામા આવ્યા. પણ તેમને ફરી નોકરી પર ન લેતાં સવાસો રૂપિયાનુ માસિક પેનશન બાંધી આપવામા આવ્યુ ત્યારથી બાપટ પૂને આવીને વસ્યા ૧૯૧૫ મા જ્યારે તેઓ ગુજરી ગયા ત્યારે તેમના નાના છોકરાની ભણવાની વ્યવસ્થા માટે ટિળકે સયાજીરાવ પાસે તેને શિષ્યવૃત્તિ પણ અપાવી હતી.

ક્રોફર્ડ પ્રકરણના અનુભવનો ટિળકને બાપટ કમિશનના કામમાં ઘણો ઉપયોગ થયો ક્રોફર્ડને નિર્દોષ જાહેર કરવામાં જે દલીલો રજૂ કરવામા આવી હતી તેનો એ પ્રકરણનો ઉલ્લેખ કરીને તેમણે સફળ પ્રયોગ કર્યો.

એવી જ રીતે પોતાના મિત્ર મરાઠીના સાક્ષર શંકર મોરો રાનડેનું ૧૯૦૩માં અવસાન થતાં ટિળક તેમના કુટુંબની વહારે વડોદરે દોડી ગયેલા રાનડેની અધૂરી રહેલી બે નવલકથાઓ જો કોઈ પૂરી કરી આપે તો તે તેમનુ સ્મારક થાય અને તે દ્વારા તેમના કુટુંબીઓને દ્રવ્યલાભ પણ થાય એમ શ્રી દા. સા યંદેએ ટિળકને કહ્યુ ટિળકે તરત એ કામ કરી આપવાનુ સ્વીકાર્યું પણ થોડા જ વખતમાં તાઈ મહારાજના મુકદ્દમામાં તેઓ ગૂંથાવાથી એ કામ ખોરંભે પડ્યુ ઠેઠ ૧૯૧૯–૨૦માં વિલાયતથી પાછા આવ્યા પછી યંદેનો ભેટો થતાં 'હવે મારી તબિયત વિલાયતની ઠંડી હવાને કારણે ખૂબ સરસ થઈ છે, એટલે બાબાની (રાનડેની) નવલકથાનુ કામ હુ પૂરુ કરી શકીશ' એમ તેમણે કહ્યુ પણ ટિળક થોડા જ દિવસમાં ગુજરી ગયા ને તેમની નવલકથાની કથાથી મરાઠી સાહિત્ય વંચિત રહ્યુ રાનડે પાકા સુધારક હતા અને તેમની એ બાબત ટિળક સાથે ઉગ્ર ચર્ચા થતી છતાં બંનેની મૈત્રીમા વિક્ષેપ આવતો ન હતો

## ૨૧

# ટિળક અને રાષ્ટ્રીય મહાસભા

અત્યાર સુધી આપણે ટિળકને શાળા કૉલેજની કેળવણીમાં તેમ જ છાપાં દ્વારા લોકકેળવણીના ક્ષેત્રમા કામ કરતા જોયા તે પછી સામાજિક પ્રશ્નોની ચર્ચામા તેઓ કઇ દષ્ટિથી ભાગ લેતા હતા તે પણ જોયુ તેની સાથે જ જાહેર જીવનમાં અન્યાયનો પ્રતિકાર કરવાનો પ્રસગ ઊભો થતા તેઓ એક જવાબદાર નાગરિક, પત્રકાર કે લોકનાયક તરીકે પોતાની ફરજ અદા કરવા કેવા તત્પર રહેતા તે પણ આપણે જોયુ શાળા, કૉલેજ ને કેળવણી મડળની પ્રવૃત્તિની બહાર સાર્વજનિક પ્રવૃત્તિમા ચાહીને ભાગ લેવાની શરૂઆત તેમણે ૧૮૮૯મા મુબઇમા રાષ્ટ્રીય મહાસભાનુ ને તેની સાથે જ સામાજિક પરિષદનુ અધિવેશન થયુ ત્યારથી કરેલી એટલે રાષ્ટ્રીય મહાસભામા તેમણે કેવા સજોગોમા પ્રવેશ કર્યો ને તેના કાર્યને કેવી રીતે વેગ આપ્યો તે હવે જોઇએ

અખિલ હિન્દ રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના ૧૮૮૫મા મુબઇ મુકામે થઇ પ્રથમ એ અધિવેશન પૂનામા ભરવાનુ નક્કી થયુ હતુ, કારણ તેના એક પ્રમુખ સયોજક ન્યાયમૂર્તિ રાનડેની તે કર્મભૂમિ અને તેથી જ પશ્ચિમ હિન્દની રાજધાની હતો પણ પૂનામા મરકી ફાટી નીકળવાથી તે મુબઇમાં ભરવામા આવ્યુ

ન્યૂ ઇં૦ સ્કૂલના મડળમાથી આગરકર તથા આપ્ટે તેમા હાજરી આપવા મુબઇ ગયેલા રાનડે તો હાજર હતા જ પણ ટિળક તે અધિવેશનમા હાજર ન હતા તે જાણી નવાઇ થાય છે કારણ કેસરી, મરાઠા પત્રો શરૂ થયાને પાચ વરસ થવા આવ્યા હતા અને કોલ્હાપુરના પ્રકરણને અગે તેમણે તથા આગરકરે કરેલી જેલયાત્રાને લીધે તેઓ મહારાષ્ટ્રભરમા તો સારી પેઠે પ્રસિદ્ધિ પામ્યા હતા ગેરહાજરીનુ કારણ ભાષણ કે લેખન વિષે તેમનો અણગમો હોઇ શકે અથવા તેમના એક ચરિત્રકાર કહે છે તેમ એક કામ હાથમાં લીધુ હતુ અટલુ જ પૂરતુ છે એમ તે માનતા હોય

મહાસભાની પહેલી ત્રણ બેઠકો થઇ ત્યા સુધી સરકારની તેના પર મહેર નજર હતી તેની સ્થાપના વખતે વાઇસરોય લૉર્ડ ડફરિને શ્રી હ્યૂમને

તે સામાજિક સુધારાની નહીં પણ રાજકીય સંસ્થા બનવી જોઈએ એવી સલાહ પણ આપેલી બીજુ અધિવેશન કલકત્તામા મળ્યુ તે વખતે તેણે તેના પ્રતિનિધિઓને ગાર્ડન પાર્ટી આપેલી. ત્રીજુ મદ્રાસમા થયુ ત્યારે ત્યાના ગવર્નરે ચાલુ સભામા આવીને મુલાકાત આપેલી. પણ પછીના અધિવેશનથી એ નીતિએ પલટો લીધો અત્યાર સુધીની મહાસભાની પ્રગતિ જોઈને હ્યૂમે તેને આખુ વરસ સતત લોકજાગૃતિનુ કામ કરનારી સંસ્થા બનાવવાનુ ઠરાવ્યુ, એટલે સરકાર ચોકી ઊઠી અને તેની ને મહાસભાની વચ્ચે વિરોધ પેદા થયો તેથી ચોથા અલાહાબાદના અધિવેશન વખતે સરકારી તંત્રની નારાજગીથી મહાસભાના મંડપ માટે જગ્યા મળવાની પણ મુશ્કેલી પડેલી અને તેમા હાજરી આપવા આવનારા પ્રતિનિધિઓને સરકાર તરફથી કનડગત પણ થયેલી એ અધિવેશન પછી યુક્ત પ્રાન્તના ગવર્નર સર ઑકલેન્ડ કૉલ્વિનનો હ્યૂમ સાથે પત્રવહેવાર થયો તેમા કૉલ્વિને, અમે જ રાષ્ટ્રના પ્રતિનિધિઓ છીએ, એવો મહાસભાનો દાવો ખોટો છે, આમ જણાવી લોકહિતની દૃષ્ટિથી રાજકીય સુધારા કરતા સામાજિક સુધારો વધુ મહત્ત્વનો છે એ વાત લોકોને સમજાવવાનુ કામ મહાસભા કરે એવી સલાહ આપી! મુસલમાનોને મહાસભાથી અલગ રહેવાની સર સૈયદ અહમદની સલાહ આ અગાઉ ક્યારની મળી ચૂકી હતી અને તેમની આગેવાનીથી મહાસભા એક રાજદ્રોહી સંસ્થા છે એમ કહી તેનુ એ સ્વરૂપ ઉઘાડુ પાડી તેનો સામનો કરવા માટે 'યુનાઈટેડ ઇન્ડિયન પેટ્રિઓટિક ઍસોસિયેશન' નામની સંસ્થા પણ ૧૮૮૭માં સ્થપાઈ ચૂકી હતી, તે ધ્યાનમા લેતા કૉલ્વિન સાહેબની સલાહ પાછળનુ રહસ્ય સમજી શકાય તેમ છે એટલે હ્યૂમે પણ જવાબ આપતા જણાવ્યુ કે, 'દેશના બધા સંસ્કારી, બુદ્ધિશાળી, અને દેશદાઝવાળા લોકોનુ મહાસભાને પીઠબળ છે અને મુસલમાન સમાજને મહાસભાની સામે ઉશ્કેરવાનુ કામ ભેદનીતિને જોરે રાજ્ય ટકાવવા માગતા બ્રિટિશ અધિકારીઓ જ કરી રહ્યા છે '

મહાસભાનુ પાચમુ અધિવેશન ફરી મુબઈ ખાતે ભરાવાનુ આવ્યુ એટલે આ વખતે તે પૂનામા ભરવાનુ નોતરવા માટે પૂના તરફથી ટિળક અને નામજોશી મુબઈના આગેવાનોને મનાવવા માટે મુબઈ ગયા પણ તેમા તેઓ ફાવ્યા નહીં અને મુબઈમા જ અધિવેશન ભરવાનુ નક્કી થયુ મુબઈના અધિવેશન વખતે ફર્ગ્યુસનને મુબઈ લઈ જઈ એક અઠવાડિયુ તેની દૈનિક આવૃત્તિ કાઢવામા આવેલી આ અધિવેશનમાં ઇગ્લેન્ડની પાર્લમેન્ટના

ઉદાર પક્ષના સભ્ય શ્રી ચાર્લ્સ બ્રેડલો ખાસ હાજર રહ્યા હતા તેથી આ અધિવેશન સારી પેઠે ગાજ્યુ આ અધિવેશનમા ધારાસભાઓની ચૂટણીઓને લગતા ઠરાવમાં ટિળકે એક સુધારો રજૂ કર્યો અને ગોખલેએ તેને અનુમોદન આપ્યુ આ જ વખતે ક્રૉફર્ડ પ્રકરણના મામલતદારોને અંગે પાર્લમેન્ટ પાસે માફીનો કાયદો પસાર કરાવવા બાબત ટિળક બ્રેડલોને મળ્યા હતા તે આગળ જોઈ ગયા છીએ

૧૮૯૦મા મહાસભાનુ છઠ્ઠુ અધિવેશન સર ફિરોઝશાહ મહેતાના પ્રમુખપણા હેઠળ કલકત્તામાં ભરવામા આવ્યુ તે વખતે સરકારે અધિકારીઓએ મહાસભામા પ્રેક્ષક તરીકે પણ હાજર રહેવુ નહીં એવો હુકમ કાઢવામાં આવ્યો અને બંગાળના ગવર્નરને પ્રેક્ષક તરીકે હાજર રહેવા માટે મોકલેલી સાત ટિકિટો તેણે સરકારના હુકમનો ઉલ્લેખ કરી પાછી મોકલાવી. આ નિયમથી રાનડે જેવાને ભારે મૂંઝવણ થવા લાગી એટલે સામાજિક પરિષદને નિમિત્તે તેઓ મહાસભાના અધિવેશન વખતે તે તે સ્થળે હાજર રહેતા અને તેને ખાનગી રીતે સલાહ મસલતનો લાભ આપતા

એ જ બેઠકમા ૧૮૯૨મા ખુદ ઇંગ્લંડમા મહાસભાનુ અધિવેશન ભરવા અંગે ઠરાવ કરવામા આવ્યો, ને તેમા સો સુધી પ્રતિનિધિઓ મોકલવાનુ નક્કી થયુ

આ ઠરાવ થયો ત્યારથી હ્યૂમના વિચારોએ એક નવી દિશા પકડી મહાસભાનુ હિંદુસ્તાનનુ કામ તાત્કાલિક પૂરુ થયુ માનીને તે હવે મોકૂફ રાખવુ ને ઇંગ્લંડમાં ચળવળ કરવી એમ તે કહેવા લાગ્યા. અને પોતાનો એ વિચાર તેમણે ૧૮૯૧ના નાગપુરના અધિવેશનના થોડા દિવસ પહેલા લોકો આગળ જાહેરપણે રજૂ કર્યો તેમની આ સૂચનાની ખૂબ ચર્ચા થઈ અને છેવટ રાષ્ટ્રીય મહાસભા બંધ ન કરતા ચાલુ રાખવાનો નિર્ણય કરવામા આવ્યો

૧૮૯૨મા હ્યૂમે મહાસભાએ લોકોમા સતત ચળવળ ચલાવવાની કેમ અને કેવી જરૂર છે તેની ચર્ચા કરતો એક ગુપ્ત પરિપત્ર કાઢી મહાસભાના સભ્યોને મોકલ્યો અને તે જુદે જુદે ઠેકાણે કામ કરતા બીજા મહાસભાના કાર્યકર્તાઓને વહેંચવાની પ્રાન્તિક સમિતિઓને વિનતી કરી અલાહાબાદ અને મુબઈની સમિતિઓએ એ પરિપત્ર વહેંચવામા જોખમ છે, તેથી રાજદ્રોહનો ગુનો થાય છે, એમ કહી તે વહેંચવાની ના પાડી આખરે હ્યૂમના આગ્રહને વશ થઈ અલાહાબાદની સમિતિએ તે વહેંચ્યો પણ મુબઈની સમિતિ પોતાના નિર્ણયને વળગી રહી

આ બધુ જોઈને પૂનાના જુવાન પક્ષના આગેવાનો ટિળક અને આગરકર ખૂબ ખિજાયા, અને તેમણે હ્યૂમનો પરિપત્ર પોતાના છાપામાં છડેચોક પ્રસિદ્ધ કરીને એક રીતે સરકારને પોતાની ઉપર કામ ચલાવવા માટે પડકાર કર્યો. ટિળકે આ પરિપત્રની બાબતમાં કેસરીમા બે લેખ લખ્યા. તા ૫ એપ્રિલના અંકમા તેમણે લખ્યુ કે,

"હ્યૂમ સાહેબનુ એમ કહેવુ છે કે, તમે આ જે બેપરવાઈ બતાવી રહ્યા છો તેના ભયાનક પરિણામ તમારે કોઈ ને કોઈ વખતે ભોગવવાં પડશે તમે પોતાની આંખ પર પડદો રાખીને વસ્તુસ્થિતિ ઓળખવાની ના પાડશો, પણ આખી પ્રજા દારિદ્રય અને ભૂખમરાની ભઠ્ઠીમાં પડીને તવાઈ જશે ત્યારે તમારી આંખ ઉપરની ચામડી ચીરી નાખતાં એને લગીરે વાર નહીં લાગે તમને એમ લાગતુ હશે કે આ ગરીબ પ્રજા શુ કરવાની છે પણ તમારી માન્યતા સાવ ભૂલભરેલી છે ભૂખ અને દારિદ્રય માણસ પાસે શુ શુ કરાવે તેનુ ઠેકાણુ નથી હોતુ દારિદ્રય અને ભૂખથી ત્રાસેલી પ્રજા આગળ સરકાર અને તમે (સરકારની મદદથી સમૃદ્ધ થયેલા લોકો) બન્ને ટકી શકવાના નથી. હિંદુસ્તાનની પ્રજાની સ્થિતિ સુધાર્યા વિના તમારી કે સરકારની હસ્તી સ્થિર ન કહી શકાય"

એમ હ્યૂમના પરિપત્રનો સાર આપી લોકમાન્ય પોતા થકી કહે છે, "હ્યૂમ સાહેબનો પરિપત્ર આમ જનતાને ઉદ્દેશીને લખાયેલો નથી અંગ્રેજી રાજ્યમા અંગ્રેજોની મહેરબાનીથી જેમણે સંપત્તિનો સંગ્રહ કર્યો છે તેમને ઉદ્દેશીને એ કાઢેલો છે આવા લોકોને જો કોઇ તેમના કર્તવ્યનો સ્પષ્ટ શબ્દમા ઉપદેશ કરે તો તે માણસ સરકારને વિષે અપ્રીતિ પેદા કરે છે એમ કહેવુ વાજબી ન કહેવાય કેટલાક ડાહ્યા લોકોએ એવી દલીલ કરી છે કે હ્યૂમ સાહેબ સાથે અમારે કશો સબંધ નથી, પણ ઓછામા ઓછુ મહાસભાના કામને આંચ ન આવે એટલા માટે આ પરિપત્ર પ્રસિદ્ધ થાય એ ઇષ્ટ નથી શી આ મહાસભા માટેની જબરી ચિંતા ! કેમ જાણે આજે તેને જે સ્વરૂપ મળ્યુ છે તે આ લોકોના વિચાર અને ચિંતાનુ જ પરિણામ ન હોય ! આપણી કાયરતા કેવી રીતે છુપાવવી તે આપણે બહુ સારી રીતે શીખ્યા છીએ બાકી રાષ્ટ્રહિતને કાજે તનતોડ મહેનત કરીને સાચા રાગથી અને સ્વાર્થની પરવા કર્યા વિના કામ કરવાનો ઇજારો માત્ર આપણે હ્યૂમસાહેબને આપી દીધો છે ! તેઓ ભલે મહેનત કર્યા કરે, અને કોઈ વખત અકાળે કડક પરિપત્ર કાઢે તો આપણે ડરી જઈને તેનો વિરાધ કરીએ, એવી જાતનો

શમવિભાગ તેમની અને આપણી વચ્ચે સ્થપાયેલો છે! આવી રીતે મહાસભા હ્યૂમ સાહેબની પાછી શી રીતે ચાલશે એ બાબત અમને ભારે ચિંતા થાય છે"

લોકમાન્ય ટિળક આગળ લખે છે "હ્યૂમ સાહેબનો પરિપત્ર નીકળ્યો ત્યારથી મહાસભાવાદી પક્ષની શી સ્થિતિ થશે તે વિષે બધાને ચિંતા થવા માંડી છે મુંબઈ, મદ્રાસ, અલાહાબાદ વગેરે પ્રાંતિક સમિતિઓ તરફથી તેનો છડેચોક વિરોધ કરવામા આવ્યો છે અને કેટલાક લોકો રાજદ્રોહની બીકે શાંત બેસી રહ્યા છે પણ સદ્ભાગ્યે આ કાયરતા બધે ફેલાઈ નથી . આપણામા આવી રીતે સ્પષ્ટ મતભેદ ઊભો થયો હતો તોપણ એકંદરે દેશી પત્રકારોએ ધીમે ધીમે હ્યૂમ સાહેબનો પક્ષ લઈને તેમની સાથે પોતાની પૂર્ણ સંમતિ વ્યક્ત કરી અને મહાસભામા ભંગાણ પડવાનો જે સંભવ ઊભો થયો હતો તે મોટે ભાગે ટાળી દીધો "

આવી રીતે મહાસભામા આ વખતે ભાગલા પડવાનો પ્રસંગ આવ્યો હતો તે ટળી ગયો પણ એનુ કારણ આખી મહાસભાએ હ્યૂમસાહેબની કલ્પના મુજબ પ્રચંડ ચળવળ કરવાનુ ઠરાવ્યુ એ ન હતુ, પણ એ કલ્પનાને કોઈએ ટેકો આપ્યો નહીં અને હ્યૂમ સાહેબ વિલાયત રવાના થયા એ હતુ!

૧૮૯૩ના રાષ્ટ્રીય મહાસભાના લાહોરમા ભરાયેલા અધિવેશનમા ટિળકે આખા દેશમા કાયમી જમાબંધી દાખલ કરવાની માગણી કરતો ઠરાવ રજૂ કર્યો હતો. તેમા "કાયમી જમાબંધી અને તેના ખાતેદારો ઉપર કંઈ પણ આક્રમણ કરવામાં આવે તો યોગ્ય અને શક્ય સઘળા ઉપાયોથી તેનો વિરોધ કરવામા આવશે," એવી ચેતવણી સરકારને આપવામા આવી હતી પણ આ "યોગ્ય અને શક્ય સઘળા ઉપાયો" કયા, તેનુ કશુ નિર્દેશ ઠરાવમાં નથી

આ જ અરસામા (૧૮૯૩મા) શ્રી અરવિંદ ઘોષ તાજા જ હિંદ આવીને વડોદરા રાજ્યની નોકરીમા દાખલ થયા હતા પોતાના કેમ્બ્રિજના સહાધ્યાયી અને મિત્ર શ્રી કેશવરાવ દેશપાંડે, જે તે વખતે ઇન્દુપ્રકાશના અંગ્રેજી વિભાગના તંત્રી હતા, તેમના આમંત્રણથી તેમણે એ પત્રમા 'ન્યુ લૅમ્પ્સ ફૉર ઓલ્ડ' નામની એક લેખમાળા શરૂ કરી તેમા રાષ્ટ્રીય મહાસભા વિષે પોતાની ઊંડી ભક્તિ વ્યક્ત કરીને તેને બળવાન શી રીતે બનાવી શકાય તેની ચર્ચા કરી તેમ કરતી વખતે તેમણે એ સંસ્થાની તે

વખતની નીતિ, કાર્યપદ્ધતિ અને નેતાઓની પણ કડક ટીકા કરી; અને જણાવ્યું કે, "રાષ્ટ્રીય મહાસભાની સાચી શક્તિ તો દેશની 'પ્રોલિટેરિયટ' (આમજનતા)માં છે; અને પરિસ્થિતિનો ઉકેલ લાવવાની ચાવી એ જનતાના હાથમાં છે. તે આજે જડ જેવી છે, તેનામાં આજે કશું બળ દેખાતું નથી, પણ તેનામાં સૂક્ષ્મ શક્તિનો ભંડાર પડેલો છે, એ વાત જે સમજશે તે જ તેને જાગ્રત કરી શકશે, ને ભાવિનો ઘડનારો થશે."

અરવિંદના લેખો જોઈ રાનડેએ ચિન્તા વ્યક્ત કરી અને આવી રીતે લેખો આવ્યા કરશે તો પત્ર રાજદ્રોહના ગુનામાં સંડોવાશે એમ કહ્યું. એટલે એ લેખો અટકી ગયા!

બંગભંગ વખતે અને તે પછી અરવિંદ અને ટિળકના સહકાર અને મિત્રતાનાં બીજ ઉપરના લખાણમાં પ્રતિબિંબિત થતી તેમની વૃત્તિમાં જોઈ શકાય છે. મહાસભાને લોકાભિમુખ બનાવી આમજનતાનો પાયો તેને મળે એ બાબતમાં ટિળક અને આગરકરની જેમ જ અરવિંદ પણ આતુર હતા, જોકે તેના પ્રત્યક્ષ કાર્યથી તેઓ અળગા હતા.

## ૨૨

## પ્રાન્તિક પરિષદ અને ધારાસભામાં

રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના પછી ત્રણેક વરસે મુંબઈ ઇલાકાની પ્રાન્તિક પરિષદ ભરવાની શરૂઆત થઈ. તેનું પહેલું અધિવેશન ૧૮૮૮માં થયું હતું તેમાં ટિળક ગયા ન હતા. ૧૮૮૯માં પૂનામાં લોકહિતવાદીના પ્રમુખપણા હેઠળ ભરાયેલા બીજા અધિવેશનમાં તેમણે હાજરી આપેલી અને તેમાં કોફર્ડ પ્રકરણને અંગે રજૂ થયેલા મુંબઈ સરકારને ધન્યવાદ આપતા ઠરાવને તેમણે ટેકો આપેલો.

૧૮૯૦માં પૂનામાં જ ભરાયેલી ત્રીજી પરિષદમાં તેમણે સરકારની આબકારી ખાતાની નીતિને વખોડી કાઢતો ઠરાવ રજૂ કર્યો. ઠરાવ પર ભાષણ કરતાં ટિળકે દેશી તેમ જ વિલાયતી દારૂનો ખપ વધ્યો છે, એમ સિદ્ધ કરી સરકારના તેથી ઊલટા અભિપ્રાયનું ખંડન કર્યું. દારૂનિષેધ મંડળો દેશમાં નીકળે છે એ ઠીક જ છે, પણ આવાં મંડળો કાઢવાની જરૂર ઊભી થવી એ જ અનિષ્ટ છે. કારણ અંગ્રેજોની સત્તા દેશમાં સ્થપાઈ તે પહેલાં,

મરાઠી રાજ્યમાં દારૂનો આટનો ખપ ન હતો, વગેરે માહિતી આપીને મ્યુનિસિપાલિટીઓ, ગ્રામપંચાયતો ઇ સ્થાનિક સંસ્થાઓને પોતાની હદમાં દારૂના પીઠા કાઢવા ન કાઢવા અંગેનો 'લોકલ ઓપ્શન'નો અધિકાર આપવો જોઈએ એવી માગણી ઠરાવ દ્વારા કરી આ પરિષદ પછી નામજોશીની સાથે ટિળક અને ગોખલેને પછીની સાલની પરિષદની વ્યવસ્થા માટે સહમંત્રી નીમવામા આવ્યા

તે પછીની પ્રાંતિક પરિષદ પણ પૂનામાં જ ૧૮૯૧ના મે મહિનામાં ભરાઈ તેમા ટિળકે સમતિવયના કાયદા વિષે ઠરાવ રજૂ કર્યો અને દેશના લોકમતનો યોગ્ય વિચાર ન કરવા બદલ હિન્દુસ્તાન સરકારને વખોડી કાઢવામા આવી એ ઠરાવ પસાર પણ થયો સુધારાવાળાઓએ તેનો વિરોધ કરવાની હિંમત પણ ન બતાવી

આ વખતે પરિષદના કામકાજ અંગે નિયમો ઘડવા માટે નિમાયેલી સમિતિમા સભ્ય તરીકે તેમ જ પરિષદના એક મંત્રી તરીકે ટિળકની નિમણૂક કરવામા આવી

પછીની એટલે પાચમી પરિષદ પૂનામા જ નામદાર ફિરોજશાહ મહેતાના પ્રમુખપણા હેઠળ થઈ પોતાના ભાષણમા પ્રમુખે સમાજસુધારાના અંગે ટિળકનુ જે દષ્ટિબિંદુ હતુ તેનો બચાવ કર્યો છઠ્ઠી પરિષદ ૧૮૯૩ના નવેંબરમા રહેમતુલ્લા સયાનીના પ્રમુખપણા હેઠળ અમદાવાદ મુકામે થઈ તેમા ટિળકે કોકણ તરફના દેવગઢ, પેણ, પનવેલ વગેરે તાલુકાઓમા થયેલી રિવિઝન સેટલમેંટને અગેની તકરારો વિષે ઠરાવ રજૂ કર્યો અને ન્યાય અને કારોબારી ખાતાંઓને જુદા પાડવા અંગે જે સમિતિ નીમવામા આવી હતી તેમા કામ કર્યું

૧૮૯૫ મા ભરાયેલા અધિવેશનમા ટિળકે દેશી દવાઓ તથા દેશી વૈદકને અંગે ઠરાવ રજૂ કરી તેમને યોગ્ય ઉત્તેજન મળે તે માટે અપીલ કરી

આ બધી પરિષદોમા ટિળકે ખૂબ ઉત્સાહપૂર્વક ભાગ લીધો અને કેટલીકમા મંત્રી તરીકે પણ કામ કર્યું કોંગ્રેસમા જ્યારે વિનીત પક્ષના રાનડે, ફિરોજશાહ વગેરે લોકોનુ વર્ચસ્વ હતુ, ત્યારે પ્રાન્તિક પરિષદના તંત્રમાં ને કામકાજમાં રાષ્ટ્રીય પક્ષનુ વર્ચસ્વ સ્થાપી તે ટકાવી રાખવાનુ શ્રેય મુખ્યત્વે ટિળકને જ આપવુ ઘટે છે

## સાર્વજનિક સભા

રાષ્ટ્રીય મહાસભામાં તથા ઇલાકાની પ્રાન્તિક પરિષદમાં આવી રીતે ભાગ લેવાની શરૂઆત કર્યા પછી થોડા જ સમયમાં એ બધી પ્રવૃત્તિમાં મહારાષ્ટ્ર વતી કાયમી સ્વરૂપનું કાર્ય કરનારી મહારાષ્ટ્રના રાજકીય જીવનની આદ્ય સંસ્થા જે સાર્વજનિક સભા તેની પ્રવૃત્તિમાં પણ ટિળક ભાગ લેવા લાગ્યા હતા તેનો કબજો લઈ તેને પોતાના આક્રમણશીલ રાજકારણનું સાધન બનાવવાનો તેમણે વિચાર કર્યો.

રાષ્ટ્રીય મહાસભાની સ્થાપના પહેલાં દેશના જુદા જુદા પ્રાન્તોમાં જે જાહેર કાર્ય કરનારી રાજકીય સંસ્થાઓ સ્થપાઈ હતી તેમાં પૂનાની સાર્વજનિક સભા એક મહત્ત્વની સંસ્થા ગણાય. ગણેશ વાસુદેવ જોશી ઉર્ફે સાર્વજનિક કાકા તથા ન્યા. રાનડેના પ્રયત્નથી ૨ જી એપ્રિલ ૧૮૭૦ ને રોજ તેની સ્થાપના કરવામાં આવી હતી અને એ બંનેના સંચાલન અને દોરવણીને લીધે તેનું નામ થોડા જ વખતમાં આખા દેશમાં ખ્યાતિ પામ્યું.

પર્વતી દેવસ્થાનના વહીવટનો સવાલ — જેને માટે સભા મૂળ સ્થાપન કરવામાં આવેલી — ઉપરાંત પૂના શહેરની સુધારણા, રેલવેના મુસાફરોની ફરિયાદોનું નિવારણ, દેશી રાજાઓ અને બ્રિટિશ સરકાર વચ્ચેના સંબંધો, દુકાળરાહતનું કામ અને તેને અંગે સરકાર સાથે પત્રવ્યવહાર વગેરે કામો સભાએ બહુ સારી રીતે પાર પાડ્યાં અને તેથી લોકો અને સરકાર વચ્ચે સભા એક સાંકળ જેવી બની ગઈ અને સરકાર તરફથી પણ તેને લોકોના પ્રતિનિધિ તરીકેની માન્યતા મળી. દેશી રાજ્યોમાં પણ તે પ્રતિષ્ઠાને પામી.

કમિશનર ક્રોફર્ડને અંગે સભાએ ક્રોફર્ડ વિરુદ્ધ ઠરાવ કરતાં સભાના મંત્રી સીતારામ હરિ ચિપળૂણકરે મંત્રીપદનું રાજીનામું આપ્યું અને તેમની જગ્યાએ ગોખલેની કેવી રીતે નિમણૂક થઈ તે આપણે જોયું જ છે.

તે પછી પૂનાના જાહેર જીવનમાં સમાજસુધારણા અંગે, તેમ જ રાષ્ટ્રીય મહાસભાના રાજકારણ અંગે ગણાતો જૂનો પક્ષ અને ટિળકનો નવો પક્ષ એ બે વચ્ચે મતભેદ વધતો ચાલ્યો અને તેની અસર સાર્વજનિક સભા પર પણ પહોંચી અને સભાનું તંત્ર પોતાના હાથમાં લેવાનું ટિળક પક્ષે બીડું ઝડપ્યું. ૧૮૯૫ની ૧૪મી જુલાઈને રોજ ભરાયેલી વાર્ષિક સભામાં સભાની કાર્યકારી મંડળની ચૂંટણી થઈ તે વખતે ટિળક પક્ષે સભામાં પોતાની બહુમતી કરીને ગોખલેને મુખ્ય મંત્રીના પદ પર કાયમ રાખી કાર્યકારી મંડળમાં પોતાના માણસોની વરણી કરી. સભાના તંત્રમાં વધતા

આ ક્રાંતિકારક ફેરફારને કારણે જૂના પક્ષના લોકો તથા તેમના મિત્ર અંગ્રેજ છાપાવાળાઓએ ખૂબ હોહા કરી અને નવા અને જૂના પક્ષ વચ્ચે ગામગામા આક્ષેપોનું યુદ્ધ ચાલ્યુ. તેને પરિણામે ગોખલેએ પોતાના મંત્રીપદનું રાજીનામું આપી દીધુ સભા ટિળક પક્ષના હાથમાં જતા રાનડેનો તેની સાથેનો સંબંધ આપોઆપ તૂટી ગયો. કારણ ટિળકે રાનડેના વડીલપણાને અને નેતૃત્વને ક્યારનુ ફગાવી દીધુ હતુ.

સાર્વજનિક સભામાંથી નીકળી ગયા પછી ગોખલે અને તેમના પક્ષના કેટલાક સભ્યોએ નવીન સંસ્થા સ્થાપવાનો વિચાર શરૂ કર્યો ને રાનડેના આશીર્વાદથી 'ડેક્કન સભા' નામની બીજી એક સંસ્થા ૧૮૯૬ના નવેમ્બરમાં સ્થાપન કરી. એ નવી સંસ્થાની પાછળ કઈ જાતની નીતિ અને વિચારસરણી રહેલી છે તેનુ વિવેચન કરતા 'ઉદારમતવાદિત્વ' (લિબરેલિઝ્મ) અને 'વિનીતપણુ' (મૉડરેશન) એ બે ગુણ પોતાના પક્ષના સૂચક છે એમ રાનડેએ જણાવ્યુ

ટિળકે રાનડેના આ પગલા પર ટીકા કરતા બહુ જ આકરી ભાષા વાપરી, ને રાનડેનુ આ કામ "સાઠી બુદ્ધિ નાઠી'નુ લક્ષણ છે કે બચ્ચાંનો રમત છે?" એવો સીધો સવાલ પૂછ્યો તેમણ લખ્યુ, "ટિળક અને ગોખલે બન્ને મહાસભામા માનનારા છ, તો પછી તેમનામાં ભેદ કયા રહ્યો ? ટિળક અથવા નાતુ અંગ્રેજોનુ રાજ્ય ડુબાડી દેવાના અને ન્યાયમૂર્તિ રાનડે અથવા ગોખલે એને બચાવવાના એમ સીધી કે આડકતરી રીતે કહેવુ, એટલે જ પ્રથમ પોતાનુ નીચપણ અથવા મૂર્ખતા જાહેર કરવા જેવુ છે. અંગ્રેજ સરકાર એટલી જોરાવર છે કે તે બન્નેને તમાચો લગાવીને બેસાડી દેશે સમાજસુધારામા જેમ ગરમ નરમનો ભેદ છે તેવો રાજકીય કામમા નથી, અને નરમ સુધારકો પોતાન દઢા મુત્સદ્દી કહેવડાવે અને બીજા લોકો પર આડકતરી રીતે રાજદ્રોહનો આરોપ કરે એ કેવળ પાજીપણુ છે"

આમ લખતી વખતે પોતે મર્યાદાનુ ઉલ્લઘન કરી રહ્યા છે એમ ટિળકને અવશ્ય લાગ્યુ હશે, કારણ લેખને અંતે તેઓ કહે છે, 'સ્વૈરાચારથી જરા કલકિત થયેલી કલમ ફરી હાથમા લેવાની જરૂર નહીં પડે એવી આશા છે"

'નામદાર ટિળક'

ઑગસ્ટ ૭, ૧૮૯૫ને રોજ મુબઈ ઇલાકાના મધ્ય વિભાગના જિલ્લા લોકલ બોર્ડોની બહુમતીથી ટિળક મુબઈની ધારાસભામા ચૂટાઈને આવ્યા, અને તેમણે ચાલુ રિવાજ પ્રમાણે રાણીને વફાદાર રહેવાના સોગન લીધા.

કોલ્હાપુરના પ્રકરણ અંગે તેમને થયેલી સજાને પરિણામે તેમને ચોંટેલી નાલાયકીનો પરિહાર લૉર્ડ રેએ કર્યો તેથી તેમની ચૂંટણી શક્ય બની હતી. તે વખતે ધારાસભાનો સભ્ય ચૂંટાયા પછી પણ ગવર્નરે તેની રીતસર નિમણૂક કરવાની જરૂર રહેતી એટલે સભ્યો રાજમાન્યતા મેળવવા માટે પણ મથતા. પણ ટિળકનુ વલણ એ બાબતમા સ્પષ્ટ હતુ. તેઓ કહેતા કે, સરકારની વાજબી અને પ્રામાણિક ટીકા કરવાનુ અટકાવવા માટે ધારાસભાનુ સભ્યપદ એક લાલચ કે મોઢે ડૂચો છે એવી રીતે હુ તે તરફ જોતો નથી. પણ જો એમ હોય તો ગમે તેવા મોટા અધિકારીઓની ભૂલો કે ગેરરીતિઓ પર ઢાંકપિછોડો નાખવા કબૂલ થવા કરતાં એ સભ્યપદ છોડી દેવાનું જ હુ પસંદ કરુ.

અને ૧૮૯૨ના ઇંડિયન કાઉન્સિલ્સ ઍક્ટ વડે સુધરેલી ધારાસભાઓ પણ કેવી હતી તે જોવા જેવુ છે મુબઈની ધારાસભા બે વરસ દરમ્યાન આઠ દિવસ મળેલી ને તેણે કુલ ૩૬ કલાક કામ કરેલુ! એ ૩૬ કલાકમાં સભ્યોએ પૂછેલા સવાલોના ગમે તેવા બિનજવાબદારપણે જવાબો આપવા, વાર્ષિક અંદાજપત્રની ચર્ચા કરવી, એ ઉપરાંત સરકાર તરફથી રજૂ થયેલાં તદ્દન મામૂલી બિલો પસાર કરવા — એવા બિલો આ અવધિમાં સાત હતાં અને અલબત્ત, તે પસાર પણ કરવામાં આવેલાં — એ બધુ કામ પાર પાડવામા આવેલુ એ જમાનામાં પ્રાન્તોના અંદાજપત્રની ચર્ચા કેવળ મડદુ ચૂંથવા જેવી હતી તે સરકારી અમલદારો પોતે કબૂલ કરતા, કારણ વડી ધારાસભાની માન્યતા મળ્યા પછી તેની ચર્ચા થતી! અને સરકારી અમલદારોની ચૂટાયેલા સભ્યો પ્રત્યે વર્તણૂક પણ કેવી અપમાનજનક અને તુમાખીભરી હતી તે પણ જોવા જેવુ છે સયાની જેવા કોઇ સભ્ય ખાસ મહેનત લઈને ભાષણ તૈયાર કરી લાવે તો તમે એ છપાવીને વહેંચો તો વાચવાની તકલીફમાથી બચી જશો, અમે તેને વાંચેલુ ગણીશુ (ટેકન ઍઝ રેડ) એમ કહેવાની સરકારી સભ્યો ધૃષ્ટતા કરતા! ઝવેરીલાલ યાજ્ઞિક કે મેતલવાડ જેવા સભ્યો પોતાના વિષયો અંગે દાખલા દલીલ સાથે વ્યવસ્થિત ભાષણો કરતા ત્યારે, 'તમે પોતાના મનગમતા વિષયોના ઘોડા બનાવી તે પર સવાર થઈ આખી કાઉન્સિલનુ સર્કસ બતાવો છો,' એવી ટકોર કરવામા આવતી

બજેટની ચર્ચા વખતે બે વરસના આકડાની તુલના કરીને સંતોષ ન માનતા સરકારી નીતિનું લાંબે ગાળે શુ પરિણામ આવ્યુ તે તરફ ધ્યાન આપીને ટિળક ટીકા કરતા. આમ જમીન મહેસૂલ તથા જગલ અને આબકારી

ખાતાંઓની ઊપજ લોકોની સગવડ અગવડની પરવા કર્યા વિના છેલ્લાં પચીસ વર્ષમાં સાડા પાંચ કરોડ વધી, તેમ છતાં તેમાંથી ઇલાકાની પ્રજાની સુખસગવડ માટે ઘણો જ થોડો અંશ વપરાયો છે, એવી તેમણે ફરિયાદ કરી. અને આવા કરવેરામાં સરકાર ધારાસભાને પૂછ્યાગાછ્યા વિના પણ ફેરફાર કરતી, તેને ઉદ્દેશીને તેમણે સવાલ પૂછેલો કે, ધારાસભાનો ઘડેલો કાયદો સરકારનું કાર્યકારી મંડળ રદ કરી શકે ખરું? એ જમાનામાં સરકારી હોદ્દેદારોને આવો સીધો સવાલ પૂછવો એ એક હિંમતનું કામ ગણાતું. ટિળકનો સવાલ સાંભળી તેઓ જરૂર સડક થયા હશે.

## ૨૩

# હિન્દુમુસ્લિમ રમખાણો

બાપટની સામે વડોદરામાં કાવતરું રચાતું હતું એ જ અરસામાં મુંબઈમાં ૧૮૯૩ના ઑગસ્ટ મહિનામાં ને ત્યાંથી પછી પૂનામાં તેમ જ મહારાષ્ટ્રમાં જુદે જુદે ઠેકાણે હિન્દુમુસ્લિમ રમખાણો થયાં. આ ઘટના તેમ જ ટિળકે તેની કરેલી મીમાંસા બરાબર સમજવા માટે કેટલોક પૂર્વ ઇતિહાસ જોવો ઉપયોગી થશે એટલે તે પર નજર નાખીએ.

કોમી હુલ્લડોને—વિશેષતઃ હિન્દુમુસ્લિમ હુલ્લડોને રાજકારણનું સ્વરૂપ મળ્યું તે બ્રિટિશ સરકારની રાજનીતિને આભારી કહેવાય; એટલું જ નહીં એ હુલ્લડો બ્રિટિશ હકૂમતની એક વિશેષતા જ બની હતી. ઠેઠ બળવા વખતે ૧૮૫૭ના ઑગસ્ટ માસમાં હિન્દુ અને મુસલમાન લશ્કરો દિલ્હીના કોટ પાછળથી બ્રિટિશ લશ્કરનો સામનો કરતા હતા, તે વખતે તેમની વચ્ચે અણબનાવ પેદા કરવા માટે, ગોવધ કર્યા વિના ઇદ ખુદાને મંજૂર નહીં થાય, એવો પ્રચાર કરવા માટે અંગ્રેજોએ બે મૌલવીઓને દિલ્હી શહેરમાં મોકલ્યા. ને તેમણે ગાયની કુરબાનીની તૈયારી કરાવી. એને પરિણામે જ્યારે હિન્દુઓમાં ઉશ્કેરાટ થયો ને વાત બાદશાહને કાને ગઈ, ત્યારે તેણે પેલા બે મૌલવીઓને તોપને મોઢે દાધા, ગોવધ બંધ કરાવ્યો, અને બે કોમો વચ્ચે થનારો વિખવાદ અટકાવ્યો.

આ બળવા પછી અંગ્રેજોનું રાજ્ય હિન્દભરમાં વ્યવસ્થિતપણે ગોઠવાઈને સ્થિર થયા પછી હિન્દુઓએ તેમની ભાષા તથા નવી વિદ્યા આત્મસાત્ કરવામાં પહેલ કરી. તેથી સરકારી નોકરી તેમ જ ઉજ્જ્વળ ધંધાઓમાં તેઓ ઝપાટામાં આગળ વધ્યા. મુસલમાનોનું માનસ ધર્મઝનૂની હોવાથી તેમણે નવી વિદ્યાની બાબતમાં ઉદાસીનતા જ નહીં પણ વિરોધભાવ સેવ્યો. તેથી તેમને સરકારી નોકરીઓ કે ઉજ્જ્વળ વ્યવસાયોમાં સ્થાન ન મળ્યું. વળી અંગ્રેજો આવ્યા તે પહેલાં મુસલમાનોને લશ્કરમાં ખૂબ અવકાશ મળતો તે પણ હવે ગોરા લશ્કરને લીધે ઓછો થયો. ત્યાર બાદ ૧૮૫૭ના બળવામાં મુસલમાનોએ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો એ કારણસર અંગ્રેજ

ઊતરતા છે, એ મૌલાના મહમદ અલીની ઉક્તિ અહીં યાદ આવ્યા વિના રહેતી નથી.)

કોંગ્રેસની ચળવળને પરિણામે જ્યારે ૧૮૯૨નો સુધારાનો કાયદો પસાર કરવામા આવ્યો ત્યારે તેમા મુસલમાનોનુ હિત સાચવવા માટે કેટલાક મુસ્લિમ સભ્યો નીમવાની સત્તા પોતાને હસ્તક રાખી સરકાર મુસલમાનોના રક્ષક તરીકે બહાર પડી આજ અરસામાં આઈ સી એસ ની પરીક્ષાઓ હિન્દમા લેવાય એવો પાર્લમેન્ટે ઠરાવ પસાર કર્યો એટલે એ જગ્યાઓ મોટે ભાગે હિંદુઓ પડાવશે એવી બીક પણ મુસલમાનોમા ફેલાઇ — ફેલાવવામા આવેલી.

આવી પરિસ્થિતિમાં ઇ સ ૧૮૯૩મા કાઠિયાવાડમાં જૂનાગઢ રાજ્યમા આવેલા પ્રભાસપાટણમા તાબૂતોના દિવસોમા રમખાણ થયુ તેમા મંદિરો ભ્રષ્ટ કરવામા આવ્યા, મૂર્તિઓ ભાંગવામા આવી, અને સાધુસંતો, જાત્રાળુઓ વગેરેના શરીર પર તેલ રેડીને તેમને જીવતા સળગાવવામા આવ્યા આ વખતે રાજ્યનો કારભાર નવાબ સગીર હોવાથી કે બીજે કોઈ કારણે બ્રિટિશ સરકારને હસ્તક હતો. રમખાણની તપાસ થઈને ગુનેગારોને યોગ્ય શાસન થાય તે માટે હિન્દુઓ પ્રયત્ન કરવા લાગ્યા અને મુસલમાનોએ પોતાના જાતભાઈઓના બચાવ માટે પ્રયત્ન શરૂ કર્યો મુબઈમા હિન્દુઓની માધવબાગમાં સભા થઇ તેમા તપાસ અને ન્યાયની માગણી ઉપરાત રમખાણમા નિરાશ્રિત બનેલા કુટુંબોની મદદ માટે ફાળો ઉઘરાવવાનુ નક્કી કરવામા આવ્યુ મુસલમાનોની પણ એવી જ સભા ભરવામા આવી પ્રભાસ પાટણના રમખાણથી ત્યાંના મુસલમાનોમાં વધારેપડતો જુસ્સો આવ્યો અને ત્યાથી કેટલાક મૌલવીઓ હુલ્લડબાજીનો પેગામ લઈ મુબઈ આવ્યા અને ત્યાંથી ઇલાકામા બીજે અનેક ઠેકાણે ફેલાયા

તેમના આ પ્રચારને પરિણામે જ મોટે ભાગે ૧૧ ઑગસ્ટ, ૧૮૯૩ને રોજ મુબઈમા મોટુ રમખાણ થયુ અને એનુ તાત્કાલિક કારણ દિવાનાના દિવસે હિન્દુઓએ મસ્જિદોની પાસેના મંદિરોમા વાદ્યો વગાડીને મુસલમાનોને ખીજવ્યા એમ જણાવવામા આવ્યુ પણ મુસલમાનોએ મસ્જિદોમા લાઠીઓ વગેરે વસ્તુઓ પ્રથમથી જ સંઘરી રાખી હતી અને રમખાણ યોજનાપૂર્વકનુ હતુ એમ પાછળથી સિદ્ધ થયુ

બીજે દિવસે હિન્દુઓએ પ્રતિકાર માટે હાથમા ડડા લીધા અને મિલ વિસ્તારમા કામ કરતા મરાઠા મજૂરોએ મુસલમાનોને ટીપ્યા. હુલ્લડ વળી બે દિવસ વધુ ચાલ્યુ અને છેવટે પાયધૂની પર તોપો ગોઠવવી પડી અને

બહારથી લશ્કર બોલાવવું પડ્યું આ રમખાણમાં ૬૫ જેટલાં ખૂન થયાં, સાડાત્રણસો માણસ જખમી થયા, બારસો માણસો ગિરફતાર થયા અને હજારો લોકો રમખાણની બીકે મુંબઈ છોડીને પરદેશ રવાના થયા ને આખા શહેરનો વહેવાર ખોરવાઈ ગયો

રમખાણ પછી પણ કેટલાક દિવસ સુધી મુસલમાની લત્તાઓમાં થઈને કામ પર જનારા મજૂરોની મુસલમાનો તરફથી કનડગત ચાલુ રહી અને તેમને તેમાંથી બચાવવા માટે પોલીસ બંદોબસ્ત ન થવાથી તેમણે કામ પર જવાનું જ બંધ કરી દીધું એટલે આખા શહેરનું નુકસાન થતું અટકાવવા માટે પોલીસ વચ્ચે પડી ને મજૂરોને જોઈતું રક્ષણ મળતાં કામધંધો પહેલાંની જેમ ચાલુ થયો ટિળકે આ હડતાળનું સમર્થન કર્યું

મુંબઈના હુલ્લડ વખતે પકડાયેલા મોટા ભાગના માણસોને 'ટકે શેર ભાજી ટકે શેર ખાજા'ને ન્યાયે સજાઓ ફટકારવામાં આવી અને મુસલમાનો જ હથિયારોથી સજ્જ થઈને જુમા મસ્જિદમાંથી બહાર પડ્યા હતા એ વાત ચોખ્ખી પુરવાર થઈ હોવા છતાં, પોતાના બચાવ માટે સજ્જ થયેલા લોકોને છોડી મૂકવા જોઈતા હતા તેને બદલે તેમને પણ સજા કરવામાં આવી તે સામે ટિળકે કેસરી દ્વારા જોશભેર વિરોધ કરી હુલ્લડના સાચા કારણોની તપાસ કરીને તે બંધ કરવાના ઉપાય બતાવવા માટે એક સ્વતંત્ર કમિશન નીમવું જોઈએ એવી માગણી કરી

પણ રમખાણોનો ચેપ મુંબઈથી આગળ ચાલી પૂના, વાઈ, સોલાપુર, બેલગામ, ધૂળિયા, માલેગામ, યેવલા વગેરે અનેક ઠેકાણે ફેલાયો તેમાં જૂની રૂઢિ અનુસાર જ્યાં સરઘસો લઈ જવાનો હિન્દુઓનો હક હતો ત્યાં પણ સરકારી અમલદારોએ હિન્દુઓ પર નવી નવી શરતો લાદી અને હિન્દુઓએ તેમનું પાલન કર્યું છતાં મુસલમાનોએ સરકારી હુકમોનો ભંગ કરીને મસ્જિદોમાં ભેગા થઈ પથ્થર ફેંક વગેરે કરીને હિન્દુઓની કનડગત કરી. તેમ છતાં તેમની સામે સરકાર કશાં પગલાં લેવા તૈયાર થતી નહીં અને ઊલટું ગોરક્ષણ ને વાજાં વગાડવાના મુદ્દા કાઢવાને જ્યાં મુદ્દલ અવકાશ ન હોય અને ઠેકાણે પણ તે કાઢીને હિન્દુઓ પર જ આખો દોષ ઢોળવા મથતી. તેના કેટલાક દાખલા જોવા જેવા છે

યેવલામાં જિલ્લા મૅજિસ્ટ્રેટના જાહેરનામાની આસિસ્ટન્ટ કલેક્ટરે જ અવગણના કરી અને મુસલમાનોએ તેનો ભંગ કર્યો તે જોઈને ત્યાંના લોકોએ બાલાજીની પાલખી કાઢવાનું મોકૂફ રાખ્યું અને મુસલમાનો સામેનો

વહેવાર બંધ કરી દીધો. ત્યારે નાશિકના કલેક્ટરે ત્યાં જઈને ત્યાંના પ્રમુખ હિન્દુ નાગરિકોને દમદાટી આપી હિન્દુઓના બહિષ્કારનો અંત આણ્યો. આપણી કોઈ દાદ લેતુ નથી તે જોઈ તેમણે સરકાર પર ઉપરાઉપરી તાર કર્યા. ત્યારે તે તરફ ધ્યાન તો આપ્યુ જ નહીં, પણ "તાર પર અરજીની ટિકિટ ચોંટી નથી તેથી પરત" એવો શેરો તારની પાછળ કરીને તેનો નિકાલ કરવામાં આવ્યો! ટિળકે તે શેરા બાબત લખ્યુ, "તારને ટિકિટ શી રીતે ચોટાડવી તેની અમને ખબર નથી. તાર દ્વારા કોર્ટફીની ટિકિટ મોકલવાની અજબ યુક્તિ વિંટર (નાશિકના કલેક્ટર) સાહેબને ખબર હોય તો તે તેઓ અવશ્ય જાહેર કરે. એટલે તેમને ગ્રેનોગ્રાફની શોધ કરનાર એડિસનની હરોળમાં બેસાડી શકાશે."!

આ તરફ એ ગામમાં મુસલમાનોએ ફરીથી (ફેબ્રુઆરી ૧૮૯૪માં) તોફાન શરૂ કર્યું વણકરોનાં ઝૂંપડાં બાળી નાંખ્યાં, હનુમાનજીની મૂર્તિ ભાંગી નાખી અને મસ્જિદમાં મરેલુ ડુક્કર કોઈકે નાખ્યાની વાત ફેલાવી. બન્ને કોમો વચ્ચે ખૂબ યુદ્ધ ચાલ્યુ ને આખરે લશ્કરની મદદથી હુલ્લડ બંધ કરવુ પડ્યુ યેવલાના હિન્દુ આગેવાનો પર સેશન્સમાં ખટલો કરવામાં આવ્યો. પણ તેઓ બધા નિર્દોષ છૂટયા. એક ખટલામાં તો સેશન્સ જજે એવો શેરો કર્યો કે સરકાર તરફથી રજૂ કરવામાં આવેલા પુરાવાથી એક કૂતરાને પણ ફાંસી દઈ શકાય તેમ નથી. તેમ છતાં સરકારે યેવલા પર નજ દાખલ વધારાની પોલીસ લાદી.

ધૂળિયામાં ૧૮૯૫ના ગણેશ ઉત્સવને છેલ્લે દિવસે સરઘસ નીકળ્યું હિન્દુઓએ અગાઉથી જોઈતા પરવાના મેળવી લીધા હતા. પણ મુસલમાનોને સરઘસને ગમે તેમ કરીને હરકત કરવી હતી. તેથી તેઓ મોટી સંખ્યામાં જે મસ્જિદ પાસેથી સરઘસ પસાર થવાનુ હતુ તેમાં ભેગા થયા. આ વાતની જાણ થતાં ત્યાંનો કલેક્ટર પોતે પોલીસ ટુકડી સાથે મસ્જિદ પાસે પહોંચી ગયો. સરઘસ મસ્જિદની પાસે આવતા જ મુસલમાનો 'દીન દીન'ના પોકારો સાથે બહાર ધસી આવ્યા. કલેક્ટર કસુમિને તેમને સમજાવવાનો ખૂબ પ્રયત્ન કર્યો. પણ તેમની વાત મુસલમાનોને ગળે ન ઊતરી અને તેઓએ સરઘસ પર પથ્થરમારો શરૂ કર્યો. કેટલાકે કલેક્ટરને મસ્જિદમાં ખેંચી જવાનો પ્રયત્ન કર્યો ને એક જણે તો તેના પર લાઠી પણ ઉગામી. આમ પોતાના વડાના જાન જોખમાતાં પોલીસ અધિકારીએ પોતાની જવાબદારી પર ગોળીબારનો હુકમ કર્યો. તોફાન કરવાનો મુસલમાનોનો વિચાર પહેલેથી નક્કી

થયો હતો, એ વાત મસ્જિદમાં ભેગી કરેલી ઇંટો ને પથ્થરના ઢગલા, લાઠીઓની ભારીઓ ને એક મુસલમાન ગુંડાએ સ્થાનિક જાતભાઇઓ પાસેથી ભેગી કરેલી ફાળાની રકમ તથા તેમને લેવડાવેલી પ્રતિજ્ઞાઓ પરથી તપાસ વખતે સિદ્ધ થઇ મસ્જિદ પાસે આવ્યા પછી હિન્દુઓએ કોઇ પણ જાતનુ પાધલ કર્યું નહીં પણ કોઇ પણ રીતે આ પ્રકરણમા હિન્દુઓને વગોવવા માટે તેમણે એવી વાત જોડી કાઢી કે, કમીશન સાહેબ પોતાના હાથનીચેના હિન્દુ અધિકારીઓના દોરવાયા વર્ત્યા હતા પણ આ બનાવ પહેલા થયેલા હુલ્લડો વખતે તેણે કાઢેલો પરિપત્ર મુસલમાનોને અનુકૂળ હતો એ વાત આગળ આવી તેથી મુસલમાનોનુ મન મનાવવા જતા તેઓ ભસ્માસુર થઇ બેસે છે એમ સરકારને પણ દેખાયુ

આ આખા પ્રકરણ અંગે ટિળકનુ દષ્ટિબિન્દુ આમ હતુ

"મુસલમાન લોકો ફાવ્યા છે તેનુ મુખ્ય કારણ સરકારનો તેમને ટેકો હોય છે એ છે અમે અહીં છીએ તેથી જ તમારુ મુસલમાનોથી રક્ષણ થાય છે એમ અગ્રેજો કહ્યા કરે છે, એ સાભળીને જ મુસલમાનોને ઉત્તેજન મળે છે આ કોમી ઝઘડામા હિન્દુઓ અને મુસલમાનોના જેમ સરકાર પણ એક પક્ષ છે અને આ એક ત્રિરગી સામનો (કોમી ત્રિકોણ) છે, બન્ને કોમોના તહેવાર, ઉત્સવો ઇત્યાદિ પરાપૂર્વથી ચાલતી આવેલી પરપરા અનુસાર પાર પાડવા માટે સરકારે નિષ્પક્ષપણે મદદ કરવી જોઇએ, મુસલમાની લત્તામા જઇને ખાટકીના ઘરમાથી ગાયને છોડાવવા જનાર હિન્દુને તેના વધારેપડતા ધર્મઝનૂન માટે સજા જ થવી ઘટે છે તેથી ઊલટુ, હિન્દુઓના ધાર્મિક ઉત્સવોને પ્રસગે વાદ્યો વગાડવાથી અમને ચીડ આવે છે એમ કહેનાર મુસલમાનોને પણ ઠેકાણે રાખવા જોઇએ"

મુસલમાનોના હુલ્લડો થાય છે તેનુ કારણ સરકારનો મુસલમાનો પ્રત્યેનો પક્ષપાત જ છે, એમ પૂનાના સુધારાવાદી લોકોનુ પણ કહેવુ હતુ તે તેમના એક પત્ર જ્ઞાનપ્રકાશની ટીકા પરથી સ્પષ્ટ થાય છે તા ૨૮-૮-'૯૩ના અંકમા એ પત્રે લખેલુ કે,

"એક કોમને બીજી કોમ સાથે લડાવીને તેમાથી રાજકીય દષ્ટિથી લાભ ઉઠાવવો એ એક મજાની રમત છે, એમ સરકારના કેટલાક અમલદારોને ભલે લાગતુ હોય, પણ એ રમત કેટલી ખતરનાક છે તેનુ આ આખા વરસ દરમ્યાન જે હિંદુ-મુસ્લિમ રમખાણોની માળા આપણે જોઇ તે પરથી તેમને ચોક્કસ ભાન થશે મદ્રાસ ઇલાકામા સાલેમમા રમખાણો થયા ત્યારથી

સરકાર એક કોમની સાથે બહુ નરમાશથી અને બીજીની સાથે વધુપડતી કડકાઈથી વર્તે છે એ આરોપ વારવાર કરવામા આવ્યો છે, અને આ વાત તરફ સરકારે આ પહેલા ધ્યાન આપ્યુ હોત, તો આપણે આ બધા ત્રાસ અને સામસામા આક્ષેપોમાંથી બચી જાત ”

૧૮૯૫ના ગણેશ ઉત્સવ વખતે પૂનામા હુલ્લડ થયુ તેમા મુસલમાનોએ એક ઠેકાણે ગણપતિની મૂર્તિ ભાગી નાખી અને નરદાર નાતુ પોતાના ગણપતિના સરઘસ સાથે જતા હતા તેમને માર માર્યો અને બીજા પણ કેટલાક અત્યાચારો કર્યા. એટલે કેટલાક હિંદુઓ પણ જે મસ્જિદમાથી મુસલમાનો લાકડીઓ લઈને સરઘસ પર તૂટી પડ્યા હતા તેમા દાખલ થયા અને તેમણે પણ કેટલાક મુસલમાનોને માર માર્યો પણ પોલીસે સરદાર નાતુને તેમ જ બીજા કેટલાક નિર્દોષ હિંદુઓને ઊલટા ગિરફતાર કર્યા તેઓ જાણતા હતા કે મસીદમા ઘુસી ગયેલા લોકો પોતાનુ કામ પૂરૂ કરીને ક્યારનાય જતા રહ્યા હતા ને તેઓ ભળતા જ લોકોને પકડી રહ્યા છે તેમ છતા એવા નિર્દોષ લોકોને પકડી તેમના પર કામ ચલાવવામાં આવ્યુ પણ તે ખટલામાથી બધા જ દોષમુક્ત છૂટયા તેમનું કામ ન્યાયાધીશ જેકન અને બે ખ્રિસ્તી, બે પારસી ને એક હિંદુ અનેનરો આગળ ચા યુ હતુ અંગ્રેજી રાજ્યમા ક્યારેક ન્યાય જરૂર મળે છે એવા ઉદ્ગારો ટિળકના મોઢામાથી નીકળ્યાના પ્રસંગોમાનો જ આ એક પ્રસંગ બન્યો ગવર્નર હેરિસે પૂનાના બ્રાહ્મણોને રમખાણો માટે જવાબદાર ગણી તેમને ગાળો દીધી હતી તે બધુ પાયા વિનાનુ પુરવાર થતા તે લૉર્ડ સાહેબને બ્રાહ્મણોની માફી માગવા ટિળકે જણાવ્યુ

મહાસભાના પહેલા દસ વરસના કાર્યનુ સરવૈયુ કાઢતા મહાસભાના વધતા જતા બળ સાથે રમખાણોનો સંબંધ બહુ જ સચોટપણે ટિળકે બનાવ્યો

“ મહાસભાની ચડતી કળા જોઈને આપણા એંગ્લો ઇંડિયન હિત શત્રુઓને ભારે ધાસ્તી પેદા થઈ હવે અંગ્રેજોના હિન્દુસ્તાનના રાજ્યનો એટલે કે ગોરા અમલદારોની મોજમજાનો ચોક્કસ અત આવવાનો એમ તેમને લાગવા માંડયુ આ અનર્થનુ કારણ મહાસભાએ શરૂ કરેલી રાજકીય ચળવળ છે એમ પણ તેમના મનમાં વસ્યુ, અને તેથી સર સૈયદ અહમદ વગેરે જેવાને વશ કરી લઈને મુસલમાનોને ફોડવાનો પ્રયત્ન શરૂ થયો પણ ગોરા જમાઈઓનાં લહેરપાણીમા કાપ મૂક્યા વિના મુસલમાનોને આપી પણ શુ શકાય? અને લૂખાં આશ્વાસનો પર કેટલો વખત ચલાવી શકાય?

એટલે કંપની સરકારનો ઇતિહાસપ્રસિદ્ધ માર્ગ સરકારને પસંદ પડ્યો અને દેશમાં ઠેકઠેકાણે હિન્દુમુસલમાનોનાં રમખાણો પેદા થયાં! ૧૮૯૩ના જૂન માસમાં સિવિલ સર્વિસને અંગેનો ઠરાવ પસાર થયો ન હોત તો ઑગસ્ટ મહિનાથી હિન્દુમુસલમાનના ઝઘડા કદાચ શરૂ થયા ન હોત એમ ઘણાને લાગે છે, અને એ માન્યતા સાવ પાયા વગરની છે એમ અમે કહી શકતા નથી"

## ૨૪
## બે ઉત્સવો

### ૧. ગણપતિ ઉત્સવ

રાષ્ટ્રીય મહાસભા, પ્રાંતિક પરિષદ વગેરેની પ્રવૃત્તિ હજી મોટે ભાગે સરકારને ઉદ્દેશીને જ ચાલુ હતી અને સરકારને મોકલવા માટે ઘડાતી અરજીઓ, કે આ સભાઓમાં પસાર થતા ઠરાવો તરફ સરકાર ધ્યાન ન આપે તોય તે દ્વારા આપણે લોકોને કેળવણી આપી શકીએ છીએ એમ રાનડેએ ઓળખીને કહેલું, તોય તેની અપ્રત્યક્ષ રીતે અને તે પણ સુશિક્ષિત વર્ગ પર જ મર્યાદિત અસર પડતી ટિળકે પોતાની દૃષ્ટિ આમજનતા પર કેન્દ્રિત કરેલી હતી, તેથી લોકોને પોતાના રાષ્ટ્રીય રાજકારણમાં રસ લેતા કરીને તેમનામાં વધારે શક્તિ પેદા કરવાના ઉદ્દેશથી તેમણે બે ઉત્સવો શરૂ કર્યા ૧૮૯૪મા તેમણે ગણપતિ ઉત્સવને સાર્વજનિક સ્વરૂપ આપ્યુ અને ૧૮૯૫થી શિવાજી ઉત્સવ ઊજવવાની શરૂઆત કરી

'રાષ્ટ્રીય ઉત્સવોની આવશ્યકતા' એ મથાળાવાળા કેસરીમા લખેલા લેખમા તેઓ કહે છે

"જૂના જમાનાની યાત્રાઓ ને મેળાઓ એ રાષ્ટ્રમા ચાલતી ધાર્મિક, સામાજિક, અને ઔદ્યોગિક હિલચાલોનાં ગંજાવર પ્રદર્શનો હતાં આ સામાન્ય લાગતા મેળાઓને તેમ જ નાના નાના ઉત્સવોને પ્રતિષ્ઠિત લોકોનો ટેકો મળે તો તેમાથી લોકોને ઘણો લાભ થવાનો છે આ કામ રાષ્ટ્રીય મહાસભાના કામ જેટલુ કડાકૂટિયુ કે ખર્ચાળ નથી તેમ છતા રાષ્ટ્રીય મહાસભા દ્વારા જે કાર્ય પાર પાડવાનુ શકય નથી એ કાર્ય આ મહોત્સવો દ્વારા ભળેલા લોકો સહેજે પાર પાડી શકશે મોટા મોટા મેળાઓને આપણે વિરાટ સભાનુ સ્વરૂપ કેમ ન આપીએ? એમ કરવાથી આપણી રાજકીય ચળવળનો ગામડે ગામડે અને ઝૂપડે ઝૂપડે પ્રવેશ નહીં કરાવાય

કે ?. . .એવે વખતે આપણી સાચી સ્થિતિ કેવી છે તેનું જ્ઞાન જનસમાજને ભણેલાઓ કેમ ન આપે ?. . .અથવા બધામાં ધર્મબુદ્ધિ જાગ્રત કરીને આપણી રાષ્ટ્રીયતાને વધારે દૃઢ કેમ ન બનાવે ?"

આ બે ઉત્સવોમાંથી ગણપતિ ઉત્સવ પહેલાં પણ ઠેકઠેકાણે ખાનગી રાહે ઊજવવામાં આવતો. સાધનસંપન્ન લોકો — ખાસ કરીને ગાણપત્ય સંપ્રદાયના લોકો — ગણેશચતુર્થીને દિવસે ગણપતિની સ્થાપના કરી અમુક દિવસ સુધી તેનો ઉત્સવ પણ કરતા. મૂર્તિ આગળ રોશની તથા કલાત્મક શણગાર અને ક્યાંક ક્યાંક સંગીત અને કથાઓ પણ કરવામાં આવતાં. આ ઉત્સવના આવા વ્યક્તિગત કે કૌટુમ્બિક સ્વરૂપને બદલી તેને સાર્વજનિક સ્વરૂપ આપવામાં આવે તો તેને લોકશિક્ષણનું એક ઉત્તમ સાધન બનાવી શકાય, તેની મારફતે રાષ્ટ્રીય રાજકારણનો પ્રચાર થઇ શકે; તેમ જ તાજિયા વગેરે પાછળ હિન્દુઓ જે ગાંડા બની જાય છે તેમાંથી તેઓ પરાવૃત્ત થાય અને એક કોમ તરીકે માનહાનિ અને વિટંબણામાંથી બચી જાય, એવો વિચાર શરૂ થયો.

આવા ઉત્સવની કલ્પના પ્રથમ પૂનાના ભાઉ રંગારી નામના શખસે સૂચવી હતી એમ કહેવાય છે. અને એ વાતને આગળ ધરીને ટિળકમાં પોતાની મેળે કોઇ વિચાર કે પ્રવૃત્તિ હાથ ધરવાની યોગ્યતા ન હતી એમ તેમના ટીકાકારો આજકાલ પ્રતિપાદન કર્યા કરે છે. પણ અહીં એટલુ યાદ રાખવુ ઘટે કે કોઇ કલ્પના ગમે તેટલી રૂડી રૂપાળી હોય તોય તે એટલા જ કારણથી લોકોમાં એકદમ પ્રતિષ્ઠિત બનતી નથી. તેને વહેવારુ સ્વરૂપ આપવુ, લોકપ્રિય બનાવવી, એ બધુ કરવા માટે અમુક પ્રકારની આવડત, વહેવારજ્ઞાન, લોકોનો વિશ્વાસ ઇત્યાદિની જરૂર હોય છે અને એ ગુણો ટિળકમા હોવાને કારણે તેમણે તે કલ્પના અપનાવ્યા પછી જ ગણેશોત્સવનો પ્રચાર ઝપાટાભેર થવા લાગ્યો. અને સ્વાભાવિકપણે જ ભાઉ રગારીનું નામ સંશોધનનો વિષય બની ગયું

ઉત્સવ જાહેર સ્વરૂપમાં ઊજવવાની પ્રથમ પૂનાથી શરૂઆત થઇ. ત્યાં લત્તે લત્તે ને શેરીએ શેરીએ ગણપતિની મૂર્તિની કોઇ જાહેર મદિરમાં કે ચોક જેવી જગ્યાએ સ્થાપના થવા લાગી. રોશની, શણગાર અને કળાનુ તે એક પ્રદર્શન જ બની ગયું. ઉત્સવની દસ દિવસની અવધિ દરમ્યાન ગણપતિની પ્રતિમા આગળ સામાજિક, રાજકીય, ધાર્મિક ઇત્યાદિ જુદા જુદા વિષયો પર ભાષણો, કીર્તનો, પ્રવચનો થવા લાગ્યાં. મવાળા

(મહારાષ્ટ્રનાં વીરકાવ્યો), વગેરે જુદી જુદી જાતનાં પદ્યો ભજનો ગવાવા લાગ્યાં. અને આવી રીતે ગણપતિ ઉત્સવ એક જ્ઞાનસત્ર જેવો બની ગયો. તેમા મનોરંજન સાથે લોકોને શિક્ષણ પણ મળવા લાગ્યું.

પૂનાનુ અનુકરણ બીજા પણ અનેક શહેરોમાં તેમ જ કસબાઓમાં થવા લાગ્યું અને વખત જતા આ ઉત્સવ ગામડાં સુધી પહોંચ્યો. મહારાષ્ટ્રની બહાર પણ કેટલાંક શહેરોમા, ખાસ કરીને મહારાષ્ટ્રીય લોકોની ઓછાવત્તા વસ્તીવાળાં સ્થળોએ, તે પૂનાની ઢબે જ શરૂ થયો.

આ ગણપતિ ઉત્સવમાં બધી ન્યાતજાતના લોકોને અનિર્બંધ પ્રવેશ મળતો. અને તેથી તે જોતજોતામાં બહુ જ લોકપ્રિય બની ગયો. પૂનાનો ઉત્સવ તો એટલો આકર્ષક બન્યો કે તે જોવા માટે મહારાષ્ટ્રના દૂરદૂરના ગામડાંથી લોકો પૂના આવવા લાગ્યા.

ભણેલા વર્ગનાં સભાસંમેલનોમાં કે ખુદ કોંગ્રેસમા પણ તે વખતે આમજનતાને રસ પડે એવું ભાગ્યે જ કશુ હોતુ. અંગ્રેજી ભણતર પામેલા વર્ગો આમજનતાની ભાષા સમજવાની પણ પરવા કરતા નહીં, ને પેલાઓ આ લોકોની ભાષા સમજી શકતા નહીં, એવી પરિસ્થિતિમા આ ઉત્સવ અને એના 'મેળાઓ' (જુદી જુદી જાતના પદ્યો ગાનારાં મંડળો) નવી રાજકીય જાગૃતિને આમજનતા સુધી લઈ જવાનુ એક ઉત્તમ સાધન બન્યા એમ કહી શકાય.

આ ઉત્સવમા મુસલમાનોનો દ્વેષ કરવા જેવુ કશુ જ ન હતુ. તેમ છતાં ઍંગ્લો ઇંડિયન છાપાવાળાઓએ અને સરકારે તેની એવી રીતે વગોવણી શરૂ કરી અને બીજા ભણેલા વર્ગના લોકોએ તેમા સૂર પૂર્યો, એ દુ:ખની વાત કહેવાય.

## ૨. શિવાજી ઉત્સવ

ગણપતિ ઉત્સવની જેમ જ શિવાજી ઉત્સવ શરૂ કરી તેને લોકપ્રિય બનાવવાનું શ્રેય ટિળકને જ આપવુ ઘટે છે. પહેલા ઉત્સવનુ મહત્ત્વ ધાર્મિક અને સાંસ્કૃતિક દૃષ્ટિથી વિશેષ હતુ ત્યારે બીજાનુ રાષ્ટ્રીય દૃષ્ટિથી. આ ઉત્સવ અંગે લખતાં ટિળક કહે છે:

"જેવી રીતે આપણે આપણા બાપદાદાઓનુ સ્મરણ કાયમ રાખીને તેને પોતાના કુટુંબની પરાપૂર્વથી ચાલતી આવેલી લૌકિક ખ્યાતિ અને પ્રતિષ્ઠા કાયમ રાખવાનુ સાધન બનાવીએ છીએ, તે જ પ્રમાણે રાષ્ટ્રના મહાપુરુષોનુ સ્મરણ રાષ્ટ્રીયતા કાયમ રાખવાનુ એક ઉત્કૃષ્ટ સાધન છે. એકરાષ્ટ્રીયતા એ

કોઇ આંખે જોઇ શકાય એવી વસ્તુ નથી. એ એક જાતની કલ્પના છે અને એ સતત જાગ્રત રાખવામાં આવે તો જ ટકી શકે છે; અને જે જે રાષ્ટ્રોએ તેને ટકાવી રાખી છે તેમણે પોતાના મહાન ઐતિહાસિક પુરુષોના ઇતિહાસનો આ કામમાં યોગ્ય ઉપયોગ કરેલો છે. છત્રપતિ શિવાજી મહારાજનું ચરિત્ર આવી જ જાતનું છે. આ ઉત્સવમાં . . . (ન્યાતજાતનો) કોઇ પણ ભેદભાવ રાખવો તદ્દન અયોગ્ય છે."

આ ઉત્સવની ઉત્પત્તિનો ઇતિહાસ જાણવા જેવો છે. રાયગઢનો પહાડી કિલ્લો શિવાજીની રાજધાની હોઇ ત્યાં જ તેનું મૃત્યુ થયું હતું, અને સમાધિ બાંધવામાં આવી હતી. ઇ. સ. ૧૮૮૫માં જંગલ ખાતાના એક અંગ્રેજ અધિકારીએ પ્રથમ સમાધિનો ઉલ્લેખ છાપામાં કરી તેની ખંડિયેર હાલત તરફ ધ્યાન ખેંચી જીર્ણોદ્ધારની સૂચના કરેલી. તે પછી મુંબઇના ગવર્નર સર રિચર્ડ ટેંપલ રાયગઢ જોવા ગયેલો અને તે ઇતિહાસનો રસિયો હોવાથી રાયગઢ પરની શિવાજીની સમાધિની ખંડિયેર સ્થિતિ જોઇને તેને દુઃખ થયું અને 'તમારા જિલ્લામાં આવેલા આવા મહત્ત્વના ઐતિહાસિક સ્થાનની તમે કશી દરકાર લેતા નથી' એવો પત્ર કુલાબા જિલ્લાના કલેક્ટરને લખી તેને તેણે ઠપકો આપ્યો. તેને પરિણામે મુંબઇ સરકાર તરફથી વાર્ષિક રૂપિયા પાંચ સમાધિની આસપાસની સફાઇ માટે મંજૂર કરવામાં આવેલા. બીજી પણ કેટલીક હોહા થઇ. પણ સમાધિના જીર્ણોદ્ધાર અંગે કશું થયું નહીં.

૧૮૯૫ના એપ્રિલ માસની આખરે શિવાજીના સ્મારકને અંગે ટિળકે કેસરીમાં ચર્ચા શરૂ કરી. તેમણે લખ્યું કે: "મરાઠાઓના શત્રુ લૉર્ડ હેરિસ જેવા પણ શિવાજીના પરાક્રમનું વર્ણન કરે છે, જ્યારે તેના જ વંશજો અને સરદારો તેના સ્મારક માટે કશું કરતા નથી એ તેમને માટે નામોશીભરેલું છે." ૩૦મી મેએ પૂનામાં સ્મારક અંગે સેનાપતિ દાભાડે અને ટિળકની સહીથી એક જાહેર સભા બોલાવવામાં આવી તેમાં મહારાષ્ટ્રનાં કેટલાંક રજવાડાંઓ અને સરદાર જાગીરદારોએ પણ હાજરી આપી હતી. ન્યા. રાનડેએ તાર કરીને સભાના કાર્યને સંમતિ જણાવી અને એક સ્થાયી નિધિ ભેગો કરવાનું સૂચવ્યું. કોલ્હાપુરના રાજા પાસે ડેપ્યુટેશન મોકલવાનો ઠરાવ સભાએ પસાર કર્યો એટલામાં તેમનો પણ સહાનુભૂતિદર્શક તાર તદ્દન છેલ્લી ઘડીએ આવી પહોંચ્યો. સભાને આગલે જ દિવસે મુંબઇના ટાઇમ્સમાં સમાધિના જીર્ણોદ્ધાર માટે શરૂ થયેલી ચળવળને અંગે

એવી ટીકા આવી હતી કે, "'સમાધિના સમારકામ અંગે જે કરવુ ઘટતુ હતુ તે સરકારે (વાર્ષિક રૂપિયા પાચ મજૂર કરીને?) કયારનુ કરી દીધુ છે ન્યા૦ રાનડે અને તેલગને પણ તે પૂરતુ લાગ્યુ છે તેમ છતા પેશવાઓની મોટાઈના અતિ ઉત્સાહી પ્રશસકોએ આ નવુ તૂત નકામું ઊભુ કર્યું છે તેની શી જરૂર છે તે સમજાતું નથી.' રાનડેના તારથી ટાઈમ્સની ટીકા ને જૂઠાણાને બારોબાર જવાબ મળી ગયો

ફાળો ઉઘરાવવાનુ કામ શરૂ થયુ ને તેની પહોંચ કેસરી પત્ર દ્વારા સ્વીકારાવા લાગી કોલ્હાપુરના રાજા પાસે ટિળક વગેરેનુ પ્રતિનિધિમંડળ જતાં "અમે અમારા પૂર્વજોની છત્રાઓની જેમ જ રાયગઢ પરની છત્રીનો પણ વ્યવસ્થા કરીશું અને ખર્ચનો અંદાજ નક્કી થયે વર્ષાસનની પણ વ્યવસ્થા કરીશુ," એવુ આશ્વાસન તેણે આપ્યુ

ઑક્ટોબરના આખર સુધી ફાળાની રકમ રૂા ૧૧૦૦૦ પર પહોંચી ડિસેંબરમાં પૂનામા મહાસભાનુ અધિવેશન હતુ તેનો લાભ લઈ અધિવેશનના પ્રમુખ સુરેન્દ્રનાથ બેનર્જીના પ્રમુખપણા હેઠળ ટિળકે એક જાહેર સભા ગોઠવી સભામા સુરેન્દ્રબાબુ અને પં માલવીયના ભાષણો થયા

તે પછી રાયગઢ પર શિવાજી ઉત્સવ ઊજવવાનુ નક્કી થયુ અને તે માટે ૧૫મી એપ્રિલ ૧૮૯૬નો દિવસ મુકરર થયો એવામા અચાનક એક મુશ્કેલી ઊભી થઈ રાયગઢ સરકારી જગલની હદમા હોવાથી જગલના અધિકારીની રજા ઉત્સવ માટે જરૂરી હતી અને તે માગવામા આવતા મળી પણ ખરી પણ ઉત્સવ માટે મુલકી અધિકારીની પણ રજાની જરૂર હતી એટલે એ અરજી મામલતદાર મારફતે કુલાબા જિલ્લાના તે વખતના કલેક્ટર લે જ પાસે જતા તેણે યોગ્ય મુદતની અંદર અરજી આવી નથી એ મુદ્દાનર રજા આપવાની ના પાડી લોકો તો ઉત્સવ માટે મોટી સખ્યામા ભેગા થઈ રહ્યા હતા અવે વખતે આ નવી મુશ્કેલીનુ નિવારણ કેમ કરવુ એ સવાલ થઈ પડયા એટલે તિલકે મહાબળેશ્વરનો રસ્તો લીધો અને ઠેઠ ગર્વનર પાસે જઈ પહોંચ્યા ત્યારે જ મુશ્કેલીનો નિવેડો આવ્યો. આ વખતે ટિળક મુબઈના ધારાસભાના સભ્ય હતા તેથી ગવર્નરે તેમની વિનંતી માન્ય રાખી

ગઢ ઉપર જાહેરસભા થઈ તેમા ઐતિહાસિક હકીકતવાળા અનેક ભાષણો થયા ઉપસંહારના ભાષણમા ટિળકે કહ્યુ કે, "જેવી રીતે અંગ્રેજ લોકોએ ઑલિવર ક્રૉમવેલનુ સ્મારક કર્યું છે, ફ્રેન્ચોએ નેપોલિયન બોનાપાર્ટનુ

સ્મારક કર્યું છે, તેવી રીતે આપણે પણ આપણા સ્વરાજ્ય સંસ્થાપક શિવાજી મહારાજનુ સ્મારક કરીએ છીએ તેમા અરાજનિષ્ઠાનો જરા સરખો અંશ નથી"

આ સમારભ દરમ્યાન ટિળકે શિવાજીને એક અવતારી પુરુષ કહ્યો તેથી સુધારકોનો પિત્તો ગયો અને તેઓ 'ટિળક નવુ ભણતર ભણ્યા તે બધુ એળે ગયુ' એમ કહેવા લાગ્યા સરકારમા પણ આ ઉત્સવ વિષે અને શિવાજી સ્મારકની એકદર પ્રવૃત્તિ વિષે વહેમ પેદા થયો. એ જ અરસામાં અફઝુલખાનના વધને અગે ઊભા થયેલા વાદ વિષે પ્રાફેસર ભાનુએ ૨૮મી માર્ચને રોજ ડેક્કન કૉલેજની હિસ્ટરી ક્લબ આગળ પ્રિ. બેનના પ્રમુખપણા હેઠળ ભાષણ કર્યું ઉપસંહારના ભાષણમા વિદ્વાન પ્રમુખે શિવાજી વિષે એવો મત વ્યક્ત કર્યો કે, "આ પ્રશ્નની ઝાઝી ચર્ચા કરવાની કશી જરૂર નથી શિવાજી જેવા લોકોનુ કલ્યાણ કરનાર પુરુષની પરીક્ષા સામાન્ય નીતિ નિયમોના ધોરણથી કરવાની હોતી નથી મરાઠાઓનુ સ્વાતન્ત્ર્ય સ્થાપન કરવાનુ મહાન કાર્ય તેને પાર પાડવાનુ હતુ તેથી તે કાર્ય પાર પાડવા માટે તેણે જે કંઈ કર્યું તે બધુ યોગ્ય જ હતુ તે તેણે કેવળ રાષ્ટ્રના હિતને માટે જ કર્યું હતુ" આ પહેલા ૧૮૯૪મા શ્રી. કરકરિયા નામના પારસી વિદ્વાને મુબઈની રૉયલ એશિયાટિક સોસાયટી આગળ પ્રતાપગઢ કિલ્લા વિષે વાચેલા નિબધમા તે કિલ્લા પર થયેલા અફઝુલખાનના વધને અંગે દગો કરવાની દાનત શિવાજીની નહીં પણ અફઝુલખાનની જ હતી એમ સંશોધનપૂર્વક માહિતી આપી હતી

સરકારના બાતમીદારો અને કેટલાક અધિકારીઓ રાયગઢ પરના ઉત્સવમાં હાજર હતા તેમણે ઉત્સવ અંગે સરકારમા શા સમાચાર આપ્યા કોણ જાણે, પણ થોડા જ વખતમા શિવાજી અને તેના સ્મારકની પ્રવૃત્તિ વિષે મહારાષ્ટ્રનાં રજવાડાઓ ને જાગીરદારો વિરક્ત બની ગયા અને શિવાજી ઉત્સવ કરવો એ જ રાજદ્રોહની એક બાબત બની ગઈ, અને ટિળક પરનો રાજદ્રોહનો આરોપ સિદ્ધ કરવા માટે તેઓ શિવાજી ઉત્સવના સંચાલક હતા એ બીના તેમની સામે પુરાવા તરીકે સરકાર તરફથી રજૂ કરવામા અને ન્યાયાધીશ તરફથી સ્વીકારવામા આવી।

પણ આ ઉત્સવનો પ્રચાર મહારાષ્ટ્રમાં તો સારી પેઠે થયો જ, પણ બીજા પ્રાન્તોમા પણ તે ઉજવાવા લાગ્યો બંગાળીમા શિવાજી પર એક મહાકાવ્ય લખાયુ રવીન્દ્રનાથે પણ શિવાજી પર કવિતા કરી. અને કેટલાંક

વરસ બાદ હિન્દુસ્તાન બહાર જાપાનમાં પણ એ ઉત્સવની ઉજવણી થઈ. શિવાજી અને સ્વરાજ્યનો અવિભાજ્ય સંબંધ જોડાઇ ગયો.

ગણેશ ઉત્સવ અને શિવાજી ઉત્સવ દ્વારા ટિળકે રાષ્ટ્રમાં ભારે મોટી જાગૃતિ નિર્માણ કરી. આ વખત સુધી ભણેલા લોકો તરફથી એવું કોઈ પણ કાર્ય ભાગ્યે જ થતું કે જેમાં આમજનતા ભાગ લઈ શકે. મહારાષ્ટ્રની જ વાત કરીએ તો લોકહિતવાદી, રાનડે, ગોખલે કે આગરકર એ બધામાંથી પોતાનું શહેર છોડીને ગામડા તરફ ભાગ્યે જ કોઇએ નજર કરી હોય અથવા ત્યાં ગયા હોય. એ બધા વિદ્વાન હતા, દેશના હિતચિંતકો હતા, દેશના પ્રશ્નો બરાબર સમજતા હતા; તોપણ લોકોમાં પ્રત્યક્ષ ભળીને તેમની નાડ પારખવાની આવડત ટિળકે જ પહેલવહેલી કેળવી એ કબૂલ કરવું જોઇએ. આ બધા નેતાઓમાંથી ટિળકની જ ભાષા એવી હતી કે જે લોકો તરત સમજી જતા અને તેથી જ કેસરીના તંત્રી થયા પછી તેનો પ્રચાર ભૂસકે ને ભૂસકે વધતો જ ગયો અને કેસરી શબ્દ વર્તમાનપત્રનો જ એક પર્યાય બની ગયો. ટિળકના આ કાર્ય માટે તેમને 'ઘાંચીમોચીના આગેવાન' છે એવી ગાળ ખાસ કરીને વિનાત વર્ગના આગેવાનોએ તેમને અર્પણ કરી. પણ એ ગાળનું લાછન જ તેમને માટે એક અલકાર સમુ બની ગયું.

## ૨૫

## પૂનાની મહાસભા

૧૮૯૫નુ મહાસભાનું અધિવેશન પૂનામા ભરવાનું નક્કી થયુ. ટિળકે પમી જાન્યુઆરી ૧૮૯૫ના કેસરીમાં મદ્રાસના અધિવેશન વિષે લેખ લખ્યો તેમાં મહાસભાના દસ વર્ષના કાર્યનુ સરવૈયુ કાઢી સંતોષ વ્યક્ત કર્યો તેની સાથે જ મહાસભાની આતરવ્યવસ્થાને અંગે તેના બંધારણમાં પ્રતિનિધિઓની સંખ્યા નિયમિત કરવી, તેમની ચૂંટણીની પદ્ધતિ નક્કી કરવી, સભાનુ કામ ચલાવવા માટે કાયમી સમિતિ સ્થાપવી, દરેક પ્રાંત અને જિલ્લામા તેની શાખાઓ શરૂ કરવી, વગેરે સુધારાઓની જરૂરત દિગ્દર્શન કર્યું અને પૂનાના અધિવેશનમા એ કામ પાર પડશે એવી આશા વ્યક્ત કરી.

પૂનાના અધિવેશનની વ્યવસ્થા મુબઈના ફિરોજશાહ મહેતા વગેરેની દેખરેખ નીચે કરવાનુ મદ્રાસમાં જ નક્કી થયુ હતુ તેને અનુસરીને એપ્રિલ

મહિનામાં તે માટે એક કારોબારી સમિતિ — જેના ટિળક પણ એક મંત્રી હતા — નીમવામાં આવી અને તેણે પોતાનું કામ શરૂ કર્યું.

આ અગાઉ થયેલા મહાસભાના અધિવેશનોને પ્રસંગે સામાજિક પરિષદ પણ મહાસભાના મંડપમાં જ ભરવાની પ્રથા પડી હતી, કારણ ન્યાયમૂર્તિ રાનડે એક રીતે બન્નેના સંચાલક જેવા હતા. પણ પૂનામાં કેટલાય સમયથી સુધારકો અને સનાતનીઓ વચ્ચે વાદ ચાલુ હતો તેને લીધે અહીં મહાસભાના મંડપમાં સામાજિક પરિષદ ભરવી કે નહીં એ એક મુશ્કેલ સવાલ બન્યો. તેને લીધે મહાસભાના કામ માટે ફાળો આપનારાઓમાં પણ બે પક્ષ પડયા. સનાતની લોકો એમ કહેવા લાગ્યા કે સામાજિક પરિષદ મહાસભાના મંડપમાં ભરાશે નહીં એવી ખાતરી આપે તો જ અમે પૈસા આપીએ. જ્યારે સુધારાવાળા પૈસા આપવા માટે એનાથી ઊલટી ખાતરી માગવા લાગ્યા! ટિળકે બન્ને પક્ષને ઊધડા લીધા અને જણાવ્યું કે મહાસભાને પૈસા આપવાની બાબતમાં કોઈ પણ જાતની શરત કરવી એ અજૂગતું છે, એ કામ બધાનુ છે, અને પૂનાવાસીઓએ પોતાની આબરૂનો ખ્યાલ કરી એ પાર પાડવુ જોઈએ. તેમ છતાં જેમ જેમ અધિવેશન પાસે આવતુ ગયુ તેમ તેમ આ વાદ વધુ ને વધુ ઉગ્ર બનતો ગયો.

આ વર્ષે ટિળકને માથે બીજાં પણ કેટલાંક કામોની જવાબદારી આવી હતી. શિવાજીના સમાધિના જીર્ણોદ્ધારની ચળવળ શરૂ થઈ તેમાં ટિળકની તેના મંત્રી તરીકે નિમણૂક થઈ હતી. મ્યુનિસિપાલિટીની અને ધારાસભાની ચૂંટણીઓ આવેલી, તેમાં ટિળકે ભાગ લીધેલો ને ચૂંટાયેલા પણ ખરા. સાર્વજનિક સભાના તંત્રમાં પણ આ સાલના જુલાઈ માસમા તેમના પક્ષની બહુમતી થઈ અને તે પક્ષ તેની કાર્યવાહક સમિતિમાં ચૂંટાઈ આવ્યો. આ બધી ધમાલને પરિણામે પૂનાનો પક્ષભેદ વધારે ઉગ્ર બન્યો અને ટિળકના વિરોધીઓએ ટિળક મહાસભાના અધિવેશનની તૈયારી તરફ પૂરતું ધ્યાન આપતા નથી એમ કહી જાતજાતની ફરિયાદો કરવાની શરૂઆત કરી. પણ ટિળકે એ ફરિયાદોમાં કશું વજૂદ નથી એમ બતાવતાં જણાવ્યુ કે, પૂનામાં મંડપ તો વરસાદની ઋતુ પૂરી થયા પછી જ ઊભો કરી શકાય; ખુરશીઓ 'ઑસ્ટ્રેલિયન' કહેવાતી હોય તો પણ મુંબઈમાંથી જ જોઈએ ત્યારે પૂરતી સંખ્યામાં મળી શકે છે; અને સ્વયંસેવકોની જરૂર તો ડિસેંબરના પાછલા ભાગમાં પડવાની છે. તે ઉપરાંત તેમણે તે વખત સુધી અધિવેશન અંગે યોગ્ય જગ્યા મેળવવી, મંડપ માટે પ્લૅન અને ખર્ચના અંદાજે

(એસ્ટિમેટો) તૈયાર કરાવવા, વગેરે જે કામો થયાં હતાં તે પણ બતાવ્યાં. પરિણામે ટિળકનું કામ સંતોષકારક છે એવો ઠરાવ સમિતિને કરવો પડ્યો.

તેમ છતાં બે પક્ષ વચ્ચે ઝઘડો વધતો જ ગયો. કાર્યકારી મંડળમાં સુધારાવાળા પક્ષની બહુમતી હતી. તેથી તેઓ ટિળકને મંત્રીપદેથી દૂર કરવા માગતા હતા. તેમણે ટિળકની ગેરહાજરીમાં તેમના ઘરમાંથી મહાસભાની કચેરી ખસેડવાનો પણ પ્રયત્ન કર્યો, પણ તેમાં તેઓ ફાવ્યા નહીં. ઑક્ટોબર મહિનાની ૨૨ની તારીખે એક મોટી સભા પૂનાવાસીઓએ ભરી અને તેમાં મહાસભાના અધિવેશનનું કામ પૂનાના બહુજન સમાજના મત અનુસાર ચાલવું જોઈએ એવો ઠરાવ થયો. એ જ સભામાં સુધારાવાળા પક્ષે તેના વિરોધમાં પત્રિકાઓ વહેંચી. છેવટે આ ઝઘડો મુંબઈ ગયો. ફિરોજશાહ મહેતાએ પૂના મુંબઈના બન્ને પક્ષોના કેટલાક લોકોની સભા બોલાવી, અને અધિવેશનનું કામ બધાના સહકાર અને સંપથી થાય તે માટે સાત મંત્રીઓની નિમણૂક કરવામાં આવી. તેમાં પૂનાના બે પક્ષના બન્ને અને મુંબઈના ત્રણ સભ્યો લેવામાં આવ્યા.

આ વ્યવસ્થા પછી પણ બે પક્ષ વચ્ચેનું શંકાનું વાતાવરણ ચાલુ જ રહ્યું. મુંબઈવાળા મંત્રીઓનો ટેકો સુધારાવાદી લોકોને મળવા લાગ્યો અને પૂનાની જનતાનો મહાસભાને જે ટેકો મળવો જોઈતો હતો તે મળવાનો સંભવ ઓછો દેખાવા લાગ્યો. એટલે સુધારાવાદીઓ અને સનાતનીઓ એ બેઉની ખેંચાખેંચમાં પોતાની નાહક વગોવણી થાય છે એમ વિચારી ટિળકે ઑક્ટોબર મહિનાની આખરે મંત્રીપદનું રાજીનામું આપ્યું.

કાર્યકારી મંડળના મંત્રી પદ પર હતા ત્યાં સુધી ટિળક મંડપની ચર્ચામાં કોઈ પક્ષ લઈ શકતા નહોતા. પણ એ બંધન હવે રહ્યું નહીં, એટલે મહાસભાના મંડપમાં સામાજિક પરિષદ ન ભરવામાં આવે એ મતને તેમણે ટેકો આપ્યો. તેની સાથે જ કોઈ પણ બહાનું કાઢ્યા સિવાય મહાસભાને લવાજમ આપવા લોકોને વિનંતી કરવાનું તેમણે ચાલુ જ રાખ્યું અને ત્રીજી નવેંબરને રોજ ટાઇમ્સ ઑફ ઇન્ડિયામાં પત્ર લખી પોતાના દૃષ્ટિબિંદુની ચોખવટ કરી:

"સનાતની કે સુધારક, પ્રાગતિક કે પ્રત્યાઘાતી, બધાએ મહાસભાના પ્રવૃત્તિમાં જોડાવું જોઈએ અને તેને મદદ કરવી જોઈએ. મહાસભાનું પૂનાનું અધિવેશન તો જ સફળ થયું ગણાય, જો પૂનાના મોટા ભાગના લોકો તેમાં ઉત્સાહપૂર્વક ભાગ લે. તેમ થાય તે માટે આપણે ભણેલા લોકની જેમ જ વેપારીઓ, કારીગરો અને મજૂરો વગેરે પાસે પણ જવું જોઈએ અને તે

બધા પાસેથી મહાસભાના ફાળા માટે નાણાં ઉઘરાવવા જોઈએ; અને તેમને એવી વિનંતી કરતી વખતે તેમની ભાવનાઓ કોઈ પણ રીતે નાહક ન દુભાય તેનો ખ્યાલ રાખવો જોઈએ. મહાસભા આખરે તમામ જનતાની મહાસભા થવી જોઈએ. દર વરસે જે જે વર્ગોએ તેમાં હજી ભાગ લીધો નથી તેમને તેમાં લાવવાનો સતત પ્રયત્ન થવો જોઈએ. હવે આમજનતા જો મહાસભા તરફ આકર્ષાય તો તે સામાજિક પરિષદના કામને સીધો કે આડકતરી રીતે ટેકો ન આપે એ બનવાજોગ છે. આવા ડરને કારણે જ સમાજસુધારાવાળા લોકો મહાસભાના કામને અમુક સુરક્ષિત અને સાંકડા વર્તુળમાં ગોંધી રાખવા માગે છે. . . . એક પક્ષ સમાજસુધારાના સવાલને કોરે મૂકીને જેટલા મળે તેટલા લોકોને મહાસભામાં લાવવા માગે છે જ્યારે બીજા પક્ષના લોકો સમાજસુધારાને અનુકૂળ હોય એવા લોકોને છોડીને બીજાઓ પાસે જવા માગતા નથી. એટલે પૂનાની મહાસભા પૂનાના બધા લોકોની થવાની છે કે માત્ર અમુક વિશિષ્ટ વર્ગની, એ મુદ્દાનો સવાલ છે. એટલે સુધારાવાદી લોકો લોકમતને માન આપવા તૈયાર ન હોય — અને મને કહેતા દુઃખ થાય છે કે તેઓ તેને (લોકમતને) પશુબળ (બ્રૂટફોર્સ) કહે છે — તો હું બહુસંખ્ય લોકોના મતને માન્યતા અપાવવાનો આગ્રહ ચાલુ રાખીને મહાસભામાં ભંગાણ પાડવા તૈયાર નથી."

ટિળકે શરૂ કરેલા પ્રચારને પરિણામે ૧૦મી નવેંબર ૧૮૯૫ને રોજ પૂનાવાસીઓની એક પ્રચંડ સભા થઈ અને તેમાં શ્રીધર વિઠ્ઠલ દાતે નામના એક ગુંડાવૃત્તિવાળા શખ્સે સુધારકોને ધમકી આપી કે તેઓ મહાસભાના મંડપમાં સામાજિક પરિષદ ભરવાનો આગ્રહ ચાલુ રાખશે તો મંડપને આગ લગાડવામાં આવશે. વળી ૨૩મી નવેંબરે ન્યૂ ઇંગ્લિશ સ્કૂલના એક શિક્ષક અને સુધારક પત્રના સંપાદક વાસુદેવ બળવંત પટવર્ધનને રાતે રસ્તામાં કોકે લાકડી મારી અને તેમના માથામાં ઈજા થઈ. દાતે મહાશય કેવું રત્ન છે તે બધા સારી પેઠે જાણતા હતા તેથી, પટવર્ધનને માર પડ્યો તેથી, તેમ જ મહાસભાના નિયોજિત પ્રમુખ સુરેન્દ્રનાથ બૅનરજીએ કાગળ લખ્યો તેને પરિણામે રાનડેએ તા. ૨૮ નવેંબરને રોજ પૂને તાર કરીને જણાવ્યું કે સામાજિક પરિષદ મહાસભાના મંડપમાં ભરવાનો વિચાર પડતો મુકાયો છે ને તે પૂનામાં જ બીજે કોઈ સ્થળે ભરવામાં આવશે. આવી રીતે આ વાદનો અંત આવ્યો.

અધિવેશનની સીધી જવાબદારીમાંથી છૂટા થયા છતાં તે નિમિત્ત પૂને આવનાર બહારના દેશનેતાઓ અંગેનું પોતાનું કર્તવ્ય ટિળક બજાવર

સમજતા હતા, તેથી પોતાના ભાણા ધોંડોપંતને પોતાના પ્રતિનિધિ તરીકે તેમણે અધ્યક્ષ સુરેન્દ્રબાબુને મળવા દોડ સ્ટેશન ઉપર મોકલ્યા અને જાતે મિત્રો સાથે પૂનાને આગલે સ્ટેશને જઈને તેમનુ સ્વાગત કર્યું અધિવેશનમા તેમણે ભાગ લઈને જમીન મહેસૂલ અંગે ઠરાવ પણ રજૂ કર્યો આગળ કહેવામા આવ્યુ છે તેમ સુરેન્દ્રનાથની હાજરીનો લાભ લઈ શિવાજીના સ્મારક અંગે તેમણે એક સભા પણ ભરી અને તેમા તેમનુ સુરેન્દ્રબાબુ તેમ જ પંડિત માલવીયાજીનાં ભાષણો થયા અને એ ભાષણ પછી તરત જ તેમના સરદાર મિત્ર બાબા મહારાજ મારફતે અધિવેશન નિમિત્તે ભેગા થયેલા બધા પ્રતિનિધિઓને ગાર્ડન પાર્ટી આપવામા આવી

રાષ્ટ્રીય સભાનુ અધિવેશન એકંદરે બહુ જ સારી રીતે પાર પડ્યુ એમ ટિળકે તે પર કેસરીમા લખેલા લેખમા પ્રસન્નપણે જાહેર કર્યું અધ્યક્ષ સુરેન્દ્રનાથ બૅનરજીના શબ્દો ટાકી તેમણે જણાવ્યુ કે, "રાષ્ટ્રીય સભા એ બધી કોમોના, બધા ધર્મોના ને બધા મતોના લોકોના છે તેમા સુધારકોય જોઈએ ને સુધારક ન હોય તે પણ જોઈએ, હિન્દુઓ જોઈએ ને મુસલમાનોય જોઈએ, બગાળાઓ જોઈએ ને મદ્રાસીઓય જોઈએ ટૂકમા રાષ્ટ્રીય મહાસભાનુ કામ એ બધાનુ કામ છે, અને તેમા કોઈ પણ વિશિષ્ટ ધર્મના, જાતિના કે વર્ગના મતોનો પ્રચાર બીજાઓના મન દુભાય એ રીતે કરવાનો કોઈને હક નથી કે તેમ કરવાની રજા નહીં મળે"

સામાજિક પરિષદમા ન્યા રાનડેએ મડપ અગે થયેલા ઝઘડા વિષે એક મહત્ત્વનુ ભાષણ કર્યું મુબઈ, કલકત્તા, લાહોર વગેરે ઠેકાણે આજ સુધી મડળ અંગે આવો વાદ થયો નહીં ને તે પૂનામા જ કેમ થયો? એવો પ્રશ્ન પૂછીને તેમણે તેનો ખુલાસો કર્યો કે, "બંગાળ કે પંજાબની જેમ અમે સમાજથી અલગ એવો સુધારકોની જુદી ન્યાત, ધર્મ કે વર્ગ ઊભો નથી કરવા માગતા અમારે ત્યાના સુધારકોનો રસ્તો કેટલાકને નિશ્ચિત, સ્પષ્ટ અને જુદો દેખાશે નહીં પણ એને હુ અમારી નબળાઈ નહીં પણ એક ખાસિયત ગણુ છુ અહીં સુધારકો ને સનાતનીઓ એક જ છાવણીમા રહીને માર્ગ કાપી રહ્યા છે અને તેથી જ પૂનામાં ઝઘડો ઊભો થયો" અને એ આખા ઝઘડાને તાત્ત્વિક ભૂમિકા પર લઈ જઈ તેમણે સમાધાનને સંતોષનુ વાતાવરણ પેદા કર્યું

આ અધિવેશન વખતે ગોખલેએ કાઢેલા કોઈ પરિપત્રમા સામાન્ય લોકોની બહુમતીને ઉદ્દેશીને 'બ્રૂટ ફોર્સ' (પશુબળ) શબ્દ વાપર્યો હતો

તેમાં ગર્ભિત નિંદા કે કટાક્ષ જરૂર છે, તેમ છતાં આજે તે શબ્દ રાજકારણમાં કેવળ સંખ્યાબળને માટે લાક્ષણિક અર્થમાં પ્રચલિત છે પણ એ શબ્દના વાચ્યાર્થ પર ભાર દઈને ટિળકે ગોખલેને સારી પેઠે ઊધડા લીધા ને સાથે જ તે અર્થને પોતાને માથે ઓઢી લઈને તેને જોરે પોતાના રાજકારણની વિશેષતા બનાવવાનો પ્રયત્ન કર્યો ૧૫ નવેમ્બરના અગ્રલેખમાં તેમણે લખ્યુ, "કમરી એ કુદરતી રીતે જ જનાવરોનો રાજા હોવાથી તેને ઘાંચી, મોચી, ગાંધી કે પાનવાળા વગેરે જનાવરો સાથે ભળવામાં કશી નાનમ કે શરમ લાગતી નથી એટલું જ નહીં પણ એ જનાવરો એ જ પોતાની શક્તિ છે એમ તે માને છે પછી અંગ્રેજી વિદ્યાને કારણે વરણાગી કરનારા કે વૃથાભિમાની બનેલા લોકો ભલે ફાવે તેમ બોલ્યા કરે"

## આગરકરનું મૃત્યુ

આ જ વરસે જૂન મહિનામાં આગરકર ગુજરી ગયા. પોતાનો એક સ્નેહી અને પ્રખર દેશભક્ત આટલો જલદી આ દુનિયા છોડી ગયો તેથી ટિળકને બહુ દુઃખ થયુ આગરકરના મૃત્યુ વિષેનો લેખ ટિળક લખાવતા હતા તે વખતે તેમની આંખોમાંથી સતત આંસુ વહેતા હતા અને જે લેખ લખતા એકાદ કલાક થાય તેને ઠેકાણે આ મૃત્યુલેખ લખતા ચાર કલાક થયા હતા ૧૯૧૬ મા જ્યારે આગરકરની ૨૧ મી શ્રાદ્ધતિથિ ઊજવવામાં આવી તે વખતે આગરકરના વ્યક્તિત્વ અને કાર્ય વિષે લખતા તેમણે લખ્યુ કે, "પરિસ્થિતિના ગુલામ ન બનતા પરિસ્થિતિને યથાસંભવ, યથાશક્તિ અને યાવત્ શક્ય પોતાના કાબૂ હેઠળ લાવવા માટે જે મનોનિગ્રહ, સ્વાર્થત્યાગ અને ધ્યેયનિષ્ઠાની જરૂર હોય છે તે જેનામા છે, તેમ જ જે દુઃખોની અથવા સંકટોની ભીતિ કે પરવા રાખ્યા વિના પોતાનામા રહેલા ઉપર ગણાવેલા ગુણોનો લોકોના ભલા માટે ઉપયોગ કરે છે, તે જ વ્યક્તિને મહાન કહી શકાય ગોપાળરાવ આગરકર એ કોટિની વ્યક્તિ હતા શ્રાદ્ધતિથિ ઊજવનારાઓ મોટે ભાગે સમાજસુધારકો હોઈ તેમણે આગરકરના સમાજસુધારાના કાર્ય પર બધો ભાર મૂક્યો હતો તેને ઉદ્દેશી ટિળકે લખ્યુ કે, "આગરકરનું તર્કચક રાજકીય, સામાજિક તેમ જ કેળવણીવિષયક બાબતોમા એકસરખુ અપ્રતિહતપણે ચાલતુ પણ સમાજસુધારકોને આગરકરના જીવનનાં બીજા પાસાં જોવાં ન હતા, તેમને આખો આગરકર જોઈતો ન હતો. બલ્કે, આખો આગરકર તેમનાથી જિરવાત જ નહીં '

## લૉર્ડ હૅરિસ

આ વરસે જ મુંબઈના ગવર્નર લૉર્ડ હૅરિસની મુદત પૂરી થતી હતી એટલે જે કોઈ ગવર્નર વિદાય લઈને પાછો જાય તેનું સ્મારક કરવાનો મધો લઈ બેઠેલા લોકોએ પોતાની એ પ્રવૃત્તિ હાથ ધરી, અને એ સ્મારક તમામ જનતા વતી છે એમ પણ તેઓ કહેવા લાગ્યા બીજી તરફ અહમદ નગર, સોલાપુર વગેરે ઠેકાણે હૅરિસને માનપત્ર આપવામા આવ્યાં તેના જવાબમાં એ સાહેબે બહુ ઉદ્દામ ભાષણો કર્યાં. તેને ઉદ્દેશીને ટિળકે લખ્યુ, "જે લોકો પર ચાર વરસ અમલ ચલાવ્યો તેમના આગેવાનોને 'તમારી અક્કલ બહેર મારી ગઈ છે, તમે નીચ છો' એમ કહેનારો ગવર્નર આજ સુધી મળ્યો ન હતો તેઓ મોટા પદ પર હોવાથી ભરી સભામાં તે લોકોને ગાળો દે તોય ત્યાં ને ત્યાં કોઈ તેમને કશુ સંભળાવતું નથી એ સાચુ. પણ ઓગણીસમી સદીમા કાયદાસરની ગાળો દેવાનો અધિકાર એકલા ગવર્નર સાહેબને જ છે એમ નથી દરેક જણ પોતાના ઘરનો ને ધંધાનો ગવર્નર જ છે, અને નામદાર સાહેબ જે વાત કોઈ એક પ્રસંગે ને એક ઠેકાણે કરી શકે છે તે જ બીજે પ્રસંગે, બીજે સ્થળે, બીજાઓ પણ જરૂર કરી શકે છે"

લૉર્ડ હૅરિસનુ બાવલુ બનાવવા નીકળી પડેલા લોકોને તે કેવુ હોય તો હૅરિસનુ વ્યક્તિત્વ એમા દેખાય એ અંગે નીચેની સૂચનાઓ ટિળકે આપી "હૅરિસ સાહેબનુ વ્યક્તિત્વ પૂતળામા બરાબર ઊતરે તે માટે તેમના આ ગુણો પૂતળુ બનાવનારે ધ્યાનમાં રાખવા જોઈએ ૧ લોકમતનો તિરસ્કાર ૨ રમતનો શોખ, ૩ પોતાનુ કામ કરવાનો ઢાંગો ૪ આખાબોલાપણું, ૫ પોતાના બોલવાની બીજા પર શી અસર થાય તે બાબત બેપરવાઈ ૬ હાથ નીચેના લોકોની ઇજ્જત સાચવવાની વૃત્તિ, ૭ ઝઘડા વધારવાનો કસબ, ૮ રાષ્ટ્રીય ગુણોનો હ્રાસ કરવાની શૈલી, અને ૯ સ્વજાતિના લોકો માટેનો પક્ષપાત

આવી રીતે ગવર્નરના પદના માણસની ટીકા કરવામાં રાજદ્રોહ છે એમ જ્યારે સ્મારકવાદીઓ સૂચવવા લાગ્યા ત્યારે તેમણે એવા લોકોને સચોટ જવાબ આપ્યો કે, "ગવર્નર એ કેવળ રાણી સરકારનો મુનીમ છે અને તેથી તેના પર ટીકા કરવાથી રાણી સરકાર પર ટીકા થતી નથી અમુક ગવર્નર અમારે ન જોઈએ, બીજો મોકલો, એમ કહેવામા પણ રાજદ્રોહ નથી, પછી અમુક ગવર્નર ખરાબ છે એમ કહેવામાં વળી રાજદ્રોહ શાનો? અમારા

પર થતા જુલમને કઈ રાણી નરકારની મર્યાદા નથી. આવી સ્થિતિમા જો એ જુલમ વિષે લખવુ નહીં તો પછી છાપુ કાઢવુ જ શા માટે તે સમજાતુ નથી."

"જેનુ સ્મરણ થતાં મનને સતત ઉદ્‌વેગ જ થયા કરે એવાં લોર્ડ હેરિસના જેવી કારકિર્દી આજ સુધી બીજી થઇ નથી લોકમતનો ધિક્કાર કરી સરકાર અને પ્રજા વચ્ચે જેણે આટલો ભેદભાવ પેદા કર્યો હોય એવો બીજો ગવર્નર આજ લગી થયો નથી" એવા ટીકા ગોખલે જેવાએ જેને વિષે કરી, તેણે પ્રજામા કેટલો અસંતોષ પેદા કર્યો હશે તેની કલ્પના જ કરવી ઘટે.

## નામજોશીનું મૃત્યુ

મહાસભાનુ અધિવેશન પાર પાડયા પછી રાયગઢ પર શિવાજી ઉત્સવ ઊજવવાની ધમાલમાં ટિળક પડયા હતા તે જ વખતે તેમના સહકારી ને મિત્ર માધવરાવ નામજોશી જાનેવારી માસમા માંદા પડયા ને એ માંદગી જીવલેણ નીવડી તેમનુ આખુ જીવન જાહેર પ્રવૃત્તિમા જ પસાર થયુ હતુ અને તેમ કરતા તેમણે પોતાના ઘરસસાર તરફ સાવ દુર્લક્ષ કર્યું હતુ. તેઓ *ટિળક અને ચિપળૂણકરની સાથે જોડાયા તે પહેલાં તેમણે કિરણ (શરૂ ઑગસ્ટ* ૧૮૭૭), डेक्कन स्टार (અગ્રેજી) એ બે પત્રો ચલાવેલા ઔદ્યોગિક પ્રવૃત્તિ તરફ તેમનું વિશેષ ધ્યાન હતુ ૧૮૮૭માં તેમણે शिल्प कला विज्ञान નામનુ માસિક શરૂ કરેલુ ઔદ્યોગિક પરિષદ, રે ઇન્ડસ્ટ્રિયલ મ્યૂઝિયમ, વિક્ટોરિયા જ્યુબિલી ટેકિનકલ ઇન્સ્ટિટ્યૂટ, ડેક્કન પેપર મિલ ઇત્યાદિમા તેમનો સારો ફાળો હતો.

મરણને સામે ઊભેલુ જોઇ પોતાના કુટુબીજનોનું શું થશે તેનો વિચાર તેમના મનમા ઘોળાવા લાગ્યો. તેથી તેઓ પીડાતા જણાયા તેમના પ્રાણ રૂધાવા લાગ્યા, ને આખમાંથી આસુ વહેવા લાગ્યાં ટિળક પાસે જ હતા. તમારા કુટુબની ચિન્તા કરશો નહીં, હુ તેમની સંભાળ લઇશ એમ તેમણે છાતી પર હાથ દઈને કહ્યુ ત્યારે નામજોશીએ સંતોષપૂર્વક પ્રાણ છોડયા મૃત્યુશય્યા પર પડેલા મિત્રને આપેલુ વચન ટિળકે બહુ જ ચીવટપૂર્વક પાળ્યુ નામજોશીના કુટુબનુ ભરણપોષણ, છોકરાંની કેળવણી, તેમ જ જનોઈ અને લગ્ન જેવા પ્રસંગો પણ ટિળક પોતાને ખર્ચે પાર પાડતા. પોતાના ભાણા અને વ્યવસ્થાપક ધોંડોપતને તેમની કાયમી સૂચના હતી કે, "ટિળક જેલમા ગયા કે કાળા પાણી પર ગયા એમ તેમના ઘરના માણસો ભલે સમજે, પણ માધવરાવ નામજોશીના કુટુબને તો એમ જ લાગવુ જોઇએ કે, ટિળક ગાયકવાડ વાડામાં જ છે, એ વાત કદી ભુલાવી ન જોઇએ."

૧૯૧૮માં ટિળક ચિરોલ કેસ તથા હોમ રૂલ લીગના કામ માટે વિલાયત ગયા ત્યારે નામજોશીના પુત્ર ગણપતરાવને સાથે લઇ ગયેલા.

# ૨૬

# ૧૮૯૬નો દુકાળ

હિંદુસ્તાનનો આર્થિક ઇતિહાસ લખનારા લેખકો આપણને જણાવે છે કે, ઓગણીસમા સૈકામા દુકાળની પરંપરાથી દેશ ઉત્તરોત્તર વધુ ને વધુ પીડાતો ગયો તેમા દુકાળો વચ્ચેનુ અંતર ઘટતું ગયુ એટલુ જ નહીં, પણ તેમની ભીષણતા પણ વધતી ગઈ ૧૮૭૬–૭૭મા જ્યારે દક્ષિણમા દુકાળ પડેલો તે વખતે પૂનાની સાર્વજનિક સભા દ્વારા સાર્વજનિક કાકા અને રાનડેએ દુકાળને અંગે ભારે જહેમત ઉઠાવીને ખેડૂતોને મદદ કરવાનુ અને તેમની ફરિયાદો સરકાર આગળ રજૂ કરી દાદ માગવાનુ કામ બહુ સરસ રીતે કર્યું હતુ આવી જાતની ચળવળ એ સભાએ જ હિંદુસ્તાનમા પ્રથમ કરી એમ કહી શકાય અને અંશત એ ચળવળને પરિણામે જ 'ફેમિન કોડ' અસ્તિત્વમા આવ્યો ટિળકના જીવન ઉપર જે બે ત્રણ બનાવોની નાનપણમા અસર થઈ તેમા આ દુકાળ પણ એક હતો

એવો જ પ્રસંગ ઇ સ ૧૮૯૬માં ઊભો થયો આ દુકાળ વખતે તેમ જ પ્લેગ વખતે પોતાના દેશબાંધવો માટેની કરુણાથી પ્રેરાઈને ટિળકે અથાગ પરિશ્રમ ઉઠાવી લોકોને કંઈક પણ રાહત અને આશ્વાસન મળે તે માટે પ્રયત્ન કર્યો તે વરસે ચોમાસાની શરૂઆતમા વરસાદ ખૂબ જ પડ્યો, અને ખેતીની પાયમાલી થઈ અને પછી વરસાદ બિલકુલ ન પડવાથી લોકો તદ્દન નિરાશ થઈ ગયા દેશના કેટલાક ભાગમાથી અનાજની લૂંટફાટ થયાના સમાચાર સંભળાવા લાગ્યા તેમ છતા સરકાર વતી લોકોને મદદ કરવા માટે કશી પ્રવૃત્તિ હાથ ધરાઈ નહીં દુકાળને વખતે લોકોને રાહત આપવાને અંગે સરકારે પોતે તૈયાર કરેલો ઉપર જણાવેલો 'ફેમિન કોડ' નામનો કાયદો તેને દફતરે પડ્યો હતો, પણ તેનો ઉપયોગ કરવાની સરકારની દાનત દેખાતી ન હતી અનાજ અને ઢોરો માટે ઘાસચારો, બન્નેની ભારે મોટી તંગી ઊભી થઈ ખેતીના જાનવરો ખાટકીને ત્યા જવા લાગ્યા અને ગરીબ હિંદુઓ પાદરીઓની જાળમા ફસાઈને વટાળપ્રવૃત્તિના ભોગ થવા લાગ્યા

આ વખતે ટિળક મુંબઈ ધારાસભાના સભ્ય હતા તેમ જ સાર્વજનિક સભા તેમના કાબૂમા હતી ધારાસભાના સભ્યનુ વજન ને અધિકાર સરકારમા

કેટલાં હતાં તે તો આપણે જોઈ ગયા છીએ, એટલે સાર્વજનિક સભા દ્વારા તેમણે ચળવળ શરૂ કરી પ્રથમ સરકારના પોતાના જ ફેમિન કોડનો લાભ લોકોને મળતો થાય તે માટે લોકો પાસે ચળવળ કરાવવાની જરૂર હતી. એટલે એ કોડની રૂએ લોકોના શા શા અધિકાર છે તેની તેમને સમજૂતી આપવા માટે તેમણે એક મરાઠી પુસ્તિકા તૈયાર કરાવીને છપાવી, અને તેની સંખ્યાબંધ નકલો ગામડાંના લોકોમાં વહેંચવા માટે રવાના કરી કેટલીક જિલ્લાના કલેક્ટરોને પણ લોકોમાં વહેંચવા માટે મોકલાવી અલબત્ત, આ છેલ્લી નકલો મોટે ભાગે કચરાની ટોપલીમાં પહોંચી ગઈ, અથવા અગ્નિનારાયણને સમર્પણ કરવામાં આવી હતી

જુદા જુદા જિલ્લાઓમાં ત્યાંની દુકાળની પરિસ્થિતિની જાતતપાસ કરવા તેમ જ લોકોને તેમના હકો સમજાવવા માટે સભા તરફથી પ્રતિનિધિઓ મોકલવામાં આવ્યા. વરિષ્ઠ અમલદારો પોતાના હાથ તળેના અધિકારીઓને જે ગુપ્ત હુકમો મોકલતા તેમની નકલો હાથ કરવાની લોકમાન્યમાં જે કુશળતા હતી તે આ વખતે પણ જોવામાં આવી. એ માહિતીનો તેઓ કેસરીમાં અચૂક ઉપયોગ કરતા. તેને લીધે સરકારી અમલદારોના અહેવાલ પર એક પ્રકારનો કાબૂ આવી જતો. ટિળક દ્વારા ચાલતી આ ચળવળને પરિણામે લોકો રખે મહેસૂલ આપવાની ના પાડે એવી ભીતિ સરકારી અમલદારોને લાગવા માંડી. સભાના પ્રચારકો દ્વારા જે કંઈ માહિતી સભા પાસે ભેગી થતી તેને આધારે સરકારમાં અરજીઓ કરવામાં આવતી અને એમનો જવાબ આપવામાં અધિકારીઓને પણ ખૂબ મૂંઝવણ થતી અને તેઓ ઉડાઉ જવાબો આપતા અને આ ચળવળને દબાવી દેવાની તક માટે ટાંપી રહેતા ટિળક પણ ચળવળ જોરમાં ચાલે તેની સાથે જ સરકારને તેમાં દખલ કરવાની તક ન મળે તે માટે સાવચેત રહેતા તેઓ કેસરી મારફતે ચળવળને ખૂબ ઉત્તેજન આપતા, તેની સાથે જ દુકાળ જેવા જાહેર સંકટને પ્રસંગે લોકો પોતાની સામાજિક જવાબદારી સમજી સમાજના કલ્યાણ વિષેની બુદ્ધિ જાગ્રત રાખે તે માટે પણ તેઓ મથતા. નફાખોરી પાછળ પડીને અનાજ વગેરેના ભાવ વેપારીઓએ ન વધારવા જોઈએ એવો બોધ તેઓ જાતે દુકાનોમાં ફરી તેમને સતત આપતા શ્રીમંતો પાસેથી દાન મેળવીને ગરીબો માટે સસ્તા અનાજની દુકાનો શરૂ કરાવતા. દુકાળની પરિસ્થિતિમાં વણકરોનો ધંધો સાવ જ પડી ન ભાંગે અને પોતાનો ધંધો છોડી તેમને પથ્થર ફોડવા માટે સડક પર ન જવું પડે તેટલા માટે તેમણે

ખૂબ મહેનત લીધી અને તેમને ઘેર બેઠા કંઈક કામ મળે એવી વ્યવસ્થા કરી આપી

અઠવાડિયાઓ સુધી ટિળકે કસરી દ્વારા લોકોને દુકાળની પરિસ્થિતિ સમજાવી, ફેમિન કોડની રૂએ સરકાર જે કઈ રાહત આપવા તૈયાર હોય અને બંધાયેલી છે તેનો પૂરેપૂરો લાભ લેવા જનતાને સતત બોધ આપવાનુ ચાલુ રાખ્યુ તેમણે વખ્યુ,

"દુકાળમા રાજાએ પ્રજાનુ રક્ષણ કરવુ જોઈએ વળી આપણી સરકારે આપણી પાસેથી પૈસા ઉઘરાવીને દુકાળનો વીમો ઉતારેલો છે ખુદ મહારાણી સાહેબનો હુકમ નીકળ્યો છે કે, દુકાળમા લોકોને મરવા દેતા નહીં હાલ તિજોરીમા જે પૈસા છે તે પૂરતા ન થાય તો દેવુ કરીને પણ લોકોના પ્રાણ દુકાળમા બચાવીશુ, એમ ઉપ ભારતમત્રીએ ભગ પાર્લમેન્ટમા જાહેર પણ કરેલુ છે સરકારની આટલી બધી તૈયારી હોય ત્યારે લોકોએ નાહકના શુ કામ મરવુ તે અમે સમજી શકતા નથી દાતા હોય પણ માગનારાઓનો જ તોટો હોય, એમ ન થવુ જોઈએ પછી દાતા ગાયો હોય તો ટકશે, નહીં તો તેનુ પોકળ તો ખુલ્લુ પડશે સરકારનુ ભરણું આપવા માટે તમારી પાસે પૈસા હોય તો જરૂર આપો. પણ જો ન હોય તો કેવળ સરકારી અમલદારોનો ખોફ ટાળવા માટે પોતાની મિલકત વેચતા નહીં" લોકોના ડરપોકપણાથી તેમને અપાર દુ ખ થતુ તેઓ કહેતા, "આપણે ગમે તેટલા દુકાળ વેઠી શકીએ, પણ આવા બીકણ લોકોનુ શુ કરી શકાય? . ઇંગ્લડમા જો આવો દુકાળ આવી પડત અને ત્યાના મુખ્ય પ્રધાન લૉર્ડ એલ્જિનની જેમ સાવ બેદરકાર હોત, તો એક અઠવાડિયાની અંદર તેની સરકાર પત્તાના બગલાની જેમ તૂટી પડત' અનાજની લૂટફાટને તેમણે વખોડી કાઢી અને લોકોને ઉદ્દેશીને કહ્યુ કે, "બજારો શા માટે લૂટો છો? તમે કલેક્ટર પાસે જાઓ અને તેની પાસે કામ અને ખાવાનુ માગો એ આપવાની તેની ફરજ છે" છેવટે લગભગ અકળાઈને તેમણે લોકોને ઉદ્દેશીને સવાલ પૂછ્યો "મૃત્યુના સકજામા સપડાયા હો, ત્યારે પણ તમે મરણિયા થઈ હિમત નહીં બતાવો?"

આ તરફ સાર્વજનિક સભા તરફથી જે પ્રચારકો જુદા જુદા જિલ્લાઓમા ફરતા હતા, તેઓ પણ પોતાનુ કામ કર્યે જતા હતા તેમાના એક પ્રચારક અધ્યાપક સાઠેએ થાણા જિલ્લામાં ખેડૂતોની એક પ્રચંડ સભામા પેટાના મહાલકારી, ફોજદાર, આસિસ્ટન્ટ કલેક્ટર અને તેમની સાથે આવેલી સશસ્ત્ર

બંદૂકધારી પોલીસની હાજરીમા 'તમારા પાક નાશ પામ્યા હોય તો તમે સરકારનુ મહેસૂલ બિલકુલ ભરશો નહીં,' એમ ફૅમિન કોડને આધારે ગંભીરપણે ત્રણ ત્રણ વાર કહી સંભળાવ્યુ

આ સભાનુ વર્ણન કરતા ટિળકે "પોલીસની સળગતી બંદૂકોના ટપ્પામા ભરાયેલી કિસાનોની પ્રચડ સભા" એવા લાંબા મથાળાવાળો અગ્રલેખ ક્સરીમાં લખ્યો. સરકારી તંત્રથી સતત ડરીને ચાલતા સાવ પામર બનેલા લોકોમા હિંમત પેદા કરવાનો જ ઉદ્દેશ આ લાંબા ઉત્તેજક મથાળા પાછળ હતો, એ તો દેખીતુ છે એટલે સરકારથી એ કેવી રીતે સહન થાય? તેણે અધ્યાપક સાઠે પર તથા બીજા પ્રચારકો પર મુકદ્દમો કર્યો.

ટિળક આ વખતે કોંગ્રેસની બેઠકમા હાજરી આપવા કલકત્તા ગયા હતા. તેમને મુકદ્દમાના સમાચાર તારથી આપવામા આવતા તેઓ કલકત્તાથી સીધા પૂને આવ્યા ને ત્યાથી તેમની રાહ જોતા બેઠેલા કાર્યકર્તાઓ સાથે જ્યા ખટલો ચાલવાનો હતો તે ગામ (પેણ, જિ કુલાબા) ગયા

ખટલો ચલાવનાર અંગ્રેજ મૅજિસ્ટ્રેટના તંબૂની આસપાસ હજારા લોકો ભેગા થયા હતા અને તેમણે 'ટિળક મહારાજકી જય'ની બૂમો પાડીને આખુ વાતાવરણ ગજાવી મૂકયુ લોકોને શાત પાડવાનો પોલીસનો બધો પ્રયત્ન નિષ્ફળ જતા મૅજિસ્ટ્રેટ બ્રૂકની વિનંતીને માન આપી ટિળકે બહાર જઈ તેમને શાંત થવા સૂચના કરી, અને બધી ગડબડ બંધ થઈ ગઈ તે પરથી આ વખતે લોકસેવા દ્વારા ટિળકે લોકોમા કેવુ સ્થાન પ્રાપ્ત કર્યું હતુ તે સ્પષ્ટ જોઈ શકાય છે

મૅજિસ્ટ્રેટ આગળ કામ ચાલતા અધ્યાપક સાઠે અને તેમના સાથી અધ્યાપક પરાંજપે નિર્દોષ છૂટ્યા અને દત્તોપંત આપટેને અકલાને, જાણે બે જણને આમ ને એમ છોડયાનુ સરકાર સાટુ જ ન વાળવા માગતી હોય તેમ, ભારે સજા ફટકારવામા આવી!

પણ સરકાર ટિળક અને તેમની સાર્વજનિક સભાનો આવો પ્રભાવ અને પ્રવૃત્તિ ઝાઝો સમય સહન કરે એ શક્ય ન હતુ અને તેને જોઇતી તક પણ સભાના એક પ્રચારકની ભૂલને લીધે મળી ગઈ સભા તરફથી પ્રચાર કરનાર એક ભાઈ એકસબેકર લોકોને ઉદ્દેશીને છાપેલા પત્રકમાં મહેસૂલની મોકૂફી અને માફીને માટે પાકની આનાવારી અંગે ભૂલભરેલી માહિતી આપી એટલે ખોટી માહિતી આપવાથી લોકો નાહક ઉશ્કેરાય છે અને ગેરરસ્તે દોરવાય છે એ મુદ્દાસર સરકારે સાર્વજનિક સભાને

લોકોની પ્રતિનિધિ સંસ્થા તરીકે આપેલી માન્યતા રદ કરી પત્રક બાબત સરકારે ખુલાસો માગેલો, પણ તે આપવામાં ઘણો વિલંબ થયો અને જ્યારે આપવામાં આવ્યો ત્યારે પણ પ્રતિનિધિની ભૂલનો નિખાલસપણે સ્વીકાર ન કરતા સરકાર ખિજાય એવી રીતે આપવામાં આવ્યો, તેની પણ અહીં નોંધ લેવી ઘટે

આ દોષ બાદ કરતાં લોકમાન્યે ચલાવેલી આ ચળવળ પાછળથી ગાંધીજીએ ખેડામાં જે સત્યાગ્રહની ચળવળ ચલાવી તેના પુરોગામી હતી એમ કહેવુ જોઈએ.

સભાની માન્યતા રદ કરતા સરકારી ઠરાવ પર ટીકા કરતા ટિળકે લખ્યુ, "હંસ ઉપર બ્રહ્મા ગુસ્સે થાય તોય તે શુ કરી શકવાનો હતો? બહુ તો કમળના વનમાંથી તે તેને હાંકી કાઢે, પણ દૂધ અને પાણી જુદા પાડવાની હંસની આવડતને તેની પાસેથી ઝૂટવી લઈ લેવાનુ સામર્થ્ય બ્રહ્મા પાસે પણ નથી! એ જ ન્યાય પ્રસ્તુત પ્રકરણમા લાગુ પડે છે . સભાએ કરેલી અરજી કચરાની ટોપલીમાં ફેંકી દેવા કે તેનો વિચાર કરવો, એ કામ સરકારનુ છે, અને તેને ફાવે તેમ તે કરશે સભાનુ કામ તો સભા કર્યે જ જશે " એટલે કે સરકારને અરજીઓ ને વિનંતીઓ કરવા પર ભાર દેવાને બદલે લોકોની પ્રતિકાર શક્તિ કેળવવા પર સભા વધુ ભાર દેશે, એવો આનો અર્થ થયો

દુકાળ વખતે લોકોને રાહત આપવામા સરકારે કરેલી ઢીલ ને કુજૂસાઈની બાબતમા ટિળકે કરેલી ટીકા કેટલા વાસ્તવિક હતી તે એ દુકાળને અંગે નિમાયેલા ફેમિન કમિશને પોતાના હેવાલમા કરેલી ટીકા પરથી સ્પષ્ટ થાય છે કમિશન કહ્યુ કે, "મુબઈ સરકારના દુકાળની વ્યવસ્થામા ખાસ દોષપાત્ર વાત એ હતી કે, તેણે મહેસૂલની મોકૂફી અને માફીની બાબતમા બહુ જ કજૂસાઈ બતાવી કોઈ પણ ખાતેદાર પર દેવુ કરીને મહેસૂલ ભરવાનો વખત ન આવવા દેવો જોઈએ એમ સરકારી હુકમમા સ્પષ્ટ લખેલુ છે, પણ મહેસૂલ ભરવા માટે અનેક નાના નાના ખેડૂતોને દેવુ કરવુ પડ્યુ નહીં હોય, એમ માનવુ મુશ્કેલ છે "

## રાજકારણને વરેલા માણસો જોઈએ

૧૮૯૬ ની કલકત્તાની કોંગ્રેસની બેઠકમા દુકાળ અંગે વિસ્તૃત ઠરાવ પસાર કરવામા આવ્યો હતો તેમા વિલાયતથી મળી શકે એવી રાહતને

અંગે સરકાર તરફથી નખાતા અંતરાયો અંગે ફરિયાદ કરવામાં આવેલી. ગરીબાઈ અને ભારે કરવેરા તેમ જ સરકારી તંત્રનું ઉડાઉપણું એ બધાને લીધે દુકાળ પડતાં જ માણસો લાચાર બની મોટી સંખ્યામાં મરણશરણ થાય છે એ તરફ સરકારનું ધ્યાન દોરવામાં આવેલું પણ પ્રજાએ શું કરવું જોઈએ તે બાબત કશું કહેવામાં આવ્યું ન હતું એટલે લોકોને તેમની શક્તિ અને કર્તવ્યનું ભાન કરાવીને સરકારને યોગ્ય પગલાં લેવાની ફરજ પાડવા અંગે શું કરવું જોઈએ તે વિષે ટિળકે લખ્યું કે,

"સરકાર આપણા સામગે તે માટે છેલ્લાં બાર વરસથી આપણે ઘાંટો બેસી જાય ત્યાં સુધી સતત બૂમો પાડતા આવ્યા છીએ પણ કોઈ મચ્છરના ગણગણાટ કરતાં આપણી બૂમોની વધારે અસર થઈ નથી. આપણી વાતો પર સરકાર વિશ્વાસ રાખતી નથી અથવા તે ખોટી છે એવો ડોળ કરે છે તેથી હવે આપણે બંધારણસરની જોરદાર હિલચાલ કરીને તેને આપણી ફરિયાદો સાંભળવાની ફરજ પાડીએ આપણા અજ્ઞાન ગામડિયાઓને *નારામાં સારી રાજકીય કેળવણી આપણે આપીએ તેમને સમાનભાવે આપણે* મળીએ, તેમના હકોનું જ્ઞાન તેમને આપીએ, અને બંધારણસર કેવી રીતે લડવું તે તેમને શીખવીએ એમ કરીશું તો જ મહાસભાની અવગણના કરવી એટલે હિન્દી રાષ્ટ્રની અવગણના કરવા જેવું છે એમ સરકારને લાગશે તો જ મહાસભાના આગેવાનોના પ્રયત્નો સફળ થશે આવું કામ કરવા માટે, જેમને રાજકારણ એ કેવળ રજાના દિવસની પ્રવૃત્તિ નહીં પણ તત્ન નિયમિત પણે અને પોતાની બધી શક્તિ વાપરીને કરવાનું કામ હોય એવા અનેક લાયક અને નિષ્ઠાવાળા લોકોની જરૂર છે "

## સ્વદેશીની પહેલી હિલચાલ

આમ ૧૮૯૬–૯૭ની સાલમાં એક બાજુએ ગામડાની પ્રજામાં કાયદાની મર્યાદામાં રહીને પ્રત્યક્ષ પ્રતિકારની ચળવળ ચાલુ હતી તે જ વખતે બીજી બાજુએ શહેરના મધ્યમ વર્ગમાં સરકારના જુલમી કાયદાનો પ્રત્યક્ષ પ્રતિકાર કરવાની સ્વદેશીની ચળવળ ટિળક સંગઠિત કરતા હતા એ વખતે સરકારે વિલાયતથી અહીં આયાત થતા સૂતર પરની જકાત રદ કરી અને વિલાયતથી આયાત થતા કાપડ પર તેમ જ અહીંની મિલમાં થતા બધી જાતના કાપડ પર સેંકડે પાંચને બદલે સાડા ત્રણ ટકાની જકાત નાખી એટલે મેંચેસ્ટરના કાપડને ઉત્તેજન આપવાના હેતુથી હવે અહીંના ગરીબ લોકોના વપરાશના દેશી જાડા કાપડ ઉપર પણ પહેલાં મુદ્દલ ન હતી

તેને ઠેકાણે સાડા ત્રણ ટકાની જકાત પડી. તેથી વિલાયતના મિલવાળાઓને જાડા કાપડની બાબતમાં પણ સ્વદેશી મિલવાળાઓ સાથે હરીફાઇ કરવામાં મદદ મળી. આ અન્યાયી કાયદાનાં પરિણામો ગણાવીને ટિળક કહે છે, "બધા લોકોને અમારી આગ્રહભરી વિનંતી છે કે, તેમણે આ અન્યાયનો પોતાનાથી બની શકે તેટલો પ્રતિકાર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. હિન્દુસ્તાન સરકારની ધારાસભાના સભ્યો આપણને અનુકૂળ હોત તો સારું જ થાત; પણ તેઓ અનુકૂળ નથી તેનાં રોદણાં રડવામાં કશો સાર નથી. સરકારે કરેલા અન્યાયનો પ્રતિકાર કરવાનુ કેટલેક અંશે આપણા જ હાથમાં છે. સૌ કોઇએ કેવળ દેશી કાપડ વાપરવાની શરૂઆત કરવી જોઇએ. જ્યાં સુધી આપણામાં આવી રીતે પ્રતિકાર કરવાની તાકાત આવી નથી, ત્યાં સુધી આપણી અરજીઓનો અથવા ધારાસભામાં બેઠેલા આપણા પ્રતિનિધિઓનાં ભાષણોનો કે દલીલોનો કોઇ ભાવ પૂછવાનુ નથી."

આવી રીતે સ્વદેશીના પુરસ્કાર દ્વારા સ્વાર્થત્યાગ ને હિંમતનું બળ કેળવી લોકોમાં રહેલી પ્રતિકારશક્તિ જાગ્રત કરવાનો પ્રયત્ન ટિળક કરી રહ્યા હતા, તે વખતે રાષ્ટ્રીય મહાસભાના તે વખતના સૂત્રધારો એ બાબતમાં કેવળ ઉદાસીન જ નહીં પણ વિરોધી ભાવ સેવતા હતા. શ્રી વાચ્છાએ તો એ વખતે टाइम्स ऑफ इन्डियामां પત્ર લખી એવી પણ દલીલ કરી કે બધા જ લોકો સ્વદેશી કાપડ વાપરવાનુ વ્રત લે તો તેમને પૂરતુ થાય તેટલુ કાપડ આપણા દેશમા પેદા શી રીતે થઇ શકે? તેના જવાબમાં ટિળકે ૧૭મી માર્ચ ૧૮૯૯ના केसरीમાં લખ્યુ કે, "સ્વદેશીની ચળવળમાં સ્વદેશી માલ વાપરવાનો નિશ્ચય લોકોમાં પેદા કરવાનો જેટલો ઉદ્દેશ છે, તેટલો જ એ માલ દેશમાં પેદા કરવાની દેશના શાહુકારો ને કારખાનાવાળાઓને હાકલ કરવાનો પણ છે. અને સ્વદેશીની માગણી જેમ જેમ વધશે, તેમ તેમ તે માલ પૂરો પાડવા માટેના પ્રયત્નો પણ થયા જ કરશે, એ અર્થશાસ્ત્રનો (માગણી અને પુરવઠાનો) સિદ્ધાન્ત કામ કર્યા વિના રહેશે નહીં."

## ૨૭

# પ્લેગની આપત્તિ

## મુંબઈ-પૂનાનો પ્લેગ

દુકાળ પછી સામાન્યપણે મરકી કે કોલેરા ફાટી નીકળવાના બનાવો બનતા આપણે જાણીએ છીએ પણ ૧૮૯૬-૯૭નો દુકાળ ચાલુ હતો એવામાં એક નવા જ ભયંકર રોગે દેખા દીધી ને આખા દેશને હચમચાવી મૂકયો. તેની શરૂઆત મુંબઈથી થઈ

૧૮૯૬ ના સપ્ટેંબર-ઑકટોબર મહિનામાં મુંબઈના માંડવી વિભાગમાં / પ્રથમ એક અતર્કિત એવો રોગ ફાટી નીકળ્યાના સમાચાર ફેલાયા અને ધીમે ધીમે એ રોગનો ફેલાવો મુંબઈના બીજા ભાગમા તેમ જ ગુજરાત મહારાષ્ટ્રમાં પણ થયો તેનાં લક્ષણની સૂઝ પડતા તે બદિયો અથવા ગાંઠિયો તાવ કે પ્લેગ એ નામથી ઓળખાવા લાગ્યો આ રોગને લીધે શહેરની મરણ-સંખ્યા એકદમ વધી ગઈ ને લોકો નાસભાગ કરવા લાગ્યા મુબઈ ઇલાકામાં અનેક ઠેકાણે પ્લેગ ફેલાયેલો જાણી પંજાબ, બંગાળ જેવા બીજા પ્રાન્તોમા તો શુ, પણ ઇંગ્લંડમાં, કે જ્યાં ઈ સ ૧૬૬૫મા આખા લંડન શહેરને તેણે બેચિરાગ કરી નાખ્યુ ત્યાં પણ દહેશત ફેલાઈ અને રખેને આ ભયંકર ચેપી રોગ પાછો ઇંગ્લંડ પર સવારી કરશે એ બીકે આ રોગને અંગે ચાપતા પગલાં લેવા માટે વિલાયત સરકાર તરફથી હિંદુસ્તાન સરકાર પર તાકીદના તારા આવવા મંડયા

પૂનામા પ્લેગનો પહેલો કેસ સપ્ટેંબરની આખરે થયો એટલે મુબઈથી આવતા લોકો પર, ખાસ કરીને માંદા માણસો પર, પૂનાની મ્યુનિસિપાલિટીએ નજર રાખવાનુ નક્કી કર્યું પણ જાનેવારીની શરૂઆતમા મુબઈની કોર્ટ વગેરે પ્લેગને કારણે બંધ કરવામા આવતા મુબઈ છોડી બહાર જનારાઓનો ધસારો ખૂબ વધ્યો ને પોતાની માંદગી છુપાવી ડૉકટરોની તપાસણીમાથી છટકીને ઘણા લોકો પૂનામા દાખલ થયા તેમ જ ઇલાકામાં ઠેર ઠેર ફેલાયા ફેબ્રુઆરીની શરૂઆત સુધીમા તો પૂનામા આશરે સવાસો માણસો પ્લેગના ભોગ બની ચૂકયા એટલે પૂનાના એક નાગરિક તરીકે તેમ જ એક

જવાબદાર પત્રકાર તરીકે ટિળકે એ રોગને અને તજ્જ્ઞો પાસે લેખો લખાવી લોકોને તેની માહિતી આપી તેમ જ એ રોગ બાબત કેવી રીતે સાવચેતી રાખવી જોઇએ તે સમજાવવા લોકોને ઉદ્દેશીને સૂચનાઓ આપવાની શરૂઆત કરી. તેમાં આપણા લોકોની જ્યાં ત્યાં થૂંકવું કે કૂડો-કચરો નાંખવો, છોકરાંને હાજતે બેસાડવાં, ઇત્યાદિ ટેવો બદલ પણ સખત ઝાટકણી કાઢી અને જેમને ત્યાં સારવાર માટે પૂરતી જગ્યા કે સગવડ ન હોય તેમને પોતાને ત્યાંના રોગીને પ્લેગની ઇસ્પિતાલમાં મોકલવાની સલાહ આપી.

સરકારે પણ પ્લેગ સામે ઝુંબેશ વધારે સખત બનાવવાની શરૂઆત કરી. ફેબ્રુઆરી મહિનામાં વડી ધારાસભામાં ચેપી રોગ અંગેનો એક વ્યાપક કાયદો પસાર કરી લોકપ્રતિનિધિઓના વિરોધને ન ગણકારતાં મુલકી અધિકારીઓને લશ્કરી અધિકાર આપ્યા અને તે પ્રમાણે સજાઓ પણ ઠરાવી દીધી અને એનો અમલ પૂરતી કડકાઈથી થાય તે માટે ક્યાંક ક્યાંક પ્લેગના ખાસ અધિકારીઓની પણ નિમણૂક કરવાની જોગવાઇ કરી

પૂનામાં પ્લેગના ખાસ અધિકારી તરીકે, વાઇમાં મસીદ આગળ વાદ્ય વગાડવાના નિયમનો ભંગ થયા બદલ ત્યાંના પ્રતિષ્ઠિત સજ્જનો પર નાહક ખટલો કરવા માટે વગોવાયેલા, સાતારા જિલ્લાના આસિસ્ટન્ટ કલેક્ટર રેંડની નિમણૂક કરવામાં આવી કૉરન્ટાઇનની નાકાબંધી, સેગ્રિગેશન એટલે રોગ થયેલા માણસને વસ્તીથી જુદો પાડવો કે તેને ઇસ્પિતાલમાં મૂકવો, તેમ જ જે ઘરમાં પ્લેગનો કેસ થયો હોય એવા ઘરને જંતુવિનાશક દ્રવ્યની ધૂણી આપવી, તેની સફાઇ કરવી, રોગીએ વાપરેલાં કપડાં બાળવાં, ઘરમાં હવા-ઉજાસ આવી શકે તે માટે ભીંતોમાં બાકાં પાડવાં ને છાપરાનાં નળિયાં ખસેડવાં, એ બધા ઉપાયોનો અમલ શરૂ થયો ટિળકે આ ઉપાયોની કડકાઇથી શરૂઆત થાય તે પહેલાં જ અમ લખેલું કે, લોકોને સમજાવીને તેમનો સહકાર મેળવ્યા વિના આવી રીતે જો કેવળ અધિકારને જોરે આ કામ કરવામાં આવશે, તો ધારેલો હેતુ પાર પાડવામાં ભારે મુશ્કેલી ઊભી થશે વળી તેમણે પૂનાના ડૉક્ટરોની એક સભા બોલાવીને તેમાં એક ઠરાવ કરાવી તે મ્યુનિસિપાલિટી પર તેમ જ સરકાર પર મોકલાવી આપ્યો તેમાં એમ જણાવવામાં આવ્યું કે, ભીતિ અને ચિંતા એ પણ રોગનું એક નિમિત્ત કારણ બની શકે છે, તેથી સેગ્રિગેશનનું કામ મ્યુનિસિપાલિટી દ્વારા જ સૌમ્યપણે થવા દેવું ઇષ્ટ છે, અને લોકોની ખાનગી ઇસ્પિતાલો કાઢવામાં ને તેમનું સંચાલન યોગ્ય ચાલકોના હાથમાં સોંપવામાં આવે તો લોકો

એવી ઇસ્પિતાલોમા જવા રાજી થશે કારણ, ઇસ્પિતાલ એટલે માણસને મારી નાખવાની જગ્યા, એવી જાતનો વહેમ એ જમાનામા લોકોમા પ્રચલિત હતો! ટિળકે લોકોની એ મૂઢ માન્યતાને વખોડી કાઢી તેની સાથે ખાનગી રાહે એક સ્વતંત્ર હિંદુ હૉસ્પિટલ કાઢવાનો પ્રયત્ન શરૂ કર્યો.

પ્લેગની વ્યવસ્થા ખરી રીતે મ્યુનિસિપાલિટીને હસ્તક હોવી જોઈએ તેને બદલે પૂનામા તો એકલા રેંડને હસ્તક સોંપવામાં આવી અને તેણે પણ પોતાનુ કામ લશ્કરના સિપાઈઓ દ્વારા ગુરજોસમાં શરૂ કર્યું જોઈએ તેટલા રોગી ઇસ્પિતાલમા નથી આવતા એમ જણાતાં ઘરમાં 'છુપાઈ રહેલા' રોગીને કે તેના પ્રેતને શોધી કાઢવાની ઝુંબેશ શરૂ થઈ લશ્કરી સિપાઈઓમાં એક ગોરા સિપાઈઓની પલટણ પણ આવી તેઓ ઘરમા ગમે ત્યા દાખલ થતા, રસોડામા, દેવઘરમા ને સુવાવડી હોય તો તેની ઓરડીમા પણ ઘૂસી જતા તેથી લોકો પ્લેગના કરતાં તેના ઉપાયથી વધારે ડરવા લાગ્યા તેમ છતાં એ સિપાઈઓ આપણા રીતરિવાજ જાણતા નથી, એટલે તેમની સાથે જનારા આપણા સ્વયંસેવકોએ તેમને એ વસ્તુ બરાબર સમજાવવી જોઈએ, એવી રીતે ટિળક ક્સરી દ્વારા લોકોને સમજાવવાનો પ્રયત્ન કરતા આમ પ્લેગને અંગે લેવાતાં બધા સાવચેતીના કે ઉપચાર માટેનાં પગલાનો ટિળકે બચાવ કર્યા કર્યો. પણ તેની સાથે જ પ્લેગ અમલદાર અને તેની ફોજ જે બેપરવાઈ, જોહુકમી, જબરદસ્તી અને જુલમ ગુજારતી તેનો પણ નિષેધ કર્યો

માર્ચના પહેલા અઠવાડિયામા ટિળકના પ્રયત્નને પરિણામે હિંદુઓ માટે એક સ્વતંત્ર ઇસ્પિતાલ શરૂ કરવામા આવી સરકારી અધિકારીઓએ તેને માન્ય રાખવામા જાતજાતના વાંધા ઉઠાવ્યા, પણ આખરે માન્યતા આપી ઇસ્પિતાલની જગ્યા, ઘરના માણસોને દરદીની સારવાર કરવા માટે રહેવાની છૂટ, ને બધી વ્યવસ્થા દેશી લોકોના હાથમા હોવાથી ત્યાનુ વાતાવરણ લોકોને માણસાઈવાળુ લાગ્યુ, તેથી તેઓ ખુશીથી પ્લેગના દર્દીઓને ત્યા મોકલવા લાગ્યા.

સરકારી વ્યવસ્થામા જોહુકમી દિવસે દિવસે વધતી જ ગઈ અને રોગી કે તેનુ પ્રેત ઘરમા સતાડી રાખ્યાની શંકાથી પેલુ લશ્કરી સિપાઈઓનુ ધાડુ ઠેર ઠેર કેર વર્તાવવા લાગ્યુ દરદી કે પ્રેતને ખસેડવામા આવેલુ હોય તો ઘરના લોકોને સેગ્રિગેશન કૅમ્પમા રવાના કરવામાં આવતા. ત્યાંની વ્યવસ્થા તદ્દન જેલ જેવી હતી બહારના માણસની સાથે વાત કરવાની

પણ ત્યાંના સિપાઇઓ મનાઇ કરતા. જાણે પ્લેગનો ચેપ વાડ કૂદીને ન વળગતો હોય! રખેને કોઇ પ્લેગનો રોગી શહેરમાં બહારથી ઘૂસી જાય તે માટે આખા શહેર ફરતો લશ્કરી ઘેરો જેવો પડ્યો હતો અને રાતે અવર-જવર બંધ કરવામાં આવતી. ભણેલા લોકો પ્લેગના ડરથી ઘરબાર છોડીને બહાર ભાગી જતા. તેમને ઉદ્દેશીને ટિળકે બહુ જ સખત ટીકા કરી, અને ગોરા સિપાઇઓ અને મિશનરી બાઇઓ પ્લેગના લત્તામાં કેવી રીતે નિર્ભયપણે લોકોને મદદ કરવા ફરે છે, જ્યારે આપણે કાયર બની આપણા ગરીબ લોકોને સિપાઇઓને હવાલે કરી ભાગાભાગ કરીએ છીએ, તેનો ઉલ્લેખ કરી આપણા રાષ્ટ્રના કમનસીબનો હજી અંત આવ્યો નથી એમ માની લાચાર થઇ બેસી રહેવું પડે છે, એમ જણાવ્યું.

ગોરા સિપાઇઓની દાંડાઇનો પ્રતિકાર કરવા બાબત પણ તેમણે લોકોને સૂચના આપવાનું શરૂ કર્યું. સિપાઇઓ જે નિયમોનો ભંગ કરે, તો તેમનો પ્રતિકાર કરવામાં ગુનો નથી, કોઇ ચોરી કરતો હોય તો તેને જરૂર પકડી પાડવો જોઇએ, એમ પણ તેમણે જણાવ્યું. થોડા દિવસ પર રાસ્તા પેઠમાં ગોરા સિપાઇઓના એક ટોળાએ હુલ્લડબાજી કરી ત્યારે ત્યાંના લોકોએ ભેગા મળી તેને સારી પેઠે ટીપી કાઢ્યું ને પરિણામે એક જણ મરણ પામ્યો. પણ તે માટે કોઇને જવાબદાર ગણવામાં આવ્યો ન હતો. એ બનાવનો ઉલ્લેખ કરી તેમણે આગળ કહ્યું કે, "પણ આપણું વર્તન કાયદેસરનું હોવું જોઇએ, એ બાબત પૂરેપૂરી કાળજી રાખવી જોઇએ. આપણે જો આપણા હકની બાબતમાં જાગ્રત રહીએ તો ગમે તેવા સખતાઇ-વાળા ઉપાય લેવામાં આવે તોય જે વાહિયાતપણું આજે ચાલી રહ્યું છે તે ન ચાલે પણ પ્રતિષ્ઠિત માણસો શહેર છોડીને જતા રહ્યા છે તેથી બાકી રહેલા ગરીબ લોકોમાં પ્રતિકાર કરવાની હિંમત નથી એ ભારે દુઃખની વાત છે . . હાલ જે મોગલાઇ કે રેં ડશાહી ચાલુ છે તે લાંબો વખત ટકી ન શકે. લોકો ગમે તેટલા ગરીબ હોય તોય આવો ત્રાસ કાયમ સહન કરશે એ શક્ય નથી. તેથી પ્લેગથી મરી જઇએ તો બહેતર, પણ આ ત્રાસ તો નહીં જ સહન કરીએ એમ લોકોને લાગવા માંડે ત્યાં સુધી વાત ન જાય તે જોવા લૉર્ડ સૅંડર્સ્ટને અમારી વિનંતી છે."

ટિળક પોતાના કુટુંબ સાથે પૂનામાં જ રહ્યા ને લોકો નાહક નાસ-ભાગ ન કરે તે માટે તેમણે સતત કેસરીમાં લખ્યા કર્યું.

પ્લેગ વખતના જુલમ બાબત આગરકરે શરૂ કરેલા સુધારક પત્રે પણ બહુ જ કડક ટીકા કરેલી. નીચેના ઉતારા પરથી એ જુલમોનો ખ્યાલ આવશે :

“અંગ્રેજ સરકારના અમલદારો આટલા હદ્દી જશે એમ કદી લાગ્યું ન હતું ! પણ બ્યુબોનિક પ્લેગ એ કોઈ રોગ નથી, પણ સિપાઈઓનું હુલ્લડ છે એમ આજે કહેવું પડે છે ! ગમે તેનું ઘર તોડવું, ગમે તેની માલમતાની અફરાતફર કરવી, ગમે ત્યાં ધમાલ મચાવવી, ગમે તેનો હાથ પકડવો ને તેને ઢસડી જવો—આ તે ઘર તપાસણી છે કે લોકોની મશ્કરી ? અરજી તરફ કોઈ ધ્યાન આપતું નથી, ફરિયાદ કોઈ સાંભળતું નથી, ન્યાયદાની કોઈને પડવા નથી, રેંડ સાહેબના કેટલાક જમદૂતોની આવી વર્તણૂક છે. આ ડગોરિયા જંગલી લોકોને કશાની પરવા નથી. ઘરમાં સુવાવડી છે, ખેંચી કાઢો બહાર, કોઈની આંખો દુખે છે, નાખો તેને ગાડીમાં, એવો નપાટો ચાલુ છે, આ છે શું ? આ તે બંદોબસ્ત છે કે, હુલ્લડબાજી કે રેંડશાહી ?

“આટલા દિવસ સુધી ચોરીથી પતતું હતું હવે સ્ત્રીઓ પર હાથ નાખવા સુધી વાત આવી છે અને આટલું બધું ચાલી રહ્યું છે ત્યારે લોકો જોઈએ તો સાવ શાંત. ખરે જ આપણા લોકો જેવા નામર્દ દુનિયામાં બીજા ક્યાંય નહીં મળે, એ ભારે શરમ સાથે કબૂલ કરવું પડે છે ! અરે, તમે આટલા નિઃસત્ત્વ શાથી થયા ? પોતાના સગાંવહાલાંની આબરૂનું રક્ષણ કરવા જરાક તો હાથપગ હલાવો. અરે, તમે સાવ બાયલા જેવા રહો છો શું ? આ જંગલી લોકોને કાયદો શીખવો. ‘અમારા દેવામાંની કેટલીક સોનાચાંદીની મૂર્તિઓ ચોરી ગયા’, ‘અમારી પૈસાની પેટી તોડીને પૈસા ઉઠાવી ગયા’, ‘અમારા પાપડ અભડાવ્યા’, ‘અમારી સુવાવડી ઘરવાળીને પાવમને દિવસે જ બહાર કાઢી’ આ અને આના જેવા પૂનાવાસીઓના ઉદ્‌ગાર ઘેર ઘેર કાને પડે છે. ખેર, તમે મરદ છો કે સ્ત્રીઓ ? અરે, આમ રાદણાં રડવાથી આ રેંડશાહી જવાની છે શું ? આથી તો તે વધારે જોરમાં આવશે. ... નોકર હોય કે તેનો કાકો હોય તેથી શું ? ચોરી કરે છે, તો તેને પકડતા કેમ નથી ? આપણા પર હુમલો કરનારનો પ્રતિકાર કરવો, બેકાયદા વર્તન બતાવનારને કાયદો ને હાથ બતાવવો એ કંઈ ગુનો નથી. માણસની જેમ પોતાના પગ પર ઊભા રહો ને બતાવો એ બ્રિટિશ આખલાઓને કે તેમની બેતાલ અધાધૂંધી જ્યાં સુધી કાયદો અમારા પક્ષમાં છે ત્યાં સુધી મૂંગે મોઢે અમે નહીં ચાલવા દઈએ. ગેરકાયદેસર ધાડથી પોતાનો બચાવ કરવાનો હક કાયદાથી દરેકને છે તે ધ્યાનમાં રાખીને વર્તો.”

## રેંડનું ખૂન

આખરે સેગ્રિગેશન, દવાખાનામા રોગીને ખસેડવો, ઘરોને ધૂણી આપવી, ઇત્યાદિ સાવચેતીના પગલાં કે ઉપાયો વટે કે ઋતુમાં પરિવર્તન થયુ તેને લીધે, કે બન્ને કારણો મળીને મે મહિનામા પ્લેગ ઓસરી ગયો. ૧૯મી મેને રોજ રેંડની સહીથી એક જાહેરાત બહાર પડી કે પ્લેગની તપાસણી થોડા જ દિવસમા બંધ કરવામા આવશે, અને તે મુજબ તે બંધ થઈ. અને લશ્કરી સિપાઈઓનો ત્રાસ પણ બંધ થયો બહાર ગયેલા લોકો પણ શહેરમાં પાછા આવી ગયા

આ વરસે મહારાણી વિકટોરિયાને ગાદી પર આવ્યાને સાઠ વરસ પૂરાં થતા હોવાથી હિંદુસ્તાનમા ઠેકઠેકાણે તેના હીરક મહોત્સવના સમારંભો ભારે ધામધૂમથી ઊજવવાની શરૂઆત થઈ. એવો જ એક સમારંભ તા. ૨૨ જૂનને રોજ રાત્રે પૂનામાં ગણેશખિંડમા આવેલા ગવર્નમેન્ટ હાઉસમા થયો. ટિળક પણ ગવર્નમેન્ટ હાઉસ પર ગયા હતા. મધ્યરાત્રીએ સમારંભ પૂરો થયા પછી પ્લેગના ખાસ અધિકારી મિ. રેંડ પોતાની ગાડીમા ઘેર જવા નીકળ્યા તેમની પાછળની ગાડીમા તેમના મદદનીશ લે આયર્સ્ટ ને તેમના પત્ની હતા ગવર્નમેન્ટ હાઉસ છોડીને પાચસો છસો વારને અંતરે ગાડીઓ આવતા જ બાજુની ઝાડીમાથી એક માણસ બહાર આવ્યો અને રેંડની ગાડી પર પાછળથી ચડીને તેણે તેના પર પિસ્તોલ છોડી તેથી રેંડ બેભાન થઈને પડયો થોડી જ સેકંડ પછી બીજો ધડાકો થયો અને તેણે લે આયર્સ્ટનો તત્કાળ પ્રાણ લીધો ને તે પોતાની પત્નીના ખોળામા ઢળી પડયો બન્ને ગાડીઓના ઘોડા ભડકી ગયા ને જોરથી દોડવા લાગ્યા આયર્સ્ટની પત્નીની બૂમો સાભળી ત્રીજી એક ગાડીમા બેઠેલા એક લશ્કરી અમલદારે બન્ને ગાડીઓ રોકી પાડી ને રેંડને તરત ઇસ્પિતાલમા લઈ જવામાં આવ્યો તેની મરણોન્મુખ સ્થિતિમા જુબાની પણ લેવામા આવી અગિયાર દિવસ ઇસ્પિતાલમા રહ્યા પછી રેંડ મરી ગયો.

ખૂનની તપાસ શરૂ થઈ તે માટે મિ. બ્રુઈન નામના મુંબઈના એક બાહોશ પોલીસ અધિકારીની સ્પેશલ ડેપ્યુટી ઑફિસર તરીકે નિમણૂક

કરવામાં આવી ને તે મુબઈથી પૂને આવ્યો. ગુનેગાર અને તેના મળતિયાઓને પકડાવી આપનારને માટે સરકારે વીસ હજારનું ઇનામ જાહેર કર્યું

પણ ટાઇમ્સ જેવા અગ્રેજી વૃત્તપત્રનો નતાગ પરાકાષ્ઠાએ પહોચી ગયો અને તેણે ખૂબ જ વાહિયાત પ્રચાર કરવાની શરૂઆત કરી "પૂનામા બ્રાહ્મણોનું એક જબરુ કાવતરૂ રચાયુ છે અને મિ. રેંડનુ ખૂન એ તો એના પહેલા પેંતરાનુ પગલુ છે," એમ તેણે જાહેર કરી દીધુ 'જસ્ટિસ' નામથી પોતાને ઓળખાવનાર કોઇ ગૃહસ્થે એ જ પત્રમાં પત્ર લખીને આ ખૂનનો શિવાજી ઉત્સવ સાથે સંબધ જોડી દીધો. પૂનાના કલેક્ટર મિ. લૅંબે નાગરિકોની એક સભા બોલાવીને તેમની આગળ એમ કહ્યુ કે, "આવાં દુષ્કૃત્યો માટે આધુનિક કેળવણીથી વંઠેલા શાળાના છોકરાઓ, શિવાજી ઉત્સવ જેવા ઉત્સવો અને દેશી છાપામાં આવતા કડક અને રાજદ્રોહી લેખો જવાબદાર છે."

મિ. લૅંબના ભાષણને બીજે જ દિવસે પૂના શહેર આખાને સજા કરવા માટે રૂ ૧,૧૫,૦૦૦ને ખર્ચે વધારાની પોલીસ લાદવા અંગેનો સરકારી ઠરાવ પ્રસિદ્ધ થયો. અને તેને માટે સાજસરજામ ખરીદવા માટે રૂ ૩૨૦૦૦ની રકમ વધુ મંજૂર કરવામા આવી. આ બધુ ખરચ આપવાનું મ્યુનિસિપાલિટીનુ ગજુ ન હોવાથી આખી મ્યુનિસિપાલિટી જ સરકારના કબજામા ગયા જેવી થઇ

પણ આ બધુ થયુ છતા ટિળક જરાય ડગ્યા નહીં તેમણે આ બધી સરકારી કરણીનો નિષેધ કરી "સરકારનું માથુ ઠેકાણે છે કે?" એવો સીધો સવાલ કેસરી દ્વારા સરકારને પૂછ્યો, તેમણે લખ્યુ, 'ખૂન થયુ એ વાત સારી નથી જ ખૂન કરનારને પકડી પાડીને તેને સજા કરવી, વગેરે વાતો યોગ્ય જ છે, પણ તે માટે સરકારે જાહેર કરેલુ વીસ હજાર રૂપિયાનુ ઇનામ પૂરતું છે આખા શહેર પર વધારાની પોલીસ લાદવાનુ કારણ નથી, અને તેનો કશો ઉપયોગ પણ નથી' જ્યુબિલીને દિવસે જ પેશાવરમાં એક ગાઝીએ એક પુરોહિતને ધોળે દિવસે ગોળીથી ઠાર કર્યો, પણ પંજાબ સરકારે એ ગુનાને રાજદ્રોહનું કે રાજકીય કાવતરાનુ સ્વરૂપ આપ્યુ નહીં, એ વાતની ટિળકે મુબઈ સરકારને યાદ દેવરાવી. એટલુ જ નહીં પણ "ખૂન કરનારને જે ખૂન ચડવુ જોઈએ તે આપણા સરકારને ચડ્યુ છે અને તેથી તેની નજર સાવ ફરી ગઇ છે," એમ પણ તેમણે લખ્યુ.

આવી જાતનુ સ્પષ્ટોક્તિવાળુ લખાણ સરકારને ન રુચે એ સ્વાભાવિક જ હતુ એટલે ટિળક પર કેસ કરવા માટે સરકારી તત્રના ચક્રો ગતિમાન થયા.

## ગોખલેની માફી

પ્લેગ અધિકારી રૅન્ડનુ ખૂન થતાં અહીંની જેમ ઇગ્લેન્ડના પત્રોમા પણ જાત જાતના સમાચાર પ્રસિદ્ધ થવા માડયા તે વખતે શ્રી ગોખલે મુબઇ ઇલાકા વતી વેલ્બી કમિશન આગળ સાક્ષી આપવા વિલાયત ગયા હતા એટલે પૂનાના આવા જવાબદાર નાગરિકનો રૅન્ડના ખૂનની બાબતમાં શો અભિપ્રાય છે તે જાણવા માટે છાપાના ખબરપત્રીઓ તેમની પાસે પહોચી ગયા ગોખલેના મનમા પણ હિન્દુસ્થાનમાં મચી રહેલી ધમાલને લીધે ખળભળાટ ચાલુ હતો પૂનાના તેમના મિત્રો તરફથી પ્લેગના દિવસોમા અધિકારીઓ દ્વારા થતા જુલમની હકીકતવાળા પત્રો તેમના પર આવતા જ હતા એટલે મૅંચેસ્ટર ગાર્ડિયનના ખબરપત્રીને મુલાકાત આપતા તેમણે રૅન્ડ અને તેના તાબાના માણસોએ પૂનામા જે જુલમ ગુજાર્યો તેને કારણે જ તેનુ અને આયર્સ્ટનુ ખૂન થયુ હોવુ જોઇએ એમ કહ્યુ તેઓ સ્ત્રીઓને રસ્તા પર ખેંચીને તેમની તપાસણી કરે છે એક બે સ્ત્રીઓ પર અત્યાચાર ગુજારવામા આવ્યો તેમાથી એક જણે તો આત્મહત્યા પણ કરી, એમ પણ તેમણે આ મુલાકાતમા જણાવ્યુ

આ મુલાકાત પ્રસિદ્ધ થતા વિલાયતમા ભારે હોહા મચી ગઇ પાર્લમેન્ટમા પ્રશ્નોની ઝડી વરસી તેથી વિલાયતના સરકારે મુબઇ સરકાર પાસે ખુલાસો માગ્યો મુબઇ સરકારે પાચસો સદ્‌ગૃહસ્થોને પ્રશ્નપત્રો મોકલી માહિતી મગાવી પણ ગોખલેના હકીકતોને ટેકો આપવા કોઇ પણ વ્યક્તિ આગળ આવી નહીં તેથી મુબઇ સરકારે સરકારના પક્ષે કશો દોષ નથી એવી મતલબનો ખરીતો વિલાયત રવાના કર્યો ને ભારતમંત્રીએ ગોખલેએ આપેલી માહિતી ખોટી છે એમ જાહેર કર્યું

હવે ગોખલેની સ્થિતિ કફોડી થઇ લોકો તેમને જૂઠુ બોલનાર હિન્દી આગેવાન કહીને તેમની કડવી ટીકા કરવા લાગ્યા સ્વદેશ આવીને પોતે કહેલી હકીકત સાચી છે એમ પુરવાર કરવા માટે તે જલદી પાછા ફર્યા જેમણે જેમણે તેમને કાગળો લખેલા તેમણે મહેરબાની કરી અમારા નામ જાહેર નહીં કરતા એવા પત્રો તેમને લખ્યા તે ગોખલેને એડનમા જ મળ્યા, તેથી ગોખલેનો મુખ્ય આધાર જ જતો રહ્યો. મુબઇના બારા પર તેમની બોટ

આવતાં જ ત્યાંના પોલીસ વડા (કમિશનર) તેમને જઈને મળ્યા, ને ગોખલેને માહિતી આપનારાઓનાં નામ જણાવવા કહ્યું. પણ ગોખલેએ તેમ કરવાની ચોખ્ખી ના પાડી. તેમણે કહ્યું કે મને જે કાગળ લખવામાં આવેલા તે મારા મિત્રોએ અંગત રીતે લખેલા. મેં તેની માહિતી જાહેર હિતમાં બહાર પાડવાની અગત્ય જાણી તેમ કરેલું. હું જો તેમનાં નામ આપું તો તેમનો મેં વિશ્વાસઘાત કર્યો એમ થશે.

પૂને ગયા પછી તેઓ પ્રથમ પોતાના આદરણીય ગુરુ રાનડેને જઈને મળ્યા, ત્યારે રાનડેએ તેમને માફી માગવાની સલાહ આપી ને ગોખલેએ તે પ્રમાણે વિના સંકોચે કર્યું.

ગોખલેએ માફી માગી તેથી લોકો તેમના પર બહુ નારાજ થયા. પણ કોલ્હાપુર પ્રકરણમાં જેવી રીતે ટિળક આગરકરને માફી માગવી પડેલી તેવી જ રીતે ગોખલેએ પણ માફી માગી હતી. અને પોતે કરેલાં વિધાનો પુરવાર ન કરી શકાય એવી સ્થિતિમાં તેમની આગળ બીજો રસ્તો ન હતો, અને તે તેમણે લીધો. એ માર્ગ જ તદ્દન ઉચિત હતો. પણ લોકોનો વાંધો એ હતો કે તેમ કરતાં તેમણે રૅંડ, લશ્કરી સિપાઈઓ અને ગવર્નર માટે વધારેપડતી ચિંતા વ્યક્ત કરી, અને એમની આખી પ્રવૃત્તિ કેવળ લોકહિતાર્થે હતી એમ કહીને તેમનું એક રીતે ગૌરવ કર્યું.

## ૨૮

## રાજદ્રોહનો પહેલો મુકદ્દમો

શાળા કૉલેજની બહારની સાર્વજનિક પ્રવૃત્તિમાં, ખાસ કરીને દેશના રાજકારણમાં, ટિળક પહેલવહેલા '૧૮૮૯માં પડયા ને એક બાજુથી રાષ્ટ્રીય મહાસભા, પ્રાંતિક પરિષદ તથા સાર્વજનિક સભામાં અને બીજી બાજુથી ધારાસભા, મ્યુનિસિપાલિટી ઇ. માં તેમણે પ્રવેશ કર્યો. અને આપણી અરજીઓ કે માગણી પાછળ લોકસંગઠનની શક્તિ હોવી જોઈએ અને એ સંગઠન માટે સ્વાર્થત્યાગ અને હિંમતનું બળ જોઈએ એ વિચારસરણી આપણા રાજકારણમાં દાખલ કરવાનો પ્રયત્ન તેમણે શરૂ કર્યો. જકાત-વિરોધ માટે સ્વદેશીની ચળવળ અને દુકાળનિવારણની ચળવળ એ બન્નેમાં રહેલી પ્રતિકારશક્તિ સરકારથી ભાગ્યે જ સહી જાય તેવી હતી. તેમાં પ્લેગ વખતના હત્યાકાંડનો ને તેને અંગેની ફેમરોની ગર્જનાઓનો ઉમેરો થયો.

ટિળકની ઉંમર આ વખતે ૪૦ વરસની હતી અને તેમની કાર્યશક્તિ પૂર્ણબહારમાં હતી. એવે વખતે તેમને ગિરફતાર કરી જેલના સળિયા પાછળ પૂરવાનો સરકારે નિર્ણય કર્યો.

અને ર૭મી જુલાઈ ૧૮૯૭ને મગળવારે મુંબઈના વડા પ્રેસિડન્સી મૅજિસ્ટ્રેટની કોર્ટમાં, ૧૫ મી જૂનના કેસરીમાંનું લખાણ ઇન્ડિયન પીનલ કોડની કલમ ૧૨૪અ નો ભંગ કરનારું છે એમ જણાવી, ફરિયાદ દાખલ કરવામાં આવી અને એ લખાણ કરનાર ટિળક, મુદ્રક બાળ ને છાપખાનાના માલિક ગોખલે માટે વૉરંટની માગણી કરવામાં આવી. ટિળક આગલે દિવસે જ મુંબઈ આવ્યા હતા. એટલે એ જ દિવસે રાતના દસ વાગ્યે ગિરગામ બૅક રોડ પર આવેલા તેમના મિત્ર દાજી આબાજી ખરેના ઘરમાંથી પૂનાની પ્યૂનિટિવ પોલીસના વડા મિ ગાયડર દ્વારા તેમની ઓળખાણ કરાવી ધરપકડ કરવામાં આવી.

શ્રી ખરે ટિળકની સૂચના અનુસાર મૅજિસ્ટ્રેટ પાસે તેમને જામીન પર છોડાવવા માટે ગયા પણ મૅજિસ્ટ્રેટે જામીન લેવાની ના પાડી એટલે ખરે નિરાશ થઈને પોલીસ કચેરીએ ગયા ને તેમણે ટિળકની ઓરડીનું બારણું ખખડાવ્યું. ટિળક તેમની રાહ જોતા હશે એવી ખરેની અપેક્ષા હતી, પણ તેઓ તો નિરાંતે ઘસઘસાટ ઊંઘતા હતા એમ તેમણે જોયું. જામીન લેવાની ના પાડી એ કહેવા અત્યારે નાહકના આવ્યા, સવારે આવત તો ચાલત, એમ ટિળકે તેમને શાંતિપૂર્વક કહ્યું, અને વિદાય આપી.

૩૧મી જુલાઈને રોજ ટિળક અને બાળને વડા પ્રેસિડન્સી મૅજિસ્ટ્રેટ સમક્ષ હાજર કરવામાં આવ્યા સરકાર તરફથી ઔપચારિક સાક્ષીઓની જુબાની લેવામાં આવ્યા બાદ ટિળક તથા બાળને ગુનાને અંગે કશું કહેવાનું હોય તો કહેવા જણાવવામાં આવ્યું તે બન્નેએ ગુનાનો ઇનકાર કર્યા પછી મૅજિસ્ટ્રેટે ટિળક ઉપર ૧૫ જૂન, ૧૮૯૭ના કેસરી પત્રમાં લેખ છાપીને ફોજદારી કાયદાની કલમ ૧૨૪અ પ્રમાણે ગુનો કર્યાનો આરોપ મૂકી ખટલાને હાઈકોર્ટના સેશન્સ પર મોકલી આપ્યો.

તા ૪થી ઑગસ્ટને રોજ દાવરે ન્યાયમૂર્તિ બદરુદ્દીન તૈયબજી આગળ ફરી જામીન-અરજી કરી, તેમાં કહ્યું કે આ મુકદ્દમો સેશન્સમાં ઠેઠ સપ્ટેમ્બરમાં ચાલશે એટલે મારા અસીલને જામીન પર ન છોડવામાં આવે તો તેનો અર્થ એવો થશે કે પોતાના બચાવ માટે જોઈતી સગવડ સરકાર તેને નથી

આપવા માગતી. ઉપરાંત પ્રસ્તુત ગુનાને માટે જેમ દેશનિકાલની સજા કહી છે, તેમ ત્રણ વરસની સજા પણ કહી છે, એમ તેમણે જણાવ્યું. વધારામાં ફકરા રાજદ્રોહના હોત તો મિ. ટિળક સામે તેમને ધારાસભાના સભાસદ ચૂંટી કાઢ્યા તે પહેલાં જ કામ ચલાવવામાં આવત. સરકાર તરફથી આ દલીલનો વિરોધ કરવામાં આવ્યો, તેમ છતાં ન્યાયમૂર્તિએ, તહોમતદારને જામીન પર છોડવાથી ન્યાયનો હેતુ ઊંધો વળશે એમ મને લાગતું નથી એમ કહી, તહોમતદારે પચાસ હજારનો જાતમુચરકો અને પચીસ પચીસ હજારના બે જામીન આપવા એવો હુકમ કર્યો ને ટિળક જામીન પર છૂટા થયા. મુકદ્દમાની તારીખ ૮મી સપ્ટેમ્બર નક્કી થઈ.

બીજે દિવસે એટલે ૫મી ઑગસ્ટને રોજ ટિળક પૂને આવ્યા. એવામાં તેમના મિત્ર બાબામહારાજને કૉલેરા થયાની ખબર પડી, એટલે તેઓ તરત તેમની પાસે દોડી ગયા.

બાબામહારાજ પૂનાના એક સરદાર હતા. સ્વભાવે ઉદાર વૃત્તિના હોઈ જાહેર કામમાં રસ લેતા. સાર્વજનિક સભાના તે એક ઉપપ્રમુખ હતા. ટિળક સાથે તેમનો ઘર જેવો સંબંધ હતો અને જાહેર તેમ જ ખાનગી કામની બાબતમાં ટિળક પર તેમને પૂરેપૂરો વિશ્વાસ હતો. ૧૮૯૫માં પૂનામાં મહાસભાનું અધિવેશન થયું ત્યારે તેમણે પ્રતિનિધિઓને ગાર્ડન પાર્ટી આપેલી તે આપણે જોયું. પ્રથમ પત્નીથી તેમને બે કન્યાઓ થયેલી, પુત્ર ન હતો. તેથી તેના ગુજરી ગયા પછી તેમણે સકવારબાઈ નામની એક સાધારણ કુટુંબની જુવાન છોકરી સાથે લગ્ન કર્યું. એ જ પાછળથી તાઈ મહારાજના નામથી ઓળખાઈ. તેનાથી બાબામહારાજને એક કન્યા થઈ હતી, તે પછી બીજી વાર તેને ગર્ભ રહ્યો. ટિળક જામીન પર છૂટીને પૂને આવ્યા તેને આગલે દિવસે બાબામહારાજ એકાએક કૉલેરાથી પટકાયા ને પથારીવશ થયા હતા. એટલે તેમની સારવાર કરવામાં ટિળકને રોકાવું પડ્યું.

બાબામહારાજ એ માંદગીમાંથી ઊઠશે કે કેમ તેની શંકા જણાતા તેમ જ તેમની આર્થિક અને કૌટુમ્બિક સ્થિતિનો વિચાર કરીને તેમણે બાબામહારાજને મૃત્યુપત્ર કરવાની સલાહ આપી. બાબામહારાજે તે મુજબ મૃત્યુપત્ર તો કર્યું પણ ટ્રસ્ટીઓમાં ટિળકનું નામ હોવું જોઈએ એવો આગ્રહ રાખ્યો. મરણપથારી પર પડેલા મિત્રના આગ્રહને વશ થયા વિના ટિળકને છૂટકો જ ન રહ્યો. અને ટિળક, ખાપર્ડે, કુંભોજકર અને નાગપુરકર એમ ચાર ટ્રસ્ટીઓની નિમણૂક કરવામાં આવી.

આ આકસ્મિક ઘટનાને પરિણામે ટિળકને કેટકેટલાં કષ્ટ સહન કરવા પડ્યાં, શારીરિક અને આર્થિક નુકસાન વેઠવુ પડ્યુ, પોતાની આબરૂના બચાવ માટે કોર્ટોમાં ઝઘડવુ પડ્યુ, તીવ્ર માનસિક વેદનાઓ સહન કરવી પડી અને ઠેઠ મરણની ઘડી સુધી તેને અંગે તેમને કંઈક ને કંઈક સતત કરવાનુ આવ્યુ, એ આગળ અલગ પ્રકરણમા જોઈશુ. તે બધાનો વિચાર કરતા એક રીતે ખૂબ દુઃખ થાય છે તેની સાથે તેમની મિત્ર પ્રત્યેની નિષ્ઠા અને એક વાર કામ હાથમા લીધા પછી તે માટે ગમે તે અગવડ કે નુકસાન સહન કરવાની ટેકીલી વૃત્તિ માટે માન અને આદર થયા વિના રહેતા નથી

બાબામહારાજ ૮મી ઑગસ્ટને દિને ગુજરી ગયા.

રાજદ્રોહનો મુકદ્દમો સેશન્સમા ચાલવાનો, એટલે તે માટે ખર્ચની જોગવાઈ કરવાની હતી. ટિળકની આર્થિક સ્થિતિ આ વખતે સાવ સામાન્ય ગણાય તેવી હતી કેસરીનુ દેવુ હજી પૂરુ ચૂકવાયુ ન હતુ લૉ ક્લાસમાંથી જે કમાણી થતી હતી તે માડ ઘરસંસાર ચલાવવા પૂરતી કહેવાય તેથી મિત્રોએ બચાવ માટે ફડ ઉઘરાવવાનુ ઠરાવ્યુ મહારાષ્ટ્રમાથી જેમ લોકોએ તેમા નાણા આપ્યા તેમ બંગાળમાથી પણ મદદ મળી રવીન્દ્રનાથ ટાકુર, મોતીલાલ ઘોષ વગેરેએ તેમાં મદદ કરી તે ઉપરાત બગાળમાથી બૅરિસ્ટર ખ્યૂ અને ગાર્થ તથા ચૌધરીને મોકલવાના ખર્ચની જવાબદારી ઉપાડવામા આવી બચાવફડની રકમ આશરે પચાસ હજાર જેટલી થઈ તોપણ શરૂઆતમા મુબઈ જતી વખતે થોડી ઘણી રકમ સાથે જોઈએ એટલા માટે ચિત્રશાળાવાળા વાસુદેવરાવ જોશી મારફતે મિત્રો પાસેથી નાની રકમો ઉછીની લેવી પડી આ મુકદ્દમામા પોતાને ભારે સજા થશે એવી ધારણા હોવાથી ટિળકે પોતાનુ મૃત્યુપત્ર પણ તૈયાર કરી નાખ્યુ. તેમાં દેવાની વ્યવસ્થા કરવાનો સવાલ જ મુખ્ય હોવાથી પોતાની પછી પોતાના કુટુબનુ શુ થશે તેનો વિચાર આવતા મૃત્યુપત્ર લખાવનાર ટિળક તેમ જ તે લખનાર તેમના ભાણા ધોંડોપંત વિદ્વાસ બન્નેને આંખે ઝળઝળિયા આવ્યા

૮મી સપ્ટેંબરે મુકદ્દમાનુ કામ શરૂ થતા મુબઈની જનતાને તેના તાજા ખબર રોજ ને રોજ મળ્યા કરે તે માટે કેસરીની સ્વતંત્ર દૈનિક આવૃત્તિ મુબઈમા કાઢવાનુ ઠરાવવામાં આવ્યુ અને શ્રી કેળકર અને ખાડિલકર — બંને આ વરસે જ ટિળકને આવીને મળેલા — તથા મુબઈના એક ભાઈ શ્રી ગુર્જરને એ કામ સોંપવામા આવ્યુ

ટિળકને સરકાર ગિરફતાર કરશે એ કલ્પનાથી ટિળકના કલકત્તાવાળા મિત્ર બાબુ મોતીલાલ ઘોષ અસ્વસ્થ થયા હતા. તેમણે ન્યા. રાનડેને મહારાષ્ટ્રના રાજકીય પક્ષો વચ્ચે સમાધાન કરાવવા બાબત કાગળ લખ્યો હતો. ટિળક પર સરકારે મુકદ્દમો કર્યા પછી તેમણે તેમને પ્લેગના દિવસોમાં લખેલાં પોતાના ઉગ્ર લખાણો બદલ માફી માગવા સૂચવ્યુ

ટિળકે તેમને જવાબમા લખી જણાવ્યુ કે, "લોકોમા મારી જે પ્રતિષ્ઠા છે તે કેવળ મારા ચારિત્ર્ય પર આધાર રાખે છે તેથી આવા મુકદ્દમાથી ગભરાઈ જવુ એ મારે માટે નામોશીભર્યુ ગણાય, અને હુ ગભરાઈ જાઉં તો મહારાષ્ટ્રમાં હોઉં કે અંદામાનમાં, બન્ને સરખુ જ છે આપણે જો રાજકારણમાં રહેવુ હોય તો આવાં જોખમો ખેડવા માટે આપણે હમેશ તત્પર રહેવુ જ જોઈએ તેમનો (સરકારનો) ઉદ્દેશ પૂનાના આગેવાનોને હલકા પાડવાનો છે, પણ મને આશા છે કે તેઓ મને ઢીલોપોચો નહીં જુએ વળી આપણે યાદ રાખવુ જોઈએ કે અમુક હદ પછી આપણે બધા લોકોના નેતા છીએ આપણે જો અણીને વખતે કરુણ કાયરતા બતાવીએ, તો આપણે તેમનો આશાભંગ અને દ્રોહ કર્યો ગણાશે"

તા ૮ સપ્ટેમ્બર ૧૮૯૭ને રોજ નેટિવ્સ કોર્ટમા ટિળક પરના મુકદ્દમાનુ કામ ન્યા. સ્ટ્રેચી આગળ શરૂ થયુ (આ સ્ટ્રેચી તે અગાઉ હિન્દ સરકારની કારોબારી સમિતિના સભ્ય અને પાકા સામ્રાજ્યવાદી એંગ્લો ઇંડિયન સર જૉન સ્ટ્રેચીના પુત્ર થાય ) પોલીસનો કડક બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. પ્રથમ કલાર્ક ઑફ ધ કોર્ટે પાંજરામા ઊભા રહેલા ટિળક અને બાળને તેમની ઉપર કરવામા આવેલા આરોપ તેમને કબૂલ છે કે કેમ એ વિષે સવાલ પૂછયો.

તેના જવાબમા અમે નિર્દોષ છીએ એમ બન્નેએ એક પછી એક કહ્યુ પછી ખાસ જૂરીની વરણી થઈ તેમાં પાચ અંગ્રેજ, એક યહૂદી, એક પારસી અને બે મહારાષ્ટ્રીય સદ્‌ગૃહસ્થો આવ્યા પછી ઍડવોકેટ જનરલ શ્રી લૅંગે સરકાર તરફથી મુકદ્દમાનો સાર જૂરી આગળ કહી સંભળાવ્યો ને તે સંબંધી કાયદાની કલમ ૧૨૪અ વાચી "જે કોઈ મોઢાના અથવા લિખિત શબ્દોથી અથવા ચિહ્નો કે ચિત્રોથી કે બીજી રીતે બ્રિટિશ હિન્દુસ્તાનમાં કાયદાથી સ્થાપિત સરકાર પ્રત્યે *બદદિલીની ભાવના* ઉશ્કેરશે

*નાગરીકરણ લેખકનુ છે.

અથવા ઉશ્કેરવાનો પ્રયત્ન કરશે તેને તેની આખી જિંદગી પર્યંત અથવા થોડી પણ મુદત પર્યંત દેશનિકાલની સજા કરવામાં આવશે અને તેની સાથે દંડની સજા પણ થશે, અથવા ત્રણ વરસ પર્યંત સખત કેદખાનાની તેમ જ કેદખાના અને દંડની અથવા માત્ર દંડની સજા કરવામાં આવશે' ને એ કલમ અંગેનો ખુલાસો પણ વાંચી સંભળાવ્યો આ કલમ પ્રમાણે એટલું જ બતાવવું પૂરતું છે કે સરકાર પ્રત્યે ખરાબ લાગણી ઉત્પન્ન કરે અને પ્રજામાં તે તિરસ્કાર પામે એવા શબ્દો વાપરવામાં આવ્યા હતા અને તેવી ભાવના પેદા કરવાના ઉદ્દેશથી તે વાપરવામાં આવ્યા હતા પછી પહેલું લખાણ *શિવાજીચે ઉદ્ગાર* (શિવાજીના ઉદ્ગાર) અને બીજું *શ્રી શિવાજી રાજ્યાભિષેકોત્સવ* એ બે લખાણો સરકારી વકીલે વાંચી સંભળાવ્યાં પહેલો લેખ "ભવાની તલવાર"ના તખલ્લુસથી બહારના કોઈ માણસે લખેલી એક મરાઠી કવિતા હતી. બીજો લેખ *કેસરી*માં નવા આવેલા શ્રી ખાડિલકરનો લખેલો શિવાજી રાજ્યાભિષેક ઉત્સવનો હેવાલ હતો

કવિતામાં શિવાજી બસો વરસ પછી તેના દેશવાસીઓએ તેને યાદ કર્યાથી તેમના આમંત્રણને માન આપીને સ્વર્ગમાંથી ધરતી ઉપર ઊતરી આવે છે અને દેશની કંગાલ દશા જોઈને તેને ઘણું દુઃખ થાય છે તેના કિલ્લા ખંડિયેર હાલતમાં પડ્યા તે જુએ છે દેશના લોકોને રાજકર્તાઓ તરફથી યોગ્ય ન્યાય મળતો નથી અને ગોરો માણસ કોઈને મારી નાખે તોય પેલા મરનારમાં જ કંઈક ખોડ હતી, તેની બરોળ મોટી થઈ હતી, ઇત્યાદિ કારણો આગળ ધરી ન્યાયાધીશ કે જૂરી તેને દોષમુક્ત ગણી છોડી દે છે સ્ત્રીઓની આબરૂના રક્ષણ માટે તેના વખતમાં જ્યાં સંખ્યાબંધ તલવારો એકીસાથે મ્યાનમાંથી બહાર પડતી હતી ત્યાં આજે આગગાડીમાં પ્રવાસ કરતાં કોઈ સ્ત્રીનો હાથ પકડી તેને ઢસડવામાં આવે છે તોય હે શઠો, તમે આ બધું સહન કેવી રીતે કરો છો? એવો પ્રશ્ન શિવાજી પૂછે છે અને પ્રજા તેમ જ દેશી રાજાઓ સાવ નિર્વીર્ય અને શેતરંજનાં પ્યાદાં જેવા બની ગયા છે તે જોઈને પોતાનું દુઃખ વ્યક્ત કરે છે છેવટે પોતાની પ્રજાના આવા બેહાલ જોઈ શિવાજી રાજ્યકર્તા અંગ્રેજોને એવો સંદેશો આપે છે કે, મેં મારા વખતમાં ભારતના આતિથ્યધર્મનો ખ્યાલ રાખી તમને અહીં રહેવા દીધા હું ધારત તો તમને તમારા ત્રાજવાકાટલાં સાથે તમારા દેશમાં પાછા મોકલાવી શકત તો હવે ઓછામાં ઓછું મારા વંશજો પ્રત્યે જરા ન્યાય અને દયાથી વર્તજો

બીજા લેખમા ૧૮૯૭ મા પૂનામા ઉજવાયેલા શ્રી શિવાજી રાજ્યાભિષેક ઉત્સવનો અહેવાલ ને તે પર પત્રકાર તરીકે લખેલી નોંધો હતી. તેમા શિવાજીએ કરેલા અફઝુલખાનના વધનો બચાવ કરવામા આવેલો અને દેશને સ્વતંત્ર કરવા માટે તેના જેવા મહાપુરુષનાં કૃત્યોનુ સામાન્ય નીતિના નિયમો અનુસાર મૂલ્યાકન ન કરવુ ઘટે ઇત્યાદિ ઉદ્‌ગારો પ્રો. ભાનુ, ટિળક વગેરેએ ઉત્સવમાં આપેલા ભાષણોમાં કાઢેલા તે આપ્યા હતા.

આખા મુકદ્દમામાં શબ્દોના અર્થો અને વ્યાકરણના પ્રયોગોની ખૂબ ઝીણવટપૂર્વક ચર્ચા ચાલી મૂળ લખાણ મરાઠી અને ન્યાયાધીશ કે જૂરીના મોટા ભાગના સભ્યોને તે ભાષા આવડે નહીં એવી વિચિત્ર પરિસ્થિતિમાં ન્યાય આપવાનુ કામ થયેલુ

તા. ૧૪ને રોજ ન્યા સ્ટ્રૅચીએ ઘેરથી લખી આણેલો ઉપસંહાર જૂરીને વાચી સભળાવ્યો પ્રીતિનો અભાવ એટલે દ્વેષ એટલે દ્રોહ એ નામવીન વ્યાખ્યા તેમણે પોતાના ઉપસંહારના ભાષણમા આપી જૂરીને મુકદ્દમો સમજાવવાની વિધિ આ રીતે પૂરી થયા પછી જૂરીના સદ્‌ગૃહસ્થો પોતાનો નિર્ણય ઠરાવવા માટે એકાતમા જઇને બેઠા લગભગ પોણા કલાકે તેઓ પોતાની જગ્યાએ પાછા આવ્યા ને છ જણાએ ટિળકને દોષિત જાહેર કર્યા ને ત્રણ જણાએ નિર્દોષ ઠરાવ્યા ન્યાયમૂર્તિએ એ બહુમતીનો નિકાલ માન્ય રાખ્યો

તે પછી આરોપ સાબિત થયા છતા સજા અગે કશુ કહેવાનુ હોય તો કહેવા ટિળકને જણાવવામા આવતા તેમણે કહ્યુ, "જૂરીને હુ દોષિત લાગતો હોઇશ, પણ મારે મન હુ નિર્દોષ જ છુ રાજદ્રોહના હેતુસર મેં લેખો લખ્યા નથી, અને તેમનુ પરિણામ રાજદ્રોહ પેદા કરવામાં થાય એમ મને લાગતુ નથી લેખોના શબ્દોના અર્થો વિષે મરાઠીના જાણકાર વિદ્વાનોની સાક્ષી સરકારના પોતાના તરફથી આપવામા આવવી જોઇતી હતી, તે પણ અપાઇ નથી "

ન્યાયમૂર્તિએ ટિળકને અઢાર મહિનાની સખત મજૂરીની કેદની સજા ફરમાવી શ્રી બાળને જૂરીએ એકમતે નિર્દોષ જાહેર કર્યાથી છોડી મૂકવામા આવ્યા

ન્યા સ્ટ્રૅચીના ચુકાદા સામે પ્રીવિ કાઉન્સિલમા ખાસ અપીલ કરવાનુ ટિળક તથા તેમની મિત્રમંડળીએ ઠરાવ્યુ. અને તે માટે શ્રી ખરે તા. ૨-૧૦-'૯૭ની બોટથી અને તેમને મદદ કરવા સૉલિસિટર કાગા

બધા દસ્તાવેજો લઈને ૧૬–૧૦–'૯૭ની બોટથી વિલાયત રવાના થયા. ૧૯–૧૧–'૯૭ને રોજ અપીલનું કામ ચાલ્યુ. ટિળક તરફથી ઉદારમતવાદી આગેવાન એસ્કિવથને વકીલાતનામુ આપ્યુ હતુ. પણ સ્ટ્રેચીનો નિર્ણય જ ત્યા કાયમ રહ્યો.

ટિળકને સજા થતા કેસરી ને મરાઠાના પ્રકાશનની શી વ્યવસ્થા કરવી એ એક સવાલ થઈ પડ્યો આર્યભૂષણ છાપખાનાના વ્યવસ્થાપકે પ્રકાશનની ના પાડી એટલુ જ નહીં પણ ઊલટુ ટિળક છૂટીને આવે ત્યાં સુધી પત્રો બંધ રાખવાની સુફિયાણી સલાહ આપી! તેથી છાપવાની વ્યવસ્થા બીજા એક છાપખાનામાં કરવી પડી અને બાકી બધુ કામ કરવા માટે ટિળકના રહેવાના મકાનમા ઓટલા પર બે દેવદારના ખોખાં ગોઠવીને ઘોંડોપંત વિદ્વાંસે કાર્યાલય ઊભુ કર્યુ અને બન્ને છાપાં જરાય બંધ પડયા વિના પ્રસિદ્ધ કરવામાં આવ્યા.

આ જ વરસના ડિસેંબરની આખરે ઉમરાવતીમા ભરાયેલા રાષ્ટ્રીય મહાસભાના તેરમા અધિવેશનમાં (રાજદ્રોહી!) ટિળકની સજા વિષે ભલે સીધો ઠરાવ ન લાવી શકાયો, તોપણ પ્રમુખશ્રી શંકરન નાયરે પૂનાની દમનનીતિ, નાતુ ભાઈઓની વિનાતપાસ અટકાયત અને ટિળકને થયેલી સજા તરફ લોકોનુ ધ્યાન ખેંચ્યુ. પ્રચલિત ન્યાયની પદ્ધતિને લીધે ટિળક ઉપર અન્યાય થયો છે એમ દાખલા દલીલ સાથે સિદ્ધ કર્યુ. અને રાજદ્રોહનો કેસ હોય તોપણ તે હિન્દુસ્તાનમા હિન્દી જૂરી આગળ જ ચાલવો જોઈએ એવો પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો. તેમ જ હિન્દી અને બ્રિટિશ નાગરિકોના સમાન હક્ક અને દરજ્જાનુ આવેશપૂર્ણ પ્રતિપાદન કર્યું.

નાતુ ભાઈઓની અટકાયતના વિરોધના ઠરાવ પર ભાષણ કરતાં બાબુ સુરેન્દ્રનાથ બૅનરજીએ લો. ટિળક માટે આખા રાષ્ટ્રનુ હૈયુ દુઃખથી કેવુ પીડાઇ રહ્યુ તે જણાવતા કહ્યુ કે, "પૂના ઉપર વધારાની પોલીસ લાદવામા આવી છે એ ભૂલ છે એવો અમારો મત છે શ્રી ટિળક અને પૂનાના બીજા પત્રકારોને કેદમા પૂરવા એ તેથી પણ મોટી ભૂલ છે એમ અમને લાગે છે શ્રી ટિળક માટેની સહાનુભૂતિથી મારુ હૈયુ ભરાઇ આવ્યુ છે. આખા રાષ્ટ્રની આંખમાથી આંસુ વહી રહ્યા છે. . . ."

તે વખતે આખી સભાએ ઊભી થઈને ટિળકના નામનો જયજયકાર બોલાવ્યો, અને એ ક્ષણથી ટિળક અખિલ ભારતીય માન્યતા ને પ્રતિષ્ઠાને પામ્યા.

## ૨૯

# બીજો કારાવાસ

ટિળકે રાજદ્રોહ માટે સજા થતા પહેલા જ કાઉન્સિલની જગ્યાનુ તેમ જ પૂના મ્યુનિસિપાલિટીના સભ્ય તરીકેનુ રાજીનામુ આપી દીધુ હતુ પણ મુંબઈની સેનેટના સભ્ય તરીકેનુ રાજીનામું આપ્યુ ન હતુ. એટલે સરકારે પોતે જ તેમને તે પદ પરથી દૂર કર્યા.

જેલમા ટિળકના ખૂબ બેહાલ થયા ડુગળી વગેરે પ્રત્યે સૂગ હોવાથી તેમને કેવળ લૂખો ગેન્સો ખાવો પડતો. દૂધ ઘીનુ તો નામ ન મળે. તેથી તેમનુ વજન ઝપાટાભેર ઘટવા લાગ્યુ ને ૧૩૫ રતલ હતુ તે ૧૦૫ પર આવ્યુ જેલની ઓરડી અને કપડાલત્તા ગદા હતા તેથી પણ તેમની તબિયત પર માઠી અસર થવા લાગી કાથીની દોરડી બનાવવાનુ કામ તેમને આપવામા આવેલુ

ટિળકની તબિયતના સમાચાર જુદે જુદે માર્ગે બહાર આવતા લોકોમા ખૂબ ચિતાની લાગણી ફેલાઈ સરકારને અરજીઓ કરવાથી કશુ પરિણામ આવવાનો સંભવ ન હોવાથી ટિળકના મુબઈના એક વકીલ મિત્ર શ્રી સેટલૂરે વિલાયતની હોવર્ડ એસોસિયેશન નામની સસ્થાને તે બદલ કાગળો લખવાની શરૂઆત કરી જેલમા કેદીઓ પ્રત્યે માણસાઈવાળુ વર્તન કરવામા આવે, તેમનુ જીવન સહ્ય બને અને જેલમા સુધારા થાય તે માટે પ્રયત્ન કરવાનુ આ સંસ્થાનુ કામ હતુ તેણે એ પત્ર ભારતમંત્રી પર રવાના કર્યો અને તેણે જોકે જવાબ તો સરકારી ઢબે જ આપ્યો તોય અંદરખાનેથી ટિળકની બાબતમાં સૂચનાઓ જરૂર આપી હોવી જોઈએ કારણ તે પછી ટિળકને ડોંગરી જેલમાથી ભાયખલા જેલમા ને ત્યાથી ૧૮૯૮ ના ફેબ્રુઆરી મહિનામા યરવડાની જેલમા ખસેડવામા આવ્યા તેમના ખોરાકમા થોડુક દૂધ ને ઘી દાખલ કરવામા આવ્યા ને કાથીના કામને બદલે ગાલીચા માટે સૂતર અને ઊન રગવાનુ કામ તેમને આપવામા આવ્યુ

રગનુ કામ બુદ્ધિપૂર્વક અને વધારે સારી રીતે કરી શકાય તે માટે ટિળકે પ્રો. ગજ્જરને કાગળ લખી માહિતી મંગાવી એટલે તેમણે કેટલાંક

પુસ્તકો અને નુસખા (ફૉર્મ્યુલા) પણ મોકલ્યા ટિળકે એ કામ ખૂબ રસપૂર્વક કર્યું ને જાતજાતના પ્રયોગો કરી જોયા, અને તેના ટાચણ પણ કર્યાં બહાર આવ્યા પછી એ ટાચણો જોવા માટે જ્યારે તેમની પાસે કોઈ આવતુ ત્યારે તેઓ મજાકમા કહેતા કે, 'મારુ રગવિદ્યાનુ જ્ઞાન જેલમા બેસીને કામ કરે તેને જ ફળ આપે છે હુ માહિતી આપુ, પણ તમે જેલમા જવા તૈયાર છો?"

ટિળક જેવા સ્વમાની માણસને એ જમાનામા જેલમા શી શી મુશ્કેલીઓ પડી હશે તેની તો કલ્પના જ કરવી ઘટે પોતાનુ તો ઠીક પણ પોતાને મળવા આવનારાઓનુ અપમાન સહન કરવુ વધારે મુશ્કેલ હોય છે એક વખત ટિળકના મિત્ર બૅરિ ખરે અને શ્રી કેળકર તેમને મળવા યરોડા જેલ પર ગયા સુપરિન્ટેન્ડેન્ટની આફિસમા તે સાહિબની ખુરશી સામે બીજી એક ખુરશી હતી સાહેબ ઓરડામાં ન હતા એટલે ખરે સ્વાભાવિકપણે જ પેલી બીજી ખુરશી પર બેઠા એટલામા સાહેબ આવ્યા અને ખરેને ખુરશી પર બેઠેલા જોઈ તેમનો પિત્તો ગયો ને તેમણે "એ ખુરશી પર તમે શા માટે બેઠા?" એમ ખરેને બૂમ પાડીને પૂછયુ "હુ મુલાકાત માટે આવનાર છુ એમ મેં અગાઉથી જણાવ્યુ હતુ તેથી ખુરશી મારે માટે હશે એમ સમજીને બેઠો" અમ ખરેએ જવાબ આપ્યો એટલે સાહેબ કહે, "એમ ભલે હો, પણ હુ તમને બેસવાનુ ન કહુ ત્યા સુધી ન બેસાય એ તમારે જાણવુ જોઈતુ હતુ" એ સાભળી ખરે ગુસ્સે થઈને ઊઠયા એટલે સાહેબ કહે, "સારુ, હવે ખુરશી પર બેસો!' અટલે "મારે તમારી ખુરશીની જરૂર નથી, હુ અહીં મારા કામ માટે આવ્યો છુ હુ વકીલ છુ તેથી મને ઊભા રહીને બોલવાની સારી પેઠ ટવ છે' અમ કહીને ખરેએ પોતાનુ કામ પૂરુ કરીને વિદાય લીધી ખરે હાઇકોર્ટ વકીલ ને બરિસ્ટર હતા તેમ જ ધારાસભાના સભ્ય હતા એ વાતની સુપરિન્ટેન્ડેન્ટ જકસનને ખબર તો જરૂર હશે જ

એ જમાનામા જેલના નિયમો વગેરે કેદીને સુધારવા નહીં પણ સજા કરવા માટે હોય છે એવુ જેલ મન્યુઅલમા જ સ્પષ્ટપણે લખેલુ હતુ, અને રાજદ્વારી કેદીઓનો નોખો વર્ગ પણ ન હતો એટલે ચાર ડાકુ, ખૂની પ્રત્યે જે વર્તન રાખવામા આવતુ તેવુ જ ટિળક જેવા પ્રત્યે પણ રાખવામા આવતું હતુ કેદીના શરીર પર કોઈ પણ શોભાવાળો ગલાય એવી વસ્તુ તો કેમ જ રખાય? એનો એક રમૂજી દાખલો જોવા જેવો છે એક વખત

ટિળકે ઘેરથી દખિણી જોડા મંગાવ્યા. એ જોડા ચળકતા લાલ રંગના હોય છે, એટલે તે જેલમાં આવતાં, એવા ખૂબસૂરત જોડા કેદીને શી રીતે અપાય એમ વિચારી તેના પર કાળો રંગ ચોપડીને પછી તે ટિળકને આપવામાં આવ્યા!

યરવડાની જેલમાં ટિળક હતા તે જ વખતે રૅંડના ખૂન માટે ફાંસીની સજા પામેલા દામોદર ચાફેકરને ત્યાં ફાંસી માટે મોકલવામાં આવેલા. મારે સરકારને અરજી કરવી છે ને તે ટિળક પાસે લખાવવી છે એવી તેણે માગણી કર્યાથી જેલના અધિકારીએ તેની વિનંતી સ્વીકારીને ટિળક સાથે યોગ્ય અધિકારીની હાજરીમાં તેની મુલાકાત કરાવી. મુલાકાત ત્રણ કલાક ચાલી. તે અરજીનું કશું પરિણામ ન આવ્યું. ચાફેકરે ફરી ટિળકને મળવાની રજા માગી ને ટિળક પાસેથી ગીતાની નકલ પોતાની પાસે છેવટ સુધી રાખવા માટે લીધી અને ફાંસી અપાયા પછી પોતાના દેહનો અગ્નિસંસ્કાર વિધિપૂર્વક થાય તેની તેનો ગોઠવણ કરે એવી વિનંતી કરી. ટિળકે તે મુજબ પોતાને મળવા આવેલા વિદ્વાન મારફતે તે વ્યવસ્થા કરી હતી.

ટિળક ગિરફતાર થઈને તેમને સજા થયા પછી રૅંડનું ખૂન કરવા માટે દામોદર ચાફેકરને ફાંસીની સજા થઈ અને ટિળક સાથે એ ખૂનનો કોઈ પણ રીતે સંબંધ જોડી શકાયો નહીં, તેમ જ ખૂનની પાછળ કોઈ પણ જાતનું કાવતરું ન હતું એવું પણ સરકારને જણાયું અને તેથી પૂના પર જે સજાની પોલીસ લાદેલી તે પણ ઉઠાવી લેવામાં આવી. એટલે ટિળકને જેલમાં રાખી મૂકવા એ તદ્દન અનુચિત અને અન્યાયનું હતું તેથી સરકારે હવે ટિળકને છોડી મૂકવા જોઈએ એવા પત્રો છાપામાં આવવા લાગ્યા. અને સરકાર પાસે લાગવગ ધરાવનારા લોકોએ તેમને છોડાવવા માટે પ્રયત્ન કરવો જોઈએ એવી સૂચનાઓ પણ થવા લાગી. પણ એવી અરજી હિન્દમાંથી ન થતાં પ્રો. મૅક્સમુલર, સર વિલિયમ હટર, વિલિયમ કેન, દાદાભાઈ નવરોજી, રમેશચંદ્ર દત્ત ઇત્યાદિની સહીથી વિલાયતમાં ભારત-મંત્રીને કરવામાં આવી. પણ તેનું કશું તાત્કાલિક પરિણામ આવ્યું નહીં

પ્રો. મૅક્સમુલરને પાંચ વરસ પર ટિળક સાથે તેમના ઓરાયન ગ્રંથ બાબત પત્રવહેવાર થયો હતો. તેથી તેમના જેવો વિદ્વાન પંડિત રાજદ્રોહના આરોપસર સખત મજૂરીની સજા ભોગવતો જેલમાં સબડી રહ્યો છે તે જાણી તેમને દુઃખ થયું. તેમણે પોતે સંપાદન કરેલી ઋગ્વેદની એક નકલ ટિળકને ભેટ મોકલાવી, અને ટિળકની મુક્તિ માટે જે કોઈ સરકારને અરજી વગેરે

કે તો લોકોની વિનંતીને માન આપી ટિળકને છોડવા માટે સરકારને સમજાવવાનો હું મારાથી બને તેટલો પ્રયત્ન કરીશ એમ પણ જણાવ્યું હતું અને તે મુજબ ઉપરની અરજી પર તેમણે સહી કરી હતી

ઋગ્વેદની નકલની પહોંચ સ્વીકારતાં ટિળકે મૅકસમુલરને લખેલા કાગળમાં જણાવ્યું કે, "મારા છુટકારા માટે કરેલી અરજી પર આપે સહી કરી તે મારા જાણવામાં આવ્યું છે તેનું પરિણામ ગમે તે આવે, આપે મારા પર જે ઉપકાર કર્યો છે તે બદલ કેવી રીતે આભાર માનવો તે મને સમજાતું નથી . . મને ઘેર પણ જે કોઈ ફુરસદનો સમય મળે છે તે હું ઋગ્વેદ, બ્રહ્મસૂત્રો, ભગવદ્ ગીતા ઇત્યાદિ વાચવામાં જ ગાળુ છું . . હાલ 'ઓરાયન'ની પહેલાના કાળની પરિસ્થિતિને વિષે હું મારા વિચારો નક્કી કરી રહ્યો છું અહીંથી બહાર પડયા પછી તે કામ પૂરું કરવાનો મારો વિચાર છે"

મૅકસમુલરે મોકલાવેલ ઋગ્વેદના ગ્રંથો જ્યારે ટિળકને પહોંચાડવા માટે જેલ પર આવ્યા ત્યારે મિ સૉલોમન નામના એક એમ એ થયેલા વિદ્યારસિક ગૃહસ્થ જેલના સુપરિન્ટેન્ડેન્ટ હતા ખુદ મૅકસમુલર જેને પોતાના ગ્રંથો ભેટ મોકલે છે તે માણસ આપણા તાબાનો એક કેદી છે તે જાણી સૉલોમનને ભારે નવાઈ લાગી ને એ કેદી વિષે તેના મનમાં સદ્ભાવ પેદા થયો. તેણે ટિળકને રાતે દસ વાગ્યા સુધી વાચવા માટે દીવાની ખાસ સગવડ કરી આપી, જેલની ઇસ્પિતાલમાં ભોજન કરવાની વ્યવસ્થા કરી આપી, ને બીજી પણ કેટલીક રાહત આપી

મિ સૉલોમનના ગયા પછી આગળ કહેલા મિ જૅકમન સુપરિન્ટેન્ડેન્ટની જગ્યાએ આવ્યા. તેમણે જો કે સૉલોમને કરેલી ખાવાપીવાની, કામની તેમ જ દીવાબત્તીની બાબતમાં કશો ફેરફાર કર્યો નહીં તોય કેટલીક બાબતમાં પોતાના હલકા મનનું પ્રદર્શન જરૂર કર્યું

સજાનું એક વરસ પૂરું થવા આવ્યું એ વખતે ટિળકની મુક્તિનો પ્રયત્ન ફરી શરૂ થયો પોતાની મુક્તિ માટે ટિળક પોતે અરજી કરે એવી સરકારની એક શરત તો તેમણે એવી અરજી કરીને પૂરી કરી તેમાં તેમણે એમ જણાવ્યું કે મને સજા થયા પછી અનેક વસ્તુઓ બહાર આવી છે મારા લેખોનો ખૂન સાથે કશો સંબંધ નથી એટલે હવે મને તમારે છોડવો જોઈએ પણ સરકારે એવી ઇચ્છા વ્યક્ત કરી કે હવે પછી રાજકારણમાં ભાગ ન લેવાનું તેમ જ છૂટયા પછી સત્કાર સમારંભમાં હાજર ન રહેવાનું

ટિળક લખી આપે તે પૈકી બીજી શરત તો ટિળકે તરત સ્વીકારી. પણ પહેલી શરત કદી માન્ય કરી શકાય તેમ નથી એમ જણાવ્યું તેથી છુટકારાની બાબતમાં કશું થવાની સંભાવના રહી નહીં.

તેમ છતાં ટિળક તરફથી તેમના સલાહકાર શ્રી ખરે અને સરકાર વતી પોલીસ અધિકારી શ્રી બ્રુઇન એ બેની વારંવાર પરવડા આવજા શરૂ થઇ ને છેવટે ફરી રાજદ્રોહનો ગુનો ટિળક કરે ને તે સાબિત થાય તો અત્યારે બાકી રહેલી છ માસની સજા તેમણે ભોગવવી, એ શરત બંને પક્ષે માન્ય થઇ ને ૬ સપ્ટેંબર ૧૮૯૮ને રોજ રાતે દસ વાગ્યે ટિળકને પરવડા જેલમાંથી છોડી મૂકવામાં આવ્યા.

થોડા જ વખતમાં ટિળકની મુક્તિના સમાચાર ચોમેર ફેલાયા. બીજે દિવસે લગભગ દસ હજાર માણસો ગાયકવાડ વાડામાં ટિળકને મળવા આવી ગયા હશે એમ મુંબઇના એક અંગ્રેજી દૈનિક પત્રે લખ્યું હતું. તે દિવસે મંદિરોમાં દીપોત્સવ કરવામાં આવ્યો. આખા દેશમાંથી તેમ જ પરદેશમાંથી પણ અભિનંદનના તારો તથા કાગળો આવ્યા. ટિળકની મુક્તિ થયાના આનંદમાં અનેક સમારંભો થયા. પણ તેમાં ટિળક હાજર ન રહ્યાથી ઝાઝો રંગ રહ્યો નહીં.

## ૩૦

# 'તે જ કામ કરવાનો છું'

જેલમાથી છૂટીને આવ્યા પછી ટિળક આરામ લઇ તબિયત સુધારવા માટે દોઢ બે મહિના સિંહગઢ પર જઈને રહ્યા પછી રાષ્ટ્રીય મહાસભાના મદ્રાસના અધિવેશનનુ આમત્રણ આવતા ડિસેંબરની આખરે ત્યા ગયા અધિવેશનમા તેમ જ મનવ્રત સમિતિમા ચૂટાયા હતા તેમા પણ તેઓ બોલ્યા નહીં તેથી વિરોધી પક્ષના લોકોએ જાત જાતની અફવાઓ ફેલાવવા માડી એટલે એક છાપાવાળાને આપેલી મુલાકાતમા તેમણે ચોખવટ કરી કે, ' મને બોલવાનો કોઇએ પ્રતિબંધ કર્યો ન હતો, એટલુ જ નહીં પણ બોલવાનો આગ્રહ પણ કેટલાક લોકોએ કરેલો. પણ એક વાર બોલવાની શરૂઆત કરુ તો ઠેકઠેકાણે ભાષણો આપવા માટે લોકોનો આગ્રહ શરૂ થાય, તે મારી હાલની તબિયતને માફક આવે એવુ નથી સભામા ન બોલવા માટે સરકાર સાથે હુ બધાયો નથી "

એ જ છાપાવાળાએ છેવટે એવો પ્રશ્ન પૂછયો કે, "હવે પછી આપ શુ કરવાના છો?"

તેના જવાબમા "હુ આજ સુધી જે કરતો આવ્યો છુ તે જ કરવાનો છુ " એવો તેમણે ટૂકમા જવાબ આપ્યો

બરાબર એ જ વખતે તા ૩૦ ડિસેમ્બર ૧૮૯૮ ને રોજ લૉર્ડ કર્ઝને હિન્દની ભૂમિ પર વાઇસરોય તરીકે પગ મૂકયો. તેની કારકિર્દી અલગ પ્રકરણમા જોઈશુ

મદ્રાસની મહાસભા પછી ટિળક સિલોન જઇ આવ્યા રસ્તામા કુભકોણમ, તજાવર, મદુરા વગેરે ઠેકાણે ગયા ને ત્યાના ઊચા ગગનચુબી ગોપુરોવાળાં મદિરો જોઈને તેમના મન પર ભારે અસર થઇ તેઓ કહે છે, "હિન્દુધર્મ અને દેવસ્થાનોના પ્રાચીન સ્વરૂપ તથા તેના વૈભવની વાસ્તવિક કલ્પના આ સંસ્થાઓ જોયા વિના કોઇને નહીં આવે. હિન્દુ ધર્મના વૃક્ષને અને તેની સાથે જ બધા હિન્દુ સમાજમાં જે એક જાતનો ઐકયનો ભાવ નજરે પડે છે તેને જીવતો રાખવા માટે આ મહત્ત્વના સાધનો નથી એમ કોણ કહી શકશે?"

થોડા આરામ કર્યા પછી તેઓ પૉંડિચેરી પણ ગયા. પૉંડિચેરી જેવા નાનકડા પ્રાન્તને ફ્રેન્ચની લોકસભામાં બે પ્રતિનિધિઓ મોકલવાનો હક હતો. એટલે બ્રિટિશ મુલક કરતાં એ પ્રાન્તની પ્રજાને કેટલાક વધારે મહત્ત્વના રાજકીય હક છે, એ તેમણે જોયું. તેમ જ ત્યાં અંગ્રેજીનો પ્રચાર ઓછો છે, એટલે આપણે ત્યાંના કેટલાક લોકો અંગ્રેજી ભાષાના પ્રચાર સાથે રાજકીય હકોનો સંબંધ જોડે છે તે બરાબર નથી, તેને માટે એક પ્રત્યક્ષ પુરાવો તેમણે જોયો.

સિલોનમાં ત્યાંના લોકોની સામાજિક સ્થિતિ જોઈને તેઓ કહે છે ખ્રિસ્તી મિશનરીઓના ત્રણસો વરસના સહવાસને, બલ્કે જુલમને, પરિણામે હિન્દુસ્તાનમાં જે સામાજિક સુધારાઓ કરવા માટે આપણા સુધારકો આટલા ધમપછાડા મારે છે તે બધા સિલોનમાં ક્યારના થઈ ચૂક્યા છે, પણ તેને પરિણામે ત્યાંના લોકોનું પોતાના ધર્મ, રાષ્ટ્ર, અને સંસ્કૃતિ વિષેનું અભિમાન સાવ લોપ પામ્યું છે. એટલે એ અભિમાન જાગ્રત કરવું એ ત્યાંના સામાજિક સુધારાનું મહત્ત્વનું અંગ છે.

સિલોનમાં રહ્યા તે દરમ્યાન તેમણે બૌદ્ધ સંસ્કૃતિ અને તત્ત્વજ્ઞાનના પોતાના અભ્યાસમાં પણ થોડો ઉમેરો કરી લીધો.

સિલોનના પ્રવાસથી ટિળક ફેબ્રુઆરી મહિનામાં પૂના પાછા આવ્યા. તે વખતે રૅંડ ખૂન કેસના બીજા આરોપી બાળકૃષ્ણ ચાપેકરનો ખટલો સેશન્સ કમિટ થયો હતો. પણ જે દ્રવિડ ભાઈઓએ વીસ હજાર રૂપિયાના ઇનામની લાલચથી આપેલી બાતમી પરથી બાળકૃષ્ણને પકડવામાં આવેલો તેમનું જ ૮મી ફેબ્રુઆરીને રાતે ચાપેકર ભાઈઓમાંના ત્રીજા ભાઈ વાસુદેવે, રાનડે અને સાઠે નામના પોતાના બે સાથીઓની મદદથી ખૂન કર્યું અને ૧૮૯૭ના જૂનમાં બનેલી ઘટનાઓની જ એક રીતે પુનરાવૃત્તિ થઈ. ઍંગ્લો ઇંડિયન પત્રોએ તો તેમના રિવાજ પ્રમાણે આ બધા બનાવો સાથે ટિળકનું નામ સીધી કે આડકતરી રીતે જોડવાનો પ્રયત્ન શરૂ કરી જ દીધો. આ જ અરસામાં લૉર્ડ સૅંડહર્સ્ટની મુદત પૂરી થતાં લૉર્ડ નૉર્થકોટને મુંબઈના ગવર્નર પદે મોકલવાનું જાહેર થયું. એટલે ઇંગ્લાંડના કૉન્ઝર્વેટિવ પક્ષના મુખ પત્રના ૨૮મી ઑક્ટોબરના અંકમાં તેમને સાવધ કરી ઉપદેશ આપવા માટે એક લેખ પ્રસિદ્ધ થયો. તેમાં પૂનાની ચળવળ પર વિશેષ ભાર દઈને કહેવામાં આવ્યું કે, “આ જે ખૂનની પરંપરા ચાલી છે તેનું ટિળકે સમર્થન નથી કર્યું

હોય તોય તેની પાછળની પ્રેરણા તો ચોક્કસ તેમની જ છે અને મુબઈ ઇલાકામા રાજદ્રોહના જે ભયાનક કાવતરાં ઠેર ઠેર થઇ રહ્યા છે તેના આગેવાન તેઓ જ છે તેથી પૂનાના બ્રાહ્મણો પર ગવર્નરે જરાય વિશ્વાસ મૂકવો નહીં " મહાસભાના રાજકારણ ઉપર કટાક્ષ કરતા તેણે લખ્યુ, " ટિળક અને ગોખલે જેવા માણસો રાષ્ટ્રીય મહાસભામા હાજર રહી શકે છે તે પરથી જ એ મહાસભા કેવી જાતની છે તેની આપણને ખબર પડી ચૂકી છે! ખુદ ચાફેકર ભાઇઓ જ આ સભામા હાજર રહી શકયા નહીં એ કેવી દુ ખની વાત કહેવાય!"

ગ્લોબ પત્રમાથી આ ઉતારો વિલાયતના લોકમત તરીકે મુબઈના ટાઇમ્સ ઑફ ઇંડિયાએ પોતાના ૧૮–૧૧–૧૮૯૯ના અકમા છાપ્યો તેથી પત્રકાર દુનિયામા ખળભળાટ થયો એટલે ટિળકે તા ૨૩મી નવેમ્બરને રોજ ટાઇમ્સ ઑફ ઇંડિયા પર બદનક્ષીની ફરિયાદ દાખલ કરી, અને ના ફિરોજશાહ મહેતાને વકીલાતનામુ આપ્યુ ટાઇમ્સે તરત માફી માગી, એટલે તેના પરથી ફરિયાદ પાછી ખેંચી લેવામા આવી

પણ મૂળ લખાણ તો ગ્લોબનુ હતુ એટલે તેને પ્રથમ નોટિસ આપવામા આવી પણ તે તેણે ગણકારી નહીં એટલે તા ૨૮ જૂન ૧૯૦૦ને રોજ લડનની હાઇકોર્ટમા દાવો દાખલ કરીને સૉલિસિટરની આગ્રહભરી સલાહથી પોણો લાખ રૂપિયા નુકસાનના માગવામા આવ્યા દાવામા પોતે પુરાવાને અભાવે ફાવશે નહીં એવી ખાતરી થતા ગ્લોબ પણ માફી માગી, ટિળકનુ ખર્ચ આપ્યુ અને દુકાળ ફડમા મદદ કરી, અને એવી રીતે આ પ્રકરણનો અંત આવ્યો

ગ્લોબની માફીના સમાચાર ન્યા રાનડેને કોઇએ આપ્યા ત્યારે તેમણે ટિળકની ચીવટ અને નિર્ભયતાની તારીફ કરી હતી એમ કહેવાય છે

## ૩૧

# પુનશ્ચ હરિ: ૐ

તા ૪ જુલાઈ ૧૮૯૯ને રોજ ટિળકે લગભગ બે વરસના ગાળા પછી કેસરીના તંત્રી તરીકે ફરી રીતસર કામ શરૂ કર્યું, અને 'પુનશ્ચ હરિ ૐ!' એ મથાળાવાળો એક લાંબો લેખ લખ્યો. તેમા પ્રથમ બે વરસના 'કર્મભોગ' પછી 'સ્વાધ્યાય'ની શરૂઆત કરતા પહેલા પ્રથમ પરમેશ્વરનુ સ્મરણ કરીને રાજદ્રોહના ફોજદારી ખટલા વખતે આખા દેશે પોતાની તથા બીજી મદદ કરી તેથી તેમને માથે શાસ્ત્રકારોએ કહેલાં ત્રણ ઋણો ઉપરાંત એક નવુ ચોથુ "લૌકિક ઋણ" ઉપસ્થિત થયુ, તેમાથી આમરણ લોકસેવા કરીને પણ મુક્ત થવાશે કે નહીં તેની ખબર પડતી નથી, છતા આજ સુધી જે રીત ત્રિવિધ ઋણો ગણાતાં તે જ રીતે ગણવાનુ બંધન સ્વીકારવાનુ તેને કારણે જ પોતાને માટે અનિવાર્ય બને છે એમ તેમણે જણાવ્યુ. પણ ૧૮૯૭-૯૮મા લોકોમા જે ચળવળ થઈ તેનુ નિમિત્ત કારણ અમુક રીતે પોતે હતા તેથી તેનુ બધુ શ્રેય સરકારને જ આપવુ ઘટે, એમ તેમણે કહ્યુ

પોતાની કેદગીરી દરમ્યાન કેસરી પત્ર કોઈ પણ જાતની ઊણપ વિના, અને વચ્ચે કાઈ વિક્ષેપ પડ્યો છે તે જણાવા દીધા વિના, ચલાવવા માટે તેમના સાથીઓ શ્રી કેળકર અને ખાડિલકર તેમ જ મુંબઈના બાતમીદાર શ્રી અનંતનો અને પોતાને મુદત પૂરી થવા પહેલા છોડાવવાના પ્રયત્ન કરનારાઓનો અને તેમાના આગેવાન પ્રો. મૅક્સમૂલરનો તેમણે આભાર માન્યો. વચલાં બે વરસનુ સિંહાવલોકન કરી, રાજદ્રોહના કાયદામાં સરકારે સુધારો કર્યો તેની ચર્ચા કરી અને લખ્યુ કે, 'અમારા જેવાનો ભોગ લીધા પછી તેમા સુધારો કરવાને બદલે સુધારો પહેલો કર્યો હોત તો અમે કદી તેનો ભંગ કરવા માગતા ન હતા. અમારી બધી પ્રવૃત્તિ અમે કાયદામા રહીને જ કરવા માગીએ છીએ તેની સાથે તેમાં જે કોઈ છૂટ હોય તેનો પણ પૂરો લાભ લઈશુ બલ્કે તેમ કરવુ એ અમારી ફરજ છે એમ અમે માનીએ છીએ.'

તે પછી વર્તમાન સ્થિતિનો વિચાર કરતાં વિનીત પક્ષના લોકોને ઉદ્દેશીને તેમણે લખ્યુ

"બે વરસ પર જ્યારે પૂનામાં ડેક્કન સભાની સ્થાપના સાથે 'મૉડરેશન' (વિનીતતા) નો નવો રાજકીય સંપ્રદાય નીકળ્યો, તે વખતે જ તેનું આવું પાર્થવગાન થશે એવી ધાસ્તી અમે વ્યક્ત કરેલી. અમારા લેખ બદલ કેટલાક લોકોએ અમને વખોડી કાઢ્યા હતા, પણ અમારું ભવિષ્ય પાછળથી બનેલા બનાવોથી સાચું પડ્યું છે. . . . હવે જે થયું તે થયું. તેને વિષે દુઃખ ન કરતાં હવે પછી શું કરવું તેનો વિચાર કરીએ. સરકારે ધારણ કરેલા ઉગ્ર સ્વરૂપને લીધે તેમ જ પ્લેગ વખતની ગડબડને લીધે પૂના શહેરની બધી જાહેર પ્રવૃત્તિઓ બંધ જેવો પડી છે. એ ઠંડી પડેલી સંસ્થાઓમાં ફરી જાગૃતિ લાવવી હોય તો પ્રથમ આપણે અંદર અંદર એકતા સ્થાપન કરવી જોઈએ. આપણે વિનીતો અને ઉગ્ર વિચારવાળાઓ પોતાને મોર અને સામાવાળાને કાગડો કહીને તેનો ગમે તેટલો ઉપહાસ કરીએ તોય એ બન્નેને થપ્પડ લગાવનારો નોકરશાહીનો ગરુડ માથા પર ઘૂમી રહ્યો છે, એ છેલ્લા બે વરસના અનુભવ પરથી આપણે ન સમજીએ તો આપણા જેવા મૂરખ આપણે જ. ખટલો થયો એ 'જ જહાલપણાનું લક્ષણ છે, એમ જો કોઈ કહે, તો હું જવાબ આપું કે, મવાળ (વિનીત) કહેવડાવનાર વ્યક્તિ કે છાપા પર કેમરૉની જેમ જ ખટલા થાત, પણ તે ન થવાનું કારણ જુદું જ છે. કોઈ પોતાને વિનીત તરીકે ઓળખાવવાનો ગમે તેટલો પ્રયત્ન કરે તોય તે સરકારની દૃષ્ટિથી તેવો બનતો નથી એ જાઈલ્સ સાહેબના પરિપત્ર* પરથી સ્પષ્ટ થાય છે. અંગ્રેજ રાજકર્તાઓ પાસેથી પ્રજાને કયા હક જોઈએ તે બાબત જહાલ અને મવાળ બન્ને પક્ષો એકમત ધરાવે છે. એ હક કયા તે લોકોને સમજાવવાની તેમ જ તેઓ સરકાર પાસે તેની માગણી કરતા થાય તેમ કરવાની જરૂર છે, એ બાબત પણ મતભેદ નથી. આમ જો હોય તો પછી જહાલપણું ને મવાળપણું ક્યાં રહ્યું? બોલવાની ને લખવાની મર્યાદા તો જે કાયદો નક્કી કરે તે બન્નેએ માન્ય કરવી જ રહી. તો પછી ભેદ ક્યાં રહ્યો?...કાયદાએ લખવાબોલવામાં આપણને આપેલી છૂટછાટમાં આમેય કાપ મૂક્યા છે. . . . તેમાં જહાલમવાળના ભેદ કરવા બેસવું યોગ્ય નથી . . . તેથી એકબીજાથી વહેમાઈને અલગ રહેવાનું છોડી દઈ, ઓછામાં ઓછું, જે બાબતમાં એકમત હોય તેમાં સાથે બેસીને એક દિશા નક્કી કરી એ તરફ પ્રયાણ કરવું એ આજની પરિસ્થિતિમાં પૂનાવાળાઓનું આદ્ય કર્તવ્ય છે એમ અમને લાગે છે"

* જુઓ પૃ ૧૧૮.

પણ ટિળકની આ વિનતીની વિનીતો પર કશી અસર થઈ નહીં. ૧૯૦૧ના ફેબ્રુઆરી માસમાં મુબઈના ગવર્નર લૉર્ડ સૅંડર્સ્ટનો નિવૃત્ત થવાનો સમય પાસે આવ્યો, એટલે ભાડારકર, ચંદાવરકર વગેરેએ તેને માનપત્ર આપવાની તથા તેનું સ્મારક કરવાની વાત શરૂ કરી. સેતલવાડ, વાચ્છા જેવાને પણ એ વાત પસંદ પડી ન હતી, પણ પોતાના આગેવાન ફિરોજશાહ મહેતાનું વલણ જોઈ તેઓ તેની સાથે સંમત થયા.

નોકરશાહી અને રાષ્ટ્રીય બળો વચ્ચે ઝઘડો શરૂ થઈ ચૂક્યો હતો એવે વખતે મહાસભાના આગેવાનોની આ નબળાઈ ટિળકને જરાય ગમી નહીં. તેમણે લૉર્ડ સૅંડર્સ્ટની કારકિર્દી વખોડી કાઢતો ઠરાવ આ વરસની લખનૌની મહાસભાની બેઠકમાં રજૂ કર્યો. તેનો મહાસભાના આગેવાનો તરફથી ખૂબ વિરોધ કરવામાં આવ્યો. ટિળકે લૉર્ડ સૅંડર્સ્ટનો અમલ દેશના હિતને હાનિકારક ન હતો એમ સિદ્ધ કરવા પ્રતિનિધિઓને પડકાર કર્યો. તેમણે નોકરશાહીનાં અપકૃત્યો ગણી બતાવ્યાં અને તેમાં કોઈ અતિશયોક્તિ હોય તો તે બતાવવાની માગણી કરી. પણ મહાસભાના પ્રમુખ રમેશચંદ્ર દત્ત તેમ જ વિનીત વૃત્તિના ઘણા પ્રતિનિધિઓ આ ઠરાવ રજૂ કરવા દેવાની તદ્દન વિરુદ્ધ હતા. એટલે એક સભ્યે આ સવાલ પ્રાન્તિક છે તેથી તેની ચર્ચા અખિલ ભારતીય સંસ્થામાં ન કરવી ઘટે એમ સૂચવ્યું. ત્યારે પ્રાંતિક બાબતોમાં મહાસભાએ રસ લીધો હોય એવા દાખલાઓ ટિળકે રજૂ કર્યા, અને જણાવ્યું કે ઠરાવ રજૂ ન કરવા દેવો એ ગેરવાજબી છે. છેવટે પ્રમુખે રાજીનામું આપવાની ધમકી આપી એટલે ઠરાવ પડતો મૂકવામાં આવ્યો.

લખનૌની મહાસભા પછી ટિળક કલકત્તા ગયા. એ જ વખતે તેમના મિત્ર પ્રો. છત્રેનું સરકસ બ્રહ્મદેશમાં જવાનું હતુ, એટલે તેમના આમંત્રણથી ટિળક વાસુદેવરાવ જોશીને સાથે લઈને તેમની સાથે બ્રહ્મદેશ ગયા. રંગૂનમાં તેઓ એક પખવાડિયું રહ્યા અને ત્યાંથી રેલ્વે માર્ગે માંડલે પણ જઈ આવ્યા ને અઠવાડિયા પછી કલકત્તા પાછા આવ્યા. બ્રહ્મદેશની લોકસ્થિતિ જોયા પછી સામાજિક ચર્ચામાં રાજકીય પ્રથમ કે સામાજિક પ્રથમ, એવો પ્રશ્ન ઉપસ્થિત થતાં, તેઓ બ્રહ્મદેશનો દાખલો અચૂક આપતા અને પોતાના અવલોકનના નિષ્કર્ષ રૂપે કહેતા કે, સામાજિક સુધારો અને રાજકીય ઉન્નતિ વિષે તાલાવેલી એ બે વચ્ચે કાયમનો કાર્યકારણસંબંધ નથી, એટલું જ નહીં પણ વિરોધ હોવાનો પણ સંભવ હોય. સ્વદેશપ્રેમ, એકબીજા વચ્ચેના ક્ષુદ્ર ભેદ ભૂલી જઈને દેશકાર્ય માટે એક થઈને કામ કરવાની

વૃત્તિ અને ટેવ, પરદેશમા જઈને ત્યાથી નવા ઉદ્યોગોનુ જ્ઞાન મેળવવાની ધગશ, પોતાના રાષ્ટ્રની વિશેષતા કાયમ રાખવા બાબત આસ્થા વગેરે જે ગુણો રાષ્ટ્રની ઉન્નતિ માટે આવશ્યક છે, તે આપણે જેને સામાજિક સુધારાને નામે ઓળખીએ છીએ તેના પર આધાર રાખતા નથી એટલુ જ નહીં પણ આવો સુધારણા જ્યા થઈ છે ત્યા એ ગુણોનો અભાવ હોઈ શકે છે, એ બ્રહ્મદેશની સ્થિતિ પરથી જોઈ શકાય છે

ટિળકે કેસરીનુ તંત્ર ફરી હાથમા લીધુ તે જ વખતે પોતાનો લૉ કલાસ પણ ફરી શરૂ કરેલો, એટલામા પૂનામા પ્લેગે ફરી દેખા દીધી એટલે તે પાછો બંધ કરવો પડ્યો, અને પછીથી તો કેસરી, મરાઠાનુ કામ વધી જવાને કારણે એ કાયમનો જ બંધ કરવામા આવ્યો

આ જ અરસામા પ્લેગના પ્રતિબંધક ઉપાય તરીકે હાફકિન સાહેબે પ્લેગની રસી મૂકવાની (ઇનૉકયુલેશનની) શરૂઆત કરી અને એ એક અસરકારક ઉપાય છે એમ ગણી સરકારે તેને ફરજિયાત કરવાનો ઠરાવ કર્યો ટિળકને રસી મુકાવવા સામે કોઈ તાત્ત્વિક વિરોધ ન હતો, પરતુ એ ઉપાય પ્રયોગાવસ્થામા હોવાથી તે ફરજિયાત ન હોવો જોઈએ એવો તેમનો આગ્રહ હતો મુબઈના ડાક્ટર ભાલચદ્ર રસીનો જોરદાર પુરસ્કાર કરવા લાગ્યા, તેથી ટિળકને તેમની સાથે વાદવિવાદ કરવો પડ્યો વિષય શાસ્ત્રીય હોવાથી ટિળકે તેનો વ્યવસ્થિતપણે અભ્યાસ કર્યો, અને કેસરીમાં લેખો લખી તેના દોષો બતાવવાની શરૂઆત કરી એ જ વખતે કર્ણાટકમા ફરજિયાત રસી મૂકવાને લીધે કેવો કેર વર્તી રહ્યો છે ને રસી મુકાવેલા માણસો ઉપર કેવી ખરાબ અસર થાય છે, તે પુરાવા સાથે શ્રી ગુરુજીએ કેસરી પર લખેલા લેખો દ્વારા બતાવી આપ્યુ તેને આધારે રસી અંગે જોઈએ તેટલા પ્રયોગો થયા નથી, સરકાર નાહક ઉતાવળ કરી રહી છે, એવી દલીલ ટિળકે રજૂ કરી આ પછી કેટલાક દિવસ બાદ સરકારે આ બધા સવાલનો વિચાર કરવાને માટે એક કમિશન નીમ્યું ત્યારે ટિળકની ટીકા અને ગુરુજીની માહિતી બરાબર હતી એમ સરકારને પણ સ્વીકારવુ પડ્યુ એટલે ૨૨–૨–૧૯૦૦ને રોજ મુબઈ સરકારે એક ઠરાવ બહાર પાડી રસી મુકાવવાની બાબતમા કોઈ પણ જાતની જબરદસ્તી કરવામા નહીં આવે એમ જાહેર કર્યું

બ્રહ્મદેશનો પ્રવાસ પૂરો કરીને ટિળક ફેબ્રુઆરી (૧૯૦૦)ની આખરે પૂને આવી પહોચ્યા ને વિવિધ પ્રવૃત્તિઓમા લાગી ગયા. આ વરસે

પેશવાઈના પ્રસિદ્ધ મુત્સદ્દી નાના ફડનવીસના મૃત્યુને સો વર્ષ પૂરાં થયાં હતાં, તેથી તેમના વતન વેળાસ ગામે તેમની શતાબ્દી ઊજવવાનું કેટલાક લોકોએ નક્કી કર્યું. ટિળક પોતે તો ત્યાં જઈ શક્યા નહીં, પણ મરાઠા શાહીના એ છેલ્લા મહાન મુત્સદ્દીની એક મોટી છબી અને પોતાના ભાષણ સાથે પોતાના ભાણા વિદ્વાંસને ત્યાં મોકલ્યા.

આપણે ત્યાં પંચાંગો અનેક પ્રચલિત છે અને તે પણ શાસ્ત્રીય દૃષ્ટિથી જોઈએ તેવા શુદ્ધ અને ચોક્કસ હોવા જોઈએ તેવાં નથી. તેથી નિર્દોષ અને શાસ્ત્રીય પંચાંગ તૈયાર કરવું એ એક રાષ્ટ્રીય કાર્ય છે એમ ટિળકના ગુરુ પ્રો. છત્રે કહેતા હતા. ટિળકને પણ એ વાતનું તેટલું જ મહત્ત્વ લાગતું હતું. તેથી તેમણે આ વરસે ઉનાળામાં કેટલાક ખગોળશાસ્ત્રીઓને એકત્ર બોલાવીને પંચાંગસંશોધનના કાર્યની શરૂઆત કરી.

એ જ મહિનામાં સાતારામાં ભરાયેલી પ્રાન્તિક પરિષદમાં લૉર્ડ રેન્ડના સ્મારકને અંગે મુંબઈના નેતાઓએ જે યોજના લોકો આગળ રજૂ કરી હતી તેનો ટિળકે સખત વિરોધ કર્યો. આ પરિષદના પ્રસંગનો લાભ લઈ શ્રી અનાજી દામોદર કાળે નામના સદ્‌ગૃહસ્થે પૈસા ફંડની યોજના લોકો આગળ પ્રથમ રજૂ કરી. ટિળકને એ ગમી અને તેમણે કેસરી દ્વારા તેને ટેકો આપી તેનો પ્રચાર શરૂ કર્યો.

## વેદોક્તનું પ્રકરણ

આ અને આના પછીના વરસમાં મરાઠાઓ ક્ષત્રિય વર્ણના (દ્વિજ) હોવાથી તેમની ધાર્મિક વિધિઓ પુરાણોક્ત પદ્ધતિને બદલે વેદોક્ત પદ્ધતિથી થવી જોઈએ એવો વાદ મૂળ વડે શમા શરૂ થયો ને ત્યાંથી કોલ્હાપુરના ઉત્તેજક વાતાવરણમાં જઈ તેણે જોર પકડ્યું. કોલ્હાપુરના રાજાએ પોતાના રાજગોર રાજોપાધ્યેને "તમારે મહેલમાં આવીને ધાર્મિક કૃત્યો વેદોક્ત પદ્ધતિથી કરવાં જ પડશે" એમ જણાવી તેમ એ ન કરે તો તેમનાં ઇનામ અને વર્ષાસન જપ્ત થશે એમ જણાવ્યું. વેદોક્તનો આ વાદ બહુ ફેલાયો ને લાંબો ચાલ્યો. તેનો અંત આણવા માટે પ્રો. વિજાપુરકરે બે શ્રુતિસ્મૃતિપુરાણજ્ઞ શાસ્ત્રીઓ ડૉ. ભાંડારકર, પ્રો. વૈ. કા. રાજવાડે કે પ્રો. આપ્ટે જેવા બે આધુનિક કેળવણી પામેલા સંસ્કૃતના જાણકાર પંડિતો અને બે, બની શકે તો સંસ્કૃતજ્ઞ સુધારકોનું એક પંચ નીમી તેમનો નિર્ણય જગદ્‌ગુરુ

શંકરાચાર્ય આગળ રજૂ કરી તેમનુ આજ્ઞાપત્ર લેવાની સૂચના કરી પણ કોલ્હાપુરનરેશે તે ધુતકારી કાઢી

આ વાદ વિષે ટિળકનુ કહેવાનુ ટૂકમા આવુ હતુ —

"મહારાષ્ટ્રમાં મરાઠાઓનું જે માન છે તે તેમના બાપદાદાઓના શૂરાતનને લીધે તેમને પ્રાપ્ત થયેલુ છે, અને એવુ શૂરાતન, સાહસિકતા, ને દેશાભિમાન વગેરે ગુણો જ્યાં સુધી એમનામા જીવતા છે ત્યાં સુધી એમનુ માન કદી ઘટવાનુ નથી વેદોક્ત કર્મ કરનારા બ્રાહ્મણો પાણી ભરવાનુ કામ કરે છે અને પુરાણોક્ત કર્મ કરનારા મરાઠાઓ રાજગાદીએ વિરાજમાન છે તે આપણે નજરે જોઈએ છીએ, તો પછી વેદોક્ત મંત્રો વડે જ પોતાના સંસ્કારો થવા જોઈએ એવો આગ્રહ મરાઠાઓ રાખે તેમાં શો અર્થ છે?

"મરાઠા રાજાઓને જો પુરાણોક્ત કર્મ કરનારા બ્રાહ્મણ ગોરો ન જોઈતા હોય તો ભલે તેઓ તેમને ન બોલાવે, પણ તેટલા ખાતર મજકૂર ગોરો જ્યા લગી પરાપૂર્વથી ચાલતા આવેલા શિરસ્તા મુજબ કર્મ કરવા તૈયાર હોય, ત્યા સુધી તેમનાં વર્ષાસન બંધ કરી શકાય નહીં "

આ બાબતમા તેમની એવી પણ દલીલ હતી કે, "રાજકીય બાબતમાં જેવી રીતે આપણે બંધારણસરની ચળવળ કરીએ છીએ, તેવી જ રીતે સામાજિક અને ધાર્મિક બાબતોમાં પણ શાસ્ત્રોક્ત ચળવળ કરવી જોઈએ સંસ્થા કે શાસ્ત્રની વિરુદ્ધ એકદમ બળવો કરવાથી કશો લાભ થતો નથી. લ્યૂથરે યુરોપમા ભારે ધર્મક્રાન્તિ કરી એ વાતને પોતાનુ સમર્થન કરનારા દાખલા તરીકે સુધારકો હમેશ ટાકે છે પણ લ્યૂથર બાઇબલ પર વિશ્વાસ રાખનાર શ્રદ્ધાવાળો ખ્રિસ્તી હતો આપણે ત્યાના સુધારકો તેનાથી જુદા જાતના છે"

પણ આમ કહેવાથી મુખ્ય મુદ્દાનો ઉકેલ આવ્યો નહીં—આવી શકે પણ નહીં આજના છાપખાનાના જમાનામા વેદ-સાહિત્ય ઇગ્લંડ કે જર્મનીમાં પણ છપાય છે ને હિંદમા તે કોઈ પણ વર્ણના માણસને કશી મુશ્કેલી વિના મળી શકે છે એ વાત જગજાહેર છે લોકમાન્ય પણ એ વાત જાણતા હતા એવી પરિસ્થિતિમા આ સવાલને આવી રીતે ટાળવાનો પ્રયત્ન કરવો બરાબર ન કહેવાય આનો યોગ્ય ઉકેલ ટિળકને હાથે જો થાત તો મહારાષ્ટ્રના સમાજદેહમા તેને લીધે જે ઝેર ફેલાયુ તે અટકી જાત, અને બ્રાહ્મણ બ્રાહ્મણેતર ઝઘડા આજના જેટલુ ઊંડુ મૂળ ન ઘાલત

## મેક્સમુલરનું મૃત્યુ

નવેંબરની શરૂઆતમા પ્રાચ્ય વિદ્યાના પ્રખર અભ્યાસી 'સેક્રેડ બુક ઑફ ધિ ઇસ્ટ' (પૂર્વના પવિત્ર ગ્રંથો) નામની જગવિખ્યાત ગ્રંથમાળાના સંપાદક અને આજન્મ વિદ્યાના ઉપાસક પ્રો. મૅક્સમુલરનુ અવસાન થયુ ટિળક પોતે ઉચ્ચ કોટિના વિદ્વાન પંડિત હતા એટલે ઋષિતુલ્ય એવા એ મહાન પંડિતના અવસાનના સમાચાર જાણીને તેમને દુઃખ જરૂર થયુ અને તેમણે 'ભટ્ટ મોક્ષમુલર' પર જે મૃત્યુલેખ લખ્યો તે તેમના સારામા સારા લેખોમાંનો એક ગણી શકાય તેવો છે તેની સાથે જ ભારતીય પ્રાચીન વિદ્યા અને સંસ્કૃતિ વિષેનુ તેમનુ પોતાનુ અભિમાન પણ તેમાં સોળે કળાએ પ્રગટ થતુ જોવા મળે છે રાજા તો પોતાના દેશમા જ તેની સત્તાને કારણે આદરપાત્ર બને છે, પણ વિદ્વાનની સર્વત્ર પૂજા થાય છે એ અર્થનુ સંસ્કૃત વચન ટાંકી તેમણે મૅક્સમુલર वसुधैव कुटुम्बकम्‌ની વૃત્તિવાળા તેમ જ જ્ઞાન અને વિચાર પ્રત્યે સમદૃષ્ટિ રાખનારા મહાન પંડિત હતા એવુ તેમનુ વર્ણન કર્યું

ડિસેંબરની (૧૯૦૦) આખરે લાહોરના મહાસભાના અધિવેશનમાં તેઓ ગયા અહીં તેમને વિષય વિચારિણી સમિતિમા ફિરોજશાહ મહેતાનો વિરોધ કરવો પડ્યા લાલા લાજપતરાય અને વિજયરાઘવચારિયર પર તેની સારી અસર પડી ને તેઓ તેમના મતના થયા ખુલ્લા અધિવેશનમાં ટિળકે 'દુકાળ અને દારિદ્ર્ય' એ વિષય પર ભાષણ આપ્યુ તે ઉપરાંત ૧૮૯૮–૧૯૦૦ના દુકાળ વખતે ખ્રિસ્તી મિશનરીઓએ હિંદુ તથા ખ્રિસ્તી નહીં એવા બીજા ધર્મના લગભગ ૨૫૦૦૦ બાળકો પોતાના કબજામા લીધા હતા તેમને કાયમને માટે પોતાની પાસે રાખવા સરકારે એ મિશનરીઓને રજા આપી હતી તે બાબત ઠરાવ રજૂ થાય તે માટે વિષય વિચારિણી સમિતિમા ટિળકે પ્રયત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો

લાહોરની સનાતન ધર્મસભામા તેમણે હિંદુધર્મ ઉપર ભાષણ કર્યું

## જાસ્સનો પરિપત્ર

૧૮૯૭ના શિવાજી ઉત્સવને પ્રસંગે દક્ષિણ કૉલેજના એક પ્રોફેસર ભાનુએ શિવાજી વિષે આપેલુ ભાષણ રાજદ્રોહવાળુ છે એમ જણાવી સરકારી કેળવણી ખાતાના વડા જાઇલ્સે ડેક્કન એજ્યુકેશનને તેમને નોકરી પરથી રજા આપવાની ફરજ પાડી અને તેની સાથે જ સરકારી ગ્રાંટ લેનારી

સંસ્થા પર કેટલાક નવાં બંધનો લાદવામાં આવ્યાં. ગણપતિ ઉત્સવ અને શિવાજી ઉત્સવ પ્રત્યે એ સાહેબને ઘૃણા હતી તેથી તેમાં તથા બીજી કોઈ ખાનગી ચળવળમાં શિક્ષકોએ તેમ જ વિદ્યાર્થીઓએ ભાગ ન લેવો જોઈએ એવો પરિપત્ર તેમણે કાઢયો. ૧૮૯૯માં પ્રસિદ્ધ થયેલા દેશી ભાષાના ગ્રંથો પર લખેલા પોતાના રિપોર્ટમાં તેમણે ગુજરાતી ને મરાઠી ગ્રંથો વિષે સમાલોચના કરતાં કેટલીક અનધિકારચેષ્ટા કરી અને જ્યાં ત્યાં રાજદ્રોહનું આરોપણ કર્યું. તેમાંથી મલબારી જેવા રાજનિષ્ઠ નાગરિકનો 'સંસારિકા' જેવો કાવ્યગ્રંથ પણ બચી શકયો નહીં. મલબારીએ તો જાઇલ્સની સખત ઝાટકણી કાઢી તે સાહેબ એ કામ માટે નાલાયક છે એમ સ્પષ્ટ જણાવ્યું.

જાઇલ્સના એ પ્રવૃત્તિને ઉદ્દેશીને ટિળકે એવી ટીકા કરી કે,

"રાજદ્રોહરૂપી પ્લેગથી દૂષિત થયેલું વાતાવરણ ડિસ્ઈન્ફેક્ટ કરવાનું પોતાનું કામ છે, એવી પોતાના મનમાં ખોટી ભ્રમણા પેદા કરીને આપણા હક્યુલિસ સદૃશ ડાયરેક્ટર એ ગંદવાડ સાફ કરવા માટે પોતે હાથમાં સાવરણો લઈને નીકળી પડ્યા છે સાહેબ બહાદુરની દૃષ્ટિ ખાનગી કેળવણી તરફ વળી અને તેઓ ખાનગી શાળાઓને ગૂંગળાવી નાખવાનો પ્રયત્ન કરી રહ્યા છે." એમ કહી ડેક્કન એજ્યુકેશન સોસાયટીએ ગ્રાટ મળે છે એટલા ખાતર પોતાના સેવકો પર વિચિત્ર બંધનો લાદવા કબૂલાત આપી તે બદલ તેમણે સોસાયટીની પણ સખત ઝાટકણી કાઢી સરકારનો સામનો કરવા સ્થાપેલી પોતાની સંસ્થા આવી રીતે સરકારની ગ્રાન્ટની લાલચે પામર બને તેથી તેમને ખૂબ દુખ થયું.

## રાનડેનું અવસાન

ઓગણીસમી સદી પૂરી થયા પછી થોડા જ દિવસમાં હિન્દના જાહેર જીવનના એક મહાન આચાર્ય, રાષ્ટ્રીય મહાસભાના સંસ્થાપકોમાંના એક પ્રમુખ સંસ્થાપક, સરકારી નોકરીમાં રહીને પણ જેમણે રાષ્ટ્રના- જીવનના વિવિધ ક્ષેત્રોમાં ઉચ્ચ કોટિનું કાર્ય કરી તેનો વિકાસ સાધ્યો તે ન્યાયમૂર્તિ રાનડે પરલોક સિધાવ્યા ટિળક તથા આગરકરે પણ રાનડે પાસેથી જાહેર જીવનની પ્રેરણા મેળવેલી, તેમ જ શરૂઆતના દિવસોમાં તેમની સલાહ પણ લીધેલી રાનડે પણ આ મંડળના પ્રશંસક બનેલા પણ આગળ જતા રાજકારણ અને સમાજકારણની બાબતમાં તેમની વચ્ચે ખૂબ તીવ્ર મતભેદ પડ્યો ને ટિળકને રાનડે પર ઘણી સખત ટીકા કરવી પડી હતી, તેમ છતાં તેમનું અવસાન થતા તેમનું ગુણસંકીર્તન અને તેમના જીવન અને

કારકિર્દીનું મૂલ્યાંકન તેમણે બહુ જ સહૃદયતાથી કર્યું 'सर्वज्ञ न हि माधव' એ એક જ વાક્ય વડે તેમણે ચૌદમા સૈકામાં વિજયનગરનું હિન્દુ સામ્રાજ્ય સ્થાપવામા પ્રેરણા આપનાર સંસ્કૃત વિદ્વાના એક શ્રેષ્ઠ કોટિના સેવક માધવાચાર્યની સાથે તેમની સરખામણી કરીને તેમની બુદ્ધિનો મહિમા પણ ગાયો. મહારાષ્ટ્રના જીવનમા તેમનો ફાળો વર્ણવતાં તેમણે લખ્યું,

"મહારાષ્ટ્ર તે વખતે એક ઠરી ગયેલા ચેતનહીન ગોળા જેવો થઈને પડયો હતો. એ ગોળાને કંઈ રીતે હૂંફ અને ગરમી આપીએ તો તે ફરી સજીવન થઈ હાથપગ હલાવવા માંડે, તેનું અહોરાત ચિંતન કરીને, અનેક દિશાએથી, અનેક ઉપાયો વડે, અનેક રીતે તેને ફરી સજીવન કરવાનું દુષ્કર કાર્ય માથે લઈને, તે માટે જે કોઈએ તનતોડ મહેનત કરી હોય, તો પ્રથમ તે માધવરાવે (રાનડેએ) જ કરી એમ કહેવું જોઈએ અને અમારે મન એ જ એમના મહત્ત્વનું કે એમના અસાધારણ વ્યક્તિત્વનું મુખ્ય ચિહ્ન ગણાય."

## કાઉન્સિલનું ફારસ

એ જ વરસે મે મહિનામા મુંબઈ સરકારે જમીનમહેસૂલના કાયદામા સુધારો કરવા માટેનું એક બિલ પ્રસિદ્ધ કર્યું. ખેડૂતોની જમીનો દેવાદારીને કારણે શાહુકારોના કબજામા જતી ન રહે તે માટે પ્રબંધ કરવાનો બિલનો હેતુ છે એમ સરકાર તરફથી કહેવામા આવ્યું પણ તેનો અંદરખાનેથી ઉદ્દેશ જુદો જ હતો, તે પામી જઈને ટિળકે તેના પર જૂનથી સપ્ટેંબર મહિના સુધી ટીકાનો સખત મારો ચલાવ્યો ને લોકોમા તેને અંગે જાગૃતિ આણી. દુકાળ વગેરે પ્રસંગે મહેસૂલ ન આપવાને કારણે જમીનો ખાલસા કરવી પડશે અને એ ખાલસા કર્યા પછી તેમની માલકીહકનું આજ લગી ચાલતી આવેલી પદ્ધતિ પ્રમાણે લિલામ ન કરતા એ જમીનો અમુક વરસને પટે બીજા ખેડૂતોને આપી શકાય અને તેમ કરતી વખતે એ ખેડૂત જમીન ગીરો મૂકી કે વેચી શકે નહીં એવી શરત કરવાની સત્તા કલેકટરને આપવા માટે લૅંડ રેવન્યુ કોડમા સુધારો કરવા આ બિલ કાઉન્સિલમા સરકારે રજૂ કર્યું છે, એમ ટિળકે તેના પર ટીકા કરી સરકારનો હેતુ ઉઘાડો પાડયો. લોકમતનો તીવ્ર વિરોધ હોવા છતા, તેમ જ પોતાના કાઉન્સિલરોની પણ અવગણના કરીને તેમણે રજૂ કરેલામાથી કોઈ પણ સુધારો માન્ય રાખ્યા વિના સરકારે એ બિલ મૂળ સ્વરૂપમા પસાર કર્યું તેના વિરોધમા ફિરોજશાહ

પોતાની હયાતી દરમ્યાન મિલકતનો વહીવટ કરી શકશે એમ નાગપુરકરે બાઈને સમજાવ્યા હતા જ્યારે મેહ્લાપુર તરફનો દત્તક લેવાના અનેક પ્રપંચો ઊભા થશે એમ ટિળકને લાગતુ હતુ તેઓ કુટુંબની ઔરંગાબાદ તરફની શાખાનો છોકરો લેવાના મતના હતા ખાપર્ડેને આમા ઝાઝો રસ ન હતો અને તેમને ટિળક પર પૂરો વિશ્વાસ હતો. તાઈમહારાજ સ્વાભાવિકપણે જ નાગપુરકરના પક્ષના હતા. છતા ટિળકની સૂચનાનો વિરોધ કરવાની હિંમત તેમનામા ન હતી એ વે ટ્રસ્ટીઓની ૧૮–૬–૧૯૦૧ ની સભામા ટિળક, ખાપર્ડે અને તાઈમહારાજ ઔરંગાબાદ જાય અને ત્યાંનો છોકરો પસંદ કરીને તેને દત્તક લે એવુ નક્કી કરવામા આવ્યુ એ ઠરાવ મુજબ આ ત્રણ જણ ઔરંગાબાદ ગયા ને ૨૮મી તારીખે જગન્નાથ નામના છોકરાને પસંદ કરી દત્તક લેવામા આવ્યો ને બધા પૂના પાછા આવ્યા.

પૂના પાછા આવ્યા પછી ટિળકે પૂનાના સરદારોના એજન્ટ મિ. અસ્ટનને કાગળ લખીને તાઈ મહારાજે જગન્નાથને દત્તક લીધા વિષેની ખબર આપી.

આ તરફ પૂનામા ટિળક વગેરેની ગેરહાજરી દરમ્યાન નાગપુરકરે ટ્રસ્ટીઓના દફતરમા દત્તક લેવાને અંગે થયેલા ઠરાવ નીચે પોતાની અસંમતિ બતાવનારો શેરો ઉમેરી દીધો, અને એક કાવતરાનો પાયો નાખ્યો. તેમા આગ્નાબાઈના દત્ત વિધાનનો ઇન્કાર કરવો, નવો છોકરો દત્તક લેવો, અને ટ્રસ્ટીઓની સત્તાનો અંત આણી મિલકતની વ્યવસ્થા તાઈમહારાજના હાથમા આવી જાય તેમ કરવુ, એવો ઉદ્દેશ હતો. નાગપુરકર તાઈમહારાજને મિ. એસ્ટન પાસે લઈ ગયા. અસ્ટન પૂનાનો ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ પણ હતો અને તેથી ટિળક જેવા સરકારના દુશ્મન રાજકીય નેતાને પજવવાની આ સામે ચાલી આવતી તક તેમ તરત ઝડપી લીધી અને તાઈમહારાજને સલાહ સૂચન આપવાનુ કામ પણ શરૂ કર્યું

તે મુજબ તાઈમહારાજે ટ્રસ્ટીઓને નોટિસ આપી જણાવ્યુ કે તેને પુત્ર થયો હતો અને હવે તે ગુજરી ગયો છે એટલે તે પોતે જ બાબા મહારાજની મિલકતની વારસ અને માલિક બને છે, અને બાબા મહારાજે કરેલા ટ્રસ્ટડીડનો અંત આવે છે તેથી ટ્રસ્ટીઓએ હવે પછી મિલકતની વ્યવસ્થામા કશુ કામ કરવાપણુ રહેતુ નથી, તેમણે તેમા રસ લેવાનુ બંધ કરી દેવુ

આ નોટિસ આપ્યા પછી ટ્રસ્ટીઓને આપવામા આવેલુ પ્રોબેટ રદ કરવા માટે તાઈ મહારાજે ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ ઍસ્ટનને અરજી કરી, અને સાથે સાથે જ કોલ્હાપુરના બાળામહારાજને દત્તક લેવાની પરવાનગી માટે કોલ્હાપુર દરબારને અરજી કરી એ પરવાનગી તરત જ મળી ગઈ અને બાળામહારાજને દત્તક લેવા માટે ૧૩ જુલાઈ ૧૯૦૧નો દિવસ નક્કી કરવામા આવ્યો

દરમ્યાન ટિળકે કોલ્હાપુર દરબારને બીજો દત્તક લેવાની પરવાનગી ન આપવા માટે તાર કર્યો ને ઍસ્ટનને પણ ઔરંગાબાદમા થયેલા દત્તવિધાનની ફરી ખબર આપી યાદ દેવડાવી

પછી બાળામહારાજ વગેરે કોલ્હાપુરનુ મંડળ તાઈમહારાજને ત્યા પૂના આવ્યુ ત્યારે ટિળકે તાઈમહારાજને ઓછામાં ઓછું બધા ટ્રસ્ટીઓ ભેગા ન થાય ત્યા સુધી કશુ ન કરવા વિનંતી કરી તે મુજબ ખાપર્ડે આવ્યા ને બાઈનુ મન વાળવા તેમણે પ્રયત્ન કર્યો પણ ટિળકની સલાહ પ્રમાણે ચાલવાની બાઈએ ના પાડી, એટલે ટિળક અને ખાપર્ડેએ આવેલા મહેમાનોને બાળામહારાજની હવેલી છોડી જવા નોટિસ આપીને તેમને બહાર કાઢ્યા, ને વાડામા થતી અવરજવર મર્યાદિત કરી એટલે બાઈ પછી કોલ્હાપુર ગયા ને ત્યા ૧૮મી ઑગસ્ટને રોજ બાળામહારાજને દત્તક લીધો

પછી ટિળકે ઔરંગાબાદનુ દત્તવિધાન મજૂર કરવા અને કોલ્હાપુરમા થયેલુ બીજુ દત્તવિધાન રદ કરવા પહેલા વર્ગના મૅજિસ્ટ્રેટ આગળ અરજી કરી પણ તે અરજીનુ કામ પડતુ મૂકાને મિ ઍસ્ટને તાઈ મહારાજે પ્રોબેટ રદ કરવા અગે કરેલો અરજીનુ કામ પ્રથમ હાથમા લીધુ અને તેની સાથે તો બાળામહારાજના ભાઈ પડિતમહારાજ અને તાઈમહારાજે ટિળક સામે આણેલા બીજા મુદ્દા પણ ભેળવી દીધા અને ટિળક સામે નીચેના આરોપો મૂકવામા આવ્યા

૧ ટિળકે ખોટી સાક્ષી આપી છે

૨ તેમણે બનાવટી દસ્તાવેજો કર્યા છે

૩ તાઈમહારાજને તેમણે ગોધી રાખ્યા હતા

૪ નાગપુરકર સામે તેમણે ખોટા આરોપો મૂક્યા હતા

આ મુદ્દા પ્રોબેટના દાવામા પ્રસ્તુત નથી એમ ટિળક તરફથી વાધો ઉઠાવવામા આવ્યા છતા ઍસ્ટને તે માન્યુ નહીં, અને બધા મુદ્દા અગે તપાસ શરૂ કરી ઔરંગાબાદના દત્તવિધાનને અગે ૩-૪-૧૯૦૨ને રોજ

૪૦ પાનાનો લાંબો ચોડો ચુકાદો આપી ટિળક પર ઉપરના આરોપ માટે કામ ચલાવવા તેણે સિટી મૅજિસ્ટ્રેટને સૂચના આપી, પ્રોબેટ રદ કર્યું અને ટ્રસ્ટીઓને મિલકતની વ્યવસ્થા અંગે કશો હક નથી એમ જાહેર કર્યું

મિ ઍસ્ટનના આ ચુકાદા સામે ટિળકે ૧૭મી એપ્રિલને રોજ હાઇકોર્ટમાં અપીલ કરી ને તેમા ઍસ્ટનનો ચુકાદો ફરી ગયો, ને પ્રોબેટ કાયમ રહ્યુ પણ તેથી સરકાર પાછી પડી નહીં અને તેણે ટિળક પરના ફોજદારી આરોપોનો કેસ ચલાવવા માટે મિ ક્લેમેન્ટ્સની સ્પેશ્યલ મૅજિસ્ટ્રેટ તરીકે ૧૫–૯–૧૯૦૨ને રોજ નિમણૂક કરી અને ૨જી ઑક્ટોબરે ટિળક સામેના ફોજદારી ખટલાની શરૂઆત થઇ ટિળકના વકીલ સતારાના દાદાસાહેબ કરંદીકર બધા આરોપોની બાબતમાં બહુ સારો બચાવ કર્યો પણ તેનુ કશુ પરિણામ ન આવ્યુ અને ક્લેમેન્ટ્સે તા. ૨૪ ઑગસ્ટ ૧૯૦૩ને રોજ ચુકાદો આપ્યો, તેમાં ટિળકના ઉદ્દેશમાં કોઈ પણ જાતનો સ્વાર્થ ન હતો એમ જણાવી છળવી સજા કરવાને ઇરાદે(!) તેમને દોઢ વરસની સખ્ત મજૂરીની કેદ અને રૂ ૧૦૦૦ના દંડની સજા ફરમાવી સજા થતાં જ ટિળકને યરવડા મોકલવાના તૈયારી અગાઉથી જ કરી રાખી હતી, અને કોર્ટના કમ્પાઉન્ડમા તેમ જ બહાર સશસ્ત્ર પોલીસ તથા ઘોડેસવારોનો પાકો બંદોબસ્ત રાખવામા આવ્યો હતો ટિળકને તુરંગમાં લઇ જતી વખતે હાથકડીઓ પહેરાવવામાં આવી હતી. આવી રીતે સરકારી અધિકારીઓએ ટિળકનું અપમાન કરીને પોતાની હોંશ પૂરી કરી લીધી!

પણ ક્લેમેન્ટ્સનો ચુકાદો કઇ જાતનો હશે તે પામી જઇ ટિળકે સેશન્સ કોર્ટમાં મોકલવા માટે અપીલ અગાઉથી જ ઘડી રાખી હતી, તેથી ઉપરનો ચુકાદો જાહેર થઇ સજા થતા વેંત તે જ દિવસે પૂનાના સેશન્સ જજ મિ લ્યૂકસની કોર્ટમાં તેમની વતી અપીલ દાખલ કરવામાં આવી અને થોડાક કલાક જ જેલમા રહીને ટિળક ઘેર પાછા આવ્યા. આ અપીલનો નિકાલ તા ૮થી જાનેવારી ૧૯૦૪ને રોજ થયો ને દોઢ વરસની સજા ઘટાડીને છ મહિનાની કરવામા આવી પણ તેથી કઇ તેમની આબરૂ પરનુ કલંક થોડુ જ સાફ થવુ હતુ? એટલે સેશન્સ જજના ચુકાદા સામે હાઇકોર્ટમાં તત્કાળ અપીલ કરવામાં આવી. આ વખતે અપીલ દાખલ થઇને જામીન પર છૂટતાં સુધી ટિળકને ત્રણ ચાર દિવસ યરોડાની જેલમાં રહેવું પડ્યું હાઇકોર્ટમાં અપીલની સુનાવણીનું કામ ન્યા૦ જેન્કિન્સ અને બેગી આગળ ચાલ્યુ અને તેમણે ૪ માર્ચ ૧૯૦૪ને રોજ ટિળકને બધા આ ષો

માથી મુક્ત કર્યા અને આવી રીતે અઢીત્રણ વરમથી જે પીડા ટિળકની પાછળ પડી હતી તેનો અત આવ્યો અને તેમના ચારિત્ર્ય પર જે આક્ષેપો કરવામા આવ્યા હતા તે સાફ ધોવાઇ ગયા, અને તે નિષ્કલંક અને શુદ્ધ પુરવાર થયુ આ ચુકાદો આખા દેશમા આનદપૂર્વક વધાવી લેવામાં આવ્યો. ને ટિળક પર ચારે કોરથી અભિનંદનના સંદેશાઓનો વરસાદ વરસ્યો સરકારની ગદી ચાલબાજીને ઉઘલાવી દઇને ટિળકને આ યશ મ ત્યો હતો તેથી તેમની લોકપ્રિયતામા પણ ખૂબ વધારો થયો

મેશન્સ જજ લ્યૂકસ આગળ અપીલ દાખલ થયા પછી થોડા જ દિવસમાં (૧૯૦૩ના સપ્ટેંબર મહિનામાં) નાઇમહારાજ ગુજરી ગયા પોતાના હઠીલા સ્વભાવ ને વૃથાભિમાનને કારણે તેમણે મરતા સુધી ટિળક સાથે વેર રાખીને કામ કર્યું, અને તેમ કરવા જતા પોતાની આબરૂની પણ પરવા કરી નહીં પણ મિત્રપત્ની તરીકે તેમની આબરૂ સાચવવાનુ કામ ટિળકને કરવુ પડેલુ

આ બધા કિસ્સામા સરકારે વધારેપડતો રસ લીધો તેનો હેતુ ટિળક એક હલકા ચારિત્ર્યવાળી વ્યક્તિ છે એમ બતાવી તેમને સમાજની આખમા કાયમના બદનામ કરવાનો હતો, એમ માનવાને પૂરતા કારણો છે એમ કહો કે સરકાર પોતાના રાજકીય શત્રુને પૂરેપૂરી ઓળખી ગઇ હતી ને તે તેને સદાને માટે ખતમ કરવા માગતી હતી, અને તેથી તેણે આસિસ્ટન્ટ ઇન્સ્પેક્ટર જનરલ ઑફ પોલીસ (મિ હૅરી બ્રૂઇન), લીગલ રિમેબ્રન્સર, ઇત્યાદિ પોતાના જવાબદાર અધિકારીઓના અભિપ્રાયોને કોરે મૂકી એક ખાનગી ખટલામા દખલ કરી

ટિળક પર ફોજદારી કામ ચલાવવા માટે ઍસ્ટને હુકમ આપ્યો તેમા ગંભીર દોષ હતો હિન્દુસ્તાનના કાયદા પ્રમાણે ખોટી ફરિયાદ કરવા બદલ જે કોર્ટ આગળ એવી ખોટી ફરિયાદ કરી હોય તેની મંજૂરી વિના ખટલો કરી શકાતો નથી તેથી ટિળક પર તેનુ કામ ચલાવવાનુ કાયદેસર બને તે માટે સિટી મૅજિસ્ટ્રેટની મજૂરી મેળવવાની જરૂર હતી પણ સરકારે એવી મજૂરી મેળવી નહીં અને ટિળકે હાઇકોર્ટને અપીલ કરી ત્યારે જ એ ખામી માન્ય કરવામા આવી અને સામાન્યપણે સરકારે હાઇકોર્ટનો એ નિર્ણય સ્વીકારીને કામ આગળ ન ચલાવતા ચૂપ બેસી જવુ જોઇતુ હતુ પણ ટિળકની વિરુદ્ધ સરકારે તો પોતાનાથી બને તે બધુ કરવાનો જાણે સકલ્પ જ કર્યો હતો તેથી તેણે નાગપુરકરને સિટી મૅજિસ્ટ્રેટની મંજૂરી

મેળવવા માટે ઊભા કર્યા ને તેનું બધું ખર્ચ આપવાનું સ્વીકાર્યું! કારણ સરકાર કાયદા મુજબ આવી મંજૂરી માટે અરજી કરી શકે તેમ ન હતું જેને ન્યાયાધીશે સિટી મૅજિસ્ટ્રેટની એ મંજૂરી પણ રદ કરી અને તેનો નિર્ણય હાઈકોર્ટે પણ કાયમ કર્યો. પણ આ બધું સરકારે કાયદાના સામાન્ય નિયમાનુસાર કર્યું ન કહેવાય અગર તો સામાન્ય નિયમને બાજુએ મૂકીને આ મુકદ્દમામાં દખલ કરી તેમાં ટિળકને લોકોની નજરમાં હલકા પાડવાનો ને તેમની કેવળ પજવણી કરવાનો જ તેનો ઉદ્દેશ સ્પષ્ટ દેખાય છે

ટિળક પર ગંદા આરોપો સાબિત કરવા માટે લગભગ સાઠ હજાર રૂપિયા જેટલી રકમ સરકારે ખર્ચ કરી, ટિળકને પણ તેણે ત્રીસેક હજાર રૂપિયાના ખર્ચમાં ઉતાર્યા કેવળ આર્થિક નફાનુકસાનનો સવાલ હોત તોપણ ટિળકે ટ્રસ્ટી તરીકે જે કામ હાથ ધર્યું હતું તે પૂરું કર્યા વિના તેમનાથી છોડી શકાત નહીં પ્રસ્તુત પ્રકરણમાં તો તેમના પોતાના ચારિત્ર્યને વગોવવાનો પ્રયત્ન હતો, એટલે પોતાના 'યશ:કાય'ને સુરક્ષિત રાખવા માટે તેમને ભારે જહેમત ઉઠાવવી પડી, તન મન ધનની આહુતિ આપવી પડી છતાં ટિળકને જ્યારે કોઈ કહેતું કે આ પ્રકરણમાં તમે નાહકના પડ્યા, એ તો 'न स्वार्थ न परमार्थ' જેવું થયું ત્યારે તેઓ તરત જવાબ આપતા કે, તેમની એ આખી પ્રવૃત્તિ 'स्वार्थ च परमार्थ च' જ હતી.

હાઈકોર્ટે ફોજદારી ખટલાના બધા આરોપોમાંથી ટિળકને નિર્દોષ જાહેર કર્યા પછી પોતાને થયેલા આર્થિક નુકસાનની ભરપાઈ માટે ટિળકે તા. ૨૩–૪–૧૯૦૪ ને રોજ મુંબઈ સરકાર પાસે અરજી કરી. પણ 'નીચલી કોર્ટોએ આપેલા ચુકાદા હાઈકોર્ટે ફેરવ્યા એ નુકસાન ભરપાઈ માટે કારણ બની શકે નહીં' એવો તેણે જવાબ આપ્યો અગલે તેમણે તા ૨૦–૩–૧૯૦૪ ને રોજ ભારતમંત્રી પાસે તેની માગણી કરી પણ તેનું કશું પરિણામ આવ્યું નહીં

આ આખા પ્રકરણમાં ટિળક કેટલા નિઃસ્વાર્થપણે વર્ત્યા હતા તેનો પુરાવો તાઈમહારાજને મોઢે નીકળેલા શબ્દોથી જ મળે છે ટ્રસ્ટી નાગપુરકરના ભત્રીજાની સાથે વાત કરતા તેમણે કહેલું કે, "ભાઈ, ટિળકે અમારે ત્યાંથી એક ચીંદરડી સરખી લીધી નથી." બાબામહારાજના બગીચામાં થયેલી શાકભાજી આપવા માળી આવે તો તે પણ, તમારા બગીચામાં તે વળી શાક કેવું થવાનું હતું? અમારા બગીચામાં

(પૂનાના શાક બજારમા) જાત જાતના શાકભાજી થાય છે, એમ કહી ટિળક તે લેવાની ચોખ્ખી ના પાડતા, એમ એમના એક લહિયા શ્રી કુલકર્ણી જણાવે છે

ઔરંગાબાદનુ દત્તવિધાન કાયમ કરવા તેમ જ કો-હાપુરનુ પાછળથી કરવામા આવેલુ બીજુ દત્તવિધાન રદ કરવા ટિળકે ૧૯૦૧ ના સપ્ટેંબરમા અજ્વલ દાવો માડેલો તેની સુનાવણી ટિળક ફોજદારી આરોપમાથી મુક્ત થયા પછી શરૂ થઈ અને ૩૧ જુલાઈ ૧૯૦૬ ને રોજ ફર્સ્ટ કલાસ કોર્ટે ટિળકની તરફેણમા ચુકાદો આપ્યો આ ચુકાદા સામે નામા પક્ષે ઑક્ટોબરમા હાઈકોર્ટમા અપીલ દાખલ કરી ચાર વરસ વીત્યા બાદ અપીલની સુનાવણી ન્યાયમૂર્તિ ચંદાવરકર અને હીટન આગળ થઈ અને ઔરંગાબાદનુ દત્તવિધાન નાસાબિત ઠરાવવામા આવ્યુ તેમ કરતી વખતે ચંદાવરકરે "દ્રવ્યલોભની જેમ અધિકારલોભથી પ્રેરાઈને પણ માણસ અપ્રામાણિકપણે વર્તે છે" એમ કહી, ટિળક પર અપ્રામાણિકપણાનો આરોપ મૂક્યો ટિળક તે વખતે કેદમા માડલે હતા, તેમ છતા આ નિર્ણય સામે પ્રીવિ કાઉન્સિલમા અપીલ કરવાની તેમણે ત્યાથી સૂચના આપી અને કયા મુદ્દા પર અપીલ કેવી રીતે કરવી તેનો મુસદ્દો પણ તૈયાર કરી મોકલ્યો તેમણે જણાવેલા મુદ્દાનુ પ્રીવિ કાઉન્સિલ તરફથી પૂરેપૂરુ સમર્થન થયુ અને "ન્યા ચંદાવરકર વિદ્વાન ભલે હોય, પણ તેમણે ટ્રસ્ટીઓ પર કરેલો આરોપ તદ્દન અયોગ્ય છે," ઇત્યાદિ ટીકા કરીને ચંદાવરકરના ચુકાદાને વખોડી કાઢી ટિળકનો મૂળ દાવો મજૂર કર્યો, ને તેમની આબરૂ પર ચંદાવરકરે ફેંકેલો કાદવ પણ ધોઈ કાઢ્યો

૩૩

# માતાજીની શાળા ને બંદૂકનું કારખાનું

ડિસેંબરમાં (૧૯૦૧) મહાસભાનું ૧૭મું અધિવેશન કલકત્તામાં ભરાયું તેમાં ટિળક હાજરી આપવા ગયા. લૉર્ડ કર્ઝને નીમેલા એજ્યુકેશન કમિશન અંગેના ઠરાવ પર તેમણે ભાષણ આપ્યું તેમાં તેમણે હિન્દની ને જાપાનની કેળવણીપદ્ધતિઓની તુલના કરી. એ જ વખતે ગાંધીજી પણ હિન્દ આવ્યા હતા ને મહાસભાના અધિવેશનમાં હાજર રહ્યા હતા. તે વખતનું સંસ્મરણ આપતા તેઓ જણાવે છે: "મારે સદ્‌ભાગ્યે, જે વિભાગમાં હું હતો તેમાં જ લોકમાન્યનો પણ ઉતારો હતો. . . . લોકમાન્ય હોય ત્યાં નાનો સરખો દરબાર તો જામે જ. . . . તેમને મળવા આવનાર અસંખ્ય માણસોમાંના એકનું જ નામ મને યાદ છે—અમૃત બાઝાર પત્રિકાના મોતીબાબુ. *એ સેનું ખડખડાટ હસવું ને રાજ્યકર્તાના અન્યાયની તેમની વાતો ન* ભુલાય તેવાં છે."

કલકત્તામાં લોકમાન્ય રહ્યા તે દરમ્યાન 'માતાજીની કન્યાશાળા' નામની એક સંસ્થા જોવા ગયેલા. સંસ્થાનાં સંચાલક બાઈ 'માતાજી' મૂળ ગુજરાત તરફના કોઈ મહાગર્ભશ્રીમંત ખાનદાન કુટુંબમાં જન્મેલાં ને બાળવયમાં જ વિધવા થયેલાં. યાત્રા નિમિત્તે તેઓ ઉત્તર હિન્દમાં ફરેલાં નેપાળમાં ગયાં હતાં ત્યારે તેમનો ત્યાંના મહારાજા સાથે ભેટો થયો, ને ખૂબ સૌંદર્યસંપન્ન હોવાથી મહારાજાનાં માનીતાં રાણી થઈને રહ્યાં. મહારાજાનું ખૂન થતાં તેઓ મહારાજા પાસેથી તેમને મળેલું ઝવેરાત લઈ દરભંગા થઈ કલકત્તે આવ્યાં ને ત્યાં તેમણે એક કન્યાશાળા કાઢી. નેપાળ સાથેનો તેમનો સંબંધ ચાલુ જ હતો. પોતાની ઓળખાણ અને લાગવગનો દેશના કામમાં કંઈ ઉપયોગ થાય એવી તેમને તાલાવેલી હતી. લોકમાન્યને મળતાં તેમને ઘણો આનંદ થયો. તેમની ઓળખાણ અને પ્રેરણાથી જ લોકમાન્યના એક સાથી શ્રી કૃષ્ણાજી પ્રભાકર ખાડિલકરને નેપાળના રાજાના રાજ્યાભિષેક માટે નળિયાં બનાવવાનું કારખાનું કાઢવાનું નિમિત્ત કરીને નેપાળમાં મોકલવામાં આવ્યા. ત્યાં જઈ બંદૂકો બનાવવાનું કારખાનું કાઢવાનું નક્કી કરવામાં આવ્યું હતું. ખાડિલકરે નળિયાં બનાવવાની વિદ્યા જાપાન વગેરે ઠેકાણે જઈ ત્યાંનાં

કારખાના જોઈ હસ્તગત કરી લીધી અને બે એક માણસો સાથે લઈ તેઓ નેપાળ ગયા જર્મનીના સુવિખ્યાત ક્રપ્સ કારખાનાના કલકત્તાના એજન્ટ જોડે વાટાઘાટ કરી તેની મારફત પાચ હજાર રૂપિયાનુ બાનુ આપી એક યત્રનો ઑર્ડર પણ આપી દીધો નેપાળમા ખાડિલકર 'કૃષ્ણરાવ' નામથી રહ્યા, જોકે ત્યા તેમને બધા 'ટાઈલ ભટ્ટ'ના નામથી ઓળખતા! નળિયાના કારખાનાનુ પ્રયોજન રાજમહેલ માટે જોઈતા નળિયા પૂરા થયા પછી રહ્યુ નહીં પણ પેલુ યત્ર હજી આવ્યુ ન હતુ તેથી દિવાસળીનુ કારખાનુ કાઢવાની વાત શરૂ થઈ એટલામા બંદૂકનુ યત્ર હિન્દને બંદરે ઊતરી સરહદ વટાવી નેપાળને માર્ગે પડયુ હતુ એટલામા ક્રપ્સ કપનીના વ્યવસ્થાપકને મળવા ખાડિલકરને મુબઈ જવાનુ થયુ તેમણે રસ્તામા એ યત્ર જોયુ ત્યારે જે ગાડા પર તે લઈ જવામા આવતુ હતુ તે ગાડુ ભાગીને રસ્તા પર પડયુ હતુ એ એક અપશુકન જ થયો હતો અને તે ભાવિનુ સૂચન કરનારો નીવડયો ખાડિલકરે મુબઈ જઈ ક્રપ્સના અજટને બીજા પાચ છ યત્રો માટે ઑર્ડર આપ્યો. એ યત્રો પાચ વરસે મળવાના હતા દરમ્યાન નેપાળ જઈ દિવાસળીનુ કારખાનુ ચલાવી યત્રો આવ્યા પછી બંદૂકોનુ કારખાનુ કાઢવાની યોજના તેમણ નક્કી કરી

પણ તેમનો એક સાથી દામુ જોશી કોલ્હાપુર ગયો હતો ત્યારે ત્યાના રાજાએ તેની પ્રથમ પજવણી કરી ને તેનાથી તે વશ ન થયો એટલે લાલચમા પાડી તેની પાસેથી નેપાળની યોજનાની બધી હકીકત જાણી લીધી તેમની પાસેથી તે બ્રિટિશ સરકાર પાસે પણ ગઈ, અને નેપાળમા તપાસ શરૂ થઈ પણ ત્યાના લોકોની સમયસૂચકતાથી ખાડિલકરને સીધી રીતે તેમા સરકાર સડોવી શકી નહીં અને શસ્ત્રાસ્ત્રના કારખાનાની યોજનાનો અત આવ્યો

લો ટિળક હિંસક ચળવળમા માનતા હતા તેથી બગભગ પછી દેશમા જે બૉંબની ને ખૂનની પ્રવૃત્તિ શરૂ થઈ તે પણ તેમને માન્ય હતી, બલકે તેઓ તેના પ્રેરક હતા અને તેથી તેઓ ત્રાસવાદી પણ હતા એમ કહેવામા આવે છે પણ આ લોકો ભૂલી જાય છે કે સશસ્ત્ર ક્રાતિ એક વસ્તુ છે અને છૂટાછવાયા અમલદારોના ખૂન કરી દહેશત કે ત્રાસ ફેલાવવો એ સાવ જુદી વસ્તુ છે લોકમાન્ય સશસ્ત્ર ક્રાતિ શકય હોત તો તેને જરૂર આશીર્વાદ આપત, તેની દોરવણી પણ કરત એ વસ્તુ તેમની વિચારસરણી સાથે વિસંગત ન હતી પણ ત્રાસવાદથી ધારેલુ પરિણામ લાવી શકાશે એમ તેઓ

બિલકુલ માનતા ન હતા અને તેથી એવા લોકોને તેઓ પરાવૃત્ત કરવાનો પ્રયત્ન પણ કરતા. વાસ્તવિકપણે તેમની આખી પ્રવૃત્તિ ખુલ્લી રીતે જ ચાલતી હતી અને તે દ્વારા જ લોકોમાં બળ કેળવાશે એમ તેઓ માનતા ખાડિલકરના નેપાળ જવામાં તેમનો કેટલો હિસ્સો હતો તે કહેવું મુશ્કેલ છે એ સાહસને તેમણે આશીર્વાદ આપ્યા હોય તોય તેમની પ્રેરણાથી ખાડિલકર ગયા એમ ચોક્કસ કહી શકાય તેમ નથી.

## ૩૪

## ચાર મૃત્યુ

### ૧. સ્વામી વિવેકાનંદ સમાધિસ્થ થયા

૪ જુલાઈ ૧૯૦૨ને રોજ સ્વામી વિવેકાનંદ સમાધિસ્થ થયા. વિશ્વધર્મ પરિષદ માટે સ્વામી અમેરિકા ગયા તે પહેલાં (૧૮૯૧–૯૨માં) તેઓ એક વાર પૂના ગયેલા ત્યારે ટિળકના મહેમાન રહ્યા હતા. તે પછી કલકત્તાની મહાસભા વખતે ટિળક તેમને મળવા બેલુરમઠ ખાસ જઈ આવ્યા હતા અને ત્યાં તેમની વચ્ચે ખાનગી વાતચીતો પણ થયેલી. વિવેકાનંદના કાર્યનું ટિળકને મન કેટલું મહત્ત્વ હતું, તેમ જ તેમને વિષે તેમના મનમાં કેટલો આદર હતો તે તેમને વિષે લખેલા મૃત્યુલેખના નીચેનાં વાક્યો પરથી જોઈ શકાશે.

"હજારો વર્ષથી હિંદુસ્થાનમાં ચાલતું આવેલું અધ્યાત્મશાસ્ત્ર પશ્ચિમના દેશોના વિદ્વાનો આગળ રજૂ કરીને તે શાસ્ત્રની અપૂર્વતાનો તેમની પાસે સ્વીકાર કરાવવો, તેમ જ જે રાષ્ટ્રમાં એ શાસ્ત્ર જન્મ્યું તેના લોકો વિષે તેમનામાં સહાનુભૂતિ પેદા કરવી, એ કંઈ નાનીસૂની વસ્તુ નથી. પશ્ચિમનાં આધિભૌતિક શાસ્ત્રોનો પોષ અંગ્રેજી વિદ્યા સાથે એટલા ઝપાટાભેર અહીં વધી આવતો હતો કે તેને પાછો ઠેલવા માટે કોઈ અસામાન્ય ધૈર્ય અને બુદ્ધિવાળો પુરુષ પેદા થાય એ આવશ્યક હતું. થિયૉસૉફિકલ સોસાયટીએ એ કામ વિવેકાનંદ પહેલાં શરૂ કરેલું ખરું, પણ એ પ્રવૃત્તિને અસલ હિંદુ ધર્મના પાયા પર મૂકવાનું કાર્ય પ્રથમ વિવેકાનંદે જ કર્યું એમાં શક નથી.

"હિંદુધર્મનું ઉજ્જ્વળ સ્વરૂપ કેવું છે, આવી જાતનો ધર્મ આપણા દેશમાં થયો એ જ આપણું અમૂલ્ય ધન અને બળ છે, અને તેનો આખી દુનિયામાં પ્રચાર કરવો એ આપણું સાચું કર્તવ્ય છે, એમ કેવળ બોલનારા

નહીં પણ દુનિયાને સિદ્ધ કરી બતાવનારા સત્પુરુષ હજાર બારસો વરસ પહેલા એક શંકરાચાર્ય થઈ ગયા, અને ઓગણીસમા સૈકાની આખરે બીજા સ્વામી વિવેકાનંદ થયા!"

રાજા રામમોહનરાયથી માંડીને સુધારકોની જે પરંપરા આપણે ત્યાં શરૂ થઈ હતી, તેમાં રામકૃષ્ણ-વિવેકાનન્દની ધારા જુદા પ્રકારની હતી તેમાં આપણી સંસ્કૃતિ, ધર્મ કે સમાજરચનાની બાબતમાં કોઈ પણ જાતનો હીનત્વભાવ ન હતો તેથી ટિળક વિવેકાનંદ પ્રતિ વિશેષ આકર્ષાયા હોય તો નવાઈ નહીં કારણ ટિળક પોતે પણ એ જ પરંપરામાં માનનારા હતા

## ૨. મોટા દીકરાનું અવસાન

ટિળક પર તાઈમહારાજ પ્રકરણ અંગે ફોજદારી ખટલાનું કામ ચાલુ હતું તે જ વખતે પૂનામાં પ્લેગનો વાર્ષિક હલ્લો શરૂ થયો ને ટિળકના પોતાના કુટુંબના કેટલાક માણસો તેના ભોગ બન્યા તેમાં તેમના સૌથી મોટા દીકરા વિશ્વનાથનું પણ મરણ નીપજ્યું (૧-૨-૧૯૦૩) તેમ છતાં ટિળકે પોતાના નિયત કામોમાં કોઈ પણ જાતની શિથિલતા આવવા દીધી નહીં મોટો દીકરો પ્લેગથી ગુજરી ગયો ને નાનો તાવથી પટકાયાની વાત ઘરમાં ચાલી રહી છે એવે વખતે પણ જરાય અસ્વસ્થ થયા વિના અનેક પુસ્તકોમાંથી આધારો ખોળીને તેમણે કસરી માટે ઈન્દોરના હોલકરનું 'રાજીનામું કે ફરજિયાત ગાદીત્યાગ' પરનો લેખ લહિયાને લખાવ્યો, એટલું જ નહીં જ પણ તે તપાસીને છાપવા માટે રવાના કર્યો ત્યારે જ ઊઠીને તે અંદર ગયા

દીકરાના મૃત્યુ પછી જ્યારે તેમના જમાઈ ખરખરો કરવા આવ્યા, ત્યારે તેમણે કહ્યુ, "અરે ભાઈ, ગામની હોળી સળગી હોય ત્યારે દરેક ઘરમાંથી છાણાં તેમાં નાખવા જ પડે છે તેમ આ પણ થયું!"

એ વખતે તેમના ભાણા શ્રી વિદ્વાસ કોંકણમાં ગયેલા હોવાથી છાપખાનાની મુશ્કેલીઓ તરફ પણ તેમને જ ધ્યાન આપવું પડતું તેથી જ્યારે પ્લેગને લીધે છાપખાનામાં બીબાં ગોઠવનારા (કંપોઝીટરો)ની સંખ્યા પૂરતી નથી અને જો બીજા કંપોઝીટરો ન મળે તો કસરીનો અંક વખતસર કાઢી શકાશે નહીં, એમ તેમને કહેવામાં આવ્યુ ત્યારે, તમે આર્યભૂષણ છાપખાનાના માલિક અને હું કેસરીનો તંત્રી, આપણ બંને મરી જઈએ તોય કસરીનો અંક તો અચૂક મંગળવારનો મંગળવારે બહાર પડવો જોઈએ, એમ કહી પોતે નાદુરસ્ત તબિયત હોવા છતાં બે ચાર છાપખાનાવાળાઓ પાસે ગયા અને જોઈતા કંપોઝીટરો લઈ આવ્યા

## ૩. પ્રો. જિન્સીવાલેનુ મૃત્યુ

એ જ ૧૨ને ઑગસ્ટમા તેમના એક વખતના ગુરુ અને મિત્ર પ્રો. જિન્સીવાલે ગુજરી ગયા. જિન્સીવાલે ભારે ચુસ્ત અને આચારનિષ્ઠ હતા, જ્યારે ટિળક એવા કર્મઠ ન હતા. છતા તે બે વચ્ચે ઉત્કટ પ્રેમ હતો. તેથી તેમના મૃત્યુથી ટિળકને કૌટુંબિક હાનિ થયા જેવુ લાગ્યુ. જિન્સીવાલેના જીવન અને ચારિત્ર્ય અંગે લખતાં તેમણે કહ્યુ કે,

"હુ હિંદુ છુ, હિંદુ રહીશ, હિંદુ મરીશ અને હિંદુત્વ વડે જ પોતાનો અભ્યુદય ગમે ત્યારે પણ સાધીશ, એવો તેમનો પૂરેપૂરો વિશ્વાસ હતો, અને તે વિશ્વાસ બદલવાને માટે પાશ્ચાત્ય કેળવણીનુ બહાનુ બીજા ભણેલા લોકો આગળ ધરે છે તે સાચુ નથી, એમ તેમણે પોતાના આચરણ દ્વારા સિદ્ધ કર્યું હતુ. પ્રો. જિન્સીવાલેના ચરિત્ર પરથી તરુણ પેઢીએ જો કોઈ બોધ લેવા જેવો હોય તો તે આ છે."

## ૪. તત્વજ્ઞ સ્પેન્સરનું અવસાન

ડિસેંબરમા પ્રસિદ્ધ અંગ્રેજ તત્વજ્ઞ હર્બર્ટ સ્પેન્સરનુ ૮૪ વર્ષની વયે અવસાન થયુ. તેની નોંધ લેતા ટિળકે એક લાંબો લેખ લખ્યો. તેમણે લખ્યુ કે, "હર્બર્ટ સ્પેન્સરનુ નામ એકલા મહારાષ્ટ્રમા જ નહીં પણ આખી દુનિયામા જાણીતુ છે, અને ઓગણીસમા સૈકાના ઉત્તરાર્ધમાં જે કેટલાક વિખ્યાત તત્વજ્ઞ થયા તે બધામાં અગ્રપૂજાનું માન સ્પેન્સરને મળ્યુ છે. તેમણે લગ્ન કર્યું ન હતુ, સંપત્તિની તૃષ્ણા રાખી ન હતી, પાર્લમેન્ટ કે બીજી કોઈ એવી સભાના સભ્ય થવાની આકાંક્ષા રાખી ન હતી, પણ વૈરાગ્ય અને એકનિષ્ઠાથી આધિભૌતિક વિચારપ્રવાહથી [illegible] જમાનામા આધ્યાત્મિક પ્રશ્નોનો વિચાર કરવામા તેમણે [illegible] કર્યો અને પોતાના અલૌકિક બુદ્ધિસામર્થ્ય વડે ભારી [illegible] દિશા બતાવી. આવા પુરુષો જ દુનિયાના નાયક [illegible] કોઈ પણ દેશમાં પેદા થયા હોય તોય 'વિદ્વાન્ સર્વત્ર પૂ[illegible] સરખી રીતે આદરને પામે છે."

યુરોપના રાજ્ય પૂર્વના દેશો પર કાબૂ જમાવી [illegible] તેની સામે સ્પેન્સરનો આત્મા કકળી ઊઠ્યો. તેના [illegible] ગાસાને ખ્યાલમા રાખીને જ પંડિત શ્યામજી કૃષ્ણવર્મા [illegible] માટે વ્યાખ્યાનમાળા સ્થાપન કરી હતી.

## ૩૫

# નવા જમાનાનો આરંભ

હિન્દના રાજકારણને આ અરસામાં જે નવુ વલણ મળ્યુ તેનાં વિવિધ કારણો હતા. ઇટલીમા મૅઝિની ગૅરીબાલ્ડીએ જે કાર્ય કર્યું તેનો હિન્દના લોકો પર ખૂબ પ્રભાવ પડ્યો હતો મૅઝિનીનુ જીવન અને તેની પ્રવૃત્તિઓ અંગે માહિતી આપતા પુસ્તકો હિન્દની જુદી જુદી ભાષાઓમા પ્રસિદ્ધ થયા હતા ૧૮૯૬મા આબિસીનિયાએ ઇટલી પર વિજય મેળવ્યો તેથી પૂર્વના લોકોના મનમાં આગાઉ પશ્ચિમના લોકો કરતા ઊતરતા છીએ એવી જે હીનત્વભાવ ને લાચારીની લાગણી હતી તે ઓછી થવા માડી હતી એવામા રશિયા ને જાપાનનુ યુદ્ધ શરૂ થયુ તેમા નાનકડુ જાપાન વિજયી થશે એવો સંભવ દેખાવા લાગ્યો ત્યારે તેનુ રહસ્ય સ્પષ્ટ કરતા ટિળકે તા ૫-૭-૦૪ના ક્સરીમા લખ્યુ કે, "એશિયા ખડ એટલે યુરોપના રાષ્ટ્રોને જીતવા માટે ને ત્યાં પોતાની સત્તા જમાવીને તેને પોતાના પગ તળે દબાવી રાખવા માટે પરમેશ્વરે ખાસ નિર્માણ કરેલો પ્રદેશ, એવી આજ લગી જે માન્યતા હતી તે જાપાનને અત્યારે મળી રહેલા વિજયના ધક્કાથી પડી ભાગવાની પ્રથમ જ શરૂઆત થઈ છે અને એ માન્યતા એક વાર તૂટી જાય એટલે તેનો લાભ એકલા જાપાનને જ નહીં પણ હિન્દુસ્તાનને પણ મળ્યા વિના રહેશે નહીં "

છેવટે જ્યારે ૧૯૦૫મા જાપાને રશિયા પર વિજય મેળવ્યો ત્યારે તે વિજયને "એશિયામા ઊગેલા નવા પ્રભાત" તરીકે નવાજવામા આવ્યો. તેની સાથે જ ઇજિપ્ત, તુર્કી, ઇરાન અને રશિયામા ચાલી રહેલા રાષ્ટ્રીય ઉદ્ધાર અને સ્વતન્ત્રતાની હિલચાલોના સમાચારોને લીધે આ નવી આશાઓને પોષણ મળ્યુ હતુ

એ જ અરસામા ૧૯૦૪ના સપ્ટેંબરમા ઍમ્સ્ટરડમમા સમાજવાદીઓની એક આંતરરાષ્ટ્રીય પરિષદ થઇ તેમા દાદાભાઇ નવરોજીએ હિંદુસ્તાનની દયાજનક દુર્દશાનુ હૃદયસ્પર્શી વર્ણન કરીને બ્રિટિશ રાજનીતિને તેને માટે જવાબદાર ગણી તેને સખત રીતે વખોડી કાઢી એ પરિષદમા દાદાભાઇને ખૂબ માન આપવામાં આવ્યુ અને હિન્દી પ્રજાની રાષ્ટ્રીય આકાક્ષાઓ માટે

સહાનુભૂતિ વ્યક્ત કરવામાં આવી. એ જ પરિષદ વખતે મામાસ ભિકાઈજી કામાએ હિન્દનો રાષ્ટ્રીય વાવટો પ્રથમ ફરકાવ્યો.

પણ દેશ બહારની આ બધી ઘટનાઓ કરતાં વધારે અસરકારક ઘટના દેશમાં જ બની રહી હતી અને તે હતી લૉર્ડ કર્ઝન અને તેની આપખુદ સામ્રાજ્યનીતિ, અને તેના પછી આવેલા લૉર્ડ મિન્ટોની દમનનીતિ. અને એને જ પડકાર રૂપ બની ટિળક, અરવિંદ ઘોષ, બિપિનચંદ્ર પાલ, લાલા લાજપતરાય વગેરેએ રાષ્ટ્રવાદનું આવાહન કરીને સામો જવાબ વાળ્યો તેનો ઇતિહાસ હવે જોઈએ.

શ્રી. પળીકર કહે છે "ઈ. સ. ૧૯૦૦માં લૉર્ડ કર્ઝને બ્રિટિશ પ્રધાનમંડળને લખી જણાવ્યું હતું કે, 'કૉંગ્રેસ હવે ડગુમગુ થવા લાગી છે અને ગમે તેમ પણ પડે તે ભેગવેની થશે, અને હિન્દમાંની મારી એક મોટી મહત્ત્વાકાંક્ષા તેને શાતપણે મૃતપ્રાય કરી દેવાની છે (તે પૂરી થશે).' પણ ચાલુ સૈકાની શરૂઆતમાં કૉંગ્રેસ ભાંગી પડી નહીં તેનું કારણ તો મોટે ભાગે લૉર્ડ કર્ઝન પોતે જ હતો."

એટલે હવે આપણે લૉર્ડ કર્ઝનની નીતિ અને કારકિર્દી તરફ વળીએ.

## ૩૬

## લૉર્ડ કર્ઝનની કારકિર્દી

લૉર્ડ કર્ઝન વાઇસરૉયના હોદ્દા પર આવ્યો તે પહેલાં તેણે પૂર્વના દેશોના અભ્યાસ પ્રવાસ કર્યા હતા અને ચાર વખત હિંદની મુલાકાત લીધી હતી. ૧૮૯૧–૯૨માં તેણે નાયબ ભારતમંત્રીનું કામ પણ કર્યું. તેના જેટલો યુવાન વાઇસરૉય તે પહેલાં હિંદમાં બીજો કોઈ આવ્યો ન હતો. તેનું વ્યક્તિત્વ, તેનો ઉત્સાહ અને કાર્યશક્તિ, પ્રભાવી વક્તૃત્વ, વગેરે ગુણોથી લોકો શરૂઆતમાં તો અંજાઈ ગયા હતા અને તેમના મનમાં અનેક અપેક્ષાઓ અને આકાંક્ષાઓ જાગેલી. પણ થોડા જ વખતમાં તે સહાનુભૂતિ ને કલ્પનાશક્તિનો તેનો અભાવ તથા બ્રિટિશ સામ્રાજ્યસત્તાને સ્થિર કરવા માટે જ પોતાનો આ ધરતી પર અવતાર છે એવું એનું ગુમાન દેશી લોકોને ન. ૧ પર ૯ મળ્યો. તેની આખી કારકિર્દીનું વર્ણન

કરેલુ વર્ણન યથાર્થ છે કે, તેની સવાર સોનાની, બપોર ચાંદીના અને સાંજ પિત્તળની હતી

આપણે જોયુ કે, ૩૦મી ડિસેમ્બર ૧૮૯૮ને રોજ કર્ઝને હિંદની ભૂમિ પર પગ મૂક્યો બજેટની પહેલી જ બેઠકમા ગ્રીક પુરાણોના હક્યૂ લિસના જેવા બાર મહાન કાર્યો કરવાનો પોતાનો સકલ્પ તેણે જાહેર કર્યો તેની કાર્યશક્તિ સાચે જ જબરદસ્ત હતી દરેક બાબતમા તે રસ લઈ શકતો અને તેની વિગતમા પણ તે અહેલાઈથી ઊતરી શકતો 'ઈફિશન્સિ' (કોઈ પણ કામને વ્યવસ્થિતપણે પાર પાડવાનુ કર્તૃત્વ)નો તે ભારે પૂજારી હતો

હિંદમાની કારકિર્દી દરમ્યાન તેણે જે કેટલાક સારા કામો કર્યા તે પ્રથમ જોઈએ

રગૂનમા બ્રિટિશ લશ્કરની ટુકડીના કોઈ માણસોએ એક દેશી સ્ત્રી પર બળાત્કાર કર્યો ને પરિણામે તે બાઈ મરણ પામી ગુનેગાર વ્યક્તિઓનો પત્તો લાગ્યો નહીં તેથી તેણે આખી ટુકડીને સજા કરી તેવી જ રીતે સિયાલકોટમા ૯મી લૅન્સર્સ ટુકડીના બે સિપાહીઓએ પોતાને માટે એક દેશી સ્ત્રી મેળવી આપવાની ના પાડવા બદલ એક બબરચીને માર મારી પૂરો કર્યો ત્યાં પણ ગુનેગારો ન પકડી શકાયાથી કર્ઝને આખી ટુકડીને સજા ફટકારી ખેતીના સુધારા માટે ખેતીવાડીની કૉલેજો કાઢી, નહેરો વધારી અને હિંદની સસ્કૃતિના પ્રાચીન અવશેષો જળવાઈ રહે તે માટે પુરાતત્ત્વ ખાતાની સ્થાપના કરી

પણ આ બધા કાર્યો પાછળ આપખુદ વૃત્તિ જ મોટે ભાગે પ્રબળ હતી, તેથી પ્રજાનુ માનસ તે જીતી શક્યો નહીં તેનો ખાસ અવતાર, તેના કહેવા મુજબ, બ્રિટિશ સામ્રાજ્યના રક્ષણ માટે હતો તેથી તેને અગે પ્રથમ તેણે હિંદુસ્તાનની આસપાસના મુલકોમા બ્રિટિશ સામ્રાજ્યનુ વર્ચસ્વ સ્થાપન કરવાનુ કામ હાથમા લીધુ અફઘાનિસ્તાનના અમીર સાથે નવુ કરારનામુ કરીને મિત્રતા સ્થાપી, ચીન અને રશિયાને ગ્રેહ પહોંચાડવા ટિબેટ પર સવારી કરી (પણ તેમાં તે ફાવ્યો નહીં અને ઊલટો 'ઘર (સ્વદેશ) તરફથી તેને ઠપકો મળ્યો), ઈરાનના અખાતમા અને ઈરાનમા અંગ્રેજોનુ વર્ચસ્વ કાયમ રાખવા માટે ઈરાનના અખાતની તે જાતે મુસાફરી કરી આવ્યો

સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ પર સરકારનો કાબૂ વધારવા માટે તેણે કાયદો કરીને કલકત્તાની મ્યુનિસિપાલિટીમા ચૂટાયેલા સભ્યોનુ પ્રમાણ ૭૫ ટકા હતુ તે ઘટાડીને ૫૦ ટકાનુ કર્યું હિંદીઓના યોગ્ય પ્રતિનિધિત્વ વગરનુ

તરીકે બનાવનાર લોકો યાદ રાખશે " યુનિવર્સિટી કમિશનના અહેવાલ અને બિલ એને આખા દેશમાં ભારે હોબાળો મચી ગઈ. કમિશનની સૂચનાઓ બધું જ પ્રધાનોની અને યુનિવર્સિટીઓ પર સરકારનો કાબૂ જમાવી તેમની સ્વતંત્રતા છીનવી લેનારી હતી. તેની ટીકા કરતાં ટિળકે લખ્યું, "યુનિવર્સિટીઓ એટલે તદ્દન નીચલી કોટિની સરકારી નોકરી માટે જોઇતા ઉમેદવાર તૈયાર કરવા માટેની ટંકશાળો બનવા તો તમારે આના છે, એમ શબ્દો વડે નહીં તોય કૃતિ વડે સરકાર સ્પષ્ટપણે બનાવી રહી છે ... યુનિવર્સિટી કમિશન, પોલીસ કમિશન, ઇરિગેશન કમિશન ઇત્યાદિ જે જે વિષયો કર્ઝને હાથમાં લીધા તેનું આખરે પરિણામ પ્રજાના હિતમાં ન આવતાં ઊલટું તેના ઉત્કર્ષની આશા કેટલાંય વરસ માટે દૂર ઠેલાઇ છે એટલે આ બધી કાચકૂટ 'સરકારને વાસ્તે' થયેલી છે લોકોના હિતની દૃષ્ટિથી તેની ચર્ચા જ્યારે થશે ત્યારે ખરી. લૉર્ડ કર્ઝનના વખતમાં એ થવાની આશા અમને તો નથી જણાતી."

હિંદીઓને ઉચ્ચ હોદ્દા આપવાની બાબતમાં તેણ કરેલી જાહેરાતથી તો વિક્ટોરિયા રાણીના ઢંઢેરાથી પ્રજાના જે હકો માન્ય કરવામાં આવ્યા હતા તે ઝૂંટવાઈ લેવાયા એમ કહેવાયું ત્યારે એ જાહેરનામું એક 'અશક્ય સનદ' છે એવો જવાબ આપતા કર્ઝન જરાય અચકાયો નહીં અને કુલપતિ તરીકે કરેલા ભાષણમાં જ્યારે સમસ્ત હિંદી જનતા પર અસત્યવાદિત્વનો આરોપ કર્યો ત્યારે પ્રમુખ લોકનાયકો તથા છાપાંઓએ તેના પર સખત ટીકા કરી

ટિળકે "સૅત્ર કોણ? (જૂઠા કોણ?) એ મથાળાથી અગ્રલેખ લખીને કર્ઝનના પોતાના લખેલા પ્રૉબ્લેમ્સ ઑફ ધ ફાર ઈસ્ટ નામના પુસ્તકમાંથી મોતીલાલ ઘોષે અમૃત બાઝાર પત્રિકામાં આપેલો ઉતારો ટાંકીને કર્ઝનની સખત ઝાટકણી કાઢી તેમણ લખ્યું,

"તદ્દન નજીવા કારણસર પણ બેધડક ખોટું બોલવાની લૉર્ડ કર્ઝનને ટેવ પડેલી છે, એ તેમના લખેલા એશિયા ખંડના પ્રવાસ વિષેના પુસ્તકમાં આપેલા એક પ્રસંગ પરથી દેખાય છે લૉર્ડ કર્ઝન હિંદમાં વાઇસરૉય થયા તે પહેલાં તેમણે એશિયાનો પ્રવાસ કરેલો. એ પ્રવાસ દરમ્યાન કોરિયાની પરદેશ કચેરીના વડાને મળવા તેઓ ગયેલા (તે વખતે તેઓ કેવળ 'મિસ્ટર' હતા) મળવા જતા પહેલા તેમને એમ જાણવા મળેલું કે કોરિયામાં

જુવાનોને ઝાઝુ માન નથી મળતુ એટલે મુલાકાત વખતે તેમણે કોરિયાના પ્રધાનને નીચે મુજબ જવાબ આપ્યા

'તમારી ઉમર કેટલી?'

'કર્ઝન (બેધડકપણે) ચાળીસ.'

'ઉમરના પ્રમાણમાં તમે બહુ જ જુવાન દેખાઓ છો, તેનુ શુ કારણ હશે?'

કર્ઝન કારણ આપના રાજ્યની સુદર આબોહવામા છેલ્લો એક મહિનો હુ પ્રવાસ કરી રહ્યો છુ

લૉર્ડ કર્ઝનની ઉંમર તે વખતે ૩૩ વરસની હતી. તેમ છતા કેવળ પ્રધાનને ખુશ કરવા માટે અને પોતાને વિષે તેમને સારો અભિપ્રાય બધાય તે માટે તેમણે પોતાની ઉંમર ૪૦ વરસની જણાવી, અને તે પણ જરાય ખચકાયા વિના! એમ તેઓ પોતે પોતાના પુસ્તકમા બડાશ હાકે છે!! વળી ચાળીશ વરસની ઉમર હોવા છતા જે અપૂર્વ જુવાની દેખાતી હતી તેનુ કારણ બતાવતા તેમણે ભાર ચાલાકીથી કોરિયાની સુદર આબોહવાના વખાણ કરી પેલા પ્રધાનની ખુશામત કરી પણ આટલેથી જ તેઓ અટક્યા નહીં પ્રધાને આગળ એમ પૂછ્યુ કે ઇગ્લૅન્ડની રાણીના તમે નજીકના સગા હશો નહિ? ત્યારે કર્ઝન સાહેબે જવાબ આપ્યો, "ના" (પણ એ જવાબ પ્રધાનને ગમ્યો નહીં એમ જોઈને ઉમેર્યું) "પણ મારુ લગ્ન હજી થવાનુ છે"

પોતે આપેલા જવાબો કર્ઝનને પોતાને જ લબાડીવાળા લાગેલા, પણ આવા જવાબ આપી મેં કોરિયાના પ્રધાનનુ મન જીત્યુ એમ તેઓ જણાવે છે મિ કર્ઝન હિન્દના વાઇસરૉય થયા પછી તેમના પુસ્તકની જે નવી આવૃત્તિ થઇ તેમાથી આ સંભાષણ કાઢી નાખવામા આવ્યુ છે, એ પણ ધ્યાનમા લેવા જેવી વાત છે

કર્ઝન હિન્દમા આવ્યો તે કાળ હિન્દના દારિદ્ર્યનો તથા દુર્દૈવનો હતો. ૧૮૯૭ની સાલથી હિન્દી જનતા પર દુકાળ અને પ્લેગની આફતો સતત આવ્યા કરતી હતી ૧૮૯૭નો દુકાળ સૈકાના બધા દુકાળોમા ભયકર હતો એમ લોકો કહેતા, પણ ૧૮૯૯–૧૯૦૦નો દુકાળ તો તેને પણ ટપી ગયો, ને લાખ્ખો માણસો અન્ન માટે ટળવળતાં ટળવળતા મરણ શરણ થયાં

ઓગણીસમી સદીના છેલ્લા ચરણમાં પડેલા દુકાળોનુ સરવૈયુ કાઢતા અમદાવાદની મહાસભામા સુરેન્દ્રનાથ બૅનરજીએ કહ્યુ કે, એ પચીસ વરસ દરમ્યાન પડેલા દુકાળોમા ઓછામા ઓછા દોઢ કરોડ, ને બીજી એક ગણતરી

મુજબ, બે કરોડ સાઠ લાખ માણસોનો મરણનો ભોગ થયા છે યુરોપના કોઈ દેશમા આવુ થાત તો ત્યાના રાજકર્તાઓને બિસ્તરાપોટલાં માથે હાકી કાઢો, એવી માગણી ત્યાંની પ્રજાઓ કરત, એટલુ જ નહીં પણ તેમને ગમે તેવા સજા કરવામા આવત તોય તે સૌમ્ય ગણાત . . . આ દુકાળોનુ કારણ કેવળ અનાવૃષ્ટિ નથી, નિર્ધનતા એ જ તે બધાનુ મુખ્ય કારણ છે," એવો નિષ્કર્ષ તેમણે કાઢ્યો લોકમાન્ય ટિળકે પણ લાહોરની મહાસભામા "દુકાળો અને આપણુ દારિદ્ય" એ વિષય પર ભાષણ આપીને આ જ મુદ્દાનુ વિવેચન કરેલુ

પણ આ બધી પરિસ્થિતિ કર્ઝનના યોજેલા દરબાર જેવા કાર્યક્રમ પર કશી અસર કરી શકી નહીં. તેની ઉદ્દામ નીતિ વિષે ટિળકે તા ૨૦–૧૨–૧૯૦૪ના કેસરીમાં લખ્યુ,

"લૉર્ડ કર્ઝનની કારકિર્દીમા તો આ આપખુદ વૃત્તિ પરાકાષ્ઠાએ પહોચી છે આ વાઈસરૉય હોશિયાર તો ખરા, પણ એમની બધી હોશિયારી હિન્દુસ્તાનની બધી માગણીઓ સાફ કરવાના કામમા વપરાઠ છે, અને વિલાયતની ટોરી સરકારે તેમને જાણે છૂટા દોર મૂકી દીધા છે" તે પછી કર્ઝનના હિંદમા આવ્યા પછીના કાર્યો ગણાવીને છેવટે લોકમાન્ય કહે છે

"પોતાના ગયા પછી રાજ્યકારભાર આ જ ધોરણે ચાલે એવી પણ ગોઠવણ કર્ઝનસાહેબ કરી રહ્યા છે"

## રાજનિષ્ઠા કે રાષ્ટ્રનિષ્ઠા

કર્ઝનની આપખુદ હકૂમતને લીધે ઊભી થયેલી પરિસ્થિતિનો સામનો કરવા વિનીત પક્ષ અસમર્થ હતો લોકોમા તેથી નિરાશા ફેલાતી જતી હતી તેથી મહાસભાના આગેવાનોની ઉદાસીનતા અને નિષ્ક્રિયતા દૂર કરી તેમને જાગ્રત કરવા માટે હ્યૂમે તેમને ઉદ્દેશીને અપીલ કરી કે,

"તમે જો હિન્દમા તેમ જ ઇંગ્લન્ડમા સતત પ્રયત્ન ચાલુ રાખશો તો જ તમારી ઉપરાઉપરી કરેલી માગણીઓથી થાકી જઈને સરકાર તમારા જે દેખીતા હકો છે તે આપવા પ્રેરાશે વરસો પહેલા મેં તમને જાગ્રત અને પ્રવૃત્તિશીલ થવા માટે વિનતિ કરેલી મેં તમને ચેતવણી આપેલી કે 'રાષ્ટ્રો આપોઆપ તૈયાર થતા નથી' પણ તમે મારી એ સૂચના તરફ ધ્યાન આપ્યુ નહીં તમે મુગટ મેળવવા માટે ખૂબ આતુરતાથી બુમરાણ મચાવી અને તે પકડી લેવા હાથ લબાવ્યાં ખરા. પણ તે માટે જે ક્રૂસ

ઉપાડવાની જરૂર હતી તેને તમે આગળા વડે સ્પર્શ સરખો પણ કર્યો નહીં "

અને હ્યુમની આ દર્દભરી અપીલને મહાસભાના આગેવાનોએ કેવો જવાબ આપ્યો? મહાસભાની ૨૦મી બેઠકની સ્વાગત સમિતિના અધ્યક્ષ તરીકે સર ફિરોઝશાહ મહેતાએ મહાસભાની ચાલુ કાર્યનીતિનુ સમર્થન કરતાં કહ્યુ કે, "મહાસભાના ત્રણ દિવસના અધિવેશનમા જે કાર્ય આપણે પાર પાડીએ છીએ તેના કરતા વધારે મહત્ત્વનુ કે પવિત્ર કાર્ય બીજુ શોધ્યુ નહીં જડે આપણે દેશના પ્રતિનિધિઓ છીએ અને વરસમા એક વાર ભેગા થઈને આખા દેશનો લોકમત અહીં વ્યક્ત કરીએ છીએ " બ્રિટિશ સામ્રાજ્ય વિષે પોતાની દષ્ટિ જાહેર કરતા તેમણે કહ્યુ કે, " ન્યા. રાનડેની જેમ જ હું બ્રિટિશ રાજ્ય એક અભૂતપૂર્વ આશીર્વાદ છે એમ માનુ છુ અને તેને ઈશ્વરની ઇચ્છા માનીને સ્વીકારવામા જ ડહાપણ છે ઇંગ્લન્ડે જે નીતિ અહીં અખત્યાર કરી છે તે એકદરે જેતા ડહાપણભરી અને સારી છે "

*સર ફિરોઝશાહની આ આ સંતોષની લાગણી જોઈને ટિળકે તેની* ખૂબ ટીકા કરી ને એવો સવાલ પૂછ્યો કે, "રાષ્ટ્રીય સભાના કર્તાહર્તાઓ જ્યારે એમ ઉઘાડી રીતે કબૂલ કરે છે કે મહાસભાનો ઉદ્દેશ કેવળ વરસ દરમ્યાન બનેલા બનાવોને અગે લોકમત વ્યક્ત કરવાનો છે, ત્યારે આપણા ભાવિ વિષે શી આશા રાખી શકાય?"

મુબઇની મહાસભાના કામનુ ગવેષણ કરતા બ્રિપિનચન્દ્ર પાલે નવા અને જૂના પક્ષ વચ્ચેના દષ્ટિભેદ નીચે મુજબ સ્પષ્ટ કર્યો

"ગયા અધિવેશનના સ્વાગતાધ્યક્ષનું ભાષણ હિન્દી સરકારશ્રીના રાજનિષ્ઠ રાજકીય પક્ષનુ જાહેરનામુ છે એમ કહેવામાં જરાય વાંધો નથી તેમણે યોજેલા 'રાજનિષ્ઠ રાજભક્તિ' શબ્દો આ પક્ષનુ માનસ બરાબર દર્શાવે છે

"આપણા અંત કરણમાં સાચી રાજનિષ્ઠા કેવળ એક જ અર્થમા હોઈ શકે છે દેશમા પ્રસ્થાપિત થયેલા કાયદાના બંધન પાળવાં એ જ અર્થની રાજનિષ્ઠા અમે અહીં સૂચવવા માગીએ છીએ પણ રાજાની વ્યક્તિ વિષેની ભાવના કે નિષ્ઠાના અર્થમા આપણા અંત કરણમાં હાલની પરિસ્થિતિમાં રાજનિષ્ઠાનો આવિર્ભાવ થઈ શકતો નથી, અને ખરુ જેતાં આ દેશમાં તેને અવકાશ પણ નથી."

અને આપણે ગમે તેટલા ભારપૂર્વક આપણી રાજનિષ્ઠા વ્યક્ત કરીએ તોય તેના પર રાજ્યકર્તાઓ વિશ્વાસ જ નહીં રાખી શકે, એમ પણ તેમણે જણાવ્યુ

એ જ અધિવેશનની સમાલોચના કરતી વખતે હવે પછી મહાસભાએ શુ કરવુ જોઇએ તેનુ દિગ્દર્શન કરતા ટિળકે લખ્યુ, "મુખ્ય સવાલ રાજ્યપદ્ધતિનો છે, કોઇ માણસનો કે નાની મોટી કોઇ ખાસ ફરિયાદનો નથી કૅનેડા કે ઑસ્ટ્રેલિયાના જેવુ સ્વરાજ્ય હિન્દુસ્તાનને જોઇએ અને તે જ્યા મળે એવી જાતની રાજ્યપદ્ધતિ હિન્દુસ્તાનમા દાખલ થવી જોઇએ એ મુખ્ય મુદ્દો છે અને એને જ સતત નજર આગળ રાખીને ચીવટથી અને નિષ્ઠાથી આપણે મહેનત કરીશુ અને આ સવાલનો ઉકેલ આણ્યા વિના બીજી રીતે નથી એવી સરકારને ખાતરી કરાવી આપીશુ, તો આજની બદલાયેલી પરિસ્થિતિમા આપણને થોડી ઘણી સફળતા મળ્યા વિના રહેવાની નથી" (કેસરી, જાનેવારી ૧૯૦૫)

કર્ઝનની જોહુકમી અને ઉદ્દામ વૃત્તિની ટીકા કરતા તેની ઓરગઝેબ સાથે સરખામણી કરતા તેમણે ૨૯મી ઑગસ્ટ (૧૯૦૫)ના કેસરીના અગ્રલેખમા બહુ જ માર્મિકપણે નીચે મુજબ લખ્યુ "લૉર્ડ કર્ઝનની તોલે આવે એવો જૂનો દાખલો આપવા હોય તો ઓરગઝેબનો જ આપી શકાય સામ્રાજ્ય, અખંડિત સામ્રાજ્ય, અપ્રતિહત અને ચિરસ્થાયી સામ્રાજ્ય, બસ સામ્રાજ્ય ને સામ્રાજ્ય, એટલે કે સામ્રાજ્યમા રહેતી પ્રજાની કાયમની ગુલામી, એ જ કર્ઝન સાહેબની નીતિનુ મુખ્ય લક્ષણ છે હિન્દુસ્તાનના અથવા એશિયાખડના લોકોને માટે તેને થોડીક સહાનુભૂતિ હશે ખરી, પણ તેનુ સ્વરૂપ માબાપ પોતાના નાના બચ્ચાં માટે જે મમતા બતાવે છે તેના જેવુ છે અમે, એટલે કે અંગ્રેજ રાજ્યકર્તાઓ, શારીરિક તથા માનસિક ગુણોની બાબતમા ચડિયાતા છીએ તેથી તમે, એટલે કે હિન્દી જનતા, અમારા હાથ નીચે નાના બાળકોની જેમ વર્તો, અમા જ તમારુ કલ્યાણ છે, એવો એ સહાનુભૂતિનો અર્થ થાય છે શૂરાતન, વિદ્યા, વેપાર અથવા સંપત્તિની બાબતમાં હિન્દુસ્તાન હમેશા બ્રિટનનો આશ્રિત રહેવો જોઇએ તે ઇગ્લંડના રાજકર્તાઓ સાથે સ્પર્ધા કરે એ કદી પણ ચલાવી લેવાય નહીં, એવી આ ભાઈસાહેબની પાકી માન્યતા હતી"

૧૯૦૫ના ડિસેમ્બરમાં બનારસની મહાસભાના પ્રમુખપદેથી ભાષણ આપતાં ગોખલેએ પણ કર્ઝનને ઓરગઝેબની જ ઉપમા આપી

## ૩૭

## બંગાળના ભાગલા

પણ આ બધાથી ટપી જાય એવુ કર્ઝનનુ કામ બંગાળના ભાગલાનુ હતુ હિંદના અને તેમાંય બંગાળના લોકનાયકો તથા પત્રકારોએ કર્ઝનના આઈ પર સખત પ્રહાર કર્યા. તેથી અને હિંદના રાજકારણમા બંગાળના આગેવાનોનો આગળપડતો ભાગ જોઇને તે પ્રજાની એકતા તોડીને તેને દબાવી દેવાને ઇરાદે તેણે બંગાળના એવી રીતે બે ભાગ પાડવાનું ઠરાવ્યુ કે જેથી દરેક ભાગમા બંગાળી બોલનારા હિંદુઓની લઘુમતી થઇ જાય અને તે માટે બહાનુ એ કાઢ્યુ કે, તે પ્રાન્ત એક લેફ્ટનન્ટ ગવર્નરને માટે વધારેપડતો મોટો છે

ભાગલા *પાડવા પાછળ કર્ઝનના ઉદ્દેશનુ સ્પષ્ટીકરણ કરતાં હાઇકોર્ટના ન્યાયાધીશને પદે બિરાજેલા બંગાળના એક આગેવાને કહ્યુ કે, "હિંદુઓ અને મુસલમાનો વચ્ચે ફાચર મારવી એ કર્ઝનની નીતિનો મુખ્ય ઉદ્દેશ હતો કોમી વિદ્વેષના પાયા પર જ હિન્દને ઇંગ્લંડના તાબામા રાખી શકાય એવો તેનો ચોક્કસ અભિપ્રાય હતો હિન્દુઓ અને મુસલમાનો વચ્ચે મેળ સધાય તો તે સામ્રાજ્યને મારક થશે એવો તેને ડર હતો કારણ જૂના વેરઝેરની જગ્યાએ એક જાતની રાજકીય એકતા વિકાસ પામી રહી હતી. તેથી કોમી વેરના અગ્નિમાં તેલ રેડવુ એ જ વિચાર નજર આગળ રાખી તેણે બંગાળના ભાગલા પાડ્યા કર્ઝનનીતિનુ સૂત્ર આ હતુ: "હિંદુઓને ભોગે મુસલમાનોને ઉત્તેજન ને પોષણ આપવુ, જ્યાં મુસલમાનો નબળા હોય ત્યાં લઘુમતી કોમ તરીકે તેમના હકોનુ રક્ષણ કરવુ, જ્યાં બળવાન હોય ત્યાં બહુમતીનો અવાજ સર્વોપરી હોવો જ જોઇએ !"

તેની આ નીતિ પર હિન્દ સરકારની કારોબારી સમિતિના સભ્ય સર હર્બર્ટ રિસ્લીનો તા ૧૭–૯–૧૯૦૪નો કાગળ સ્પષ્ટ પ્રકાશ નાખે છે રિસ્લી લખે છે, "ભાગલાનો બચાવ કરતા તેણે (કર્ઝને) લખ્યુ કે, નવા પ્રાંતની જે સરહદો સૂચવવામાં આવી છે તે મુજબ, બંગાળના મોટા ભાગના ચુસ્ત મુસલમાનો પૂર્વ બંગાળમા આવી જશે, કારણ રાજશાહી, દિનાજપુર તથા

માલ્દા જિલ્લાઓમા તેમની સંખ્યા લોકવસ્તીના પ્રમાણમા ૭૮%, ૫૦%, અને ૪૮% છે આને પરિણામે નવા પ્રાતમાં ઢાકાને સૌથી વધુ મહત્ત્વનુ સ્થાન મળશે, એટલુ જ નહીં પણ કાળે કરીને તે એ પ્રાતની રાજધાની બનશે. અને ત્યા મુસલમાનોના હિતો સર્વોપરી નહીં બને તોય તેમને સારો ટેકો અને બળ મળશે "

ભાગલાની યોજનાની ૧૯૦૫ના જુલાઇ માસમા પ્રથમ રીતસર જાહેરાત કરવામા આવી તેનો આખા બંગાળમા છાપાઓ અને જાહેર સભાઓ દ્વારા વિરોધ કરવામા આવ્યો. ૭મી ઑગસ્ટને દિવસે કલકત્તાના ટાઉન હૉલમા એક વિરાટ સભા થઇ અડધા લાખ જેટલા લોકો ભેગા થયા હતા. તેમા ભાગલાની યોજનાના વિરોધમા બ્રિટિશ માલના બહિષ્કારનો ઠરાવ પસાર કરવામા આવ્યો ચળવળ એટલા વેગથી શરૂ થઈ કે એક પખવાડિયાની અદર તે આખા પ્રાતમા ફેલાઇ ગઈ વિદ્યાર્થીઓ અને જુવાનો ભારે ઉત્સાહમા આવી ગયા ઠેરઠેર પિકેટિંગ શરૂ થયુ કલકત્તામા તેમ જ બીજા શહેરોમા પણ રાષ્ટ્રગીતો ગાતા અને 'વદેમાતરમ્'નો પોકાર કરતા સરઘસો નીકળવા લાગ્યા અને સૈકાઓથી ઊંઘતા બંગાળમા નવ-જાગૃતિ પેદા થઇ

બગાળની આ અભિનવ જાગૃતિ જોઇને ૧૫ ઑગસ્ટ ૧૯૦૫ના કેસરીમા લખેલા "કટાકટીનો સમય !" નામના અગ્રલેખમા —

अभिनवमदलेखाश्यामगण्डस्य शानाम्
न भवति बिसतन्तुर्वारणं वारणानाम् ।

એ ભર્તૃહરિનુ વચન મથાળે ટાકીને લોકમાન્ય કહે છે કે, "કર્ઝનની સરકાર આજે માતેલા હાથી જેવી છે તેથી તે લોકમતની બિસતંતુની કે ઘાસની જેમ ઉપેક્ષા કરી રહી છે પણ આ ઘાસ વણીને તેનુ દોરડુ બનાવવામાં આવે તો કવિએ કહ્યુ છે તેમ એ જ ઘાસ વડે હાથીને પણ બાધી શકાય છે, એ આપણે યાદ રાખવુ જોઈએ तृणैरावर्त्यते रज्जुः यया नागोऽपि बध्यते। હજારો કે લાખો લોકોનો સમુદાય એક નિશ્ચય વડે બંધાઇ જવો જોઇએ લોકમતનુ બળ નિશ્ચયમાં છે કેવળ સમુચ્ચયમા નથી આજે ભારે કટોકટીનો સમય છે, ખાલી શબ્દો નથી જોઇતા, કૃતિ જોઇએ છે, અને તે પણ નિશ્ચયવાળી કૃતિ જોઇએ છે આ વખતે જો આપણ આપણી ફરજ ચૂકીશુ અને યુવરાજ અહીં આવે કે તરત વિલાયતી ડાયમંડ લેધરના બૂટ

ચડાવીને સાષ્ટાંગ પ્રણિપાત કરતા તેમની આગળ જઈશુ, તો આપણી અને આપણા મતની નબળાઈનો પાર નહીં રહે આપણે નાવ દમ વગરના છીએ અને આપણો મત પણ તેવો જ છે એમ કેવળ આપણા રાજ્યકર્તાઓ જ નહીં, પણ આખી દુનિયાને માલૂમ પડશે "

બંગાળ પર થયેલા અન્યાયનો પ્રતિકાર કરવા શરૂ થયેલા બહિષ્કારને ટેકો આપી એ બહિષ્કારને રાષ્ટ્રવ્યાપી કરવો જોઈએ એમ જણાવી તેમણે લખ્યુ

"જ્યા માણસના મતનો સ્વાર્થની સાથે સબંધ હોય છે ત્યાં તે સ્વાર્થને આચ આવ્યા વિના ઠાલા વાદવિવાદ વડે તેનો મત ફેરવી શકાતો નથી, એનો પ્રત્યય સામાન્ય વહેવારમા હમેશ નજરે પડે છે લૉર્ડ કર્ઝન સાભળતો નથી, મિ બ્રૉડરિક (ભારતમંત્રી) સાંભળતો નથી અને પાર્લમેન્ટ પણ સાભળતી નથી, તો પછી કરવુ શુ? એ બધાની આખ ઊઘડે એવો કોઈ ઇલાજ કરવાની જરૂર છે આપખુદ અને જોહુકમી અધિકારીઓની આખ ઉઘાડવા માટે તેમની કે વિલાયતના લોકોની વિનવણી કરવા કરતાં વધારે તીવ્ર ઉપાય યોજવાની જરૂર છે આટલુ સિદ્ધ થયા પછી એનો ઉપાય કયો, એવો પ્રશ્ન સહેજે ઊઠે છે ઐતિહાસિક દૃષ્ટિથી વિચાર કરતા 'રાષ્ટ્રીય બહિષ્કાર' એ એવો એક ઉપાય છે એમ જણાય છે . પણ એ ઉપાયનુ મહત્ત્વ શબ્દમા નથી, કૃતિમા છે વિલાયતી માલનો પૂરેપૂરો બહિષ્કાર થાય તે માટે એકલા બંગાળમાં જ નહીં પણ પ્રાન્તે પ્રાન્તમા તે કામ ઉપાડી તેનો સતત કેડાવો કરવો જોઈએ"

અને બહિષ્કારમા કેવળ વિલાયતી કાપડનો જ બહિષ્કાર આવતો નહોતો. માલનો બહિષ્કાર એ બહિષ્કારયોગનુ પહેલુ પગલુ હતુ આ પગથિયા પર થઈને ચડતા ચડતા આખરે કાયદાભંગની તથા નોકરની સિવિલાઇની નિ શસ્ત્રી ક્રાન્તિ વડે અંતિમ શિખરે પહોંચવાનું હતું બહિષ્કાર-યોગની વ્યાપ્તિ વિશાળ હતી. અને તેનુ જેટલુ આચરણ થાય તેટલુ ઉપકારક જ છે એમ જણાવતાં ગીતાકારની નીચની ઉક્તિ તેના સમર્થનમા તેમણે ટાંકી

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥

૧લી સપ્ટેમ્બરે જાહેર થયુ કે ૧૬મી ઑક્ટોબરથી ભાગલાની યોજનાનો અમલ થશે એટલે એ દિવસ કેવી રીતે ઊજવવો તેનો વિચાર

કરવા બંગાળના તાજ વગરના રાજા સુરેન્દ્રનાથ બૅનરજીએ બંગાળના નેતાઓની એક સભા બોલાવી તેમાં કવિશ્રી રવીન્દ્રનાથ, ભગિની નિવેદિતા વગેરેએ પણ ભાગ લીધો અને ૧૬ મી ઑક્ટોબરનો દિવસ રાષ્ટ્રીય શોકના દિવસ તરીકે પાળવાનું એકમતે નક્કી કરવામાં આવ્યુ, અને તે મુજબ તે દિવસે હડતાળ, પ્રાર્થના, ઉપવાસ તથા રક્ષાબંધન વિધિનો કાર્યક્રમ ગંભીરતાથી પાર પાડવામાં આવ્યો ભાગલા રદ કરાવવા માટેની પ્રતિજ્ઞાઓ લેવા માટે સભાઓ ભરવામાં આવી

ભાગલાની બાબતમા લૉર્ડ મોર્લીએ પોતે એમ કહેલુ કે, 'લાગતા વળગતા લોકોની બહુમતીના અભિપ્રાય ને લાગણીની આવ અવગણના કરીને કરેલી આના કરતા બીજી કોઈ વધુ ખરાબ બાબત નહીં હોય, એમ મારે કહેવુ પડે છે'

આ ચળવળનો ઊભરો આપોઆપ શમી જશે એમ સરકારી અમલદારોએ પ્રથમ માનેલુ પણ એવા કોઈ ચિહ્નો ન દેખાયાથી તેમણે દમનનો આશરો લીધો અને વિદ્યાર્થી આલમ તેનો પ્રથમ લક્ષ્ય બની

પશ્ચિમ અને પૂર્વ બંગાળની સરકારના સેક્રેટરીઓ કાર્લાઈલ અને લાયને તે માટે ૨૮ ઑક્ટોબરને રોજ એવો સક્યુંલર કાઢ્યા કે, વિદ્યાર્થીઓએ રાષ્ટ્રીય ચળવળમા ભાગ ન લેવો, જે વિદ્યાલયના સચાલકો કે શિક્ષકો આ હુકમનુ પાલન નહીં કરે તેમને સરકારી મદદ નહીં મળે અને વિદ્યાર્થીઓને પણ સરકારી છાત્રવૃત્તિ નહીં આપવામા આવે વિદ્યાર્થીઓએ આ સક્યુંલરનો ભગ શરૂ કર્યો અને તે માટે રગપુર, ઢાકા ને દિનાજપુરના વિદ્યાર્થીઓના દંડ થયા

વિદ્યાર્થીઓ સામેના આ દમનનો પડકાર આગેવાનોએ પણ ઝીલ્યો અને તેમણે યુવાનોને રાષ્ટ્રીય દૃષ્ટિથી કેળવણી આપવા માટે ૧૧ મી માર્ચ ૧૯૦૬ ને રોજ નૅશનલ કાઉન્સિલ ઑફ એજ્યુકેશન નામની સસ્થા સ્થાપન કરી તેમા રાજા સુબોધચંદ્ર મલ્લિક, શ્રી બ્રજેન્દ્રકિશોર રાયચૌધરી વગેરેએ ઉદારપણે નાણાની મદદ કરી શ્રી અરવિંદ ઘોષે વડોદરાની મોટા પગાર ને મોભાની નોકરી છોડી માત્ર માસિક રૂ ૧૫૦ નુ વેતન લઈને કાઉન્સિલે સ્થાપેલી કૉલેજના પ્રિન્સિપાલની જવાબદારી સ્વીકારી અને કાઉન્સિલની પ્રવૃત્તિ ધમધોકાર શરૂ થઈ અને એ જ પ્રવૃત્તિ સ્વદેશી અને બહિષ્કારની સાથે રાષ્ટ્રીય શિક્ષણને વ્યાપક બનાવવામા પ્રેરક બની

ચોમેર ફેલાતી જતી આ ચળવળ પૂર્વ બંગાળના બાખરગંજ જિલ્લામાં અશ્વિનીકુમાર દત્તની આગેવાની નીચે ખૂબ જોરમાં આવી તેને દબાવી દેવા માટે ત્યાં નવા નિમાયેલા લે. ગવર્નર સર બૅંફીલ્ડ ફુલરે એ વિસ્તારમાં ગુરખા પોલીસ મૂકી અને તેણે ત્યાં કેર વર્તાવી દીધો તેમ છતાં એ જિલ્લાના બારીસાલ મુકામે ૧૯૦૬ના એપ્રિલ મહિનામાં બંગાલ પ્રાન્તિક પરિષદ ભરવામાં આવી પરિષદને પહેલે દિવસે પાચ હજાર માણસોનુ એક મોટુ સરઘસ નીકળ્યુ. સરઘસને વિખેરી નાખવા માટે પોલીસે લાઠી હુમલો કર્યો અને ઘણાંને ઇજા થઇ; છતાં લોકોએ એ બધુ શાંત ચિત્તે સહન કર્યું. બીજે દિવસે પણ તેની જ પુનરાવૃત્તિ થઇ. ૧૪૪મી કલમ લાગુ કરવામાં આવી, અને લોકો પર પોલીસ તરફથી અત્યાચારો થયા. તે વખતે તો બધા શાંત પણે વિખેરાઇ ગયા પણ સરકાર સામેનો એ રોષ યુવાનોમાં સળગી ઊઠ્યો ને પછીનાં બે વરસ આખા બંગાળમા ક્રાન્તિકારી ગુપ્ત મંડળોએ અજોડ હિંમત, દૃઢતા તથા સાહસનો પરચો આપ્યો

બંગાળમાં ચળવળનુ જોર તોડવા વિદ્યાર્થીઓ માટે જેવા હુકમો નીકળ્યા તેવા જ મુબઇ, પૂના તરફ પણ બહાર પડેલા. ડેક્કન કૉલેજના પ્રિન્સિપાલ સેલ્બીએ પણ પોતાના એક જૂના વિદ્યાર્થીએ તેમને લખેલા કાગળના જવાબમાં સ્વદેશી વગેરેની ચળવળમાં વિદ્યાર્થીઓ ભાગ લે એ અનિષ્ટ છે એમ જણાવ્યુ એટલે લોકમાન્યે "આ આપણા ગુરુઓ જ નથી" એ મથાળા નીચે કેસરીમાં ઓકટોબર–નવેંબરમાં એક લેખમાળા લખી રાષ્ટ્રહિતને લગતી આવી બાબતોમા ઉપદેશ આપવાનો રાજ્યકર્તાઓની જમાતના તેમની જ નોકરી કરતા અધ્યાપકોને કે આચાર્યોને કોઇ પણ જાતનો અધિકાર હોઇ ન શકે એમ પ્રતિપાદન કર્યું. 'प्रमाणपति नो धर्मे कुहिनीमुक्तशिर्नाम्' એ ન્યાયે તેમની પાસે એ બાબતમા સલાહ લેવા જવામાં આપણી જ મૂર્ખામી છે, એમ જણાવી સરકારી કેળવણી ને તેની સંસ્થાઓનુ સાચુ સ્વરૂપ લોકો આગળ રજૂ કર્યું. એ જ વખતે ફર્ગ્યુસન કૉલેજના એક વિદ્યાર્થી સાવરકરે સ્વદેશીની સભામાં ભાષણ કર્યું તે માટે એ કૉલેજના પ્રિન્સિપાલે તેને દસ રૂપિયાનો દંડ કરી છાત્રાલયમાંથી કાઢી મૂક્યો. ત્યારે વિદ્યાર્થીઓ અને જાહેર પ્રવૃત્તિ વિષે લખતાં ટિળકે કહ્યું કે, આખા હિન્દુસ્તાનમાં સ્વદેશીના પ્રચારની ચળવળ ચાલુ છે તે વખતે લોકોની મદદથી નીકળેલી ખાનગી કૉલેજના પ્રિન્સિપાલ સ્વદેશી ચળવળમાં

સામેલ થવા બદલ એક વિદ્યાર્થીને દંડ કરે તે જોઈને ચીડ ચડયા વિના રહેતી નથી. દેશના હાલના આગેવાનોએ જે કોઇ રાષ્ટ્રહિતની હિલચાલ શરૂ કરી હોય, તેનું શિક્ષણ વિદ્યાર્થીઓને વિદ્યાર્થીદશામાં જ મળવું જોઇએ એવો ગદ્દગત રાનડેનો પણ સ્પષ્ટ અભિપ્રાય હતો. રાષ્ટ્રના હિતને ખાતર જુદા જુદા આગેવાનોએ શરૂ કરેલી રાષ્ટ્રીય સભા, સામાજિક પરિષદ, ઔદ્યોગિક પરિષદ, પ્રદર્શનો, શિવાજી ને ગણપતિના ઉત્સવો, સ્વદેશી ચળવળ ઇત્યાદિ જાહેર પ્રવૃત્તિઓનું મર્મ એ ચળવળોમાં યથારુચિ ભળીને વિદ્યાર્થીઓના મનમાં વિદ્યાર્થીદશામાં જો ન દાખલ થવા દેવાય, તો એ કેળવણી એને કયારે મળે? કારણ, વિદ્યાર્થીદશા પૂરી થતાં તે નોકર બનવાનો ને તે પછી પેન્શનર. એટલે,

> बाल्ये राजगुरुर्यन्ता यौवने भूमिदो नृप ।
> तथा पेन्शनदाता च न हिन्द प्रभुरात्मन ।।

એ શ્લોકમાં જણાવ્યા પ્રમાણે તે ઠેઠ સુધી ગુલામીની જિંદગી પસાર કરીને મરવાનો તેથી અમારો એવો ચોક્કસ અભિપ્રાય છે કે, વિદ્યાર્થીઓને જાહેર પ્રવૃત્તિમાં ભાગ ન લેવા દેવાનો નિયમ કરવો, એ એક રીતે રાષ્ટ્રનો ઘાત કરવા જેવુ છે

## બનારસની મહાસભા

૧૯૦૫ના ડિસેંબરમાં મહાસભાનુ અધિવેશન બનારસમા થયુ. તેના પ્રમુખ ના. ગોખલેએ પોતાના ભાષણમા બંગભંગની ચળવળનુ સમર્થન કર્યું. તેમણે કહ્યુ કે, "આ ચળવળ રાષ્ટ્રના ઇતિહાસના સ્વરૂપમા પલટો આણનારી છે. આ ચળવળને લીધે દેશમા ચાલતા ઝઘડાઓ શમી જઈને પહેલા કદી ન હતી તેટલી એકતા લોકનાયકોમા પેદા થઇ છે રેલ આવે એટલે પાણી આડુઅવળુ જગો ત્યા દાખલ થાય છે, એ ન્યાયે આવી પ્રચંડ ચળવળમા મર્યાદાનુ ઉલ્લંઘન કયાક થાય પણ ખરુ બગાળી લોકોની આબરૂ જાય તો આપણા બધાની આબરૂ ગઇ એમ સમજી આપણે તેમને મદદ કરીએ. એક વિશિષ્ટ હેતુસર એટલે ઇગ્લંડના લોકોનુ ધ્યાન ખેંચવા માટે બહિષ્કારના શસ્ત્રનો ઉપયોગ કરવામા આવ્યો છે, તે એ પ્રસંગ માટે યોગ્ય હોઇ, વિલાયતમાં તેનુ સારુ પરિણામ આવ્યુ છે સ્વદેશી માટે આપણે ઘણાુ પણ જોઇએ. હિન્દુસ્તાનને વસાહતોનુ સ્વરાજ મળવુ જોઇએ."

આ ભાષણ પર ટીકા કરતા મુબઈના ટાઇમ્સ ઑફ ઇંડિયાએ લખ્યુ કે, "ગોખલેએ પોતાનુ વિનીતપણું છોડયું એ સારુ ન કર્યું."

આ વખતે ઇંગ્લંડના યુવરાજ હિંદમાં આવ્યા હતા. તેમનું સ્વાગત કરવાનો ઠરાવ મહાસભા આગળ આવ્યો. ગોખલે વગેરે નરમ દળના લોકો તો ઠરાવ કરીને તે યુવરાજ પર મોકલવાના મતના હતા, જ્યારે ટિળક લાજપતરાય તેની વિરુદ્ધ હતા. લાજપતરાયે સૂચનાની સખત ટીકા કરી ને સંદેશ મોકલવો જ હોય તો "યુવરાજ અમારી સભા જોવા આવે એવી અમારી ઇચ્છા છે, પણ તે થઈ શકતું નથી તેનું અમને દુઃખ થાય છે" એવો સંદેશો મોકલવાની સૂચના રજૂ કરી. અને એ અંગે સારી પેઠે વાદવિવાદ ચાલ્યો. છેવટે ટિળકની સૂચનાથી "હિંદુસ્તાનના રાજ્યતંત્રમાં મહારાણીના ઢંઢેરાના સિદ્ધાંતોનો અમલ કરાવવાની વ્યવસ્થા કરવી જોઈએ, એવી આ મહાસભાની હાર્દિક વિનંતી તે નામદાર (યુવરાજ) કૃપાવંત થઈને નામદાર શહેનશાહ સમક્ષ રજૂ કરે," એવા શબ્દો સ્વાગતના સંદેશામાં દાખલ કરીને બન્ને પક્ષો વચ્ચે સમાધાન થયું ને ઠરાવ પસાર થયો.

આ મહાસભાના પ્રસંગનો લાભ લઈ રાષ્ટ્રીય શિક્ષણ અને હિંદુ વિદ્યાપીઠ સ્થાપવાના વિચારને પણ વેગ આપવામાં આવ્યો. આ વિદ્યાપીઠને માટે પૈસા તો મળી રહે, પણ જુદા જુદા પ્રાન્તોમાંથી લાયક માણસ મળવા જોઈએ, એમ ટિળકે તે માટે મળેલી સભામાં ચર્ચા દરમ્યાન જણાવ્યું અને તે કામમાં મહારાષ્ટ્રના ફાળા તરીકે પ્રો. વિજાપુરકર તથા પ્રો. ભાનુની સેવાઓ અર્પણ કરવા તૈયારી બતાવી. નાગરી પ્રચારિણી સભા તરફથી બોલાવેલી સભામાં તેમણે દેવનાગરી લિપિ હિન્દની બધી ભાષાઓ અપનાવે તે માટે આગ્રહભરી વિનંતિ કરી. દક્ષિણની ભાષાઓ આજે કદાચ તેમ કરવા તૈયાર ન થાય તો ઓછામાં ઓછું એ લિપિનું જ્ઞાન ત્યાં સાર્વત્રિક થાય તે માટે તો પ્રયત્ન અવશ્ય કરવો જોઈએ એમ તેમણે જણાવ્યું.

## ૩૮

# કલકત્તાની મહાસભા

(સ્વરાજ્યના ધ્યેયની ઘોષણા)

બનારસના અધિવેશનમા મહાસભાએ બંગાળના ભાગલા પાડવાના પગલાને સખત રીતે વખોડી કાઢ્યુ હતુ અને તેના વિરોધ માટે બહિષ્કારનુ અવલબન કર્યા વિના લોકોની પાસે બીજો કોઇ ઉપાય જ ન હતો એમ કહી તેનુ સમર્થન કર્યું હતુ એટલે એ નીતિને આગળ જતી અટકાવવાનો વિનીત પક્ષના નેતાઓએ પ્રયત્ન શરૂ કર્યો, જ્યારે જહાલ પક્ષના લોકોએ એ નીતિને આગળ ધપાવવાનો વિચાર શરૂ કર્યો મહાસભાને વરસમા બે ચાર દિવસ મળતા જલસાના રૂપમા ન રાખતા આખુ વરસ કામ કરનારી સંસ્થામા ફેરવવી જોઇએ એવા અર્થનુ એક પરિપત્ર ખાપર્ડેએ જુલાઇ માસમા કાઢ્યુ, તેથી ભારે હોહા થઇ પછી જ્યારે આગામી મહાસભાના પ્રમુખની ચૂંટણીની વાત શરૂ થઇ ત્યાર તેમણે વર્તમાનપત્રો દ્વારા લાજપતરાયનુ નામ સૂચવ્યુ બિપિનચંદ્ર પાલ વગેરે બંગાળના લોકોએ ટિળકના નામની સૂચના કરી અને તે માટે પ્રયત્ન શરૂ કર્યો એટલે એંગ્લો ઇંડિયન પત્રકારો તથા વિનીત પક્ષના લોકો ચિંતામા પડયા કેટલોક વખત આ પ્રશ્નનો ઊહાપોહ થયા પછી આ સંકટમાથી માર્ગ સૂઝ્યા — દાદાભાઈને વિલાયતથી બોલાવવાનો, અને તે પ્રમાણે તેમને તાર પણ કરવામા આવ્યો વિલાયતમા શ્યામજી કૃષ્ણવર્મા ટિળકને જ અધ્યક્ષ બનાવવા જોઇએ એવા આગ્રહવાળા હતા અને તેમણે દાદાભાઈને પાછા વાળવાનો પ્રયત્ન પણ કર્યો દાદાભાઈનુ નામ આવતા જહાલ પક્ષ ચૂપ થયો "દાદાભાઇ પણ શુ કહેવાના?" એ મથાળાવાળો ટિળકે લેખ લખ્યો તેમા કહ્યુ કે, "દાદાભાઈ વિષે એક વાત સતત યાદ રાખવી ઘટે છે કે, એ કોઇ શોભાના ગાંઠિયા જેવા આગેવાન કે ફુરસદના કાર્યકર્તા નથી બધી બાજુઅથી, બધી રીતે, બધી જાતના લોકોનો સહકાર મેળવીને પોતાનુ દેશકાર્ય પાર પાડવાનુ તેમનુ નૈષ્ઠિક વ્રત છે · તેઓ દેશમાં જે જાગૃતિ પેદા થઇ છે તેના પર ઠંડુ પાણી કદી નહીં રેડે . નવા પક્ષ અને નવી ચળવળને દાદાભાઈના આગમનથી ઓલ્ટુ પુષ્ટિ જ મળશે."

અને ટિળકની આ માન્યતા પાયા વિનાની તો ન હતી જ કારણ, બનારસ મહાસભાના પ્રમુખ પર મોકલેલા સંદેશામાં દાદાભાઈએ જણાવ્યું હતું કે, " કોઈ પણ જાતના મલમપટ્ટી જેવા ઉપલકિયા ઇલાજો, કેવળ રાજતંત્રમાં કરેલા યાંત્રિક ફેરફારો કે થીંગડાં મારવાથી કોઈ ઇષ્ટ હેતુ પાર પડી શકે નહીં, પડશે નહીં હિંદના દુઃખો અને તેને થતા અન્યાયો માટે સ્વરાજ્ય એ જ એક ઉપાય છે એ હેતુ બર લાવવા માટે આપણે મહાસભાને બળવાન બનાવવી જોઈશે આપણો આ ઉદ્દેશ—જે તદ્દન વહેવારુ છે—હાસલ કરવા માટે બધી જાતના પ્રયત્નો સતત ચાલુ રાખવા પડશે "

કલકત્તામાં દાદાભાઈનું અપૂર્વ સ્વાગત થયું — કોઈ મહારાજાને પણ અદેખાઈ આવે એવું તેમનું ભાષણ પણ નવી જ ભાત પાડનારું થયું આલંકારિક, સુવાળી ને દરબારી શૈલીને છોડી દઈને સીધી અને સ્પષ્ટ ભાષામાં તેમણે કહ્યું કે, "જૂની પેઢીએ પચાસ સાઠ વરસ સતત પરિશ્રમ કરીને સ્વરાજ વિના હિન્દી લોકોનાં દુઃખો દૂર થવાનાં નથી, એ સિદ્ધાન્ત તમારી આગળ રજૂ કર્યો છે આ સિદ્ધાન્ત પ્રસ્થાપિત કરવામાં જૂની પેઢીને નવી પેઢી તરફથી પ્રેરણા ને બળ મળ્યું છે એ વાત સાચી પણ એ ઉદ્દેશ હવે સ્પષ્ટપણે નજર સામે રાખી તમે નવી પેઢીના લોકો પ્રયત્ન કાર્ય કરશો તો જૂની પેઢીએ પચાસ વરસ કરેલા કામનું સાર્થક થશે " સ્વદેશી, બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણનો પુરસ્કાર કરીને તેમણે એમ ચોખ્ખું જણાવ્યું કે, "બંધારણમાર્ગની ચળવળની બાબતમાં મારી તીવ્ર નિરાશા થઈ છે એટલી કે મારી જગ્યાએ જો બીજો કોઈ માણસ હોત તો બળવો કરવા મંડી પડત

"આપણને કોઈ મહેરબાની જોઈતી નથી આપણને કેવળ ન્યાય જોઈએ છે બ્રિટિશ નાગરિકો તરીકે આપણને કયા હકો જોઈએ છે તેની વિગત કે વર્ગવારીમાં હું પડવા માગતો નથી એ આખી વસ્તુ એક શબ્દમાં કહી શકાય અને તે શબ્દ 'સ્વરાજ્ય' છે — ઇંગ્લન્ડ કે તેની વસાહતોના જેવું સ્વરાજ્ય "

અને આખરે તેમણે દેશના બધા પક્ષો, વર્ગો ને જમાતોને એકતાનો સંદેશ આપતાં કહ્યું કે, "મારા જીવનનાં જે કોઈ થોડાં વરસો હવે બાકી હશે, તેમાં મારે નસીબે કંઈ સારી વસ્તુઓ આવવાની હશે તેની મને ખબર નથી

"મારા દેશ અને દેશબંધુઓ માટે સ્નેહ અને શ્રદ્ધાનો એક શબ્દ હુ મૂકતો જાઉં તો કહુ છુ કે, 'એક થાઓ, મંડયા રહો, અને સ્વરાજ (સેલ્ફ-ગવર્નમેન્ટ) હાંસલ કરો,' કે જેથી ગરીબી, દુકાળ અને મરકીના ભોગ થતા લાખો લોકો, અને પૂરતા અન્નને અભાવે ટળવળતા કરોડો જીવોને બચાવી શકાય, અને જગતની મોટામાં મોટી અને સંસ્કારી પ્રજાઓમા પોતાનુ અસલનુ ગૌરવવંતુ સ્થાન એક વાર ફરીથી હિન્દુસ્તાન પ્રાપ્ત કરે."

તેમના ભાષણને વિષે લખતા ટિળકે લખ્યુ કે, "સ્વરાજ્ય – લોકોએ પોતાને બળે ચલાવેલુ સ્વરાજ્ય – આપણને મળ્યા વિના આપણા ઉદ્ધારનો બાજો માર્ગ નથી એમ વિશ્વાસપૂર્વક, સ્પષ્ટતાથી અને સીધી સરળ ભાષામા, ગદગદ થઈને જ્યારે દાદાભાઈએ કહ્યુ, ત્યારે કોઈ વૃદ્ધ દેવદૂત પોતાની જુવાન પેઢીને આખરનો સંદેશો આપવા અવતર્યો છે કે શુ, એવો ક્ષણિક ભાસ તે વખતે થયો."

કલકત્તાની મહાસભા પહેલા ટિળકને વિષે જાતજાતની વાતો સામા પક્ષ તરફથી વહેતી મૂકવામા આવી હતી તેઓ પૂનાથી પાચસો પહેલવાન સાથે લાવનાર છે એવી અફવા ફેલાવાથી વિનીતો પોતાનુ બધુ બળ ત્યા લઈ આવ્યા હતા તેથી પ્રતિનિધિઓની સંખ્યા અઢારસો સુધી ગઈ હતી કલકત્તામા નરમ ગરમ પક્ષ વચ્ચે મારામારી થશે અને મહાસભા તૂટી જશે એવી આગાહી અંગ્રેજી છાપાઓએ કરી હતી, પણ તે ખોટી પડી ને કલકત્તાનુ અધિવેશન પ્રગતિકારક ઠર્યું સ્વરાજ્ય અને રાષ્ટ્રીય શિક્ષણ અંગેના ઠરાવો ઝાઝા મતભેદ વિના પસાર થયા કેટલીક ચર્ચાને અન્તે "થોડુક નુકસાન વેઠીને પણ સ્વદેશી માલને ઉત્તેજન આપવુ," એવો સ્વદેશી વિષે ઠરાવ થયો પણ ખરો ઝઘડો બહિષ્કારના ઠરાવને અંગે થયો અને છેવટે, "આ દેશના લોકો પોતાના દેશના રાજ્યવહીવટમા લગભગ નહીં જેવો અધિકાર ભોગવે છે, તેમના પ્રતિનિધિઓના વિચારો તરફ સરકાર જોઈતુ ધ્યાન આપતી નથી તે લક્ષમા લઈને આ મહાસભા એમ જણાવે છે કે બંગભંગની યોજના સામે વિરોધ તરીકે બંગાળમા જે બહિષ્કારપ્રવૃત્તિ શરૂ કરવામા આવેલી છે તે યોગ્ય હતી અને છે," એ સ્વરૂપમાં તે પસાર થયો

કલકત્તામાં પાસ થયેલા ઠરાવો જૂના અને નવા માર્ગનો સમન્વય સાધનારા છે એમ જણાવતા લોકમાન્યે લખ્યુ કે, "'ભિક્ષાં દેહિ'નો માર્ગ મહાસભાએ સર્વાંશે છોડી દીધો ન હોય તોય સ્વદેશી ચળવળ, બહિષ્કાર

અને રાષ્ટ્રીય શિક્ષણ એ ત્રણેય સ્વાવલંબનના માર્ગોની બાબતમાં મહાસભાએ હવે પૂરેપૂરો અંગીકાર કર્યો છે, એ ધ્યાનમા રાખવુ જોઈએ"

ત્યારે અંગ્રેજી છાપાઓએ એવી ટીકા કરી કે, જે દાદાભાઈને આગ પર પાણી રેડીને તે હોલવવા માટે ખાસ ઇંગ્લંડથી બોલાવવામા આવ્યા, તેમણે તો તે પર ઘાસલેટ રેડીને તેને વધારે ભડકાવી દીધી અને તેમણે આગળ જઈને એવી ધમકીઓ આપવાની શરૂઆત કરી કે, 'તમે સ્વરાજ્યનો બકવાટ ભલે કર્યા કરો, તલવાર વડે જીતેલો તમારો દેશ અમે તલવારને જોરે જ સાચવીશુ'

પણ દાદાભાઈએ સાવ અનપેક્ષિતપણે 'સ્વરાજ્ય'નો ધડાકો કર્યો એવી જે તેમની માન્યતા હતી તેમાં વજૂદ નથી બનારસની મહાસભાને મોકલેલો સંદેશો આપણે જોયો જ છે તે ઉપરાંત પમી જુલાઈ (૧૯૦૬)ને રોજ જોસેફ બૂથને લખેલા કાગળમા સ્વરાજ્ય માટે શરત ન હોઈ શકે એવો સ્પષ્ટ મત તેમણે વ્યક્ત કર્યો હતો તેમણે કહ્યુ હતુ કે,

"જ્યારે કોઈ પ્રજા પોતાનો કારભાર ચલાવવા જેટલી ઠીકઠીક લાયકાત મેળવે, ત્યારે જ તેને પોતાનો કારભાર પોતાના હાથમા લેવાનો અધિકાર હોઈ શકે, એવી તમે શરત મૂકો છો, પણ એથી નબળાઓના કામમા દખલ કરવાનુ સબળાઓને એક બહાનુ જ મળે છે કોઈ પણ પ્રજાને બીજી પ્રજાને પોતાની ગુલામ બનાવવાનો અધિકાર શા માટે હોય? દર કોઈ પ્રજાને પોતાને યોગ્ય લાગે તે રીતે પોતાની વસ્તુઓનો ઉપયોગ કરવાનો તેમ જ પોતાના કારભાર ચલાવવાનો જન્મસિદ્ધ હક છે જ વધારે સુધરેલી પ્રજાની ફરજ તો એ છે કે, ઓછા સુધરેલા લોકોને ગુલામ બનાવી તેમને લૂંટવા નહીં પણ તેમના સ્વાતંત્ર્યથી વંચિત કર્યા વિના તેમને માર્ગદર્શન કરવુ, મદદ કરવી અને તેમનો ઉદ્ધાર કરવો " "'સદાચારી કે નીતિભ્રષ્ટ, નિર્દોષ કે દોષથી પરિપૂર્ણ બ્રિટિશ પ્રજાજન જેવો હોય તેવા કદી ગુલામ નહીં બને,' એ સૂત્ર જેટલુ બ્રિટિશ પ્રજાને માટે સાચુ છે, તેટલુ જ બીજી પ્રજાઓ માટે પણ માનવુ ઘટે છે"

દાદાભાઈ ઇંગ્લન્ડની કોબડન ક્લબની કમિટિના સભ્ય હતા. એ ક્લબ ખુલ્લા વેપાર (ફ્રી ટ્રેડ)ની હિમાયત કરનારી સંસ્થા હતી તેમ છતા દાદાભાઈએ સ્વદેશીનો જોરદાર પુરસ્કાર કર્યો, એવા આક્ષેપોના જવાબમા તેમણે કહ્યુ કે, "સ્વદેશી આજે હિન્દુસ્તાન માટે એક ફરજિયાત આવશ્યકતા છે .

અર્થશાસ્ત્રના (ખાસ કરીને ખુલ્લા વેપારના) સિદ્ધાન્તો હિન્દુસ્તાનને લાગુ કરવાની વાત કરવી તે દાઝ્યા પર ડામ દેવા જેવુ છે "

અધિવેશન પછી કલકત્તામા જ પાલ બાબુના પ્રમુખપણા હેઠળ 'નવો પક્ષ અને તેના માર્ગો' એ વિષય પર ભાષણ આપતાં ટિળકે કહ્યુ કે, "નરમ અને ગરમ એ શબ્દો સાપેક્ષ છે ગઈ કાલના ગરમ લોકો આજે નરમ લાગે છે અને આજના ગરમ આવતી કાલે નરમ કહેવાશે આ પ્રગતિનો ન્યાય છે ડિગ્બી દાદાભાઈએ જે ઘોષો કરી છે તેનો ઉપયોગ કરીને આપણે આગળ વધવાનુ છે અને તેથી જ હવે પછી અરજીઓ અને વિનવણીઓનો જૂનો કાર્યક્રમ આપણે છોડી દેવાનો છે, અને સ્વરાજ્ય ન મળે ત્યા સુધી સરકારની સાથે ઝઘડવાનુ છે "

## ૩૯

## મદારીનો ખેલ કે રાષ્ટ્રદેહમા કાયર

કલકત્તાની મહાસભાની તૈયારી ચાલુ હતી તે જ અરસામાં હિન્દના રાષ્ટ્રવાદમા કાયર મારનારુ એક પગલુ સરકાર તરફથી લેવાઈ રહ્યુ હતુ, તેની તરફ નજર કરી લઈએ

લૉર્ડ કર્ઝનની મુદત ૧૯૦૪મા જ પૂરી થતી હતી, પણ કેટલાક દિવસની રજા લઈને તે વિલાયત ગયા ને તેમની ફરી નિમણૂક કરવામા આવી અને ૧૯૦૪ના ડિસેમ્બરની આખરે પાછા આવ્યા થોડા જ દિવસ પછી લૉર્ડ કિચનેર સાથે તેમનો અધિકારને અંગે તીવ્ર મતભેદ થયો ને કિચનરના અભિપ્રાયને બ્રિટિશ સરકારનો ટેકો મળતા કર્ઝને રાજીનામુ આપ્યુ પણ તેને સાવ જ ખોટુ ન લાગે તેટલા માટે ભારતમંત્રી બ્રૉડરિકે બગાળના ભાગલાની તેની યોજનાનો અમલ કર્યો કર્ઝન પછી નવેંબર ૧૯૦૫મા લૉર્ડ મિન્ટો વાઇસરૉયના હોદ્દા પર આવ્યા પણ કર્ઝને જે નીતિ નક્કી કરી હતી તેમા ભાગ્યે જ મૂલગામી ફેરફાર કરી શકાય તેમ હતુ એટલે કર્ઝને જે બીજ રોપ્યાં તેના માઠાં પરિણામ સહન કરવાનુ મિન્ટોને નસીબે આવ્યુ, એમ તેને વિષે કહેવામા આવે છે

પણ ભેદનીતિની બાબતમાં મિન્ટો કર્ઝન કરતા કોઈ પણ રીતે ઊતરે એવો ન હતો તે નીચેના ઉતારા પરથી જણાશે :

"ઑક્ટોબર ૧, (૧૯૦૬) 'એક ઘણી જ મહત્વની ઘટનાનો દિવસ', 'હિન્દના ઇતિહાસમા એક નવા યુગનો આરંભ'" એ રીતે આ દિવસનુ લેડી મિન્ટો પોતાની ડાયરીમા વર્ણન કરે છે કારણ "હિન્દના બધા પ્રાન્તોમાથી ૭૦ મુસ્લિમ પ્રતિનિધિઓનુ મંડળ આગાખાનની આગેવાની નીચે વાઇસરૉયને મળવા આવ્યુ પ્રતિનિધિમંડળની માગણી : મ્યુનિસિપાલિટીઓ, ડિસ્ટ્રિક્ટ બોર્ડો, કે ધારાસભાઓ, ઇત્યાદિ પ્રતિનિધિ પદ્ધતિથી જે કોઈ સંસ્થામા ચૂંટણીનુ તત્ત્વ દાખલ કરવાનુ આવે, અથવા વધારવાનું આવે, ત્યારે મુસ્લિમ કોમને તેમા એક કોમ તરીકે (સ્વતંત્ર) પ્રતિનિધિત્વ મળવુ જોઈએ "!

એ જ દિવસે સાંજે એક ઊંચા હોદ્દાવાળો અમલદાર લેડી મિન્ટોને લખેલા કાગળમા જણાવે છે, " .. આજે ઘણી જ મહત્વની ઘટના બની છે, જેની અસર હિન્દ અને તેના ઇતિહાસ પર વરસો સુધી રહેશે એવુ મહાન મુત્સદ્દીગીરીનુ કાર્ય આજે થયુ છે છ કરોડ અને વીસ લાખ લોકોને રાજદ્રોહી સરકાર-વિરોધી પક્ષમા જતા પાછા ખેંચી લેવામા આવ્યા છે" મૌલાના મહમદ અલીએ એથી પણ આગળ જઈને પ્રતિનિધિમંડળની આ કામગીરીને 'કમાંડ પરફૉર્મન્સ' (સરકાર પ્રેરિત) તરીકે ઓળખાવી છે કારણ આવી માગણી કરવા માટે સરકાર તરફથી જ પ્રેરણા મળી હતી એમ તેમનુ કહેવુ હતુ

અને આખરે મુસલમાનોની આ માગણી સંતોષાય એવી રીતે જ મોર્લે-મિન્ટો સુધારાની રચના કરવામા આવી અને હિંદના વિભાજનનો પાયો નખાયો મોર્લે જેવા ઉદારમતવાદી તત્ત્વજ્ઞને એમાં કશુ અજુગતુ લાગ્યુ નહીં

## ૪૦

# સ્વદેશી અને બહિષ્કાર

કલકત્તાની મહાસભા પછી જહાલ પક્ષ તેમાં પસાર થયેલા ઠરાવોને અમલી બનાવવાના કામમાં મંડી પડયો. સભાના મંડપમાં જ પહેલું રાષ્ટ્રીય સ્વદેશી સંમેલન ભરાયું. તેમાં પાલ (બિપિનચંદ્ર), બાલ (બાલ ગંગાધર ટિળક) તથા લાલ (લાલા લજપતરાય) ઉપરાંત જુદા જુદા પ્રાન્તોના કાર્યકર્તાઓ હાજર હતા. તેમાં જે પ્રાન્તમાં સ્વદેશી પ્રાંતિક કમિટિઓ ન હોય ત્યાં તે સ્થાપન કરીને સ્વદેશીની ચળવળનો પ્રચાર કરવાનો ઠરાવ લો. ટિળકે રજૂ કર્યો ને પસાર થયો.

સ્વદેશી અને બહિષ્કારની વાત મહારાષ્ટ્રમા છેક ૧૮૪૯માં લોકહિતવાદીએ કરી હતી. દેશના હુન્નરઉદ્યોગનો ઉદ્ધાર કરવા માટે — 'હાલ તુરત દારિદ્ર્યનો અંત આણવા માટે' — જે માલ અંગ્રેજો અહીં લાવીને ખપાવે છે તે કાપડ, કાચ, યંત્રો ઇ૦ આપણે બનાવતાં શીખવુ જોઈએ; અંગ્રેજોના દેશનો માલ ખરીદવાનું બંધ કરવું જોઈએ, અહીં જેટલો માલ પેદા થાય તેટલો જ આપણે ખરીદવો જોઈએ, એવો બોધ તેમણે આપ્યો હતો

અંગ્રેજી રાજ્યને લીધે આપણા દેશનુ આર્થિક જીવન પાયમાલ થતુ જાય છે એ વાતનુ ભાન ખરુ જોતા હિંદના પૂર્વ તરફના લોકોને પ્રથમ થવુ જોઈતુ હતું; કારણ અંગ્રેજોના વેપાર ને રાજસત્તાનો પરચો તેમને (બિહાર બંગાળના લોકોને) પ્રથમ મળ્યો હતો. પણ તેમ ન બનતાં એ શોધ પ્રથમ ઉપર જણાવ્યુ છે તેમ પશ્ચિમ તરફના લોકોએ જ કરી. એ તેમને માટે ગૌરવ લેવા જેવુ ગણાય.

પણ સ્વદેશી અને બહિષ્કારને અમલી બનાવવા માટે પચીસ વરસનો અવધિ લાગ્યો. ૧૮૭૦ મા સાર્વજનિક કાકા તથા રાનડેએ સ્વદેશી ઉદ્યોગ-હુન્નર તરફ ધ્યાન આપ્યુ. કાકા તો જાતે કાતેલા સૂતરની ખાદી વાપરતા ને સ્વદેશી માલની દુકાનો પણ તેમણે શરૂ કરાવેલી એ જ અરસામા રાનડેએ રાષ્ટ્રીય અર્થશાસ્ત્રનો પાયો નાખ્યો. ગુજરાતમાં પણ લોકહિતવાદી (તે વખતે તેઓ અમદાવાદમાં આસિસ્ટન્ટ જજના હોદ્દા પર કામ કરતા હતા), દી. બ. અંબાલાલ સાકરલાલ વગેરેએ 'સ્વદેશી ઉદ્યમવર્ધક મંડળ'

સ્થાપ્યુ ને સ્વદેશીનુ પ્રત્યક્ષ કામ તથા પ્રચાર શરૂ કર્યા હતા પણ સ્વદેશીમાં રહેલી સ્વાવલબી વૃત્તિને ઉગ્ર બનાવી તેમા રહેલી પ્રતિકારશક્તિ કેળવવાનુ શ્રેય લોકમાન્ય ટિળકને જ આપવુ જોઇએ. ગાધીજીએ લોકમાન્યના અવસાન પછી પહેલી સવત્સરી નિમિત્તે લખેલા લેખમા કહ્યુ છે તેમ, "સ્વરાજ્ય મારો જન્મસિદ્ધ હક્ક છે, એ ટિળક-ગીતાનો પૂર્વાર્ધ છે, સ્વદેશી એ મારો જન્મનિર્મિત ફરજ છે એ તેનો ઉત્તરાર્ધ છે."

અને એ પ્રતિકાર શક્તિ કેળવવાની શરૂઆત ટિળકે ૧૮૯૬ મા કેવી રીતે કરી હતી તે આપણે જોઇ ગયા છીએ

તે પછી બગભગ વખતે જ્યારે બગાળના લોકોમા ખળભળાટ થયો અને તેમણે એકે અવાજે બ્રિટિશ સરકારના એ પગલાનો સામનો કરવા માટે સ્વદેશી અને બહિષ્કારની ઘોષણા કરી ત્યારે તેને આવકાર આપતા ટિળકે લખ્યુ કે, "બગાળી લોકોએ સ્વદેશી અને બહિષ્કારની ચળવળનુ જ નવુ શસ્ત્ર યોજ્યુ છે, તેથી હિન્દુસ્તાનની નોકરશાહી આગળ ઉપર ત્રાસી જઇને નમી પડશે, એવો ચોક્કસ ખ્યાલ મનમા બધાવાથી જ ફુલર સાહેબ ગાડો બની ગયો છે, અને માતેલા હાથીની જેમ બગાળી લોકોને બસ અત્યારે ને અત્યારે જેર કરી નાખુ એમ તેણે પોતાના મન માથે નક્કી કર્યુ લાગે છે તેણે બગાળામા ગુરખા સિપાઇઓ દ્વારા લોકોને તોબા પોકરાવ્યા છે અને આ બધુ શા માટે, તો લોકો સ્વદેશીની ચળવળ કરે છે તેટલા માટે! સ્વદેશીને કારણે બ્રિટિશ સામ્રાજ્ય સમૂળગુ નાશ પામશે એમ તેને લાગે છે. તેથી વિદ્યાર્થીઓને વિદ્યાર્થીઓ તરીકે, જુવાનોને નોકર તરીકે અને ઘરડાઓને પેન્શનર તરીકે આ ચળવળમા સામેલ થવાની મનાઇ થશે અને સને ૧૮૯૮ મા પીનલ કોડમાં જેમ સુધારો થયો હતો, તેજ પ્રમાણે અત્યારે પણ થશે અને સરકારની હકૂમત વિરુદ્ધ જ નહીં પણ વિલાયતી માલની વિરુદ્ધ ચળવળ કરવી એ પણ રાજદ્રોહનો ગુનો ગણાશે પણ લોકોના મનની આજે જે સ્થિતિ છે તે ઉપરથી અમે એમ કહીએ છીએ કે, આ બધા પ્રયત્નો નિષ્ફળ ગયા વિના રહેવાના નથી"

બગાળમા સ્વદેશીનુ વાતાવરણ એટલુ ઉગ્ર બન્યુ કે સુરેન્દ્રનાથ બેનરજી પોતાની આત્મકથામાં લખે છે, "મારી પાંચ વરસની પૌત્રીને પરદેશી ચામડાના બૂટ કોકે આપ્યા તે તેણે ફેંકી દીધા! એક ડૉક્ટરે છ વરસની દીકરીને આપેલી વિલાયતી દવા તેણે અર્ધ બેભાન અવસ્થામાં પણ તે સ્વદેશી નથી એ કારણસર ઢોળી દીધી" બગાળમાં બગધર્મી

મિત્ર સ્થાપન થઈ તેને માટે અઢાર લાખની મૂડી જોતજોતામા ભેગી થઈ ને બીજી પણ અનેક પ્રવૃત્તિઓ શરૂ થઈ

મહારાષ્ટ્રમા પણ એ પ્રવૃત્તિ સારી પેઠે જોરમા આવી હજારો લોકોએ પરદેશી કાપડ કે ખાંડ ન વાપરવાના વ્રત લીધા કાગળ, પેન્સિલ જેવી વસ્તુઓની બાબતમાં વિદ્યાર્થીઓ આગ્રહ રાખવા લાગ્યા સ્વદેશી છત્રીઓ બનતી નથી તેથી વિજાપુરકર જેવાએ આમરણ વરસાદમા કાંબળો ઓઢવાનુ ચાલુ રાખેલુ ઠેકઠેકાણે સ્વદેશી કાપડ ને માલની દુકાનો શરૂ કરવામા આવી. ટિળકે મુંબઈના વેપારીઓના સહકારથી અઢી લાખની મૂડી ઊભી કરીને 'મુંબઈ સ્વદેશી કોઑપરેટિવ સ્ટોર્સ'ની સ્થાપના કરવામાં આગળપડતો ભાગ લીધો અને દાદાભાઈને હસ્તે તેનુ ઉદ્‌ઘાટન કરાવ્યુ પૂનામાં વિદેશી કાપડની હોળીઓ થઈ. હરિકથા કહેનારા કીર્તનકારો પણ પોતાના પ્રવચનમા સ્વદેશીનો પ્રચાર કરવા લાગ્યા

## સ્વદેશી અને પૈસાફંડ

સ્વદેશી અંગે મહારાષ્ટ્રમા એક ખાસ પ્રવૃત્તિ લોકમાન્ય ટિળકના પ્રયાસથી નક્કર બની, તે પૈસાફંડની પ્રવૃત્તિ ખાસ નોંધપાત્ર છે અની શરૂઆત સાતારાની પ્રાન્તિક પરિષદ વખતે શી રીતે થઈ અને કેમરીએ તેનો પુરસ્કાર કર્યો, તે આગળ જોયુ. થોડા સમય બાદ શ્રી કાળેએ પોતાની બીજી બધી પ્રવૃત્તિ છોડી દઈને કેવળ પૈસાફંડના કામમા જ પોતાનુ જીવન અર્પણ કરવાનુ નક્કી કર્યું ત્યારે લોકમાન્યે તેને માટે એક કમિટી રચવા સંમતિ આપી, અને તે મુજબ એ સંસ્થા ૧૯૦૫માં રજિસ્ટર કરવામા આવી કાચના કારખાના ઉપરાત દીવાસળીઓ, પેન્સિલો, સાબુ, મીણબત્તીઓ, બ્રશ, બટન ઇત્યાદિ બનાવવાના નાના ધંધા ખોલવવા માટે આ નિધિની યોજના હતી અને તે માટે ગજ્જરની રસાયનશાળા સાથે કોઈ વ્યવસ્થા કરવાનો વિચાર કરવામા આવેલો લોકમાન્યે આ પ્રવૃત્તિમા રસ લીધો તેને પરિણામે આખા મહારાષ્ટ્રની એ અક સર્વમાન્ય સસ્થા બની ગઈ અને લગ્ન, જનોઈ ઇત્યાદિ પ્રસંગે ભોજન વખતે બ્રાહ્મણોને જે દક્ષિણા આપવામા આવતી, તે બધી આ કામમા સ્વેચ્છાએ આપી દેવાનો રિવાજ પડી ગયો જ્યા જ્યાં એવો સમારભ હોય ત્યા પૈસાફંડનો કોઈ સ્વયંસેવક કે ત્યાંથી જ કોઈ સજ્જન તેની વતી એ દક્ષિણા ભેગી કરતો અને પૈસાફંડની કચેરીને રવાના કરી દેતો તેને વિષે લોકમાન્યે લખ્યુ કે, "રાષ્ટ્રીય કામ સાધી

દાખથી કરવાનો આ એક બોધપાઠ છે આ જો આપણી જુવાન પેઢી આત્મસાત્ ન કરે, તો આના કરતાં વધારે કઠણ કામો કરવા માટે આપણે નાલાયક છીએ એમ કોઈ કહે, તો આપણે તેને જવાબ નહીં આપી શકીએ ”

આ ફંડમાથી પૂના નજીક તળેગાવમાં કાચ બનાવવાનુ કારખાનુ શરૂ કરવામાં આવ્યુ અને ત્યા શીખીને તૈયાર થયેલા વિદ્યાર્થીઓએ બીજા સ્વતંત્ર કાચ કારખાના પણ કાઢયા છે તે જોતા આ તદ્દન નજીવી દેખાતી પ્રવૃત્તિમા કેટલી શક્તિ હતી તે જણાઈ આવે છે

આ ફંડને અંગે પણ બીજા ફંડોની જેમ કેટલાક લોકો નાહકની શકાઓ ઉઠાવીને આક્ષેપ કરતા, ત્યારે તે આક્ષેપોનુ નિવારણ કરવા માટે લોકમાન્ય જાતે પહોંચી જતા. અને તેથી જ તે ફંડ ઝપાટામા લોકપ્રિય થયુ અને સ્વદેશીનુ વાતાવરણ પોષવામા તે ખૂબ સહાયભૂત થયુ અને એ જ કારણે વિનીત દળના લોકો તેનાથી અળગા રહેવા લાગ્યા.

સ્વદેશીને લીધે સરકાર ભડકી જાય તે તો સમજી શકાય, પણ વિનીત પક્ષના લોકો કેટલી હદ સુધી તેનો વિરોધ કરવાની બાબતમા સરકારના હાથા બન્યા, તેનો એક કરુણ કિસ્સો નોંધવા જેવો છે એક રાષ્ટ્રીય શિક્ષકે લખેલા મરાઠી બીજગણિતના પુસ્તકમા આપેલા દાખલાથી સ્વદેશી માલને ઉત્તેજન મળવાનો સભવ છે એ કારણસર સરકારી કમિટીમાં કામ કરતા એક અગ્રગણ્ય ગણિતીએ તે પુસ્તકને પોતે નામંજૂર કરવામા સહાયભૂત થયાનો એકરાર એ પુસ્તકના લેખક પાસે કરેલો એ જાણી આશ્ચર્ય દુ ખ થયા વિના રહેતુ નથી

બગભંગની ચળવળને લીધે સ્વદેશી અને બહિષ્કારનુ જે મોજુ પેદા થયુ, તેનુ કેવળ આર્થિક સ્વરૂપ રહ્યુ નહીં, પણ તે રાષ્ટ્રના જીવનના બધાં ક્ષેત્રોમા ક્રાતિ કરાવનારુ નીવડ્યુ સુરેન્દ્રનાથ કહે છે તેમ, એ ક્રાતિ કેવળ રાજકીય ન હતી ભારતીય સંસ્કૃતિના અભ્યાસ અને સંશોધનને પણ તેથી ઉત્તેજન મળ્યુ બંગાળામા તો ગદ્ય, પદ્ય, ઇ૦ સાહિત્યની શાખાઓ, પત્રકારિત્વ, હુન્નરઉદ્યોગ ઇત્યાદિ પર તેની અસર થઈ અને તેમની ઝપાટાભેર પ્રગતિ શરૂ થઈ

આ દાયકામા લખાયેલા નિવેદિતા, કુમારસ્વામી, અરવિંદ વગેરેના લખાણોએ આખા દેશમા જબરદસ્ત પરિવર્તન કરાવ્યુ

## ૪૧
# રાષ્ટ્રીય શિક્ષણ

કલકત્તાની મહાસભામા રાષ્ટ્રીય શિક્ષણને અંગે નીચે મુજબ ઠરાવ પસાર કરવામા આવ્યો હતો · "મહાસભા માને છે કે, છોકરાઓ અને છોકરીઓને રાષ્ટ્રીય શિક્ષણ આપવાનો પ્રશ્ન જોશભેર ઉપાડી લઇને રાષ્ટ્રીય ધોરણે અને રાષ્ટ્રીય અંકુશ હેઠળ, દેશની જરૂરિયાતોને અનુકૂળ, સાહિત્યિક, વૈજ્ઞાનિક અને ઔદ્યોગિક શિક્ષણની વ્યવસ્થા કરવાનો સમય દેશના તમામ લોકોને માટે આવી પહોચ્યો છે "

પણ આપણે અગાઉ જોઇ ગયા તેમ, નવેમ્બર ૧૯૦૫માં બંગભંગના વિરોધને અંગે ભરાયેલી સભામા ભાગ લેવા માટે વિદ્યાર્થીઓને શાળાધિકારીઓ દ્વારા સજા કરવામા આવી તે જ વખતે સરકારથી સ્વતંત્ર એવી રાષ્ટ્રીય શિક્ષણની સંસ્થા સ્થાપન કરવાનુ બગાળના આગેવાનોએ નક્કી કર્યું અને ૧૧ માર્ચ ૧૯૦૬ ને રોજ બંગીય રાષ્ટ્રીય શિક્ષા પરિષદની સ્થાપના કરવામાં આવી અને એ ચળવળ મહારાષ્ટ્ર અને ગુજરાતમા પણ ઉપાડી લેવામા આવી

આ આખી પ્રવૃત્તિનુ મહત્ત્વ બરાબર સમજાય તે માટે રાષ્ટ્રીય શિક્ષણના પૂર્વ ઇતિહાસ પર જરા ઊડતી નજર નાખીએ

અંગ્રેજી કેળવણી હિન્દુસ્તાનમા બે માર્ગે દાખલ થઇ સરકારે કેળવણીની જવાબદારી સ્વીકારી તે પહેલા જ હિન્દમા ખ્રિસ્તના પૈગામનો પ્રસાર કરવા માટે આવેલા મિશનરી લોકોએ એના સાધન અને અંગ રૂપે મુબઈ, મદ્રાસ અને બગાળામા ઠેક ઠેકાણે શિક્ષણ-સંસ્થાઓ સ્થાપન કરી બીજે માર્ગે એટલે સરકારે પોતે પોતાના કબજામા આવેલા મુલકના લોકોની કેળવણીની જવાબદારી ૧૮૧૩મા સ્વીકારી, તે પાર પાડવા માટે કેળવણીની સસ્થાઓ શરૂ કરી તે એ કેળવણીને બૅંટિક અને મકૉલેના સમયમા નિશ્ચિત સ્વરૂપ મળ્યુ

મિશનરીઓ એમ માનતા હતા કે પશ્ચિમની કેળવણી ખ્રિસ્તી ધર્મ, તેના સિદ્ધાન્તો, તેનો ઉપદેશ તેમ જ તેના પુરાણોના દૃષ્ટાન્તોથી જુદી પાડી શકાય તેમ નથી

જાણીતા સ્કૉચ મિશનરી ઍલેક્ઝાન્ડર ડફે કલકત્તાના વર્ગની સામાન્ય સભામાં છેક ૧૮૩૫માં પોતાની એવી માન્યતા વ્યક્ત કરી હતી કે, પશ્ચિમની વિદ્યાની દરેક શાખા હિન્દુધર્મના તેને મળતા એકએક અંગનો નાશ કરશે, અને એવી રીતે હિન્દુધર્મની જે બેડોળ તોતિંગ ઇમારત ઊભી છે તેની એક એક ઇંટ નીચે ફેંકી દેશે, અને એ કેળવણીનો બધે પૂરેપૂરો પ્રચાર થશે ત્યાં સુધીમાં એ ઇમારત આખી ને આખી કકડભૂસ થઈને તૂટી પડશે, અને તેનો એક ટુકડો પણ પાછળ રહ્યો નહીં હોય

મૅકૉલેપ્રણીત કેળવણીનો ઉદ્દેશ પણ પૂર્વની વિદ્યાઓને ઉખાડી નાખી તેની જગાએ પશ્ચિમની વિદ્યાઓને સ્થાપન કરી, હિન્દુસ્તાનના જે કેળવણી પામેલા લોકોને કાળા સાહેબો બનાવવાનો અને રાજ્યવહીવટ અંગે દુય્યમ મદદનીશ (સબ આસિસ્ટન્ટ)ના પેશાના માણસો અને કારકૂનો મેળવવાનો હતો.

કેળવણીના ક્ષેત્રમાં આ બેવડા આક્રમણને લીધે આપણા ધર્મ, સંસ્કૃતિ, વિવિધ વિદ્યાઓ તેમ જ રાષ્ટ્રીયત્વ પર સખત ફટકો પડયો. જે બધા પોતાની જ ભૂમિમાં અપમાનિત તથા પરાયાં જેવા થયા. એ અંગ્રેજી કેળવણીનું આપણા લોકનેતાઓએ અનેક વાર દોષાવિષ્કરણ કર્યું છે તેના એક બે ઉદાહરણો જ અહીં આપીએ તો પૂરતા થશે

શ્રીમતી બેઝન્ટે ૧૮૯૩ માં હિન્દમાં આવ્યા પછી તરત જ જ્યારે કેળવણીનું કામ શરૂ કર્યું, ત્યારે તેમણે પ્રચલિત અંગ્રેજી કેળવણી નામે નીચેના આક્ષેપ કરેલા કેળવણીની સંસ્થાઓના સંચાલકો પરધર્મી હતા, મિશનરી સંસ્થાઓ મારફતે કેળવણી અપાતી હતી અને એ કેળવણીનું માધ્યમ પરદેશી ભાષા હતા, અને આ ત્રણ દોષોને કારણે રાષ્ટ્રીય તથા ધાર્મિક ભાવનાઓનો નાશ થઈ રહ્યો હતો, એમ તેમને લાગેલું

વરસો પછી ગાંધીજીએ પણ એ કેળવણી સામે ટીકા કરી હતી કે, તે પરદેશી સંસ્કૃતિના પાયા પર રચાયેલી છે પરદેશી ભાષા દ્વારા તે અપાય છે, અને કેવળ બુદ્ધિના વિકાસ પર ભાર દઈને હાથ ને હૃદયના વિકાસની તેમાં ઉપેક્ષા કરવામાં આવે છે

એટલે જ્યારે વિષ્ણુશાસ્ત્રી, આગરકર તથા ટિળકે ૧૮૮૦માં ન્યૂ ઇંગ્લિશ સ્કૂલની સ્થાપના કરી તે વખતે તેનો ઉદ્દેશ આપણે આગળ જોઈ ગયા છીએ તેમ ઓછે ખર્ચે શિક્ષણને સુલભ કરીને તેનો મોટા પાયા ઉપર પ્રચાર કરવાનો હતો. તોપણ રાષ્ટ્રીય દષ્ટિએ, આગળ

અને તેજસ્વી શિક્ષકોના સંપર્કમા આવતા વિદ્યાર્થીઓમાં તે ગુણો અવશ્ય ઊતરશે એવી અપેક્ષા સંચાલકોના મનમા જરૂર હતી વળી સર વિલિયમ હંટરને આપેલા માનપત્રમા તેમણે જણાવ્યુ હતુ કે, "જે રાષ્ટ્રે પોતાની કેળવણી પોતાના હાથમા લીધી નથી તેનો ઉદય થવો મુશ્કેલ છે, . . . અને એ વિચારથી જ અમે 'ન્યૂ ઇંગ્લિશ સ્કૂલ' શરૂ કરવાનુ નક્કી કર્યું હતુ" અને તેમણે હંટરને સરકારને એવી ભલામણ કરવા વિનંતી કરી હતી કે, "રાષ્ટ્રીય શિક્ષણની અમારી કલ્પનાને ઉત્તેજન મળે, તેમ જ દેશમા દેશી લોકોએ ચલાવેલી ખાનગી સંસ્થાઓને ખૂબ પ્રેરણા અને પોષણ મળે એવા પગલા લેવાનુ તમે સરકારને સૂચવશો એવી અમને આશા છે"

આ બધુ છતાં એ શાળા મારફતે તૈયારી તો સરકારમાન્ય પરીક્ષાઓ માટે જ કરવાની હતી અને આખા ભણતરનો ઝોક મૅકોલેપ્રણીત શિક્ષણ તરફનો જ હતો શિક્ષણશાસ્ત્રની દષ્ટિએ તેમા કોઇ મૂળગામી સુધારો હતો એમ ન કહેવાય

હવે જ્યારે સ્વરાજ્યના સાધન તરીકે અથવા સરકારી તંત્રથી સ્વતંત્ર અને તેના નિયત્રણથી મુક્ત એવા રાષ્ટ્રીય શિક્ષણનો વિચાર કરવાનો આવ્યો, ત્યારે તેમા કેટલીક નવી વસ્તુઓ અને નવા ભાવ દાખલ થાય એ સ્વાભાવિક જ હતુ

એક વાત શિક્ષણ અંગે આપણે ધ્યાનમા રાખવી જોઇએ કે જ્યારે જ્યારે શિક્ષણનો પ્રશ્ન ગંભીરપણે નવેસર હાથ ધરવામા આવ્યો છે, તે તે વખતે તેમા કંઈક નવુ તત્ત્વ દાખલ થઈને તે વધારે સંગીન બનેલુ આપણે જોઈએ છીએ અને પ્રત્યક્ષ રાજકીય ચળવળના પરિણામે ને તેના જ એક અંગ રૂપે જ્યારે તે શરૂ કરવામા આવ્યુ છે, ત્યારે તેમા જુસ્સો અને વેગ પણ ખૂબ આવ્યો છે

આ વખતે આપણે આગળ જોઇ ગયા તેમ સરકારી કાબૂથી સ્વતન્ત્ર એવી નૅશનલ કાઉન્સિલ ઑફ ઍજ્યુકેશન નામની સંસ્થા કલકત્તામા સ્થપાઈ અને તેની જ દોરવણીથી કેટલીક કૉલેજો અને શાળાઓ શરૂ થઈ

મહારાષ્ટ્રમા પણ પ્રો વિજાપુરકરના પ્રયત્નથી રાષ્ટ્રીય શિક્ષણ આપવા માટે ૧૯૦૬ના જૂન મહિનામા કોલ્હાપુરમા 'સમર્થ વિદ્યાલય' નામની એક સંસ્થા સ્થાપન કરવામાં આવી અને એ જ વરસના ઑગસ્ટ માસમા ટિળક, વિજાપુરકર વગેરેની આગેવાનીથી 'મહારાષ્ટ્ર વિદ્યા પ્રસારક

મંડળ' નામનુ એક મંડળ સ્થાપન કરવામાં આવ્યુ અને નમર્થ વિદ્યાલયનુ સંચાલન તેને સોંપવામાં આવ્યુ

ગુજરાતમાં પણ વડોદરા રાજ્યમાં ચાણોદ નજીક ગંગનાથ ભારતી વિદ્યાલયની સ્થાપના આ જ અરસામા થઈ આ સંસ્થાઓએ બુદ્ધિની કેળવણી સાથે હાથકારીગરી અને ઉદ્યોગધંધાની કેળવણી આપવાનુ શરૂ કર્યું આપણી સંસ્કૃતિ, ઇતિહાસ, સાહિત્ય ઇ૦નો પરિચય વિદ્યાર્થીને બરાબર થાય, તેમ જ તેઓ હિંદુસ્તાનની આર્થિક અને રાજકીય દશા કેવી છે તે બરોબર જાણે તેને માટે પણ આ સંસ્થાઓમા જોગવાઈ કરવામા આવી હતી તળેગાવનુ સમર્થ વિદ્યાલય (જે કોલ્હાપુરથી પૂના પાસેના તળેગાવ ખાતે ખસેડવામા આવ્યુ હતું) અને ચાણોદથી વડોદરા ખસેડાયેલુ ગંગનાથ ભારતી વિદ્યાલય એ બંને છાત્રાલયવાળી સંસ્થાઓ હતી ત્યાં ધાર્મિક આચારનુ પાલન કરાવવામા આવતુ તેમ જ વિદ્યાર્થીઓનું શરીરબળ અને ચારિત્ર્ય બંને કેળવાય તે માટે ખાસ ધ્યાન આપવામાં આવતુ

ટિળક જૂનાં શાસ્ત્રોના અને વિદ્યાના અભિમાની હોવા છતાં એમનું તે અભિમાન આંધળુ ન હતું આપણાં પ્રાચીન ન્યાય, વ્યાકરણ વગેરે શાસ્ત્રો બુદ્ધિની કુશાગ્રતા વધારવામા ગમે તેટલાં ઉપયોગી હોય તોય દેશના ઉત્કર્ષ માટે જે વિષયોના જ્ઞાનની જરૂર છે તેમનુ શિક્ષણ આ જૂના શાસ્ત્રીય શાસ્ત્રોથી મળતું નથી અને મળી પણ ન શકે પશ્ચિમના દેશોએ જે વૈજ્ઞાનિક પ્રગતિ કરી છે અને દેશના ઉત્કર્ષને ઉપયોગી થાય એવાં જે શાસ્ત્રો કેળવ્યા છે, તે આપણે અપનાવવાં જ જોઈએ એમ તેઓ કહેતા વિજાપુરકર પણ વિજ્ઞાનના હિમાયતી હતા એટલે વિદ્યાલયમાં વિજ્ઞાનનુ શિક્ષણ પણ શરૂ કરવામાં આવેલુ બધુ શિક્ષણ વિદ્યાર્થીની માતૃભાષા દ્વારા થવુ જોઈએ તે વિષે ટિળકનો બહુ જ આગ્રહ હતો. તે કેટલો ઉગ્ર હતો તે તેમણે વખતોવખત ઉચ્ચારેલા નીચેના ઉદ્‌ગારો પરથી સ્પષ્ટ થશે

"સમાજનો વહેવાર, સમાજના વિચારો, સમાજના કાર્યોનો પના ! અને સમાજની ભાષા, એ બધાંનો એટલો નિકટનો અને નિત્ય સંબંધ છે કે, એકનુ પ્રતિબિંબ બીજામાં પડ્યા વિના કદી રહેતુ જ નથી એકનો વિકાસ તો બીજાનો વિકાસ અને એકનો ક્ષય તો બીજાનો ક્ષય, એ સિદ્ધાન્ત નિરપવાદ છે

"કોઇ પણ દેશનો સુશિક્ષિત વર્ગ પરદેશી ભાષા મારફતે જ્ઞાનસંપન્ન બને એ, દેશી ભાષાની દૃષ્ટિથી, રાષ્ટ્રનુ કમનસીબ જ ગણાય આપવાં

ભણેલો વર્ગ બાળપણથી અંગ્રેજી ભાષા મારફતે પોતાના વિચારો વ્યક્ત કરતા તેમ જ જ્ઞાન મેળવતા શીખ્યો છે, તેથી એ બુદ્ધિમાન વર્ગને હાથે માતૃભાષાની જોઈએ તેવી સેવા સ્વાભાવિકપણે જ થઈ શકતી નથી જુદા જુદા શાસ્ત્રોનુ અધ્યયન તેમ જ અધ્યાપન સ્વભાષા દ્વારા થતુ હોય તો, વિદ્વાનોના પરિશ્રમને લીધે ભાષાનો આપોઆપ જે વિકાસ થાય છે, તેનાથી હિન્દુસ્તાનના લોકો વંચિત થયા છે, એટલુ જ નહીં, એ દૃષ્ટિથી વિચાર કરતા, આપણા દેશના સુશિક્ષિત લોકો સ્વભાષાના અહેતુક શત્રુ બન્યા છે એમ પણ કહી શકાય

"ભાષાનો સાચો વિકાસ થાય તે માટે તે ભાષા બોલનારાઓમા વિવિધતા અને વ્યાપકતા આવવી જોઈએ, તેમ જ પોતાના વિચારો સ્વભાષા દ્વારા બીજાઓને જણાવીને લોકોની વૃત્તિ કે તેમના મન વાળવાની આવશ્યકતા પણ દેશના આગેવાનોને વધુ ને વધુ લાગવી જોઈએ એમ જ્યારે થશે, જ્યારે ભણેલા લોકો અનેક શાસ્ત્રોનુ અધ્યયન અને અધ્યાપન સ્વભાષા દ્વારા કરતા થશે, જ્યારે સામાજિક, રાજકીય, ઔદ્યોગિક અને શાસ્ત્રીય ચર્ચાઓ સ્વભાષામા જ થવા માડશે, જ્યારે ધર્મજાગૃતિ અને સમાજ સુધારાની પ્રવૃત્તિ ચલાવવામાં સ્વભાષાનો જ ઉપયોગ કરવામા આવશે, અને જ્યારે રાજદરબારમા કે કચેરીમા, બજારમા કે લશ્કરમા તેમ જ વિદ્યાલયોમા બધો વહેવાર સ્વભાષામા જ ચાલશે, ત્યારે જ સ્વભાષાનો સાચો વિકાસ થશે

"અંગ્રેજી રાજ્યમાં ઉપરના પ્રસંગોમાના ઘણાને અવકાશ રહ્યો નથી તેને પરિણામે આપણી ભાષાના વિકાસને તેટલા પ્રમાણમા મુશ્કેલી નડવાની જ તેમ છતા આપણામાના ભણેલા લોકોએ ઉદાસીનતા છોડી દઈને, પોતાને મળેલુ જ્ઞાન સામાન્ય જનતાને માતૃભાષા દ્વારા આપવાની પોતાની ફરજ છે, એમ સમજીને નિષ્ઠાપૂર્વક તે માટે પ્રયત્ન શરૂ કરવો જોઈએ તો જ મરાઠી ભાષાનો વધુ વિકાસ થશે ને તેનો પ્રચાર વધશે એવી અમારી ખાતરી છે

"અમે અંગ્રેજી ભાષાનુ જ્ઞાન મેળવવામા નકામા વરસો બગાડ્યાં મારામા આજે જે જ્ઞાન છે તે મરાઠીમા મને મળ્યુ હોત, માતૃભાષામા મળ્યુ હોત, તો આજનુ બાવન વરસનુ બધુ જ્ઞાન પચીસમે કે ત્રીસમે વરસે જ મળી ગયુ હોત અંગ્રેજી ભાષાને લીધે વરસોનાં વરસો વેડ્ફાઈ જાય છે કોઈ પણ દેશને પરદેશી ભાષામાં કેળવણી આપવી એ તેને

ખમી કરવા જેવુ છે. એટલે દેશી ભાષામાં જ્ઞાન આપવું જોઈએ તેવી વિદ્યાર્થીઓના આવરદામા બચત થવાની છે."

સ્વરાજ્ય મળ્યા પછી હિંદુસ્તાનમા ઠેર ઠેર જે અનેક યુનિવર્સિટીઓ નીકળી છે અને નીકળતી જાય છે અને તેમની સાથે સંકળાયેલા જે અનેક કેળવણીકારો કેળવણીના ક્ષેત્રમા છાશવારે ગમે તેવા ફેરફારો કરી રહ્યા છે, તેમણે કેળવણીના માધ્યમ અંગેના લોકમાન્યના ઉપરના શબ્દો અવશ્ય યાદ રાખવા ઘટે છે

મિશનરી સંસ્થાઓ દ્વારા અપાતી અગ્રેજી કેળવણી આપણી સંસ્કૃતિને કેવી મારક છે તે તેઓ બરાબર ઓળખી ગયા હતા, એ આપણે પંડિતા રમાબાઈના પ્રકરણમા જોઈ ગયા છાએ. તેથી જ ઉદરનિર્વાહના એક સાધન તરીકે ન છૂટકે આપણા છોકરાઓને એ કેળવણી લેવી પડતી હોય તોય સ્ત્રીઓએ તો તે ન જ લેવી ઘટે એવો તેમનો આગ્રહ હતો. અને એ કારણે તેઓ કન્યાકેળવણીના શત્રુ છે એવી ગેરસમજ પણ તેમણે વહોરી લીધી હતી

સ્ત્રીઓ માટે એ જમાનામા કેળવણીનુ સામાન્ય ધોરણ જણાવતા તેઓ કહે છે, "છોકરીઓની નિશાળમા જે પ્રાથમિક શિક્ષણ મળે છે તેથી આગળનુ શિક્ષણ, આપણી સ્ત્રીઓ સુશિક્ષિત થાય તે માટે આવશ્યક છે, અને એ જ્યાં પોતાની બીજી પ્રવૃત્તિઓના માર્ગમા વિઘ્નરૂપ થયા વિના મળી શકે એવી સંસ્થાની આવશ્યકતા છે એમ અમે વારવાર કહેતા આવ્યા છીએ કારણ, ઋતુદર્શન પહેલાં જ સામાન્યપણે આજે છોકરીઓનાં લગ્ન થાય છે એટલે સાસરે ગયા પછી જ પ્રાથમિક કેળવણી પછીની કેળવણી તેમને લેવાની આવે એટલે બપોરના બે ત્રણ કલાક એવી કેળવણી આપવાની વ્યવસ્થા કરવામા આવે એ ઇષ્ટ છે ૧૧ થી ૫ ચાલતી નિશાળોમાં જવુ તેમને માટે મુશ્કેલ હોય છે વળી આજે એ કેળવણી મોટે ભાગે ગોખણિયા છે છોકરાઓને પણ તે જે રીતે અપાય છે તેની સામે અમારો વાંધો છે તો તે જ કેળવણી સ્ત્રીઓને તો ન જ આપવી જોઈએ "

સ્ત્રીકેળવણીની આવી રીતે સામાન્ય મર્યાદા જણાવ્યા છતાં સ્ત્રીઓ ઘરની બહાર નીકળે જ નહીં એવો તેમનો આગ્રહ હોય એમ દેખાતુ નથી. ઊલટું, ઉચ્ચ વર્ણની વિધવાઓ માટે પરિચારિકાના વ્યવસાયની તેમણ કરેલી ભલામણ જોઈને તે વખતના સુધારકોને પણ જરૂર નવાઈ લાગી હશે

લેડી ડફરિન ફંડનો આપણે જોઈએ તે રીતે ઉપયોગ કરતા નથી એવી ટીકા કરતા તા ૨૪–૧૨–૧૮૮૯ના કેસરીમાં ૧૮૮૭ના સાલથી તે વખત સુધી તે ફંડ તરફથી ચાલતા નર્સિંગ કોર્સનો ૨૫ બહેનોએ લાભ લીધો, તેનું પૃથક્કરણ કરી તેમા ઉચ્ચ વર્ણની માત્ર પાચ બહેનો હોવા બદલ તેમણે દિલગીરી વ્યક્ત કરી કહ્યુ હતુ કે, અમારી નિરાશ્રિત થયેલી વિધવાઓને માટે આ ધધો ઘણો યોગ્ય છે. તેથી તેમને એ તરફ વાળવા માટે કોઈ પ્રયત્ન કરે તો તેમના ઉપર મોટો ઉપકાર કર્યો ગણાશે

## ૪૨

## સુરતની મહાસભા (૧૯૦૭)

નરમ અને ગરમ પક્ષોનો સામનો કલકત્તામા જ થયો હતો અને દાદાભાઈ જેવા બન્ને પક્ષોને આદરપાત્ર પ્રમુખ ન હોત તો ત્યાં જ મહાસભામા ભગાણ પડત અને ત્યા એવુ થાત તો કદાચ નરમ પક્ષને મહાસભામાથી બહાર નીકળવાનુ થાત પણ એ પ્રસંગ ટળ્યો પણ જહાલ પક્ષે કલકત્તામા પસાર કરાવેલા સ્વરાજની ચતુસૂત્રીના ઠરાવોને કારણે વિનીત પક્ષના આગેવાનો અસ્વસ્થ થઈ ગયા હતા કલકત્તામા બહિષ્કારનો ઠરાવ પાસ થતા જ ફિરોજશાહે આવેશમા આવીને ટિળકને કહ્યુ હતુ, "કલકત્તામા તમે ઠરાવ પસાર કરાવ્યો ખરો, પણ મુબઈમા આમ ન બનવા પામત" એટલે ટિળકે પણ તરત જવાબ આપેલો કે, "મુબઈ હોત તોય શુ થાત? ત્યા પણ અમે તમને જોઈ લેત"!! એટલે આ બે પક્ષોની સાઠમારી થયા વગર રહેવાની નથી એ સ્પષ્ટ જ હતુ

કલકત્તામા ૧૯૦૭ના અધિવેશન માટે પંજાબ તરફથી અને નાગપુર તરફથી આમંત્રણો આપવામા આવેલા, પણ લાજપતરાયના પંજાબમા મહાસભા ભરાય તો તે કલકત્તાના ઠરાવોથી પણ કદાચ આગળ જશે એવી ધાસ્તી વિનીતોને લાગી, તેથી તેમણે નાગપુરનુ આમંત્રણ સ્વીકાર્યું

કલકત્તાના ઠરાવોને અમલી બનાવવાનુ કામ ગરમ પક્ષના લોકોએ ધમધોકાર શરૂ કર્યું અને બીજી બાજુએ સરકારે દમનનો કોરડો વીંઝવા માડ્યો નરમ પક્ષના લોકો પણ ગરમ પક્ષને પાછો ખેંચવાનો જ પ્રયત્ન કરતા હતા તેથી તેમની સામે પણ તેમને ઝૂઝમવુ પડતુ હતુ

નાગપુરનુ આમંત્રણ સ્વીકાર્યું તે વખતે જ ફિરોજશાહ વગેરેએ પોતાના મન સાથે રાસબિહારી ઘોષને પ્રમુખ બનાવવાનુ નક્કી કરેલું. જાન્યુઆરી મહિનાથી જ નાગપુરના લોકોએ મહાસભાના અધિવેશનની તૈયારીઓ શરૂ કરી. ફેબ્રુઆરી મહિનાની આખરે સ્વાગત સમિતિની રચના માટે પહેલી સભા થઇ ત્યારથી જ ત્યાંના નરમ દળના આગેવાનો અને ગરમ દળના જુવાનો વચ્ચે મતભેદની શરૂઆત થઇ. *ટિળકને* એ અધિવેશનના અધ્યક્ષ બનાવવા એવો ત્યાંની જુવાન મંડળીનો નિર્ધાર હતો. સ્વાગત સમિતિના ત્રણચતુર્થાંશ સભ્યોની બહુમતીથી પ્રમુખની વરણી થવાની હોવાથી બન્ને પક્ષો પોતાના મતવાળા સભ્યોની સ્વાગત સમિતિમાં ભરતી કરવા તનતોડ મહેનત કરતા હતા નરમ પક્ષના ૮૦૦ સભ્ય થયા ત્યારે ગરમ પક્ષના ૧૮૦૦ થયા. તેમ છતાં પોતાના પક્ષનો અધ્યક્ષ ચૂંટવા માટે જે ત્રણચતુર્થાંશ બહુમતી જરૂરી હતી તે થઇ ન હતી તેથી બંને પક્ષો પોતપોતાને ઠેકાણે મુશ્કેલીમાં જ પડયા હતા.

છેવટે એ ઝઘડો નાગપુરના નરમ પક્ષે ફિરોજશાહ મહેતા પાસે રજૂ કર્યો. તેમણે બંને પક્ષના લોકોને મુબઇ બોલાવી લીધા. ત્યાં મુંજેએ અધિવેશનના પ્રમુખ તરીકે ટિળક જ અમારે જોઇએ એવો આગ્રહ મહેતા આગળ વ્યક્ત કર્યો, એટલે એ આખો મામલો એ ઇ કૉંગ્રેસ કમિટી આગળ રજૂ કરીને તે કમિટીમા સુરત પાસેથી આમંત્રણ અપાવી તેનો સ્વીકાર કરવામાં આવ્યો (૧૦-૧૧-૧૯૦૭)

પણ બીજે જ દિવસે લાલા લાજપતરાયને માંડલેથી છોડી મૂકવામાં આવ્યા છે એવા સમાચાર પ્રગટ થયા. એટલે સુરતના અધિવેશનનું પ્રમુખ-પદ લાલાજીને આપીને સરકારની ફજેતી કરવી, એવી સૂચનાઓ આગળ આવવા માંડી. એટલે વિનીતો ને તેમના નેતા ફિરોજશાહ પાછા વિમાસણમાં પડયા. સુરતના લોકોને અંગે તેમને પૂરેપૂરો વિશ્વાસ હતો. પણ હવે આખા દેશના લોકમત આગળ તેઓ પણ ટકશે કે કેમ એવી શંકા ઊભી થઇ. એટલે એક વાર સ્વાગત સમિતિ તરફથી રાસબિહારી ઘોષની ચૂંટણી કરી લેવાય તો પછી બેડો પાર થશે એમ વિચારી સુરતમાં અનુકૂળ વાતાવરણ બનાવવા માટે તેમણે ગોખલેને સુરત મોકલ્યા. તેમણે સુરતના જુવાન પક્ષનું મન વાળવાનો પ્રયત્ન કર્યો. પણ તેમાં નિષ્ફળ જતાં તેમણે છેવટે પોતાના મનમાંની સાચી વાત તેમને કહી સંભળાવી કે, "હાલની પરિસ્થિતિમાં લાજપતરાયને પ્રમુખ બનાવીએ તો સરકાર વિફરશે અને

આપણી આખી ચળવળને એક ક્ષણમાં દબાવી દેશે "! અને પછી ખૂબ ઉતાવળથી સ્વાગત સમિતિની સભા બોલાવીને તેમા રાસબિહારી ઘોષની પ્રમુખ તરીકે વરણી કરવામા આવી

તેમ છતા લાલાજી માટેનો લોકોનો આગ્રહ ચાલુ જ રહ્યો સ્વાગત સમિતિની સભાની બાબતમા પણ ફરિયાદો ચાલુ થઇ છેવટે ગોખલે લાલાજીને મળ્યા અને લાલાજીએ સ્વાભાવિક નમ્રતાથી "મારે પ્રમુખપદ ન જોઈએ" એમ જણાવ્યુ ! પોતાના સાથીઓને પૂછ્યા ગાછયા વિના લાલાજીએ ના પાડી તે લોકમાન્યને રુચ્યુ નહીં પણ વાત થઇ ગઇ એટલે હવે તેનો ઉપાય ન હતો છતા તેમણે છેવટ સુધી પ્રયત્ન ચાલુ રાખવાનો નિશ્ચય કર્યો અને જ્યા મહાસભા ભરાવાની હતી તે સુરતના લોકોને અનુકૂળ બનાવવાની કોશિશ કરવાનુ ઠરાવ્યુ

પોતાના મિત્ર અને સાથી શ્રી ખાપર્ડે ગુજરાતી ભાષામાં છટાદાર ભાષણ કરી શકતા હતા તેથી તેમને અધિવેશનના કેટલાક દિવસ અગાઉ ટિળકે સુરત મોકલ્યા વિનીત પક્ષ તરફથી દી બ અંબાલાલ સાકરલાલ તથા અલીમહમ્મદ ભીમજીના વ્યાખ્યાનો શરૂ થયાં અધિવેશનની તારીખો જાહેર થઇ સુરતમા મંડપ વગેરેની તૈયારીઓ પૂરી થવા આવી હતી સુરતના સ્વાગત મંડળના પ્રમુખ માલવી પણ ફિરોજશાહના પક્ષના હોવાથી વિનીત પક્ષના લોકોને વિશેષ સગવડ આપવાનુ ધોરણ તેમણે રાખ્યુ હોય તો નવાઇ નહીં રાષ્ટ્રીય પક્ષના લોકોને તેથી સારી પેઠ અગવડો વેઠવી પડી

ટિળક અને અરવિંદ ઘોષ ૨૩મીએ સવારે સુરત જઇ પહોચ્યા એ જ દિવસે સાંજે તેમણે સુરતમા ભાષણ કર્યું અને તેમાં રાષ્ટ્રીય પક્ષની નીતિનુ વિવેચન કર્યું અને મહાસભામાં ફૂટ પડવા ન દેતાં કલકત્તામા ઠરાવેલા કાર્યક્રમમા પીછેહઠ ન થવા દેવાનો પોતે પોતાનાથી શક્ય તે પ્રયત્ન કરશે એમ જણાવ્યુ

લાજપતરાય ૨૪મીએ સવારે આવ્યા તેમનુ ભવ્ય સ્વાગત કરવામા આવ્યુ એ જ દિવસે પોતાના પક્ષના બધા પ્રતિનિધિઓને ભેગા કરી તેમનામા ભાવિ નીતિને અંગે એકતા પેદા કરવા માટે અરવિંદ ઘોષના પ્રમુખપણા હેઠળ રાષ્ટ્રીય પક્ષની એક સભા બોલાવવામા આવી રાષ્ટ્રીય પક્ષે નરમ દલના લોકોની સાથે બાંધછોડ કર્યા વિના પોતાની અલગ મહાસભા શરૂ કરવી એવો બંગાળના તેમ જ મહારાષ્ટ્રના નેતાઓ આગ્રહ રાખતા હતા અરવિંદ ઘોષ પણ એ જ મતના હતા તેમ છતા તેમનો

ટિળકના વહેવારુ ડહાપણ પર વિશ્વાસ હોવાથી ટિળકે જ્યારે કહ્યુ કે, 'હુ તો આખરે તડજોડ કરવાવાળો રહ્યો, રાષ્ટ્રીય પક્ષે મહાસભામા જ રહેવુ જોઈએ,' ત્યારે તેમણે ટિળકના મતને જ સંમતિ આપી. તે પછી ટિળક, ખાપર્ડે, ચિદંબરમ પિલે, ડૉ. મુંજે વગેરેની એક સમિતિ રાષ્ટ્રીય પક્ષ વતી સામા પક્ષ સાથે વાટાઘાટ કરવા માટે નીમવામા આવી

આ સમિતિના સભ્યોએ સામા પક્ષના લોકોને મળવાનો ખૂબ પ્રયત્ન કર્યો, પણ એ પક્ષના આગેવાનોએ પોતાના ગુમાનમા રહી તેમને કોઠુ આપ્યુ નહીં પ્રમુખની ચૂટણીનો વિરોધ કરીશુ તો બીજુ નામ કોનુ સૂચવવુ એ પ્રશ્ન જ હતો લાજપતરાયે આવા સંકટમાં મને ન મૂકતા એમ પોતાનો ફેંટો ટિળકના પગ પર મૂકીને ટિળકને આજીજીપૂર્વક કહી દીધુ આવી પરિસ્થિતિમા કલકત્તામા પાસ થયેલા ઠરાવો કાયમ રાખીશુ એવી સામો પક્ષ જો ખાતરી આપે તો પ્રમુખના નામનો આગ્રહ છોડી દેવો એમ ટિળકે પોતાના મન સાથે ઠરાવ્યુ તેમણે સુરેન્દ્રબાબુને વાત કરી. તેમને તે પસંદ પડી અને 'ગોખલેને પૂછીને છેવટનો જવાબ આપીશ' એવો જવાબ તેમણે આપ્યો

ઠરાવોના મુસદ્દા કરવાનુ કામ ગોખલેને સોંપવામાં આવેલુ સામાન્યપણે અધિવેશનની અગાઉ પંદરેક દિવસ પહેલાં તે તૈયાર થવા જોઈતા હતા, પણ છેવટ સુધી તેની નકલો ઉપલબ્ધ થઈ નહીં તેથી રાષ્ટ્રીય પક્ષના લોકો વહેમાયા. સ્વદેશીના ઠરાવમા 'નુકસાન વેઠીને પણ' એ શબ્દો કાઢી નાખેલા માલૂમ પડ્યા અને બહિષ્કારના ઠરાવમા 'બહિષ્કારની ચળવળ' ને ઠેકાણે 'પરદેશી કાપડનો બહિષ્કાર' એ શબ્દો મૂકવામાં આવ્યા હતા, તે છેક ૨૪મી તારીખે ટિળક વગેરેને જાણવા મળ્યુ

૨૫મીની રાત સુધી સમાધાનના કોઈ ચિહ્ન દેખાયા નહીં એટલે હવે શુ કરવુ તેની ચર્ચા શરૂ થઈ અને પ્રમુખની સૂચના થાય ત્યારે તેમા સુધારો સૂચવવાનુ નક્કી થયુ અને તે કામ ટિળકે પોતાને માથે લીધુ

તા ૨૬મીએ બપોરે સમાધાનનો પ્રયત્ન કરવા ટિળક પોતે સ્વાગત સમિતિના પ્રમુખ માલવીને મળવા તેમને ઘેર ગયા. પણ એ સજ્જનની દેવપૂજા બહુ જ લબાઈ એટલે ટિળક લાચાર થઈ પોતાને ઉતારે પાછા ગયા.

૨–૩૦ વાગ્યે મહાસભાની બેઠક મળી ત્યારે સોળસો ઉપરાંત પ્રતિનિધિઓ હાજર હતા. સ્વાગતસમિતિના પ્રમુખનુ ભાષણ વંચાઈ રહ્યા બાદ, તે વખતના નિયમ પ્રમાણે સ્વાગતસમિતિએ નક્કી કરેલા નામની

પ્રમુખપદ માટે ખુલ્લી બેઠકમાં દરખાસ્ત મૂકવામાં આવી આ દરખાસ્તને ટેકો આપવાને માટે સુરેન્દ્રનાથ બૅનરજી ઊભા થયા ત્યારે બંગાળી પ્રતિનિધિઓએ 'મિદનાપુર ટ્રૅટર' (મિદનાપુરનો દગાબાજ)*ની બૂમો શરૂ કરી અને બધે કોલાહલ મચી ગયો. છેવટે સ્વા સમિતિના પ્રમુખ માલવીએ ઊભા થઈને સભા આવતી કાલ સુધી મોકૂફ રાખવામા આવે છે એમ જાહેર કર્યું સમાધાન કરવા માટે વખત મળ્યો માની ફરીથી તેની ચર્ચા ને પ્રયત્ન શરૂ થયા પણ તે નિષ્ફળ નીવડયા ૨૭મી તારીખે બપોરે ફરીથી મહાસભાની બેઠક મળી ટિળકે સ્વાગત સમિતિના પ્રમુખ માલવી પર ચિઠ્ઠી મોકલી અને પ્રમુખની દરખાસ્તને ટેકો અપાઈ જાય પછી પોતે સભા મોકૂફીનો ઠરાવ રજૂ કરવા માગે છે તેથી તે માટે પરવાનગીની માગણી કરી આગલા દિવસનુ કામકાજ જ્યાથી અટક્યુ હતુ ત્યાથી આગળ ચાલ્યુ અને સુરેન્દ્રનાથ બૅનરજીએ પ્રમુખપદની દરખાસ્તને ટેકો આપવા માટેનુ ભાષણ કોઇ પણ જાતની દખલગીરી થયા વિના પૂરૂ કર્યું ફરીથી યાદ આપ્યા છતા લોકમાન્યની બોલવા દેવાની માગણીની અવગણના કરવામા આવી એટલે તેઓ સભાને સંબોધન કરવાનો પોતાનો હક સ્થાપિત કરવા વ્યાસપીઠ તરફ જવા લાગ્યા અક સ્વયસેવકે તેમને રોકવાનો પ્રયત્ન કર્યો તેને બાજુએ ખસેડીને તેઓ મચ પર ચડયા અને પ્રમુખની સામે મૂકેલા ટેબલ પાસે જઈને ઊભા રહ્યા

ડૉ ઘોષે માની લીધુ કે, પ્રમુખની વિધિપુરસરની ચૂંટણી થઈ છે, એટલે લોકમાન્યને પ્રમુખપદની દરખાસ્ત વિષે બોલવાની પરવાનગી તેમણે ન આપી આથી સભામા બુમરાણ અને ધાંધલ મચી ગયા "હુ અહીંથી ખસવાનો નથી, હિંમત હોય તો મને અહીંથી ખસેડો" એમ કહી લોકમાન્ય પોતાની જગ્યાએ છાતી પર હાથ દઇ નિશ્ચલ ઊભા રહ્યા એટલામા સ્વાગત સમિતિમાથી કોકે તેમના તરફ છત્રી ફેંકી, પણ તે તેમને વાગી નહીં બીજાએ એમના તરફ ખુરશી ફેંકી, પણ તે પંજાબના પ્રતિનિધિ બે ભગતે અધ્ધર ઝીલી લીધી વળી કોકે પ્રતિનિધિઓમાથી જોડો ફેંક્યો અને તે સુરેન્દ્રબાબુ તથા ફિરોજશાહ મહેતાને સ્પર્શ કરીને નીચે પડયો એટલે ધાંધલ વધારે ઉગ્ર બન્યુ સર્વત્ર અવ્યવસ્થા અને ઘોંઘાટ મચી

* ૫૬૨ દિવસ પર મિદનાપુરમા ભરાયેલી જિલ્લા પરિષદ વખતે સુરેન્દ્ર બાબુએ દરેક વર્તનને અનુલક્ષીને આ બુમરાણ હતી

ગયા. ખુરશીઓ ફેંકાઇ અને લાકડીઓ ઊછળી. આને પરિણામે તે દિવસે પણ બેઠક વિખેરાઇ ગઇ. એ જ દિવસે સાંજે અરવિંદ ઘોષની અધ્યક્ષતા હેઠળ રાષ્ટ્રીય પક્ષની સભા થઇ. તેમાં ટિળકે જે ભાષણ કર્યું તે સાંભળીને જાણીતા અખબારનવીસ નેવિન્સને 'ખરો વીર પુરુષ છે' એવી નોંધ પોતાની નોંધપોથીમાં કરી.

મહાસભાનું વહાણ સુરતમાં ખરાબે ચઢીને ભાંગી ગયું ને તેના ભાંગવા પડ્યા તે બદલ ગરમ તેમ જ નરમ બન્ને પક્ષોએ દુઃખ વ્યક્ત કર્યું એ વાત સાચી, પણ રાષ્ટ્રની દૃષ્ટિથી વિચાર કરતાં દેશની પ્રગતિ માટે તાલાવેલીવાળા રાષ્ટ્રીય પક્ષને મહાસભામાંથી નીકળી જવાની પરિસ્થિતિ નિર્માણ કરીને વિનીતોએ દેશનું નુકસાન જ કર્યું એમ કહેવું જોઇએ. કારણ તેઓ જ ક્રિયાશીલ હતા અને મહાસભાના વહાણને આગળ ખેંચવાનું સામર્થ્ય ધરાવતા હતા.

વિનીત પક્ષે સુરતમાં જ ૨૮મી ડિસેમ્બરને રોજ એક સભા બોલાવી અને એક વિશિષ્ટ ધ્યેય નક્કી કરીને કેટલાક સંકુચિત નિયમો ઘડીને તે માન્ય હોય એવાઓને જ તેમાં પ્રવેશ આપવાની નીતિ અખત્યાર કરી.

રાષ્ટ્રીય પક્ષે પણ પોતાનો પક્ષ સંગઠિત બનાવવા માટે અને કલકત્તામાં જે ઠરાવો પસાર થયા હતા તે મુજબ કામ આગળ ધપાવવાનો વિચાર કરવા માટે એક સભા તે જ દિવસે બોલાવી હતી.

## ૬૩

# ભંગાણની મીમાંસા અને એકતાનો પ્રયત્ન

સુરતમાં મહાસભામાં ભંગાણ પડ્યું ત્યારથી માંડીને લોકમાન્ય પર રાજદ્રોહના બીજો મુકદ્દમો થઇ તેમને છ વરસની સજા થઇ ત્યાં સુધીનો કાળ તેમને માટે બહુ પ્રવૃત્તિમય હતો. સુરતના ભંગાણથી તેમને ખૂબ દુઃખ થયું હતું. તેથી ગરમ અને નરમ બેઉ પક્ષ વચ્ચે સમાધાન શી રીતે થઇ શકે તેનો તેઓ સતત વિચાર કરતા હતા. ઝઘડાની ઉત્તેજના શાંત પડ્યા પછી તેમણે તેની સ્વસ્થપણે ચિકિત્સા શરૂ કરી.

સુરતના ભંગાણનું તાત્કાલિક કારણ અધ્યક્ષની અવગણનાનું હતું. તેથી તેમણે અધ્યક્ષના અધિકારની ચર્ચા કરી. અધ્યક્ષ એટલે કંઇ પરમેશ્વર નથી, તેના સત્તા મર્યાદિત જ હોય, અને જ્યાં સભાના નિયમ સંદિગ્ધ કે વાદગ્રસ્ત હોય અથવા કોઇ બાબતને અંગે નિયમ જ ન હોય ત્યાં

સભા આગળ વિષય મુકાઈને તેની બહુમતીથી કામ ચાલવુ જોઈએ (ધિ અલ્ટિમેટ ઑથૉરિટી અપૉન ઑલ પૉઇન્ટ્સ ઇઝ ધ હાઉસ ઇટસેલ્ફ) એમ જણાવી અધ્યક્ષ જો પોતાના અધિકારનો દુરુપયોગ કરવા માડે તો તેની પરવા ન કરતા વ્યાસના શ્લોકમા થોડો ફેરફાર કરીને

अव्यक्षस्यावलिप्तस्य कार्याकार्यमजानत ।
उत्पथप्रतिपन्नस्य न्याय्यं भवति शासनम् ॥

એ તત્ત્વ લાગુ કરીને તેને ઠેકાણે લાવવો જોઈએ એમ પ્રતિપાદન કર્યું

તે પછી રાજકીય પક્ષોપક્ષ્યાસની ચર્ચા શરૂ કરી બે પક્ષો વચ્ચે સમાધાન શી રીતે થઈ શકે તેનુ વિવરણ કરીને તેમા આવતી મુશ્કેલીઓનુ નિવારણ કેવી રીતે કરી શકાય તે બતાવ્યુ તેમણે લખ્યુ કે, "નરમ અને ગરમ બન્ને દળના લોકોએ એક વસ્તુ યાદ રાખવી ઘટે કે, બન્ને પક્ષના લોકોને દેશનુ કલ્યાણ કરવાની સાચી ઇચ્છા છે, કોઈનો પણ દેશનુ નુકસાન કરવાનો હેતુ નથી બે વચ્ચે મતભેદ અનિવાર્ય હોઈ શકે છે, એટલુ જ નહીં પણ તે કોઈ પણ સસ્થાના આરોગ્યને પોષક છે એમ સ્વીકારવામાં આવે તો ગેરસમજને ઓછો અવકાશ રહે બન્નેએ જાણવુ જોઈએ કે એકતા મા જ બન્ને માટે સલામતી છે અને તે એકતા તેમણે ગમે તેવા મતભેદો છતા જાળવી રાખવી જોઈએ વિનીતોએ યાદ રાખવુ જોઈએ કે, રાષ્ટ્રીય પક્ષના અસ્તિત્વને લીધે જ સરકાર તેમને પાસે બોલાવે છે ને તેમને ફાયદો થાય છે તેવી રીતે રાષ્ટ્રીય પક્ષે એ યાદ રાખવુ જોઈએ કે વિનીત પક્ષની સાવચેતી અને હ્રુપત્રુપણું તેમને આખરનુ હોય તોય તેમની પ્રતિષ્ઠા અને માન્યતાની અવગણના ન કરી શકાય એકબીજા પાસેથી આવા લાભ મળતા હોય ત્યારે કેટલાક ગેરલાભ પણ સહન કરવા જ પડે રાજકીય લડતને મોખર રહેવાથી રાષ્ટ્રીય પક્ષને જ સામાન્યપણે વઠવુ પડે છે, જ્યારે તેમાથી થતા લાભ વિનીત પક્ષને ભાગે અચૂક જાય છે રાષ્ટ્રીય પક્ષના લોકો જોડેના સબધને પરિણામે વિનીતોને સરકારી અધિકારીઓનો ક્રોધ અને ઠપકા ક્યારેક સહન કરવા પડે ખરા પણ એવે વખતે તેમણે અધિકારીઓને ચોખ્ખેચોખ્ખુ સભળાવી દેવુ જોઈએ કે, રાષ્ટ્રીય પક્ષની સાથે ઘણી મહત્ત્વની બાબતોમા અમારા મતભેદો હોય તોપણ તેઓ જ્યા લગી અમારી સાથે સહકાર કરવા તૈયાર હોય ત્યા સુધી અમે તેમનાથી જુદા પડીશુ નહીં વાત સાચી કે, કેટલાક રાષ્ટ્રીય પક્ષના લોકો સ્વાતત્ર્ય કે પૂર્ણ સ્વરાજ્યને

પોતાનું ધ્યેય માને છે, પણ એવાં 'ધ્યેયો અને આકાંક્ષાઓ' મા કશુ જોર કાયદે છે એમ લૉર્ડ મોર્લી પણ માનતા નથી એ પણ ખરું કે, તેમનામાંથી કેટલાક લોકો વિલાયતી કાપડના બહિષ્કારથી આગળ વધી વધુ વ્યાપક બહિષ્કારની ચળવળનો પ્રચાર કરે છે, છતા બંને પક્ષો વચ્ચે એક મત હોય એવી બાબતોમા તેમની સાથે વિનીતો સહકાર કરે તેમા કશુ ખોટુ નથી. આ મુદ્દો જો ધ્યાનમા રાખવામાં આવે તો બન્ને પક્ષો વચ્ચેની એકતાને કોઈ કાળે આંચ આવવાનુ કારણ નથી "

લોકમાન્યનું જ્યારે ગરમ નરમ પક્ષો વચ્ચે સમાધાનનુ આવું દૃષ્ટિબિન્દુ હતુ ત્યારે સુરતના નિયોજિત પ્રમુખ ડૉ. રાસબિહારી ઘોષનુ તે બાબત કેવુ વલણ હતુ તે જોવા જેવુ છે પોતાના ન અપાયેલા ભાષણમાં તેમણે જણાવેલુ કે, "રાષ્ટ્રીય કે જહાલ પક્ષ એક આફતરૂપ છે અને એનો ઓળો દેશના ભાવિ પર પથરાયેલો દેખાય છે . . મહાસભાના રાજકારણમા તેને સ્થાન જ નથી. . મહાસભામાંથી નીકળી જવુ એ જ એને માટે એક માર્ગ છે (રાષ્ટ્રીય જહાલ પક્ષના પ્રતિનિધિઓ તરફ વળીને ડૉ ઘોષે કહ્યુ,) તમે કદાચ ઇનકાર કરશો, પણ તમે ધીમે ધીમે પણ ચોક્કસપણે રાજદ્રોહની ખાઈમાં તણાઈ રહ્યા છો, એવો મને ડર છે"

પ્રમુખના આ ઉદ્ગાર પરથી સુરતમાં રાષ્ટ્રીય પક્ષને મહાસભામાંથી હાંકી કાઢવાની વિનીત પક્ષના કેટલાક લોકોએ તો મન સાથે ગાંઠ વાળી હોય એમ લાગ્યા વિના રહેતું નથી તો પછી સુરતમાં મહાસભામાં ભંગાણ પાડવાના દોષનો ટોપલો ટિળક વગેરે રાષ્ટ્રીય પક્ષના નેતાઓને માથે ઓઢાડવાનો કશો જ બચાવ થઈ શકતો નથી

સુરતથી ટિળકે અરવિન્દ ઘોષને મુંબઈ તથા પૂને આવવા માટે આમંત્રણ આપ્યુ અરવિન્દ ઘોષનો એ બન્ને ઠેકાણે બહુ સારો સત્કાર થયો. મુંબઈમાં તેમણે 'રાષ્ટ્રવાદ' પર ભાષણ આપ્યું તેમાં કહ્યુ કે, "રાષ્ટ્રવાદ હવે દબાવ્યો દબાવાનો નથી, .. રાષ્ટ્રવાદ અમર છે. રાષ્ટ્રવાદ મરવાનો નથી કારણ કે તે કોઈ માનવનિર્મિત વસ્તુ નથી. આજે તો પ્રભુ પોતે બંગાળમાં રાષ્ટ્રવાદને રૂપે કામ કરી રહ્યા છે ઈશ્વરને મારી શકાતો નથી, નથી તેને જેલમાં મોકલી શકાતો. . ."

પૂનામાં સ્વદેશી, બહિષ્કાર અને રાષ્ટ્રીય શિક્ષણ પર આપેલા ભાષણમાં તેમણે વિશેષ વાત એ જણાવી કે, "રાષ્ટ્રના સાચા કે કલ્પિત દુર્ગુણો કે દોષોનો જ સતત જાપ જપ્યા કરવાને બદલે રાષ્ટ્રમાં સ્વાભિમાન, સામર્થ્ય

અને પોતાની શ્રેષ્ઠતા વિષેનો વિશ્વાસ પેદા કરીને લોકોને રાષ્ટ્રકાર્યને માટે પ્રવૃત્ત કરવા એ જ વસ્તુ રામકૃષ્ણ અને વિવેકાનન્દે બંગાળમાં જે જાગૃતિ પેદા કરી તેના મૂળમાં છે " પૂનાથી નાસિક, ધુળિયા થઈને અરવિન્દબાબુ બંગાળ રવાના થયા. અરવિન્દબાબુ આ બધી પ્રવૃત્તિ તરફ આધ્યાત્મિક દૃષ્ટિથી જોતા હતા અને એ રીતે જ તેઓ આખી વસ્તુ પ્રજા આગળ પણ મૂકતા.

સુરતના ભંગાણ પછી સંયુક્ત મહાસભા માટે અખંડ બંગાળની ફેબ્રુઆરી માસમાં પબનામાં ભરાયેલી પ્રાન્તિક પરિષદમાં પહેલવહેલો ઊહાપોહ થયો. પરિષદના પ્રમુખ રવીન્દ્રનાથ ઠાકુર હતા. બન્ને પક્ષના લોકો સારી સંખ્યામાં હાજર હતા, અને સારી પેઠે ચર્ચા ને વિચારવિનિમય થઈને કલકત્તાના ચારે ઠરાવ પસાર થયા બહિષ્કાર પરનો ઠરાવ કેવળ વિલાયતી માલના બહિષ્કારના અર્થમાં નહીં પણ બહિષ્કારની ચળવળના અર્થમાં પસાર થયો અને સ્વરાજ્યના ઠરાવમાં જોકે વસાહતી સ્વરાજ્યની માગણી કરવામાં આવી તોપણ રાષ્ટ્રીય પક્ષને પોતાની પૂર્ણ સ્વરાજ્ય માટેની ઝંખના વ્યક્ત કરવા માટે સુધારો મૂકવાની પણ રજા આપવામાં આવી બંગાળના ગરમનરમ પક્ષ વચ્ચેનો આ અકરાગ જોઈને ટિળકે પણ ધુળિયામાં એપ્રિલમાં ભરાનારી પંદરમી પ્રાંતિક પરિષદમાં એવું જ વાતાવરણ જોવા મળશે એવી અપેક્ષા રાખી પણ દરમ્યાન અલાહાબાદમાં વિનીતોની એક સભા ( કન્વેન્શન ) ભરાઈ અને તેમાં રાષ્ટ્રીય પક્ષને માન્ય ન થાય એવાં ધારાધોરણો ઘડવામાં આવ્યાં પરિણામે પરિષદના નિયોજિત પ્રમુખ ટિળકના મિત્ર અને વિનીત પક્ષના એક આગેવાન શ્રી નાજી આબાજી ખરેએ પ્રમુખ થવાની ના પાડી અને જાણીતા અર્થશાસ્ત્રી ગણેશ વ્યંકટેશ જોશીના પ્રમુખપણા હેઠળ આ પરિષદ ભરાઈ અને રાષ્ટ્રીય પક્ષે તેમાં કલકત્તાવાળા ઠરાવો પસાર કરવામાં સફળતા મેળવી ત્યાં જ બન્ને પક્ષને એકઠા કરવા માટે એક સમિતિ પણ નીમવામાં આવી

તે પછી લોકમાન્ય રાષ્ટ્રીય પક્ષના સિદ્ધાન્તો અને કાર્યક્રમના પ્રચાર માટે અકોલા, ખામગાવના પ્રવાસ પર જઈ આવ્યા

ફેબ્રુઆરી માસમાં નૅશનલ પબ્લિશિંગ કંપની નામની એક સંસ્થા કાઢવામાં આવી સુરતની મહાસભા પછી રાષ્ટ્રીય પક્ષને મુંબઈમાં પોતાના પક્ષના એક મરાઠી દૈનિકની આવશ્યકતા જણાવા માંડી હતી તે માટે લિમિટેડ કંપનીની પદ્ધતિથી પચાસ હજાર રૂપિયાની મૂડી ઊભી કરી મરાઠી દૈનિક કાઢવાનું ઠરાવવામાં આવ્યું માર્ચમાં તેનું પ્રૉસ્પેક્ટસ પ્રસિદ્ધ કરવામાં

આવ્યુ ટિળક એ કંપનીના એક ડાયરેક્ટર બન્યા સંકલિત મૂડી એક લાખની નક્કી કરવામાં આવી અને રાષ્ટ્રમત દૈનિકની જાહેરાત કરવામા આવી સ્વદેશ, સ્વરાજ, સ્વધર્મ, અને સ્વાવલબન એ આ પત્રની નીતિના ચાર સ્તભ હોઈ તે દ્વારા રાષ્ટ્રીય પક્ષના સિદ્ધાન્તોનો પ્રચાર કરવાનો તેનો ઉદ્દેશ હતો. રાષ્ટ્રીય શિક્ષણ માટે મહારાષ્ટ્ર વિદ્યા પ્રસારક મંડળની સ્થાપના પણ આ જ વખતે કરવામા આવી જેની વિગત અન્યત્ર આપી છે લોકમાન્યે રાષ્ટ્રીય શિક્ષણના ફાળા માટે પ્રો વિજાપુરકર, ડૉ. દેશમુખ ઈ ની સાથે આ કાળ દરમ્યાન પ્રવાસ પણ કર્યો, અને આશરે રૂ. ૫૦૦૦૦ નો ફાળો ભેગો કર્યો

## ૪૪

## દારૂબંધીની ચળવળ

માર્ચ માસમાં સાર્વજનિક સભાના ઉપક્રમે પૂના જિલ્લા પરિષદ થઈ. તેમા વિનીત પક્ષના લોકો પણ સામેલ થયા હતા. પણ રાષ્ટ્રીય પક્ષના કાર્યક્રમને જ તેમા ટેકો મળ્યો. રાષ્ટ્રીય કેળવણી અને દારૂનિષેધ પર તેમા ભાર દેવામાં આવેલો ને લોકમાન્યના તે વિષયો પર ભાષણો પણ થયાં. મદ્યપાન વિષે તેમણે કહ્યુ, "પરદેશથી સરકાર અહીં આવી છે તે અહીં શિસ્ત ને શાંતતા જાળવવાનુ કામ ભલે કરે, પણ આપણને નીતિ શીખવવાની ભાંજગડમાં તે ન પડે. મદ્યપાનનિષેધ એ હિન્દુઓની નીતિની એક ખાસિયત છે અને તેનો અમલ કરવાના કામમાં આર્થિક લાભહાનિના ખ્યાલથી સરકાર તરફથી આવતી આડખીલી દૂર કરવી જોઈએ તુરંગવાસના દુઃખ કરતા પણ મદ્યપાનનુ વ્યસન વધારે દુઃખદ લાગવુ જોઈએ એક દારૂનુ પીઠુ બંધ કરુ તો મને સ્વર્ગ મળશે, એમ હિન્દી જુવાનને લાગવુ જોઈએ અને આ ચળવળમા જરૂર પડયે મરવાને પણ તેણે તૈયાર થવુ જોઈએ દારૂબંધી જેવી સાદી વાત આપણે જો કરી ન શકીએ તો આપણે સ્વરાજ માટે નાલાયક છીએ એમ હુ કહીશ." આને લીધે પછીના મહિનામાં પિકેટિંગની ચળવળ શરૂ થઈ

મદ્યપાનનિષેધની પ્રવૃત્તિ મહારાષ્ટ્રમા તાજ અજાણી ન હતી. છેક ૧૮૪૯માં લોકહિતવાદીના વખતથી એને અને સરકાર પર સખત ટીકા

થતી હતી. લોકહિતવાદીએ લખેલું કે, "પહેલાંના રાજ્યમાં દારૂ કોઈ પીતા કે બનાવતા ન હતા. બ્રાહ્મણો ને મરાઠાઓ કલાલને હલકો ગણતા ને કોઈ પોતાને ત્યાંના ઝાડ તેમને આપતા તો તેનો બહિષ્કાર કરતા. ડોકણમાં હાથમાં દારૂ લઈને કોઈ પડખેથી જાય તો લોકો સ્નાન કરતા. હલકી કોમોના લોકો માટે ક્યાંક પીઠું કાઢવામાં આવતું તો તે ક્યાંક ખૂણામાં રાજમાર્ગથી દૂર કાઢવામાં આવતું. ને સામાન્ય લોકો તે રસ્તાને વર્જ્ય માનતા પણ આજની સરકારની રીત ઘણી વિપરીત છે."

૧૯૦૫થી મહારાષ્ટ્રમાં આ ચળવળે વિશેષ રૂપ પકડ્યું. લવાટે નામના એક ભાઈએ આ કાર્યને પોતાનું જીવનકાર્ય બનાવ્યું. તેઓ ઠેકઠેકાણે ભાષણો કરતા, જુદી જુદી જાતિઓના પંચ પાસે ઠરાવો કરાવતા. ૧૯૦૭માં પૂનામાં 'દારૂનિષેધક સભા'ની સ્થાપના થઈ. તેમાં રાષ્ટ્રીય પક્ષના લોકો સાથે જ વિનીત પક્ષના લોકો, મિશનરીઓ તથા પ્રિન્સિપાલ મૅન જેવા સદ્‌ગૃહસ્થો પણ હતા.

જિલ્લા પરિષદ પછી આ કામને વેગ મળ્યો. કેટલાક યુવાનોએ સ્વયંસ્ફૂર્તિથી એક પિકેટિંગ મંડળ ઊભું કર્યું. દસ બાર જણની ટોળી બનાવી તેઓ પીઠા સામે જઈ દારૂ પીનારને વિનંતિ કરી, પગે લાગી પાછો વાળવા પ્રયત્ન કરતા ને તેની ગાળો, અપમાન ને લાતો પણ શાન્તપણે સહન કરતા. પણ સરકારને આ ઇષ્ટ ન હતું. તેથી સ્વયંસેવકો રસ્તામાં ભીડ કરીને જાહેર શાંતિનો ભંગ કરે છે એવો આરોપ મૂકી તેમને દંડની સજા કરવાની તેણે શરૂઆત કરી. પીઠાવાળા પણ કાયદો હાથમાં લઈ સ્વયંસેવકોને મારપીટ કરવા લાગ્યા. છતાં દારૂનિષેધની ચળવળ ધમધોકાર આગળ ચાલી અને તે મહારાષ્ટ્રના બીજા જિલ્લાઓમાં પણ સારી પેઠે ફેલાઈ.

૨૩મી એપ્રિલને રોજ બધા પક્ષો ને વર્ગોના લોકોની એક સભા ડૉ. ભાંડારકરના પ્રમુખપણા હેઠળ ભરાઈ. ગોખલે હાજર રહી શક્યા નહીં પણ તેમણે સભાને ખાસ સંદેશો મોકલ્યો. પ્રમુખ ભાંડારકરે કહ્યું કે, "લોકો દારૂડિયા ન બને એ વાત સરકારને માન્ય છે. પણ એનો ઉપદેશ કરવો એ અમાન્ય એ કેવું? ક્યાંક ધાંધલ થાય તો તે અટકાવવું જોઈએ, પણ ઉપદેશનું કામ બંધ કરવું યોગ્ય નથી."

લોકમાન્યે ભાષણ કર્યું તેમાં પૂના શહેરની મ્યુનિસિપાલિટીની વાર્ષિક આવક ચાર લાખની છે, જ્યારે દારૂવેચાણની ઊપજ સાત લાખની છે,

એ તરફ સભાનુ ધ્યાન ખેચ્યુ આ પ્રવૃત્તિને લીધે સરકાર ખૂબ ચિડાઈ અને એંગ્લોઇંડિયન પત્રકારો ભાંડારકર જેવા પર પણ તૂટી પડ્યા આબકારી કમિશનરે ગવર્નર સાહેબને રિપોર્ટ કર્યો કે, "પૂનામા અંગ્રેજોના રાજ્યનો અંત આવી તિલકનુ રાજ્ય શરૂ થયુ છે, એમ કહેવાનો વારો આવ્યો છે અને આ ચળવળ બંધ ન પડે તો આજે દારૂના પીઠાં બંધ પડ્યા, તો કાલે સરકારી કચેરીઓ બંધ પડશે ત્યારે શુ કરશો ?'

સરકારે આ બનાવનો અર્થ એવો ઘટાવ્યો કે, "આ બધુ પૂનાના બ્રાહ્મણોનુ ધાંધલ છે દારૂબંધીનો ઉપદેશ એ કેવળ એક સ્વાંગ છે સ્વયંસેવકોને નવી શિસ્ત શીખવવાની એ શાળા છે બેઈમાન અને નીડર લોકો તૈયાર કરવાનો અખાડો છે નવી સંઘશક્તિ પેદા કરવાનો આ પ્રયત્ન છે અધિકારીઓને ઉતારી પાડવાની આ શિખવણ છે ડરપોક લોકો પર નજરબંધીની આ જબરદસ્તી છે જનતાના સ્વાતંત્ર્ય પર તરાપ છે સરકાર પર ધીમે ધીમે દાબ સ્થાપન કરવાની આ રમત છે બલ્કે બંડખોરીની આ પ્રસ્તાવના છે ટૂંકમા, આ કાંઈ લોકહિતની પરોપકારી ચળવળ નથી, પણ પ્રચ્છન્ન રાજકારણની ચળવળ છે ઉપરાંત આથી લાખો રૂપિયાની સરકારની આવકનુ નુકસાન થાય છે તે કોણ ભરી આપશે ?"

## અધિકાર વિભાગણી કમિશન આગળ જુબાની

આ જ વખતે અધિકાર વિભાગણી કમિશન આગળ લોકમાન્યની જુબાની થઇ તેમા તેમણે કહ્યુ કે,

"રાજ્યના હાલના ખાતાંઓની વધારેપડતી તુમાખીને કારણે જેમની સ્વતંત્રતા સાવ નષ્ટ થઇ છે તે ગામડાઓની ગામપદ્ધતિનુ પુનરુજ્જીવન કરવાનુ કામ પ્રથમ હાથ ધરવુ જોઇએ ગામ એ સ્વરાજ્યનો એક ઘટક ગણાવો જોઇએ અને ગ્રામસંસ્થા કે ગ્રામમંડળને કેળવણી, ન્યાય, જંગલ, આબકારી, દુકાળનિવારણ પોલીસ, આરોગ્ય અને દવાદારૂ એ બધાંની અથવા એમાના મોટા ભાગની બાબતોની વ્યવસ્થા કરવાના અધિકાર સોંપવા જોઇએ સ્વરાજ્યના ઘટક જે ગામડા તેમના પર તાલુકા ને જિલ્લા લોકલબોર્ડની દેખરેખ રહે અને એ લોકલબોર્ડો પૂરેપૂરા લોકમત નિદર્શક અને સ્વતંત્ર રહે એવી વ્યવસ્થા હોવી જોઇએ પોતાનો કારભાર પોતે ચલાવી શકે એવુ શિક્ષણ લોકોને આપવાનો બ્રિટિશ રાજ્યપદ્ધતિનો ઉદ્દેશ હોવો જોઇએ અને તેમ કરતા રાજ્યકારભારમા કંઇક શિથિલતા આવે તોય તેનો ડર રાખવાની જરૂર નથી એવા ધોરણનું આખરે સારુ જ પરિણામ આવશે

"ન્યાય અને વહીવટી ખાતાનાં કામ જુદાં પાડવાની હવે બહુ જ જરૂર છે મહેસૂલ ભેગુ કરવા માટે જરૂરી અધિકાર ઉપરાંત રેવન્યુ, પેન્શનો, ઇનામ, સરંજામ ઇત્યાદિને અંગે ન્યાય કરવાના રેવન્યુ કામગીરીને જે અધિકારો હોય છે તેમને હુ ન્યાયખાતાને અગેના ગણુ છુ આ સુધારાનો પૂરો ઉપયોગ થઇ શકે તે માટે ન્યાયાધીશને પરેપૂરુ સ્વાતંત્ર્ય જોઇએ ખાતાંની બિનજરૂરી વૃદ્ધિ બંધ થવી જોઇએ એના બે તાજા દાખલા ખાનદેશ જિલ્લાના ભાગલા તથા બંગાળના ભાગલા બતાવી શકાય"

છેવટે એ બધી સૂચનાના સાર રૂપે તેમણે જણાવ્યુ કે, "અધિકાર અને સત્તાનુ એક અધિકારી પાસેથી બીજા અધિકારી પાસે સકમણ થવાથી લોકો અને અધિકારીઓ વચ્ચે સદ્ભાવ પેદા નહીં થાય અગ્રેજી કેળવણીને લીધે લોકોમા નવી મહત્ત્વાકાક્ષાઓ અને નવી કલ્પનાઓ પેદા થઇ છે જ્યા સુધી આ રાષ્ટ્રીય મહત્ત્વાકાક્ષાઓને સતોષવામા ન આવે ત્યા સુધી પ્રજા ને અધિકારીઓ વચ્ચેનો ઝઘડો બંધ નહીં થાય"

## ૪૫

## સરકારી દમન ને તેના પ્રત્યાઘાતો

ફરી આપણે બંગાળ તરફ નજર કરીએ બારીસાલ પરિષદ પછી લોકોનો અસંતોષનો પારો સતત ઉપર ચઢતો હતો તેમા કેટલીક ઘટનાઓને લીધે બહુ જ વેગ મળ્યો પૂર્વ બંગાળમા તેમ જ દેશના બીજા ભાગમા પણ ગોરા સિપાઇઓ દ્વારા સ્ત્રીઓ ઉપર અત્યાચાર થયા અને જ્યારે તે સિપાઇઓ ઉપર કોર્ટમા મુકદ્દમો થતો ત્યારે એક કે બીજે કારણે તેઓ તેમાથી અચૂક છૂટી જતા પૂર્વ બગાળમા ત્યાના લેફ્ટનન્ટ ગર્વનર ફુલરના ગુરખાઓએ બગાળી સ્ત્રીઓની લાજ લૂટી છે, તે માટે અમે હવે ફુલરનુ જ ખૂન કરીએ, એમ બે જુવાનોએ આવીને પોતાને કહ્યાનુ તેમ જ તેમને પોતે તે કામથી કેવી રીતે પાછા વાળ્યા તેની હકીકત સુરેન્દ્રનાથ બૅનરજીના લખેલા તેમના સસ્મરણો પરથી જાણવા મળે છે

આ અરસામા જ એવી એક ઘટના બની કે 'તેને લીધે આખા દેશને જાણે વીજળીનો આંચકો લાગ્યો.'

વીરનવાલી નામની એક સત્તર અઢાર વર્ષની જુવાન છોકરી પોતાના ભાઈ પાસે રાવલપિંડી જવા માટે આગગાડીમાં નીકળી હતી. ગાડી મધરાતે સ્ટેશન ઉપર આવ્યાથી તે સ્ત્રીઓની વેટિંગ રૂમમાં જઈને બેઠી. સ્ટેશન ઉપરના ગોરા સ્ટેશન માસ્તર મૂરની નજર તેના પર પડી, અને તેણે ધાકધમકી બતાવીને વીરનવાલીને પોતાની ઓરડીમાં લઈ જઈ તેના પર બળાત્કાર કર્યો. છોકરી ઓરડીમાંથી બહાર નીકળતાં મૂરના નોકર ફાઝલ ઉદ્દીને તેને પકડી અને બીજી વાર તેના પર બળાત્કાર કર્યો. આ ગુનાની ફરિયાદ પોલીસ પાસે કરવામાં આવી અને મૂર અને ફાઝલઉદ્દીન પર મુકદ્દમો દાખલ થયો. પ્રથમ આ બન્ને આરોપીઓએ છોકરી સાથે પોતાનો કશો સંબંધ થયો નથી એમ જણાવ્યું. પણ દાક્તરી તપાસ તેમની વિરુદ્ધ જતાં તેમણે પોતાનો પેંતરો બદલ્યો અને છોકરી જ ખરાબ ચાલની છે અને તેની એ કૃત્યને પૂરેપૂરી સંમતિ હતી એમ કહેવાની શરૂઆત કરી. વીરનવાલીના બાપ અને સસરાએ આવીને તેના સદ્વર્તનની કોર્ટને ખાતરી આપી. પણ નવ ગોરાઓની જૂરીએ આરોપીઓનો બચાવ માન્ય કર્યો અને તેઓ નિર્દોષ છે એમ જાહેર કર્યું! અને ન્યાયાધીશે તેમનો મત માન્ય રાખી આરોપીઓને છોડી મૂક્યા!! કેસરીએ લખ્યું કે, "અમેરિકા જેવા દેશમાં આવો બનાવ થાત તો લોકોએ કોર્ટની તપાસની વાટ જોયા વિના ગુનેગારને ગિબાવી રિબાવી તેને જીવતો બાળી નાખ્યો હોત. એક સઢમની લાજ લેવાનો પ્રયત્ન કરવા માટે એક હિન્દીવાનને ૨૦ વરસની સખત મજૂરીની સજા થાય છે અને વીરનવાલીનો ભવ બગાડનાર ગુનેગારો સાવ નિર્દોષ છૂટી જાય છે એ ન્યાયદેવતાનું અપમાન છે, તેનું પ્રત્યક્ષ ખૂન છે."

પછીના જ અઠવાડિયામાં કલંકિત થયેલા જીવનથી કંટાળી વીરનવાલીએ આત્મહત્યા કરી. કેસરીએ લખ્યું, 'હિંદી લોકોમાં અંગ્લો ઈન્ડિયન લોકોથી પોતાની સ્ત્રીઓની આબરૂનું રક્ષણ કરવાનું સામર્થ્ય નથી એમ જોઈને વીરનવાલી પોતાના ખટલાની અપીલ પરમેશ્વરના ન્યાયમંદિરમાં રજૂ કરવા ગઈ છે!"

વીરનવાલી પરના અત્યાચારની હકીકત લોકમાન્યના કાન પર ગઈ તે વખતે તેઓ પ્રવાસમાં હતા અને તે સાંભળીને ગુસ્સો, દુઃખ અને દ્વેષને પરિણામે આખી રાત તેમને ઊંઘ આવી નહીં, એમ ગંગાધરરાવ દેશપાંડે પોતાના સંસ્મરણમાં જણાવે છે.

પૂર્વ બંગાળમા સરકાર તરફથી દમનનો દોર ચાલુ હતો તે જ વખતે અથવા તેના એક અંગ રૂપે જ રાષ્ટ્રીય હિલચાલના વિરોધમા ઢાકાના નવાબે દેખાવો કરવાની શરૂઆત કરી ઠેકઠેકાણે રમખાણો થયા હુલ્લડોમાં મુસલમાનોએ હિંદુઓના દુકાનો ને માલમતા છડેચોક લૂટવાની શરૂઆત કરી સ્ત્રીઓ પર અત્યાચારો કર્યા. અનેક હિંદુ વિધવા સાથે નિકા કર્યા તેમ છતાં સરકારે કશા પગલા ન લીધાં એટલુ જ નહીં પણ હિંદુઓને જ દબાવવાનુ ચાલુ રાખ્યુ ભાગલાની નીતિને ટેકો આપનાર નવાબની પ્રાતીય તેમ જ વડી ધારાસભામા નિમણૂક કરવામા આવી અને તેને સરકારે ત્રણ લાખ રૂપિયાની લોન આપી

એટલે ક્રાતિકારીઓનુ બંગાળી પત્ર યુગાન્તર, બંગાળી દૈનિકો સધ્યા અને નવશક્તિ, પાલ ને અરવિંદબાબુનુ वदे मातरम् વગેરેએ સરકારની ખૂબ સખત ટીકા કરવાનુ શરૂ કર્યું અને ઉગ્ર રાષ્ટ્રવાદનો પ્રચાર ચાલુ રાખ્યો સરકારે એ છાપા પર ખટલા શરૂ કર્યા તેમા वदे मातरम પર કલકત્તાના પ્રેસિડન્સી મૅજિસ્ટ્રેટ કિંગ્સફર્ડની કોર્ટમા ચાલેલા કેસમા બિપિનચંદ્ર પાલે 'આ ખટલો અન્યાયી છે, અને દેશના સ્વાતત્ર્ય તેમ જ જાહેર શાતિના દૃષ્ટિથી અહિતકારક છે એમ મને લાગતુ હોવાથી તેમા ભાગ લેવા સામે મારે નૈતિક વાંધો છે,' એમ કહી સાક્ષી આપવાની ના પાડી, તે બ લ તેમને છ માસની સજા કરવામાં આવી એ જ મૅજિસ્ટ્રેટે એક જુવાન છોકરાને અરવિ૦ ઘોષની ગિરફતારીના વિરોધમા વિદ્યાર્થીઓએ કાઢેલા શાત સરઘસ પર લાઠી ચલાવનાર ગોરા સાર્જન્ટને પડકારવા બદલ ફટકાની સજા ફરમાવી અને તેનો અટલી ક્રૂરતાથી અમલ કરવામા આવ્યો કે છોકરો અધમૂઆ થયો

આ ઘટનાઓને પરિણામે તા ૩૦ અપ્રિલ ૧૯૦૮ને રાજ કિંગ્સફર્ડે —જેની બદલી સલામતી ખાતર બિહારના મુઝફ્ફરપુરમા ડિસ્ટ્રિક્ટ જજના હોદ્દા પર થઈ હતી— તેને મારી નાખવાને ઇરાદે બોંબ ફેંકવામા આવ્યો પણ કિંગ્સફર્ડને બદલે મિસિસ અને મિસ કેનેડી નામની બે બહેનો તેનો ભોગ બની બાબ ફેંકનાર ખુદીરામ બોસને ફાંસીની સજા કરવામા આવી ને તેના સાથી પ્રફુલ્લ ચાકીએ પોતે પકડાશે એમ લાગતા પિસ્તોલ વડે પોતાના જીવનનો અત આણ્યો.

આ બનાવને પરિણામે છૂપી પોલીસની પ્રવૃત્તિ ખૂબ વધી પડી અને માણિકતોલાના બગીચામા જ્યા અરવિંદ અને બારીન્દ્ર ઘોષ વગેરે રહેતા

હતા ત્યાંથી એક નાનકડું બૉંબનું કારખાનું પોલીસે શોધી કાઢ્યું અને ત્યાંથી અરવિંદ, બારીન્દ્ર વગેરે ૩૫ માણસોને ગિરફતાર કરી તેમના પર અલીપુરના મૅજિસ્ટ્રેટ જોજ આ ઇ કામ ચલાવવામાં આવ્યું અને તેના પડઘા હિંદુસ્તાનમાં જ નહીં પણ વિલાયત સુધી પહોંચ્યા ખટલો કલકત્તા હાઈકોર્ટ સુધી ગયો અને ૧૮ જણને જુદી જુદી સજાઓ થઈ તેમાં બારીન્દ્ર, ઉપેન્દ્ર, હેમચન્દ્ર અને ઉલ્લાસકરને કાળા પાણીની સજા થઈ પણ ચિત્તરંજન દાસે કરેલા સમર્થ બચાવને કારણે આ આખા કાવતરાના નાયક ગણાતા અરવિંદ નિર્દોષ છૂટ્યા આરોપી નરેન્દ્ર ગોસ્વામી તાજનો માફીનો સાક્ષીદાર બન્યો તેથી સત્યેન્દ્ર બસુ અને કનૈયાલાલ દત્તે પિસ્તોલ વતી અલીપુર જેલમાં જ તેનું ખૂન કર્યું તેમના પર કામ ચાલી તેમને ફાંસીની સજા થઈ, જે તેમણે ખુદીરામની જેમ ભારે બહાદુરીથી હસતે મોઢે સ્વીકારી કાવતરું ઉઘાડું પડીને તેનો આવો ફેંસલો આવ્યા છતાં ક્રાંતિકારી મંડળના બીજા વીરો પર તેની કશી અસર થઈ નહીં અને તેમણે પોતાની પ્રવૃત્તિ ચાલુ જ રાખી અને પરદેશી સત્તાના કોઈ જાતના નિયમન વિનાનું પૂર્ણ સ્વરાજ્ય એ અમારું ધ્યેય છે એમ તેઓ છડેચોક કહેતા ગયા

પંજાબમાં પણ વાતાવરણ ઉગ્ર બની ગયું હતું 'સિવિલ ઍન્ડ મિલિટરી ગૅઝેટ' જેવા છાપા સુશિક્ષિત હિન્દીઓને 'બંગાલિંગ બી. એ ', 'બેગ્ઝ ઑર્ન બી એ ', 'અન અનઑનર્ડ નૉબિલિટી ઑફ ધ સ્કૂલ' વગેરે રૂપે તેમ ગાળો દઈ તેમનું અપમાન કરવા લાગ્યાં પણ તેમના આ વાહિયાત લખાણ બદલ ફરિયાદી થાય છે એમ કહેવા ઉપરાંત તે પ્રાંતના ગવર્નર ઇબેટ્સને કશું કરવાની ના પાડી

ઊલટું ઇન્ડિયા ને પંજાબી જેવા છાપા પર ખટલા કરવામાં આવ્યા. રાવળપિંડી વગેરે ઠેકાણે થયેલા તોફાનોના જવાબ દારી લાલા હસરાજ વગેરે જેવા પ્રતિષ્ઠિત લોકસેવકો પર નાખી તેમને અટકાયતમાં લીધા ને મહિનાઓ સુધી જેલમાં પૂરી રાખ્યા પછી જ્યારે તેની સામે કોર્ટમાં કામ ચલાવવામાં આવ્યું ત્યા તેમની સામે રજૂ કરવામાં આવેલો બધો પુરાવો બનાવટી છે એમ ન્યાયાધીશે જણાવ્યું ને તેમને નિર્દોષ છોડી મૂક્યા

લાલા લજપતરાય તથા અજિતસિંહને દેશનિકાલ કરી માંડલે રવાના કરવામાં આવ્યા

આ જ વર્ષે રેવી વીરનવાની પરના અત્યાચારની ઘટના પણ આ જ અરસામાં થઈ હતી અને તેમાં ન્યાયનું કેવું ખૂન થયું તે આપણે જોયું

મુઝફ્ફરપુરમાં થયેલા બૉંબના ધડાકાને લીધે ચોમેર ભયનુ વાતાવરણ ફેલાયુ પાયોનિયર ને ઈંગ્લિશમેન જેવા પત્રો 'વેર, વેર'ના પોકારો કરવા લાગ્યા ને રાજનિષ્ઠ અને વિનીત પક્ષના લોકો બેબાકળા બની જઈને ચિત્તશાંતિ ખોઈ બેઠા સરકાર પણ ગભરાટમા પડી એવે વખતે જરાય ક્ષોભ પામ્યા વિના પરિસ્થિતિની મીમાંસા નીડરપણે કરવાનુ કામ સ્વસ્થ ચિત્તે કેસરી દ્વારા લોકમાન્યે શરૂ કર્યું નિરાશામાંથી જન્મેલી બૉંબની પ્રવૃત્તિ "દેશનુ દુર્દૈવ" છે, તે સરકારના જુલમનો કેવળ પ્રત્યાઘાત છે, તેમ જ તેને કાયમની દબાવી દેવી હોય તો શુ કરવુ જોઈએ તેનુ તેમણે પ્રતિપાદન શરૂ કર્યું

૨૭ મી મેએ ટિળક અને મહારાષ્ટ્રના બીજા ૨૮ રાષ્ટ્રીય પક્ષના નેતાઓએ મુઝફ્ફરપુરના અત્યાચારોને વખોડી કાઢનારુ એક નિવેદન કર્યું તેમા જણાવ્યુ કે,

"બંગાળના કેટલાક યુવાનોએ તાજેતરમા જે હિંસક કૃત્યો કર્યાં, જેને પરિણામે કેટલીક શોચનીય પ્રાણહાનિ થઈ, તેથી અમને અત્યન્ત દુખ થાય છે

"અમારી એવી ચોક્કસ માન્યતા છે કે, આ દુખદ બનાવો સરકારે કરેલી લોકમતની સતત અને લાંબા વખતની અવગણના અને સતત અખત્યાર કરેલી જુલમની નીતિને કારણે અને નહીં કે કોઈ લોકનેતાના લેખો કે ભાષણોને પરિણામે થયા છે

"અમારી ખાતરી છે કે, ચાલુ પરિસ્થિતિનો સાચો ઇલાજ દમન કે જુલમના પગલા ભરવામા નથી, કારણ કે તે નિષ્ફળ જ જવાના છે પણ લોકોની ફરિયાદોનુ શીઘ્ર નિરાકરણ કરવુ, ઉદાર મનથી અને દૂરદૃષ્ટિવાળી મુત્સદ્દીગીરીથી લોકોની યોગ્ય માગણીઓ અને આકાંક્ષાઓ સંતોષવાનો પ્રયત્ન કરવો એ જ આનો સાચો ઉપાય છે"

પણ નોકરશાહીની ખાતરી જુદી જાતની હતી તે એમ માનતી હતી કે રાજકીય ચળવળિયા લોકોના ઉશ્કેરણી કરનારા લેખો અને ભાષણોને લીધે વાતાવરણ તંગ બનીને આવા અત્યાચારો થયા હતા અને તેથી આ પ્રવૃત્તિને જડમૂળથી ઉખેડી નાખવા માટે તેણે જાત જાતના પ્રેસ ઍક્ટ જેવા કાયદા કરવાની અને તેની રૂએ છાપાઓના તંત્રીઓ પર ખટલાઓ કરવાની શરૂઆત કરી, અને ૨૪ જૂન ૧૯૦૮ ને રોજ કેસરી ના તંત્રી લોક૦ ટિળકને પણ ગિરફતાર કર્યા તે ખટલાની હકીકત આપણે સ્વતંત્ર પ્રકરણમા જોઈશુ

૮૬

# રાજદ્રોહનો બીજો મુકદ્દમો

વિજરવ પક્ષના ભારતમંત્રી લૉર્ડ મોર્લી વારવાર ના પાડતા હતા છતાં તેમના જ પત્રમાંના એક વાક્યનો પોતાને અનુકૂળ અર્થ ઘટાવી, 'મૅન ઑન ધ સ્પૉટ' ને પોતાને યોગ્ય લાગે તેવુ તાત્કાલિક પગલુ ભરવાની જે છૂટ હોય છે તેનો પૂરેપૂરો લાભ લઈ, અને વાઈસરાય લૉર્ડ મિન્ટોને પણ ખબર પડવા દીધા વિના મુબઈના ગવર્નર સર જ્યૉર્જ ક્લાર્કે (પાછીના લૉર્ડ સિડનહૅમે) લોક૦ ટિળકની ધરપકડ કરવાનો હુકમ આપી દીધો અને તે મુજબ તેમને ૨૪મી જૂને મુબઈમાથી ગિરફતાર કરવામા આવ્યા ટિળકનુ મુબઈ જવાનુ કારણ એ હતુ કે તેમના મિત્ર કાળ પત્રના તત્રી પ્રો. શિવરામ મહાદેવ પરાંજપેને ૧૨ મા જૂને રાજદ્રોહના આરોપસર જ ગિરફતાર કરવામા આવ્યા હતા. તેમને તેમના બચાવ ઈ ને માટે જામીન પર છોડાવવા માટે પ્રયત્ન કરવાનો હતો

મુબઈ જવા માટે ટિળક પૂના સ્ટેશને આવ્યા તે જ વખતે છૂપી પોલીસના એક માણસે આવી તેમના મિત્રને એવી ખબર આપી કે ટિળકને પણ ગિરફતાર કરવાની સરકાર તૈયારી કરી રહી છે એટલે 'આજે મુબઈ જવાનુ મોકૂ રાખો ઘેર પાછા ચાલો ને જે કઇ તૈયારી કરવી હોય તે કરી લો,' એમ પેલા મિત્રે સૂચવ્યુ ટિળકે તેને જવાબ આપ્યો, "ઘેર જઈને શુ લશ્કર વગેરે સામગ્રી ભેગી કરવાની છે કે કિલ્લેબધી કરવાની છે? સરકારે આખા દેશની જ જેલ બનાવી દીધી છે અને એક મોટા બાગમાથી મને નાના બાગમા લઈ જશે એટલુ જ ન? તે માટે તૈયારી શી કરવાની?"

મુબઈ ગયા પછી પરાંજપેને જામીન પર છોડાવવામા તેઓ સફળ થયા ૨૪મીને રોજ તેઓ નગરમા બહાર ગયા હતા તે વખતે કોઇ માણસ સરદારગૃહમાં આવીને ખબર આપી ગયો કે અત્યારે કલાક પહેલાં જ ટિળકને પકડવાના વૉરન્ટ પર પ્રેસિડન્સી મૅજિસ્ટ્રેટની સહી થઈ છે ટિળક પાછા આવતા તેમને આ સમાચાર આપવામા આવ્યા એટલે "જે દૂબળા રાષ્ટ્રમા પ્રતિકાર કરવાનુ સામર્થ્ય નથી તે રાષ્ટ્રના આગેવાનને

આવી બાતમી આગળથી મળે તોય શા કામની?" એવા ઉદ્ગાર કાઢી આરામ લેવા માટે તે આડા થયા ને સૂઈ ગયા ઊઠ્યા પછી તમારુ વૉરંટ હજી કેમ આવતુ નથી, એમ મિત્રોને પૂછ્યુ એટલામા પરાંજપે ત્યા આવી પહોચ્યા તેમને કહ્યુ કે, "તમારો મુકદ્દમો તમે પોતે જ ચલાવો, હુ પણ મારો પોતે જ ચલાવવાનો છુ" એટલામા પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ વૉરંટ લઈને આવ્યા તેને ઉદ્દેશીને બોલ્યા, "વૉરંટ પર સહી થયાને તો ચાર કલાક થઈ ગયા તમારુ થાણું પાસે હોવા છતા આટલી વાર શાથી થઈ? વહેલા આવ્યા હોત તો જામીનની અરજી કરવાય વખત મળત" અને જાણે રોજના જેવા જ કોઈ કામે બહાર જવાનુ હોય તેમ અંગરખો ને પાઘડી પહેરીને પોલીસ અમલદાર સાથે નીકળી પડ્યા.

એ જ દિવસે કેટલાક પોલીસ અમલદારો પૂના ગયા અને ત્યાની પોલીસની સાથે તેમણે ટિળકના રહેવાના મકાન પર તેમ જ કેસરી કાર્યાલય પર દરોડો પાડી ટિળકના કુટુંબીઓને એક ઓરડામા ખસેડી દીધા ને બધે તાળા મારીને પહેરો ગોઠવી દીધા બીજે દિવસે બન્ને જગ્યાઓની ઝીણવટપૂર્વક ઝડતી લઈ કેટલાક કાગળિયા કબજે કર્યાં ટિળક અવારનવાર સિંહગઢ પર રહે છે એટલા માટે ત્યાના મકાનની પણ ઝડતી લેવા માટે પૂનાના સિટી મૅજિસ્ટ્રેટે ઝડતી વૉરંટ પર સહી કરી ને ત્યાના કબાટ વગેરે તોડીને ઝડતી લેવામા આવી પણ ત્યા કશુ વાંધાભર્યું મળ્યુ નહીં

બીજે દિવસે ધરપકડના સમાચાર બધે ફેલાયા એટલે મુબઈ પૂનામા તો લોકોએ પોતાના રોજના વહેવાર બધ કર્યા અને ચોમેર ગમગીનીનુ વાતાવરણ ફેલાઈ ગયુ કેટલાય લોકોએ તે દિવસે ખાધુ પીધુ નહીં

તે જ દિવસે સવારે લોકમાન્યને ચીફ મૅજિસ્ટ્રેટ મિ અસ્ટનની આગળ હાજર કરવામા આવ્યા અને તેમના પર કેસરીમા લખેલા તા ૧૨ મેના "देशाचें दुर्दैव" (દેશનુ કમનસીબ) લેખ માટે ઇ પી. કોડની કલમો ૧૨૪અ ને ૧૫૩અની રૂએ આરોપ મૂકવામા આવ્યા ને ૨૯મી પર કામ મુલતવી રાખવામા આવ્યુ જામીન પર છોડવાની અરજી મૅજિસ્ટ્રેટે નામંજૂર કરી, અને ટિળકને ભાયખળાની જેલમાં મોકલવામા આવ્યા

૧૨મી મેનો લેખ કદાચ ટિળકને તકસીરવાર ઠરાવવા માટે નબળો પડે એમ ધારી તેમના ૯મી જૂનના લેખ "हे उपाय टिकाऊ नाहींत" (આ ઉપાયો ટકાઉ નથી) માટે અલગ વૉરંટ કાઢી ૨૯મી જૂનની સવારે

તેમના પર જેલમા જ બજાવવામા આવ્યુ અને એ બન્ને વૉરન્ટોનુ કામ તે જ દિવસે બપોરે સાથે ચલાવીને મુકદ્દમો મુંબઈ હાઈકોર્ટની ફોજદારી સેશન્સ પર મોકલવામા આવ્યો

જામીન પર છોડવા માટે ટિળક વતી હાઈકોર્ટના જજ આગળ ફરી અરજી કરવામા આવી તેની સુનાવણી રજીએ થઈ. અગિયાર વરસ પહેલા ટિળક પર પહેલા રાજદ્રોહના મુકદ્દમા વખતે તેમની વતી તેમના વકીલ તરીકે બૅરિસ્ટર દાવરે ન્યા. બદરુદ્દીન તૈયબજી આગળ જે દલીલો કરીને ટિળકને જામીન પર છોડાવેલા, તે જ દાવર આ વખતે ન્યાયધીશના આસન પરથી ટિળકની વતી મિ જિન્નાએ કરેલી તે જ દલીલોને નામંજૂર કરી ને જામીન અરજી કાઢી નાખી! "જામીન અરજી નામજૂર કરવાનુ એક જ કારણ હોઈ શકે કે, આરોપીને જો છૂટો મૂકવામા આવે તો તે મુકદ્દમા માટે કોર્ટ આગળ હાજર ન રહે એવી ધાસ્તી હોય," એવી દલીલ બૅ. દાવરે ૧૮૯૭મા કરેલી તે જ હવે ન્યાયમૂર્તિ બનેલા દાવરે "આરોપી મુકદ્દમાના કામ વખતે હાજર રહેશે એટલી વાત જામીન અરજીનો વિચાર કરવા માટે પૂરતી છે એમ કહેવામાં આવે છે તે મને માન્ય નથી ટિળકને જામીન પર છોડવુ ડહાપણ ભર્યું નથી, એટલુ જ નહીં પણ હુ કેમ છોડી શકતો નથી તેના કારણો જણાવવાં તે પણ સલાહભરેલુ નથી." એમ કહીને અરજી કાઢી નાખી!

૩જી જુલાઈએ સરકારી વકીલ ઍડવોકેટ જનરલ ઇન્સને મુકદ્દમો ખૂબ મહત્ત્વનો હોવાથી સ્પેશિયલ જ્યુરી માટે અરજી કરી માગણી કરી ખરી રીતે આવી માગણી સામાન્યપણે આરોપીએ કરવાની હોય પણ અહીં સરકારને સામાન્ય જૂરીનો કદાચ ભરોસો નહીં બેસ હોય તેથી તેણે જ આવી માગણી કરી સ્પેશિયલ જૂરીમા મોટા ભાગના યુરોપિયન લોકો આવે છે. તેઓ મરાઠી જાણતા હોતા નથી ખરુ જોતા આ મુકદ્દમો પૂનામાં ચાલવો જોઈતો હતો. ટિળક પર સરકાર સામે તેમ જ ગોરાઓ સામે ઉશ્કેરણી કરવાના આરોપો હોવાથી યુરોપિયન લોકોની બહુમતી જૂરીમાં હોય એ ન્યાયની દૃષ્ટિએ અયોગ્ય છે સ્પેશિયલ જૂરી આપવી જ હોય તો મરાઠીના જાણકારાની આપો, નહીં તો સામાન્ય જૂરી જ રાખો વગેરે દલીલો ટિળક વતી બૅ. બૅપ્ટિસ્ટાએ કરી પણ ન્યા. દાવરે 'આપણાના હિતમાં' સ્પેશિયલ જૂરીનો હુકમ કર્યો, અને કેસ માનુ કામ ૧૩મી જુલાઈએ ચાલશે એમ જાહેર કર્યું

મુકદ્દમો શરૂ થાય તે દિવસે મુબઈમાં હુલ્લડ વગેરે ન થવા પામે એટલા માટે સરકારે સારી પેઠે બદોબસ્ત કર્યો હતો. ૧૨ મી ને ૧૩મીને રોજ શહેરમાં ને ખાસ કરીને મજૂર લત્તામાં લશ્કરની કૂચ કરવામા આવી બહારથી પણ લશ્કર મગાવવામા આવ્યુ ને કેટલુક લશ્કર મિલ વિસ્તારમા ગોઠવી દીધુ. ૧૨મી ને ૧૩મીને રોજ મિલો બંધ હતી. મુકદ્મા વખતે ટિળકને જેલમાથી હાઈકોર્ટમા લાવતા રખેને કંઇ ભાંજગડ ઊભી થાય તે ટાળવા માટે તેમને ૧૨મી જુલાઈની રાતે જ હાઈકોર્ટના મકાનમાં લાવીને રાખવામાં આવ્યા. તેમના પર ગોરા સોલ્જરોનો પહેરો ગોઠવી દીધો અને પાસેના યુનિવર્સિટીના મકાનમા એક ગોરી પલટન તૈયાર રાખવામા આવી.

જૂરી આગળ આપવાના પોતાના ભાષણની તૈયારી કરવા માટે ટિળકે કેટલી મહેનત લીધી તે જાણવા જેવુ છે: "ઓરડીમા એક ટેબલ પર ચોપડીઓનો એક ઢગલો ખડકેલો હતો, ને પાસે જ કાગળની કેટલીક કાપલીઓ હતી, ઓરડાની બહાર યુરોપિયન સાર્જન્ટ પહેરો ભરતો હતો રાતે નવ સાડા નવ વાગ્યે લોકમાન્યે ભાષણની તૈયારી શરૂ કરી. મદ ગતિથી વિચાર કરતા કરતા ઓરડીમા બે ત્રણ આટા મારે, પેલા ઢગલામાથી એક ચોપડી ઉઠાવે, તેનુ જોઈતું પાનુ કાઢી તેમા એક કાપલી મૂકે, અને ચોપડી બંધ કરી બીજા ટેબલ પર મૂકી દે ફરી વિચાર કરતા કરતા બે ત્રણ આટા મારે, ચોપડી ઉઘાડે, નિશાની મૂકે, ને તે ચોપડી જુદી કાઢી મૂકે... ફરી તેજ ક્રમ . એમ એક વાગ્યો, દોઢ વાગ્યો, તોય એમનો ક્રમ ચાલુ જ![1] પેલા સાર્જન્ટને ઊઘ આવવા માડી એટલે તેણે લોકમાન્યને કહ્યુ, "સાહેબ, હવે બહુ મોડુ થયુ છે હવે થોડોક આરામ લેવો જોઇએ એમ તમને નથી લાગતુ?" એટલે લોકમાન્યે કહ્યુ, "કેમ? તને ઊંઘ આવે છે કે? ઊંઘ આવતી હોય તો સૂઈ જા હુ કઇ ભાગી જવાનો નથી" સાર્જન્ટ સૂઈ ગયો. લોકમાન્યનુ કામ ચાલુ જ હતુ. પાચ વાગ્યે છેવટની ચોપડીમા કાપલી ઘાલી તે તેમણે નીચે મૂકી દીધી સૂતેલા સાર્જન્ટને બૂમ પાડી જગાડયો ને કહ્યુ, "મેં મારુ કામ પૂરૂ કરી દીધુ છે હવે હુ થોડો આરામ લઇશ" સાર્જન્ટ આખો ચોળતો ચોળતો ઊઠયો ને પોતાનો ગણવેશ ટીકટાક કરતો બોલ્યો, "તમારો આભાર, સાહેબ." અને પહેરો ભરવા માંડ્યો લોકમાન્ય આડા થયા ને તરત ઘોરવા માડયા.

તા. ૧૩મી જુલાઈને રોજ બાદશાહ વિ૦ ટિળકનો મુકદ્દમો શરૂ થયો. સરકાર તરફથી એડવોકેટ જનરલની મદદમાં ત્રણ સહાયકો હતા,

જ્યારે ટિળક પોતે જ પોતાના બચાવનું કામ ચલાવવાના હતા અને તેમની મદદે ખાપર્ડે, કરદીકર, બૅપ્ટિસ્ટા, ઇ. ચાર જણ હતા. બે લેખ માટે કરેલા ચારે આરોપોનું કામ સાથે ચલાવવા અંગે ટિળક તરફથી વાંધો ઉઠાવવામાં આવતા પહેલા લેખને અંગેનો કલમ ૧૫૩ અ વાળો આરોપ સરકારી વકીલે પાછો ખેંચવાનું કબૂલ કરી કાયદાના વાંધાનું નિરાકરણ કર્યું. આ ત્રણે આરોપો અંગે ટિળકને પાંજરામાં ઊભા કરી પૂછવામાં આવતાં મને આ આરોપ કબૂલ નથી, હું નિર્દોષ છું, એમ તેમણે કહ્યા પછી તેમને પાછા પોતાની ખુરસી પર બેસવાની રજા આપવામાં આવી. વાંધાભરેલા લેખોના ભાષાંતર અંગે ટિળકે શરૂઆતમાં જ, ભાષાંતરોમાં ઘણી ભૂલો છે, ને તેને આધારે આરોપો ઘડાયેલા છે તેની સામે મારે વાંધો છે, એમ જણાવ્યું. પછી જૂરીની વરણી થઈ તેમાં કુલ નવમાંથી છ યુરોપિયનો, એક યહૂદી ને બે પારસી સદ્‌ગૃહસ્થો આવ્યા.

આક્ષિપ્ત લેખોમાંથી કયા ચોક્કસ ભાગોને આધારે આરોપ કરવામાં આવ્યા હતા તે ફરિયાદમાં બતાવેલું ન હતું, તેથી તે જાણવાની ટિળકે માગણી કરી; ત્યારે આખા લેખો પરથી જ આરોપો મૂકવામાં આવ્યા છે એમ તેમને જણાવવામાં આવ્યું. ફરિયાદી પક્ષ માટે એ બહુ સગવડભર્યું હતું પણ તેથી ટિળકને પોતાનો બચાવ કરતી વખતે વાક્યે વાક્યનો ખુલાસો કરવાની જરૂર પડી.

સરકારી વકીલ બૅરિ. ઇનવેરિરીટીએ પોતાનું કામ લગભગ ૧ વાગ્યે શરૂ કર્યું. જે કલમોની રૂએ આરોપો મૂકવામાં આવ્યા હતા તેનું વિવરણ કર્યું; જે લેખો પરથી આરોપો મૂકવામાં આવ્યા હતા તેના લગભગ બધાં વાક્યો પર તેણે ભાષ્ય કર્યું. પહેલા લેખના મથાળાનો (देशाचें दुर्दैव) અંગ્રેજોનું રાજ્ય અહીં છે તે જ વસ્તુતઃ દેશનું કમનસીબ છે એવો અર્થ તેણે ઘટાવ્યો. પછી આક્ષિપ્ત લેખોના અંગ્રેજી ભાષાંતરકાર શ્રી જોશીની જુબાની થઈ. ટિળકે તેની ખૂબ સખત ઊલટ તપાસ કરી ને ભાષાંતરના અનેક ભૂલો કોર્ટની નજરે આણી.

પછી ટિળકના ઘરની અને કેસરી કાર્યાલયની ઝડતી દરમ્યાન ટેબલના ખાનામાંથી જ્વાળાગ્રાહી સ્ફોટક પદાર્થો અંગેનાં બે પુસ્તકોનાં નામ લખેલું એક કોરું પોસ્ટ કાર્ડ પોલીસે કબજે કર્યું હતું તે ઇન્સ્પેકટર સદીવનના સાક્ષી દરમ્યાન દાખલ કરવામાં આવ્યું. તે સામે ટિળકે વાંધો ઉઠાવ્યા છતાં કોર્ટે તેને પુરાવામાં સામેલ કરી લીધું. એટલે પોસ્ટકાર્ડનો ખુલાસો કરી

શકાય તે માટે ટિળકે જુદાં જુદાં છાપાની કાપલીઓ દાખલ કરી પરિણામે જવાબ આપવાનો તેમનો હક જતો રહ્યો.

ત્રીજે દિવસે એટલે કે ૧૫મી ને રોજ ટિળકે પોતાનો લેખિત જવાબ આપ્યો તે પછી ફરિયાદી પક્ષના વકીલના જવાબ માટેના ભાષણમા કોઈ નવા મુદ્દા ઉપસ્થિત થશે તો તમને તેનો ખુલાસો કરવા રજા આપીશ, એમ ન્યાયાધીશે જણાવ્યા પછી ટિળકે જૂરીને ઉદ્દેશીને પોતાનુ ભાષણ શરૂ કર્યું. આ ભાષણ કુલ સાડાચાર દિવસ અથવા ૨૧ કલાક ને ૧૦ મિનિટ ચાલ્યુ તેમા લોકમાન્યે રાજદ્રોહનો કાયદો, આક્ષિપ્ત લેખોનો ઉદ્દેશ, ભાષાતરોની ભૂલો, ઉતારાઓ દાખલ કરવાનો હેતુ, જૂરીનાં કર્તવ્યો ને અધિકારો, મુદ્રણ-સ્વાતંત્ર્ય, હિન્દની રાજકીય પરિસ્થિતિ વગેરે વિષયોનુ બહુ જ માર્મિક અને નમર્થ વિવેચન કર્યું તેનો ટૂંકો સાર જ અહીં આપીશુ.

"મારા મરાઠી લેખોના અંગ્રેજી ભાષાતર પરથી મારા પર જે આરોપો મૂકવામા આવ્યા છે તે તદ્દન ગેરવાજબી છે. મારા મૂળ લેખ અને અહીં રજૂ કરેલો ભાષાતરો એ સાવ ભિન્ન વસ્તુઓ બની છે ભાષાતર પરથી લાક્ષણિક કે ધ્વન્યર્થ ન કાઢવા જોઈએ. તમે નથી અમારા સમાજનુ જ્ઞાન ધરાવતા કે નથી અમારી ભાષા જાણતા, અટલે ભાષાતર પરથી તમે મને દોષી ઠરાવો એ ભયકર વસ્તુ કહેવાય ખરુ જોતા મારા લેખોથી કેસરીના વાચક પર શી અસર થઈ છે તે બતાવવાની જરૂર છે પણ તેમ કરવા માટે પુરાવો ફરિયાદીએ આપેલો નથી પ્રદર્શનમા લાફિંગ ગેલરી (જેમા જુદી જુદી જાતના અરીસામા માણસના ચહેરાના વિકૃત હાસ્યજનક પ્રતિબિંબો દેખાય છે) હોય તે શોભે, પણ એ ગેલરી હાઈકોર્ટના ભાષાતર વિભાગમા આવે ત્યારે તે હાસ્ય ઉપજાવવાને બદલે એક કરુણ વસ્તુ બની જાય છે

"જે કલમની રૂએ મારા પર આરોપો કરાયા છે તે કલમ ૧૨૪અના વાસ્તવિકપણે બે ભાગ પડે છે: પહેલો ભાગ રાજા કે કાયદા વડે પ્રસ્થાપિત સરકાર પ્રત્યે દ્વેષ, તિરસ્કાર કે અપ્રીતિ પેદા કરવા અગેનો છે પણ આવો આરોપ મારા ઉપર ન લોઈ શકે, કારણ એવુ કોઈ કૃત્ય મેં કર્યાના પુરાવો ફરિયાદી પક્ષે આપેલો નથી તેથી કલમનો પહેલો ભાગ અહીં લાગુ પડતો નથી બીજો ભાગ દ્વેષ, તિરસ્કાર કે અપ્રીતિ પેદા કરવાના 'પ્રયત્ન'ને લગતો છે એ પ્રયત્ન તો કાયદાની ચોક્કસ ભાષામા ત્યારે જ કહેવાય કે જ્યારે વ્યક્તિના મનમા ગુનો કરવાનો સ્પષ્ટ હેતુ હોય ને તે સિદ્ધ કરવા માટે તેણે પોતાનાથી બની શકે તે બધુ કર્યું હોય, પણ તેના કાબૂ બહારના

કારણોને લઈને એ પ્રયત્ન પાર ન પડ્યો હોય 'કૃત્યનું સ્વાભાવિક પરિણામ એ જ છે જે કૃત્ય કરવા પાછળનો માલમનો હેતુ હોય છે' એ સામાન્ય વહેવારના સિદ્ધાંત પર અહીં આધાર રાખવો યોગ્ય ન ગણાય પરિસ્થિતિનો વિચાર કરીને હેતુ પ્રસ્થાપિત કરવો જોઈએ પણ અહીં, હેતુ સિદ્ધ કરવાની જવાબદારી આરોપી પર નાખવામાં આવી છે વસ્તુત એ કામ ફરિયાદીનું હોય, એટલા પૂરતો આ કાયદો જ દોષિત છે, પુરાવાના કાયદા અનુસાર આરોપી નિર્દોષ છે એમ માનીને જ ચાલવું જોઈએ ગુનાનું દરેક અંગ પુરવાર કરવાની જવાબદારી ફરિયાદીની છે

"મેં લેખો લખ્યા તે દેશમાં જે બૉંબની પ્રવૃત્તિ ચાલી રહી છે અને છેલ્લે મુઝફ્ફરપુરમાં બૉંબ ફૂટવાની જે દુઃખદ ઘટના બની તેને જોઈ એક જવાબદાર પત્રકાર તરીકે લખ્યા હતા. દેશમાં કેવી પરિસ્થિતિ પ્રવર્તે છે તેનો અહેવાલ સરકારને જણાવવા તેમ જ તે માટે યોગ્ય ઉપાય શા હોઈ શકે તેની સલાહ આપવાનો પણ ઉદ્દેશ આ લેખો લખવામાં હતો ઉપરાંત બૉંબની ઘટનાને અંગે દેશના એંગ્લો ઇંડિયન તેમ જ વિલાયતનાં છાપાંઓએ જે ટીકા કરી તેને પણ જવાબ આપવાની મારી ફરજ હતી જ આવે વખતે તમે જો પત્રકાર હોત તો શું કરત? વખત કટોકટીનો છે એટલે બૉંબની વાત છોડીને વેદાંત વિષે, મિસરના એકાદ શિલાલેખ વિષે અથવા વિજ્ઞાનના કોઈ નવી શોધ વિષે લખીને તમે સંતોષ માનત કે? અમે છાપાં ચલાવીએ છીએ તે કેવળ પૈસા કમાવવા માટે નથી ચલાવતા પ્રચલિત વિષયોની ને સાર્વજનિક પ્રશ્નોની જાહેર ચર્ચા કરી લોકમત કેળવવા માટે અમે છાપાં કાઢ્યાં છે वादे वादे जायते तत्त्वबोध ।

"મેં ટીકા કરી તે માટે મારા પર દુષ્ટ હેતુનો આરોપ કરવો એ સંકુચિત માનસનું લક્ષણ ગણાય ને તે માટે સજા કરવી એ કેવળ ક્રૂરતા જ ગણાય. પત્રકારની જવાબદારી ભારે છે તેમાં જોખમ છે, પણ તે ખેડવું જ રહ્યું બૉંબને અંગે જ ચર્ચા ચાલતી હતી તેના એક ભાગ રૂપે જ મારો લેખ મેં લખ્યો હતો એંગ્લો ઇન્ડિયન પત્રકારોનું, ખાસ તો 'પાયોનિયર'નું, એમ કહેવું છે કે, બૉંબની પ્રવૃત્તિ જેનું પર્યવસાન છે તે ચળવળનો આરંભ કરનારા લોકોમાં પહેલે નંબરે ધારાસભાના દેશી સભ્યો, બીજે નંબરે બે ખરાબ વસ્તુઓમાંથી ઓછી ખરાબ લેવાની દૃષ્ટિથી અંગ્રેજી રાજ્યને આવકારનારા મહાસભાના નરમ દળવાળા આગેવાનો, ત્રીજે નંબર સ્પષ્ટવક્તા ગરમ દળના જહાલ લોકો, તે પછી દેશી ભાષાના પત્રકારો ને છેવટે બૉંબ પ્રવૃત્તિ

અપનાવનારા ભાવનાપ્રધાન જુવાનો આવે છે એટલે આ ચળવળની પાછળ આ બધા લોકોનો હાથ છે. તેથી તે એવી સૂચના કરે છે કે, દરેક મોટા શહેરમા કે દરેક જિલ્લામાં જે કોઈ તોફાની અથવા સમાજસ્વાસ્થ્યને નુકશાન પહોચાડનારા ત્રાસવાદી (ટેરરિસ્ટ) લોકો હોય, તે બધાને એક સામટા પકડીને એવી તાકીદ આપવી જોઈએ કે, જો તમારા શહેરમા કે જિલ્લામા ફરી આવો ભયંકર પ્રકાર બને ને એક પણ માણસ તેનો ભોગ બને, તો તમારામાંથી દસ જણને ગોળી વડે ઠાર કરવામા આવશે એશિયા પત્ર મિ કિંગસફર્ડને એવી પિસ્તોલ રાખવાની સલાહ આપે છે કે જેમાથી પાસે આવનાર કોઈ પણ નેટિવો પર ગોળીઓનો વરસાદ વરસાવી તેમને તરત ઠાર કરી શકાય તે છતા કોઈ તે પિસ્તોલને જોઈ ન શકે કે તેને ખિસ્સાની બહાર કાઢવાની જરૂર પણ ન પડે! જ્યારે એડવોકેટ ઑફ ઇન્ડિયા લખે છે, 'સરકારની દમનનીતિ હજી સફળ થઈ નથી તેનુ કારણ એ નીતિ દમનની હતી એ નહીં પણ તે પૂરતી ઉગ્ર ન હતી એ છે. આ વાત જેટલી કડવી તેટલા જ સાચી છે. સહસ્રમુખી પ્રાણીઓના (ઝેરી ગામના) માથા કાગળ કાપવાની છરી વડે કાપવાનો પ્રયત્ન કરવો નરી મૂર્ખાઈનુ લક્ષણ છે'

"આવી રીતે એ ગ્લોઇંડિયન પત્રો બેફાટ થઈને ગમે તેમ લખતા હોય ત્યારે અમારે પણ તેમની દલીલોનો રદિયો આપી સરકારને યોગ્ય માર્ગ સૂચવવો જ જોઈએ અમારુ એમ કહેવુ છે કે, લોકમતને અવગણીને બંગાળાના ભાગલા પાડવામા આવ્યા તેથી સ્વદેશી ને બહિષ્કારની ચળવળ પેદા થઈ સ્વદેશી ને બહિષ્કારની ચળવળમાથી બૉંબના અનર્થો પેદા થાય છે, એમ જો સરકાર માનતી હોય તો પછી તેના કારણરૂપ એવા ભાગલા જ પ્રથમ રદ કેમ ન કરવા? મુઝફ્ફરપુરમા બાબ ફેંકાયો એ દુર્દૈવ એ ગ્લોઇંડિયન પત્રો કડક ભાષા વાપરીને બેફાટ વાહિયાત ટીકા કરે એ દુર્દૈવ, અને સરકાર દમનનીતિનો અમલ કરે એ દુર્દૈવ, એમ બધી રીતે દુર્દૈવ સૂચવવા માટે મેં 'દશનુ દુર્દૈવ' એ મથાળુ કર્યુ પણ તેનો પાયોનિયર પત્રે કેવો વિપર્યાસ કર્યો! માથુ ચમકી જવાથી જ એ ગ્લોઇંડિયન પત્રોનુ તર્કટશાસ્ત્ર (ખોટુ તર્કશાસ્ત્ર) મર્કટશાસ્ત્ર બન્યુ છે /

"એ ગ્લોઇંડિયન પત્રકારોને જેટલી છૂટ છે તેટલી અમને પણ મળવી જ જોઈએ દેશી છાપાને જાણે ગાળો આપવાનો જ પોતાને ઇજારો મળ્યો હોય એમ તેઓ વર્તે છે અમારે તેમની સામે પોતાનો બચાવ કરવાનો

હક હોવો જ જોઈએ. તેથી તેમના કરતાં પણ અમને વધારે છૂટ મળવાની જરૂર છે.

"તમે મુદ્રણ-સ્વાતંત્ર્યના રક્ષક છો. હું અહીં ન્યાય માગવા માટે ઊભો છું, દયા કરો એમ કહેવા માટે નહીં. પ્રજાના હિત માટે લખવાની મારી ફરજ સમજીને મેં આ લેખો લખ્યા છે. સરકારની મારા પર નારાજગી છે એ હું જાણું છું; પણ તેથી મને ન્યાય ન મળવો જોઈએ એમ ન કહી શકાય. સરકારનો મત શો છે તેની પરવા કર્યા વગર તમારે પોતાનો સ્પષ્ટ મત આપવો જોઈએ. મુદ્રણ-સ્વાતંત્ર્ય અને સરકારના કાર્યની નાપસંદગી ક્યાં પૂરી થાય છે અને મુદ્રણ-સ્વાતંત્ર્યનો દુરુપયોગ અને રાજદ્રોહ ક્યાં શરૂ થાય છે એની નિશ્ચિત મર્યાદા આંકવી મુશ્કેલ છે. તેથી વ્યવહારજ્ઞ માણસો આનો જેવો નિકાલ કરે તેવો તમારે કરવો જોઈએ. જજ જેમ પોતાના ચુકાદા વડે કાયદાને વિશિષ્ટ વલણ આપે છે, તેમ જૂરી પણ આપી શકે છે. રાજદ્રોહનો હેતુ હતો કે નહીં તે ઠરાવવાનું કામ જૂરીનું છે. સરકારની રાજ્યપદ્ધતિ બાબત ફરિયાદ કરવી અને રાજ્યકારભાર ચલાવવામાં હિસ્સો માગવો એ રાજદ્રોહ ન ગણાય. મારા ૧૨મા મેના લેખમાં મેં કહ્યું છે કે, 'આવા અનિષ્ટ પ્રકારો ન બને એવી જો સરકારની ઇચ્છા હોય, તો તેણે પ્રથમ પોતાની રાજ્યપદ્ધતિ સુધારવી જોઈએ એવી અમારી સૂચના છે અને એ હેતુથી આ લેખ અમે લખ્યો છે.'

"કોઈ કહેશે કે તમારે જો સરકારને સલાહ આપવી હતી તો યોગ્ય અધિકારી પાસે જઈને રૂબરૂ કહેવું જોઈતું હતું. પણ પત્રકારનું એ કામ નથી. વળી તેમની મુલાકાત લેવાનો હું પ્રયત્ન કરું તો તેઓ મારી સાથે કેમ વર્તશે તે પણ હું જાણતો નથી. પ્રચલિત વિષયોની અને જાહેર પ્રશ્નોની ચર્ચા કરી તે દ્વારા લોકમત કેળવવા માટે અમે છાપાં ચલાવીએ છીએ.

"દમનનીતિને વધારે ઉગ્ર બનાવવાની સૂચનાઓ ઍંગ્લોઇંડિયન પત્રો તરફથી કેટલાય વખતથી કરવામાં આવે છે. તેમના એ ઝેરનો સામનો અમારે કરવો જ રહ્યો. અધિકારીવર્ગના દોષો કંઈ આજકાલના નથી, ઠેઠ ૧૮૫૦માં મિ. ઇવાન્સ બેલે લખેલું છે કે, 'આપણે હિંદુસ્તાનનું રાજ્ય આપણા સ્વાર્થ ખાતર ચલાવીએ છીએ, એ વાત છુપાવવામાં કશો અર્થ નથી. પણ કેવળ પોતાના સ્વાર્થ પર નજર રાખીને રાજ ચલાવવું બરાબર નથી; એટલું જ નહીં પણ તેમ કરવું મૂર્ખામીભરેલું છે.'

"ફરિયાદ પક્ષના બૅરિસ્ટરે કહ્યુ કે, મારે સત્તા જોઈએ છે હા, મારે એટલે લોકપક્ષને જરૂર સત્તા જોઈએ છે એ વાત તો મેં અધિકાર વિભાગણી માટેના શાહી કમિશન આગળ પણ કરેલી સ્વરાજ્ય માટે લડવાથી રાજદ્રોહનો ગુનો થતો નથી (આવો કલકત્તા હાઈકોર્ટનો ઠરાવ પણ છે) આજે કર આપનારા લોકોનો રાજ્યવ્યવસ્થા પર જરાય કાબૂ નથી. લોકોના સંમતિ વિના કાયદા કરવામા આવે છે એટલે પ્રચલિત રાજ્યપદ્ધતિ જોહુકમી (ડેસ્પૉટિક) નથી એમ શા રીતે કહી શકાય તે મને સમજાતુ નથી. કેટલાક લોકો કહે છે કે, તમે જો બૉબનો નિષેધ કરો છો તો તમે સરકારને તેની દમનનીતિમા મદદ શા માટે નથી કરતા? બીજો માર્ગ જ ન રહ્યો હોય જાણે! બંગાળના જુવાનિયાઓ અરાજકવાદી (અનાર્કિસ્ટ) કે વિધ્વંસક છે એમ ન કહી શકાય. મેં એવા અનેકને તુરગમા સબડી રહેલા જોયા છે. પણ જેનામા સ્વતત્રતા માટે પ્રેમ નથી, જને કાયદો કે વ્યવસ્થા જરાય ન જોઈએ અથવા સુનિયત્રિત રાજ્યસત્તા હોવી જોઈએ એમ જેને ન લાગતુ હોય એવો એક પણ માણસ મારા જોવામાં આવ્યો નથી

"પુરાવામા રજૂ થયેલા પોસ્ટકાર્ડ બાબત મારો ખુલાસો એ છે કે, મારે સ્ફોટક પદાર્થો અગે જે કાયદો થયો તે પર ટીકા કરવાનો હતી તેથી એક પુસ્તકસૂચિમાંથી બે પુસ્તકોના નામ કિંમત સાથે ઉતારા લીધેલાં મારો એના પાછળ જો કોઈ ગુપ્ત હેતુ હોત, તો તે કાર્ડ ટેબલના ખાનામા બીજાં સામાન્ય કાગળિયા સાથે હુ ન જ રાખત

"કલમ ૧૫૩અ પ્રમાણે કોમ કોમ વચ્ચે બેદિલી ફેલાવવાનો પ્રયત્ન કરવાનો મારા પર આરોપ છે પણ કઈ બે કોમો વચ્ચે બેદિલી ફેલાવવાનો મેં પ્રયત્ન કર્યો તે તથા તેમ કરવાનો મારો ઉદ્દેશ શો હોઈ શકે તે કશુ ફરિયાદીએ બતાવ્યુ નથી એટલે એ આરોપ માટે અવકાશ જ રહેતો નથી. અહીં પણ મારો લેખ દ્વેષમૂલક હતો એમ સિદ્ધ કરવુ જોઈએ પણ તે માટે ફરિયાદી પક્ષ તરફથી કશો પુરાવો આપવામાં આવ્યો નથી

"મારો કહેવાનો હેતુ શો હતો તેનો ખુલાસો હુ જ પોતે વધારે સારી રીતે કરી શકુ અને તેથી જ મેં જાતે આ મુકદ્દમાનુ કામ ચલાવ્યુ છે

"જૂરીના સદ્ગૃહસ્થો, હુ નિર્દોષ છુ તેની મને પૂરેપૂરી ખાતરી છે. આ બાબતમા એવો નિકાલ આપવા હુ આપને વિનતી કરુ છુ આ વિનતી કંઈ વ્યક્તિગત સ્વાર્થ માટે નથી પણ મેં જે કાર્ય માથે લીધુ છે તે સાધવાની દૃષ્ટિથી આ વિનતી હુ કરુ છુ એ કાર્ય મારે હાથે જેવુ તેવુ

પણ થયું હોય તો મેં મારું કર્તવ્ય અદા કર્યું એમ હું માનીશ જે કામમા આપને નિર્ણય આપવાનો છે તે ભારે પવિત્ર કામ છે "

લોકમાન્યના ભાષણ પછી ઍડવોકેટ જનરલ બોલ્યો, "આરોપીએ નકામું લાંબુ વિવેચન કરીને ઘણા કામનો સમય બગાડ્યો છે તમે મુદ્રણ સ્વાતંત્ર્યના રક્ષક છો, એમ તે કહે છે કેવી વાહિયાત વાત! તમે તો ઇંડિયન પીનલ કોડના રક્ષક છો અને પીનલ કોડ મુદ્રણ-સ્વાતંત્ર્યનું રક્ષક છે તેણે તમારી આંખમા આ જમાનાની ઋતુમા પણ ધૂળ ફેંકવાનો પ્રયત્ન કર્યો છે અને 'હું આજે જે કહી રહ્યો છું તે જ લેખ લખતી વેળાએ પણ કહેવાનો મારો ઉદ્દેશ હતો ' એમ તે આપણને જણાવે છે 'મેં જે લેખો લખ્યા તે પોતાના બચાવમા લખવાનો મને અધિકાર છે,' એમ આરોપીએ કાલે કહ્યું મને લાગે છે કે પોતે એવી રીતે બધાને બનાવી ગયા, ને તેમનું કહેવું બધાએ શાંતિથી સાંભળી લીધું, એવા ભાવથી ગાલમાં ને ગાલમા તે હસતા ગયા હશે મારા બોલવામા ચીડનો ભાવ જણાશે પણ આટલો લાંબો વખત ચાલેલી લવરીથી માથું ફરી ન જાય તો જ નવાઈ ટિળકનું બચાવનું ભાષણ એ પોતાના બચાવના ઓઠા નીચે સરકારની નિંદા કરીને અસ્વસ્થતાનો ફેલાવો કરવાનો પ્રયત્ન જ હતો રાજદ્રોહના આરોપીને આટલી બકબક કરવાની છૂટ આપવામા આવી તેથી મને બહુ ચીડ આવી. વિલાયતનો કાયદો અહીં લાગુ પડે છે તથા હિંદુસ્તાનમા ન્યાય કરવાનો અધિકાર જૂરીનો છે એમ ટિળકે તમને જણાવ્યું પણ એ સાવ જૂઠાણું છે"

પછી ન્યા. દાવરે આખો મુકદ્દમો જૂરીને સમજાવવા માટે પોતાનું ભાષણ કર્યું

રાતના આઠ વાગ્યા હતા જૂરીના સભ્યો વિચાર કરવા માટે પોતાના ઓરડામા ગયા ને ૯ કલાક ૨૦ મિનિટે પાછા આવ્યા. સરપંચે જણાવ્યું કે, અમારામાથી સાત જણનો મત, ટિળક ત્રણેય આરોપસર ગુનેગાર છે અને બે જણનો મત તેઓ નિર્દોષ છે, એવો છે એકમત થવાનો સંભવ મુદ્દલ રહ્યો નથી એમ પણ સરપંચે ન્યાયાધીશના પ્રશ્નના જવાબમા કહ્યું નિર્દોષ હોવાનો મત આપનારા બન્ને પારસી હતા 'મારે હવે કાયદા મુજબ મારો મત પણ જણાવવો જ જોઈએ,' એમ ન્યાયાધીશે જણાવ્યું ને તેમ કરતા પહેલા ટિળકને કંઈ કહેવાનું હોય તો કહેવા જણાવ્યું એટલે તેમણે નીચેનાં ઐતિહાસિક વાક્યો ધીર ગંભીર અવાજે ઉચ્ચાર્યા "મારે આજ કંઈ કહેવાનું નથી જૂરીએ ભલે મને દોષી ઠરાવ્યો, પણ હું હજી ભારપૂર્વક કહું છું

કે હુ નિર્દોષ છુ આ દુનિયાની બધી વસ્તુઓ પર આ ન્યાયાસનના કરતા વધારે શ્રેષ્ઠ શક્તિઓના હકૂમત ચાલે છે, અને પરમેશ્વરની કદાચ એવી ઇચ્છા હશે કે જ કાર્ય મેં માથે લીધુ છે તે મારા છૂટા રહેવા કરતા જેલમા જઈને ત્યાના દુ ખ સહન કરવા|વધારે આગળ વધશે" (ધિ ન્

ટિળક આ ધીરોદાત્ત શબ્દો ઉચ્ચારી રહ્યા હતા, "તે વખતે તેમના ભવ્ય વ્યક્તિત્વ આગળ હાઈ ર્ટના ન્યાયાધીશ, જૂરીના સભ્યો, તથા સરકારી વકીલો માત્ર ક્ષુદ્ર જેવા દેખાવા લાગ્યા "

ટિળકના દૃઢતાપૂર્વક ઉચ્ચારેલા શબ્દો હજી ન્યાયાલયમા ગુંજતા જ હતા એટલામાં ન્યાયાધીશે સજા ફરમાવવા માટેના ભાષણની શરૂઆત કરી તેઓ બોલ્યા, "તમને સજા ફરમાવવાનુ દુ ખદાયક કામ હવે મારે કરવાનુ આવ્યુ છે તમને આવી સ્થિતિમા જોઈને મને કેટલો ખેદ થાય છે તે કહી શકતો નથી તમારી બુદ્ધિમત્તા વિષે કોઈને શકા નથી તેમ જ તમારી પ્રતિષ્ઠા અને સામર્થ્ય ભારે છે એ શક્તિનો તેમ જ પ્રતિષ્ઠાનો દેશના હિત ખાતર ઉપયોગ તમે કર્યો હોત, તો લોકોનુ કેટલુ બધુ કલ્યાણ કરવાનુ શ્રેય તમને મળ્યુ હોત !

"તમે લખ્યા છે એવા લેખો રાજકીય ચળવળના કાયદેસરના સાધનો છે એમ જેના મનમા લાગતુ હોય તેનુ મન સાચે જ બહુ રોગી અને ભ્રષ્ટ થયેલુ હોવુ જોઈએ એ લેખોમા રાજદ્રોહ છલોછલ ભર્યો છે તેમાં દાડાઓનો અને જુલમ જબરદસ્તીનો ઉપ શ કરેલો છે, ખૂન વિષે મર્માતિદર્શક ભાષા વાપરેલી છે બૉબ વડે કરાયેલા ખૂન જેવા નામર્દાઈપણાના અઘોર કૃત્યો તમને પસદ છે એટલુ જ નહીં પણ હિન્દુસ્તાનના કલ્યાણ માટે જ બૉંબનો અવતાર છે એવી રીતે તમે હિન્દમા બૉબના આગમનનુ અભિનંદન કર્યુ છે રાજ્યકર્તા કોમ વિષેનો દ્વેષ તમારા મનમાથી ગયા દસ વરસમા પણ ઓછો થયો નથી જૂરીનો 'દોષી'નો નિકાલ આવે તો શી સજા કરવી તેનો મેં વિચાર કર્યો છે તે 'કુપાત્રે સંભ્રમણ' ગણીને લોકો મારી ટીકા કરશે તેથી ઓછી સજા કરી શકાય એમ મને લાગતુ નથી. તમારી ઉંમર અને બીજી પરિસ્થિતિનો વિચાર કરતા જે દેશ પર તમે પોતાનો પ્રેમ છે એમ જણાવો છો તે દેશની શાતિ અને વ્યવસ્થા જળવાય તે માટે તેમ જ તે દેશના હિતને ખાતર* તમે તેની બહાર રહો એ મને

* નામર્દાઈભર્યુ લેખકનુ છે

અત્યંત ઇષ્ટ લાગે છે તેથી હું તમને પહેલા બે આરોપો માટે ત્રણ ત્રણ વરસની એક પછી એક ભોગવવાની કાળા પાણીની સજા કરું છું ત્રીજા આરોપ માટે એક હજાર રૂપિયાનો દંડ કરું છું"

લોકમાન્યને સજા થતા થોડા જ વખતમાં તેની બાતમી આખા શહેરમાં પહોંચી ગઈ ને બીજે દિવસે શહેરમા ભારે ધમાલ મચી ગઈ શહેરની મૂળજી જેઠા વગેરે મોટી માર્કેટો, જુદાં જુદા બજારો, હોટેલો અને થાળાઓ બંધ પડ્યાં મિલ મજૂરોએ તો લોકમાન્યને છ વરસની સજા થઈ હતી તેથી છ દિવસની હડતાલ પાડવાનુ નક્કી કર્યું. શૅરબજાર પણ બંધ રહ્યુ આવી જાતની હડતાલ મુંબઈમા તે પહેલાં કદી પડી ન હતી.

પોલીસે બજાર, મિલો વગેરે ચાલુ કરાવવા માટે પ્રયત્ન કર્યો. તેથી હુલ્લડો થયા પોલીસને ગોળીબાર કરવા પડ્યો ને પરિણામે ૭૫ માણસો માર્યા ગયા.

એવી જ રીતે કલકત્તા, કરાચી, અમદાવાદ, નાગપુર ઇત્યાદિ અનેક નાનામોટા શહેરોમા તેમ જ ગામડાઓમાં પણ હડતાલ કે સભાસરઘસનો કાર્યક્રમ યોજીને લોકમાન્યને થયેલી સજાનો વિરોધ દર્શાવવામાં આવ્યો. મહારાષ્ટ્રમા તો કેટલાય લોકોએ લોકમાન્ય જેલમાથી છૂટીને પાછા ન આવે ત્યાં સુધી મીઠાઈ ન ખાવાનાં કે જોડા ન પહેરવાના વ્રત લીધાં પોતાનો કોઈ સગો સદાને માટે વિદાય લઈ ગયો હોય એના જેવુ દુ ખ ને ગમગીની ચોમેર ફેલાઈ ગયા

લંડનમા પણ કૅકસ્ટન હોલમાં હિન્દીઓની એક સભા થઈ અને તેમાં લોકમાન્ય માટે સહાનુભૂત વ્યક્ત કરવામા આવી. શ્રી ગોખલે તે વખતે ઇંગ્લંડમાં હતા. તેમને તે સભાનું પ્રમુખસ્થાન લેવા વિનંતી કરવામાં આવેલી પણ તેમા તે સામેલ થયા નહીં તેથી લોકોના મનમાં ગોખલે વિષે જાતજાતની શંકાઓ ફેલાવા લાગી

લોકમાન્યની સજાના પડઘા મુંબઈના પ્રાર્થના સમાજમાં પણ પડયા, ને તેથી તેની સાથે સંકળાયેલા કેટલાક વિનીત આગેવાનો અકળાઈ ગયા, તે શ્રી વિ રા. શિંદેએ વર્ણવેલા નીચેના પ્રસગ પરથી જણાશે:

"લોકમાન્યને સજા થયા પછીને રવવાર પ્રાર્થનાસમાજમાં સાપ્તાહિક ઉપાસના ચલાવવાનો મારો વારો હતો પ્રાર્થના વખતે મે બહુ જ ગળગળા થઈને લોકમાન્યનો ઉલ્લેખ કર્યો. જનતાના આવા મહાન નેતાને તુરગમાં આયુરારોગ્ય મળો, તેમનાં શરીર તથા મનને વિશ્રાંતિ મળો, એટલુ જ નહીં

પણ તેમની કયાય ભૂલ થઈ હોય તો તેમને તેનુ ભાન થાઓ અને સત્યનો ઉદાત્ત માર્ગ તેમને દેખાઓ એવી મેં સ્પષ્ટ શબ્દોમા પ્રાર્થના કરી તેથી સમાજમા ભારે ખળભળાટ થયો સર નારાયણરાવ ચદાવરકર અને ડૉ ભાંડારકર વગેરે ગુરુજનોએ મને રૂબરૂમા બોલાવી મારી પાસે ખુલાસો માગ્યો મેં નમ્રતાપૂર્વક પણ દૃઢતાથી તેમને જણાવ્યુ કે, 'ઈશ્વર આગળ ઊભા રહીને પ્રાર્થના કરતી વખતે ભારતના સમગ્ર ભાવી હિતનો ખ્યાલ કરીને પ્રાર્થના કરવાનુ મારુ પવિત્ર અને આવશ્યક કર્તવ્ય છે તેમા જો હુ કોઈ કારણે પાછો પડુ, તો મારી પોતાની દૃષ્ટિયે જ હુ નાલાયક ઠરુ. આપનો મારા પર વિશ્વાસ હોય તો જ મને આ પદ પર રાખો. પણ મારા કામમા મને પોતાની જાતને તેમ જ પરમેશ્વરને જવાબદાર રહેવા દો' એવો સ્પષ્ટ જવાબ મળતા એ ગુરુજનોએ તેનો યોગ્ય રીતે વિચાર કર્યો ને મારા પરના સકટનો અત આવ્યો"

લોકમાન્યને થયેલી સજા તેમ જ તેમણે કરેલા સમર્થ બચાવ અગે નખ્ખાબધ છાપાંઓએ લેખો લખ્યા તેમાના હિન્દુના લેખમાથી નીચેનો ઉતારો આપીએ છીએ

"મુકદ્દમાનો નિકાલ શો થશે એ લોકો પામી ગયા હતા ટિળકને જામીન પર છોડવાની ના પાડવી, અને 'આરોપીના હિતની ખાતર' તેના કારણો પણ ન કહેવા, એ બે વાતો પરથી જ ન્યાયાધીશના મનનો ઝોક કઈ બાજુ છે તે જણાઈ ચૂકયા હતો ન્યાયમૂર્તિએ લેખ વાચીને તે રાજદ્રોહી છે એવું શરૂઆતમા જ પોતાના મન સાથે નક્કી કરી રાખ્યુ હતુ

"લેખોમા રાજદ્રોહ નથી એમ કહેનારના બુદ્ધિ રોગી અને અવળી હોવી જોઈએ, એમ કહીને ન્યાયમૂર્તિએ પોતાના જ જ્યુરીના બે સદ્ગૃહસ્થોની નાહક નાલેશી કરી છે ન્યાયમૂર્તિનુ આખરનુ ભાષણ સંકુચિત દૃષ્ટિ અને મંદ બુદ્ધિથી ભરેલુ હતું તેમ જ ટિળકનુ ભાષણ બહુ લબાયુ તે બદલ તેમણે કરેલી ટીકા મૂર્ખામીભરેલી છે આવી જાતના પ્રતિકૂળ વાતાવરણમાં અને નકટમાં નગડાયા હોવા છતાં ટિળકે પોતાના બચાવની જે તૈયારી કરી તે જોઈને આખો હિન્દુસ્તાન આશ્ચર્યચકિત થયો છે ટિળકના ભાષણમાં વિષય પરનુ પ્રભુત્વ, કાયદાનુ જ્ઞાન, બુદ્ધિનુ તેજ અને નૈતિક સ્ફૂર્તિ, એ જુઓ જેટલા દેખાશે તેટલા બીજા કોઈ પણ ધંધાદારી બૅરિસ્ટરના ભાષણમાં ન દેખાત. પોતાના ભાષણ વડે હિન્દુસ્તાનમાં લેખનસ્વાતંત્ર્યનું એટલુ સરસ સમર્થન તેમણે કર્યુ છે કે આખો દેશ તે માટે તેમનો સદાને માટે ઋણી રહેશે."

## ૪૭

# માંડલેના આશ્રમમાં

સ્ટોનવૉલ્સ ડુ નૉટ અ પ્રિઝન મેક
નૉર આયર્ન બાર્સ અ કેજ,
માઇન્ડ્ઝ ઇનોસન્ટ ઍન્ડ ક્વાયટ
ટેક ધૅટ ફૉર અ હર્મિટેજ.

(જેનુ મન નિર્દોષ અને સ્વસ્થ હોય છે તેમને માટે પથ્થરની દીવાલો તુરંગ બનતી નથી, કે નથી લોઢાના સળિયા પાંજરું બનતા તેમને મન તો તે આશ્રમ જ હોય છે )

સજા થયા પછી તરત જ કોઈને પણ મળવા ન દેતાં પોલીસ ગિરફતે હાઈકોર્ટના મકાનની પાછલી નિસરણી પર થઈને નીચે લઈ ગઈ મોટરમાં બેસાડી તેમને કુલાબા સ્ટેશન નજીક બાજુએ ઊભી રાખેલી સ્પેશિયલ ટ્રેનમાં પહોંચાડવામાં આવ્યા ગાડી બીજે દિવસે સવારે સાબરમતી જઈ પહોંચી ત્યાંની જેલમાં તેમના ખાવાપીવાની વ્યવસ્થા સખત મજૂરીની સજાવાળા બીજા કેદીઓના જેવી જ હતી. પણ તેથી તેમનુ વજન [illegible] દિવસમાં દસ રતલ ઘટયુ, એટલે જેલમાં તે ખોરાક લે છે કે નહીં એવી શંકાથી બે ત્રણ દિવસ તેમના પર ખાસ જાપ્તો રાખવામાં આવ્યો ને અધિકારીઓની શંકા ખોટી પુરવાર થતાં ડૉક્ટરની સલાહથી તેમને રોજ બે રતલ દૂધ ને બે ઔંસ ઘી આપવાની શરૂઆત થઈ અને એક વખત ઘઉંના રોટલા અને એક વખત ભાત તેમને મળવા લાગ્યો ૧૩મી સપ્ટેમ્બરને રોજ તેમને રાત્રે અચાનક એક ગુજરાતી બ્રાહ્મણ રસોઇયા સાથે આપાને એક યુરોપિયન ઇન્સ્પેક્ટર અને આઠ મુસલમાન સિપાઈઓના ટુકડીના જાપ્તા નીચે મુંબઈ અને ત્યાંથી હાર્ડિંજ નામની સરકારી લશ્કરી માલની બોટમાં રંગૂન તરફ રવાના કરવામાં આવ્યા બોટ મોટી હતી છતાં અપરાધ કરેલા ખલાસીને પૂરી રાખવાની જે ઓરડાઓ નીચેના ભાગમાં હોય છે તેમાંની એકમાં તેમને અને બાજુમાં રસોઇયાને બંધ કરી રાખ્યા હતા. રોજ સવારે તેમ જ સાંજે એક કલાક ઇન્સ્પેક્ટર તેમને ડેક પર ફરવા લઈ જતો બાકી બધો વખત ઓરડામાં જ પુરાઈ રહેવું પડતું ત્યાં ચોવીસે કલાક બફારો રહેતો

તેમની બોટ મુંબઈથી નીકળી તે ક્યાય થોભ્યા વિના નવમે દિવસે રગૂન પહોચી તેમના આવવાની બાતમી ત્યા પહોચી જવાથી બે એક હજાર લોકો બંદર પર ભેગા થયેલા બંદર પર આગગાડી તૈયાર જ રાખી હતી અટલે તેમને સીધા એ ગાડીમા બેસાડ્યા અને બીજે દિવસે સવારે તેઓ માડલે જઈ પહોંચ્યા, ને ત્યાની જેલમા દાખલ થયા

તેમને આપેલો ઓરડો ૨૦ ફૂટ લાંબો અને ૧૨ ફૂટ પહોળો હતો તે એક બરાકનો જ ખાસ અલગ પાડેલો ભાગ હતો, ને તેના આગપાસ એક કમ્પાઉન્ડ પણ એવી જ રીતે જ જુદુ પાડવામા આવ્યુ હતુ ઓરડાને પાંજરા જેવા સળિયા હતા દિવસે કમ્પાઉન્ડને તાળુ મારતા ને રાતે ઓરડામા પૂરીને તેને નાબઃમતામા તેમના ખોરાકમા જે ફેરફાર કરવામા આવ્યો હતો તે ત્યા પણ ચાલુ રાખવામા આવ્યો હતા પણ અહીં તેમનો મધુમેહનો રોગ વધ્યો. તેમની ગજા સખતની સાદી કરવાના આવી

ટિળક જણાવે છે, ‘ મને પુસ્તકો ન મળત તો આ છ વરસ મેં વી રીતે પસાર કયા હોત તે કહેવુ મુશ્કેલ છે પ્રચલિત રાજકારણનુ કોઈ પણ પુસ્તક, સામયિક કે છાપુ મને મળતુ નહીં શરૂઆતમા ચાર પુસ્તકોથી વધુ પુસ્તકો એકી વખતે મને રાખવા દેતા નહીં પણ ગ્રથલેખન માટે મેં વધુ પુસ્તકોની માગણી કરી ને તે મજૂર થઈ, અટલે હુ ત્યાથી છૂટ્યા ત્યારે ચારસો ઉપર પુસ્તકો મારી પાસ ભેગા થયેલા

"ભગવદ્ગીતા પર આજે જે ભાષ્યો ન ટીકા ઉપલબ્ધ છે, તેમા ગીતાનુ રહસ્ય યોગ્ય રીતે બતાવવામા આવ્યુ નથી અને હુ વરસોથી માનતો હતો એ મારી માન્યતાને વ્યવસ્થિત સ્વરૂપ આપીને પાશ્ચાત્ય અને પૌર્વાત્ય તત્ત્વજ્ઞાનની તુલના કરીને મેં ગીતા પર એક ગ્રથ લખ્યો છે હાલ તે સરકાર પાસે તપાસવા માટે ગયો છે

"ગ્રથલેખન ઉપરાત મેં જેલમા ફ્રેંચ, જર્મન અને પાલિ એ ત્રણ ભાષાઓનુ પોતાના પ્રયત્નથી જેટલુ જ્ઞાન પ્રાપ્ત કરી શકાય તેટલુ કર્યુ ગણિત, વેદાંત, જ્યોતિષ વગેરે વિષયોના ચિંતનમા કેટલોક કાળ મેં આપ્યો ને કેટલાક નોંધો તૈયાર કરી છે

"જેલમાં મારી તબિયત એકંદરે ઠીક રહી કહેવાય વરસમાં એકાદ વખત તાવ આવી જતો ખરા કોઈ મોટી માંદગી આવી નહીં. મધુમેહ માત્ર વધ્યો વૃદ્ધાવસ્થાને કારણે મારા પાચ છ દાત પડી ગયા કાને આછુ સંભળાવા લાગ્યુ છે આંખે પણ પૂરતું દેખાતુ નથી

"જેલના નિયમ મુજબ કાળા પાણીના કેદીને તેની સજા પૂરી થાય તેના બે મહિના અગાઉ હિન્દુસ્તાનની જેલમા લાવી રાખવામાં આવે છે તેથી ૮ જૂન ૧૯૧૪ને દિવસે મને સામાન વગેરે બાંધવાની સૂચના આપવા માટે જેલ સુપરિન્ટેન્ડન્ટ કહેવા આવ્યો ત્યારે મને નવાઇ લાગી નહીં આ વખતે 'મેઓ' નામની લશ્કરી બોટમાં મને રંગૂનથી મદ્રાસ લાવ્યા ને ત્યાંથી ટ્રેનમાં પૂના પાસેના હડપસર સ્ટેશન પર લાવીને ત્યાથી મોટરમાં મને ૧૬મી જૂનને રોજ રાતે લગભગ ૧ વાગ્યે ગાયકવાડ વાડા પાસે મૂકી ગયા ને મારી બાકીની સજા સરકારે બિનશરત માફ કર્યાનુ પોલીસ અમલદાર ગાયકે જણાવ્યુ "

પોતાના ગ્રંથસંગ્રહની લોકમાન્ય બહુ જ કાળજી લેતા માંડલેથી પુસ્તકો મંગાવતી વખતે અમુક પુસ્તક કયા કબાટમા કયા સંગ્રહમા હશે તેને અંગે ઝીણવટથી સૂચના આપતા વિવિધ વિષયોના રસિયા અને અભ્યાસક લોકહિતવાદી તેમ જ પ્રો જિન્સીવાલેના ગ્રથસંગ્રહો લોકમાન્યે પોતાના ગ્રંથાલય માટે મેળવી લીધા હતા. તે ઉપરાંત *કેસરી, મરાઠા* કાર્યાલયનો ગ્રથ-સંગ્રહ તો સતત વધતો જતો જ હતો. 'ઘરના ને ઑફિસના પુસ્તકસગ્રહની બરાબર કાળજી રાખશો,' એવી સૂચનાઓ તેઓ જેલમાથી સતત આપ્યા જ કરતા

એક વાર તેમણે કૌમુદી (સંસ્કૃત વ્યાકરણ) મંગાવી હશે. તેને અંગે લખતાં લખે છે, "કૌમુદીનુ પુસ્તક જડતુ નથી લખો છો, તે ખોવાઇ ગયુ કે શુ? આવા બીજાં પુસ્તકો પણ ગુમ થયાં હશે એવી શકા થાય છે ગમે તે માણસ આવી ઘરમાથી ફાવે તે ચોપડી લઇ જતો હોય એમ જણાય છે કેળકર ને ભાવેને કહેજો કે તેઓ લાઇબ્રેરીનાં ચોપડીઓ બરાબર સાચવે. બને ત્યા લગી બહાર કોઇને ચોપડી આપશો નહીં."

સ્વપ્રયત્નથી જર્મન શીખ્યા અને વેબરનો ગ્રથ વાંચી શકયા ત્યારે તેમને ભારે આનંદ થયો તેઓ લખે છે, "વેબરનો ગ્રથ વાંચ્યો, તે જર્મન ભાષામાં છે. કલાકે પાંચ પાનાં એ પ્રમાણે તે હુ ધીમે ધીમે અર્થ કરીને વાંચી શકયો. તેથી કેટલો આનંદ થયો શુ કહુ? મારા બંદીવાસનો કેટલોક ભાગ બહુ સારા કામમા વપરાયો એમ મને લાગ્યુ!"

૧૯૧૨ના જૂનમાં લોકમાન્યનાં પત્ની ગુજરી ગયાં. તેનો તાર મળતાં તેઓ લખે છે (૮-૬-'૧૨):

"તમારો તાર મળ્યો. મનને ભારે આઘાત પહોંચ્યો. સંકટો આવે તો હું તે શાંતપણે સહન કરું છું એ સાચું. પણ સાથે જ, આ સમાચારથી મને ધરતીકંપના જેવો આંચકો લાગ્યો. આપણે હિંદુ લોકો રહ્યા. પતિની પહેલાં પત્ની ગુજરી ગઈ એ ઇષ્ટ જ થયું, એમ જ બધા કહેશે. પણ તેના મૃત્યુ વખતે હું તેની પડખે ન હતો, એટલુ જ નહીં પણ કારાવાગમાં છું એનું જ મને ઘણું દુઃખ થાય છે. પણ એ તો થવાનુ જ હતું. ભવિતવ્યતાને કોણ શું કરી શકે? આ ધાસ્તી મને સતત લાગ્યા કરતી અને આખરે થયું પણ તેમ જ. પણ મારા દુઃખદાયક ગમગીનીના વિચારો લંબાવીને તમને વધુ દુઃખી કરવા નથી ઇચ્છતો. મારા જીવનનો એક ભાગ સમાપ્ત થયો; બાજી પણ હવે જલદી જ પૂરી થશે એમ લાગે છે.

"તેની ઉત્તરક્રિયા સાંગોપાંગ કરજો અને તેની ઇચ્છા હતી તે મુજબ તેનાં ફૂલ પ્રયાગ કે કાશી લઈ જઈ ગંગામાં પધરાવજો. તેણે પોતાનો જે કોઈ અંતિમ ઇચ્છાઓ વ્યક્ત કરી હોય તે અક્ષરેઅક્ષર પૂરી કરજો. હું ત્યાં નહીં તેથી છોકરાઓને વિશેષ દુઃખ થયુ હશે. મારો તેમને સંદેશો કહેજો કે, આ દુઃખને કારણે ભણતર બગડવા ન દેશો. . આવા સંકટોથી માણસે સ્વાવલંબન જ વધુ શીખવુ જોઈએ. . ."

આ વાંચતાં લોકમાન્ય પણ આપણા જેવા જ રુધિરાસ્થિમાંસના બનેલા માનવી હતા એમ આપણે જોઈએ છીએ તેની સાથે જ वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि એ કવિ ભવભૂતિની ઉક્તિનુ પણ સ્મરણ થાય છે.

લોકમાન્યને સજા થઈ ને તેઓ છ વરસ કેદમાં રહી છૂટીને પાછા આવ્યા. એ આખા સમય દરમ્યાન દેશની મોખરે આગળ પડતી સંસ્થા રાષ્ટ્રીય મહાસભાએ એક પણ બેઠકમાં તેમને વિષે કોઈ ઠરાવ સરખો કર્યો નહીં. એથી તેના આગેવાનોનુ સરકારોન્મુખ માનસ સ્પષ્ટ દેખાય છે. પહેલા રાજદ્રોહના આરોપ માટે સજા થઈ ત્યારે પણ લોકમાન્યને માટે ઠરાવ ન થઈ શક્યો, એ એક વિચિત્રતા જ ગણાય. એનો એક જ અર્થ થઈ શકે કે, એ લોકોનું રાજકારણ સરકારના મોઢા તરફ જોઈને જ ચાલતુ હતુ. રાષ્ટ્રીય પક્ષના નેતા માટે સહાનુભૂતિ વ્યક્ત કરવી સરકારને મંજૂર ન હતું, તેથી આ લોકોએ પણ મોટે ભાગે એ બાબતમાં એક અક્ષર સરખો ઉચ્ચાર્યો નહીં. જ્યારે કોઈ વાઇસરૉયની પત્ની કે પુત્ર ગુજરી જાય તો તેને દિલાસો મોકલવા તથા તે બદલ ઠરાવ કરવા એ લોકો ખડે પગે તૈયાર રહેતા એ પણ મહાસભાનો ઇતિહાસ આપણને બતાવે છે.

એથી ઊલટું, એંગ્લોઇંડિયન પત્રકારોએ કે સરકારે વિનીત પક્ષના નેતાઓની અવગણના કે ઉપહાસ કર્યો તે વખતે તેમનું ઉપરાણું લઈ 'વય પઞ્ચોત્તરં શતમ્' એ ન્યાયે લોકમાન્યે તે બન્નેની સારી પેઠે ઝાટકણી કાઢ્યાના, તેમ જ એ લોકો દ્વારા કોઈ રૂડું કાર્ય પાર પડયું હોય ત્યારે તેમનું ગૌરવ કર્યાના દાખલા આપણને જોવા મળે છે.

માંડલેની તુરંગમાં લખેલી એક વહીના પહેલા પાના પર લોકમાન્યે નીચેનો ભર્તૃહરિનો શ્લોક લખેલો હતો.

अम्भोजिनीवननिवासविलासमेव
हसस्य हन्ति नितरां कुपितो विधाता।
न त्वस्य दुग्धजलभेदविधौ प्रसिद्धाम्
वैदग्ध्यकीर्तिमपहर्तुमसौ समर्थः ॥ *

આને અંગે વાત નીકળતાં તેમણે કહેલું, "સરકારી માલ ઉપર મારો આ 'ટ્રેડમાર્ક' (સિક્કો) છે. સરકાર બહુ તો મારા પર શારીરિક બંધનો નાખી શકે, પણ મને ઈશ્વરે જે બુદ્ધિની દેણગી આપેલી છે તે તે મારી પાસેથી કદી ઝૂંટવી લઈ શકવાની નથી."

બંધન કે મુક્તિનો આધાર શરીર પર નથી પણ મન પર છે એમ જે કહેવામાં આવે છે તે સાચું જ છે. मन एव मनुष्याणां कारणं बन्धमोक्षयो ।

વળી લોકમાન્યની ડગલે ને પગલે સરકારનો પ્રતિકાર કરવાની વૃત્તિ ને શક્તિ આ નાનીશી બીનામાં પણ આપણને જોવા મળે છે.

* અર્થ માટે જુઓ પૃષ્ઠ ૧૩૩

## ૪૮

# રિપ વૅન વિંકલ

૧૬મી જૂને મધરાત પછી પોલીસ અમલદાર ગાયડર લોકમાન્યને તેમના મકાન આગળ મૂકીને ગયો. ગાયકવાડ-વાડાનો ઝાંપો તેમને માટે દરવાજો જ ઉઘાડે નહીં. છેવટે વાડાના વ્યવસ્થાપક લોકમાન્યના ભાણા વાસુદેવ વિદ્વાંસ આવ્યા ત્યારે તેમને પોતાના ગૃહિણી વિનાના ગૃહમાં પ્રવેશ કરવાનો મળ્યો! પોતાની ગેરહાજરીમાં આવો સખત બંદોબસ્ત જોઈને તેમને આનંદ જ થયો હશે. તેમના મુક્તિના સમાચાર ચોમેર ફેલાતા અભિનંદનના પત્રો ને તારોનો વરસાદ શરૂ થયો અને દર્શનાર્થી માનવોનો ગાયકવાડ-વાડા તરફ અખંડ પ્રવાહ શરૂ થયો.

૨૧ મીએ રવિવારને રોજ પૂનાના નાગરિકોએ સભા ભરી તેમની મુક્તિ બદલ જાહેર આનંદ પ્રદર્શિત કર્યો. ત્યાં તેમણે જેલમાંથી છૂટ્યા પછીનું પહેલું ભાષણ કર્યું: "આજે છ વરસ પછી હું પાછો આવ્યો ને મારી આસપાસ જોવા લાગ્યો ત્યારે મને 'રિપ વૅન વિંકલ'ની વાત યાદ આવી. તે કેટલાંય વર્ષ ઊંઘમાં પડ્યા હતો; ને જાગ્યો ત્યારે બધી દુનિયા તેને નવી જેવી લાગેલી. મારી સ્થિતિ પણ તેના જેવી થઈ છે. છ વરસ પર હું તમારી સાથે જે રીતે વર્તતો હતો તે જ રીતે અને તે જ નાતાથી અને તે જ પેશાથી હવે પછી પણ વર્તીશ. અને તમે પણ મારો પહેલાના જેમ જ સ્વીકાર કરશો તેનો આજે અહીં એકત્ર થયેલો સમાજ એક પુરાવો છે"

ગોતાના જેલખાનામાં છ વરસ પૂરેલા કેદીનો આવો જયજયકાર થાય ને સેનું દર્શન કરવા આટલા લોકો પડાપડી કરે તે સરકારથી શી રીતે સહન થાય? વળી એની સાથે વિદ્યાર્થીઓ વગેરેનો સંપર્ક થાય તો તેમનામાં રાજદ્રોહનાં બીજ વવાઈ જાય. એટલે તેણે ૨૫ મી જૂનને દિવસે લોકમાન્ય ટિળકની મુલાકાતબંધીનો એક ફતવો બહાર પાડ્યો, અને લોકમાન્યના મકાન પાસે પોલીસ પહેરો મૂકી દીધો.

એટલામાં પૂનામાં ગણપતિ ઉત્સવ ને તેને અંગેના વિવિધ સમારંભો, મરઘનો, ભાષણો ઇ.નો સમય આવ્યો. એટલે સરકારે લો. ટિળકનો વધુ જયજયકાર ન થાય તેટલા માટે ગણપતિદેવના નામ સિવાય બીજા કોઈનો

જય બોલાવવી નહીં, રાજદ્રોહના ગુના માટે સજા પામેલા માણસોની છબીઓ કે ચિત્રોનું પ્રદર્શન ન કરવું, અવા લોકોના સગાસંબંધીઓને પણ પ્રમુખની જગ્યાએ ઊભા કરી તેમનું હારતોરા પહેરાવાને ગરવ ન કરવું, એ હુકમો કાઢ્યા તેમા મુખ્ય લક્ષ્ય કોણ હતું તે સહેજે જાણી શકાય તેમ છે અને એ બાબત કોઈને શંકા હોય તો તેનુ નિવારણ કરવા માટે જ જાણે એક ગૃહસ્થ પર શકા આવતા પોલીસે 'ટિળક મહારાજ કી જય' નો પોકાર કર્યાનો આરોપ મૂકીને તેનો ભારે દંડ કરાવ્યો ને તે વસૂલ પણ કર્યો

ટિળક છૂટ્યાને મહિનો થયો તોય તેમણે લખેલુ પુસ્તક ગીતારહસ્ય હજી તેમને મળ્યુ ન હતુ તેથી તેમના મિત્રો ચિન્તા વ્યક્ત કરવા લાગ્યા સરકાર તે દબાવી દેશે તો? ત્યારે ટિળકે કહ્યુ, "મારુ ભેજુ તો ઠેકાણે છે ના? બે મહિના સિંહગઢ પર રહીશ અને આખો ગ્રથ જેવો ને તેવો ફરી લખી કાઢીશ" વાત એમ હતી કે ગ્રથ ટિળકનો લખેલો એટલે તેમા ક્યાય રાજદ્રોહનો પ્રચાર તો નથી ને, તે તપાસી જોવા માટે વાસુદેવશાસ્ત્રી અભ્યંકરને આપવામા આ યો હતો.

પોતાના મકાન પાસે મૂકેલા પહેરા અંગે લોકમાન્યે વિલાયતના પાર્લમેન્ટના એક સભ્ય કેર હાર્ડીને કાગળ લખ્યો અને તેમણે ભારતમંત્રી સાથે પત્રવ્યવહાર કર્યો તેનુ પરિણામ આવે તેટલામા ૪થી ઓગસ્ટને દિવસે યુરોપમા યુદ્ધ ફાટી નીકળ્યુ, ને તેનુ પરિણામ સરકાર ને ટિળક બન્ને પર થયુ તે બન્ને વચ્ચે સમાન મિત્રો દ્વારા વાટાઘાટ થઈ ને તેને પરિણામે લોકમાન્યે સરકારને તેના સકટમા મદદ કરવા બદલ એક નિવેદન બહાર પાડ્યુ અને પોતાની તથા દેશની રાજનિષ્ઠા વિષે સરકારને ખાતરી આપી, એટલે સરકારે ૨૫મી જૂનનો હુકમ રદ કર્યો

એ જ વખતે ચાલતા ગણેશ ઉત્સવમા લોકમાન્યે ગીતા પર પ્રવચનો કરી ગીતારહસ્યનુવસ્તુ લોકો આગળ રજૂ કર્યું અને ગીતારહસ્ય હસ્તલિખિત હાથમા આવતા તેના પ્રકાશનને અંગે કામ હાથમા લીધુ આ વરસની મહાસભા મદ્રાસમા ભરાવાની હતી એટલે તેને અંગે ગષ્ટ્રીય પક્ષે શી નીતિ અખત્યાર કરવા તેની ચર્ચા શરૂ થઈ

## ૪૯

# સમાધાનના પ્રયાસો

લોકમાન્ય જેલમા હતા તે દરમ્યાન એટલે ૧૯૧૩ મા શ્રીમતી એની બેઝન્ટે હિન્દુસ્તાનના રાજકારણમા પ્રવેશ કર્યો હતો હિન્દુસ્તાનમા તેઓ ૧૮૯૩મા આવેલા પણ વરસો સુધી થિયોસોફી ને એને અંગે ભારતના ધર્મો, તત્ત્વજ્ઞાન ને સસ્કૃતિના અભ્યાસ કરવા કરાવવાનુ જ તેમણે કામ કર્યા કર્યું બનારસની સસ્કૃત કૉલેજ ઇ૦ તેમની પ્રવૃત્તિને ટિળકે તે વખતે જ આવકારી હતી લોકમાન્ય જેલમાથી છૂટીને આવ્યા પછી તેમની તથા તેમના રાષ્ટ્રીય પક્ષ અને મહાસભા વચ્ચે સમજૂતી કરાવી તેમને મહાસભામા લાવવાના વિચારને શ્રીમતી બેઝન્ટે વિશેષ ગતિ આપી

યુરોપમા ફાટી નીકળેલા યુદ્ધને કારણે હિન્દુસ્તાનની રાજકીય સ્થિતિમા એક નવુ તત્ત્વ દાખલ થયુ હતુ ઇગ્લન્ડને હિન્દુસ્તાનની મદદની જરૂર ઊભી થઈ હતી એટલે યુદ્ધ પૂરુ થયા પછી જે કોઈ મહત્ત્વના સુધારા હિન્દુસ્તાનને આપવામા આવે — અને આપવા જોઈએ એમ સૌ કોઈને લાગતુ હતુ — તે વખતે જહાલ-મવાળ બેઉ પક્ષો મહાસભામાં એકત્ર થઈ કાર્ય કરવા માડે તો દેશનુ કલ્યાણ થશે એમ ગોખલે, માલવીય, તથા સુરેન્દ્રનાથ જેવા વિનીતમાર્ગીઓને પણ લાગતુ હતુ એટલે આને અંગે વાટાઘાટ કરવા માટે મહાસભાના તે વખતના મત્રી શ્રી સુબ્બારાવ પંતલુ અને ડૉ. એની બેઝન્ટ ૧૯૧૪ ની આખરે પૂને આવ્યા ગોખલે તે વખતે ઘણા બીમાર હતા અને લો ટિળક સાથે પ્રત્યક્ષ વાતચીત ડૉ બેઝન્ટ તથા સુબ્બારાવ જ સીધા ચલાવી રહ્યા હતા તેમ છતાં ના. ગોખલેની સલાહથી આ બધી વાટાઘાટ ચાલતી હોઈને હવે બદલાયેલી પરિસ્થિતિમા લો. ટિળકનુ પહેલાંનુ જહાલપણુ મોળુ પડયુ હશે એ અપેક્ષાએ ગોખલે સમાધાનની આ વાત ચીતને ટેકો આપી રહ્યા હતા. આ વાતચીતને પરિણામે લો ટિળકના રાષ્ટ્રીય પક્ષે વિનીતોના ધ્યેયને માન્યતા આપવી, રાષ્ટ્રીય પક્ષની જે સસ્થાઓ આ ધ્યેયને માન્ય રાખે તેમને મહાસભામાં પોતાના પ્રતિનિધિ મોકલવાનો અધિકાર આપવો અને બન્ને પક્ષોએ બહુમતીના નિર્ણય

અનુસાર એકતાથી વર્તવુ, એવુ સમાધાન થયુ એ સમાધાન મદ્રાસમા ભરાનારી મહાસભામા મંજૂર કરાવવાનુ પણ વિનીતોએ સ્વીકાર્યું.

આ વાટાઘાટ દરમ્યાન સુબ્બારાવ સાથે લો. ટિળકની જે વાતચીત થઈ તે પરથી ના. ગોખલેને એક નવી જ વાત જાણવાની મળી. તે એ કે, બિપિનચંદ્ર પાલ વગેરે જહાલ આગેવાનો અથવા કેળકર જેવા રાષ્ટ્રીય પક્ષના જ પણ વિનીત વૃત્તિવાળા લોકોના ભાષણો ને લખાણો પરથી રાષ્ટ્રીય પક્ષનુ વલણ હવે બદલાયુ છે, એવી જે તેમની કલ્પના હતી તે લો. ટિળકના વિચારોને લાગુ પડતી નથી કેવળ આપદ્ધર્મ માનીને તેઓ વિનીતોએ નક્કી કરેલા ધ્યેય પર નહી કરી મહાસભામા આવવા તૈયાર છે પણ પોતાના રાજકારણ વિષેની તેમની શ્રદ્ધા પહેલા જેવી જ દૃઢ છે સુબ્બારાવ વગેરે મદ્રાસ રવાના થયા પછી ગોખલે પોતે ટિળકને મળવા ગયા ને તે બેની વચ્ચે ખુલ્લા દિલથી આખા વસ્તુને અંગે વિગતવાર વાતચીત થઈ

ગોખલે ગયા પછી ખાડિલકરે પૂછેલા પ્રશ્નના જવાબમા ટિળકે તેનો એવો સાર કહ્યો "ગોખલે કહેતા હતા કે, 'તમે મહાસભામા નહીં આવતા. મહાસભાના અત્યારના માણસો સાથે તમારો મેળ નહીં ખાય' એટલે મેં જવાબ આપ્યો કે, 'મહાસભા બધાની જ છે તે કાંઈ પણ એક પક્ષને પટ્ટામા આપેલી નથી. હુ પ્રથમ દેશને તૈયાર કરીશ મહાસભામા દાખલ થઈશ અને તેને કબજે કરીશ.'" આ સાભળીને ખાડિલકર વગેરેને ખૂબ નવાઈ લાગી તેમને થયુ કે આટલા આખાબોલા થવાની જરૂર ન હતી એ જોઈ ટિળક બોલ્યા "પૂરેપૂરા વિચારને અંતે મારા જે ચોક્કસ અભિપ્રાયો બંધાયેલા છે તે સામા પક્ષને શરૂઆતમા જ ચોખ્ખે ચોખ્ખા જણાવી દઉ છુ પોતાની નીતિ સામા પક્ષને ખુલ્લંખુલ્લા જણાવીને તેની સાથે લડવામા જ સાચો પુરુષાર્થ છે એમ હુ માનુ છુ "

આ મુલાકાત પછી ગોખલેએ ટિળક પક્ષ સાથે એ વરને સમાધાન ન કરવાનુ નક્કી કરીને તે મુજબ એક કાગળ મદ્રાસની મહાસભાના નિયોજિત પ્રમુખ ભૂપેન્દ્રનાથ બસુને લખ્યો. તેમાં બીજી કેટલીક બાબતોની સાથે ટિળક રાજ્યવહીવટમાં અંતરાય ઊભા કરવાની આવશ્યતા નેતાઓની નીતિ મહાસભામાં દાખલ કરવા માગે છે, સ્વરાજ્યની માગણી ન સ્વીકારાય ત્યાં સુધી સનદી નોકરીઓ, ધારાસભાઓ કે સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓનો

બહિષ્કાર કરવાની હાકલ કરવા માગે છે, એમ જણાવ્યું. તેથી પ્રમુખે જહાલ ને મવાળ પક્ષ વચ્ચેના સમાધાનની વાત મોકૂફ રાખી.

શ્રીમતી બેઝંટે મદ્રાસથી ટિળકને તાર કરી પૂછાવ્યું કે, "સુધારો રજૂ કર્યો. ચર્ચા મોકૂફ રખાઈ છે. તમે સરકારનો બહિષ્કાર કરવાના મતના છો એમ વિરોધીઓ કહે છે. તેવા તમે નથી એમ મેં જણાવ્યું છે. સાચું શું છે તે જણાવો." તેના જ જવાબમાં ટિળકે તાર કર્યો કે, "સરકારના બહિષ્કારની વાત મેં કદી કરી નથી (સુબ્બારાવ સાથેની વાતચિત દરમ્યાન?). રાષ્ટ્રીય પક્ષના આગળ પડતામાણસો મ્યુનિસિપાલિટીઓ તથા ધારાસભામાં કામ કરે પણ છે; અને તેમના તેમ કરવાને મેં પૂરેપૂરો ટેકો આપ્યો છે."

પણ આ તારથી સમાધાનના પ્રશ્નનું ત્યાં નિરાકરણ થયું નહીં. માત્ર તેને અંગે બંધારણમાં ઘટતા ફેરફારો સૂચવવા એક સમિતિ નીમવામાં આવી.

## ગોખલેનું મૃત્યુ

આ ચર્ચાએ ઘણું ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. ૯ મી ફેબ્રુઆરીના કેસરીમાં ટિળકે 'चोराच्या उलट्या बोंबा' (ચોર કોટવાળને દંડે)ના મથાળાનો લેખ લખ્યો. તેમાં તેમના અભિપ્રાયો બદલાયા હશે એવું ગોખલેએ અનુમાન કર્યું તે બદલ તેમની સખત ઝાટકણી કાઢી અને કેટલાક મર્મવેધક વેણ પણ સંભળાવ્યાં. ગોખલેને તેથી પારાવાર દુઃખ થયુ. તે માંદા તો હતા જ અને એ માંદગીમાં જ ઉપરનો લેખ બહાર પડયા પછી દસ જ દિવસમાં તેમણે આ દુનિયાની વિદાય લીધી. આ કાકતાલીય ઘટનાઓ વચ્ચે કેટલાક લોકોએ કાર્યકારણ સંબંધ જોડી દીધા અને ટિળકને બદનામ કરવાની પોતાની હોંશ પૂરી કરી લીધી. પણ ગોખલેના અભિપ્રાયને લીધે ટિળકની બદનામી થતી હતી તે તરફ ભાગ્યે જ કોઈએ ધ્યાન આપ્યુ દેખાય છે.

ગોખલેનું અવસાન થયુ તે વખતે ટિળક गीतारहस्यની પાંડુલિપિ તૈયાર કરવા માટે સિંહગઢ પર જઈને રહ્યા હતા. ત્યાંથી તે તરત નીચે ઊતરી આવ્યા અને સ્મશાનમાં જઈને તેમણે પોતાના જૂના સાથી ને ઉમદા રાષ્ટ્રસેવકને છાજે એવી અંજલિ આપી. ગોખલેના વ્યક્તિત્વ અને કાર્યનું ટિળકે જે મૂલ્યાંકન કર્યું તે મૌલિકતામાં ભાગ્યે જ બીજા કોઈથી ઊતરે એવું છે. मरणान्तानि वैराणि એ ન્યાયે અંગત વિરોધની છાંટ સરખી તેમાં દેખાતી નથી. સ્મશાનભૂમિ પર આપેલા ભાષણમાં તેમણે કહ્યું:

"આ કંઈ તાળીઓ પાડવાનો સમય નથી. આ આંસુ પાડવાનો સમય છે. ગોખલેના મૃત્યુથી આપણને જે ન પુરાય એવી ખોટ ગઈ છે તેને

માટે શોક વ્યક્ત કરવા આપણે અહીં ભેગા થયા છીએ. હિન્દભૂમિનો આ હીરો, મહારાષ્ટ્રનું આ રત્ન, દેશને કાજે કામ કરનારો આપણો શ્રેષ્ઠ કાર્યકર્તા, આજે આ સ્મશાનભૂમિ પર ચિરન્તન શાંતિ લેવા માટે પોઢયો છે. તેનું દર્શન કરો ને તેના જેવું કાર્ય કરવા કટિબદ્ધ થાઓ. ગોખલેએ પોતાનું કર્તવ્ય પૂરેપૂરી સંતોષકારક રીતે પાર પાડીને આપણામાંથી વિદાય લીધી છે. એક વિજયી વીરની જેમ પોતાનું નામ અમર કરીને તે જાય છે. અહીં ભેગા થયેલા આપણામાંથી જ કેવળ નહીં પણ આખા દેશમાંથી કોઈ પણ માણસ ગોખલેએ જેવી રીતે પોતાની માતૃભૂમિ પ્રત્યેની ફરજ બજાવી તેવી રીતે પોતે બજાવ્યાનો દાવો કરી શકશે નહીં. તેઓ જુવાન હતા ત્યારથી હું તેમને ઓળખું છું. એ આપણા બધાના જેવા જ એક સામાન્ય માણસ હતા ને આટલી ઊંચી પદવીએ પહોંચ્યા તે કેવળ પોતાની પ્રતિભા, લાયકાત ને ઉદ્યમને જોરે. તેઓ આપણામાંથી આજે જાય છે પણ પોતાની પાછળ મોટો વારસો મૂકીને જાય છે. તેમણે બતાવેલે માર્ગે જવાનો પ્રયત્ન તમે કરશો તો પરલોકમાં પણ તેમને આનંદ થશે."

તે પછી કેસરીમાં લખેલા મૃત્યુલેખમાં 'मुहूर्तं ज्वलितं श्रेयो न च धूमायितं चिरम् ।' એ સુભાષિત ટાંકીને તેમણે લખ્યું કે, બચપણમાં વિદ્યાભ્યાસ અને જુવાનીમાં સારી પેઠે દુનિયાનાં સુખો ભોગવ્યા પછી શરીરની અને મનની નબળી પડેલી શક્તિઓ બીજા કોઈ કર્તવ્યને અભાવે લોકસેવાને અર્પણ કરનારા પુરુષો વિષે આપણા મનમાં વિશેષ આદર પેદા થતો નથી. પણ ઇન્દ્રિયશક્તિ સાબૂત છે, શરીર સ્વાર્થને માટે ઉદ્યમ કરવા સમર્થ છે, ઘડપણ હજી દૂર છે, અને સંસારનાં સુખો હજી મનને આકર્ષે છે અને તે તરફ મનની વૃત્તિ થાય તે સ્વાભાવિક છે, એવે વખતે, અને ખાસ કરીને એ માર્ગે જવાથી વિશેષ યશ મળવાનો બીજા કરતાં આપણને વધારે સંભવ છે, એની ખાતરી મનમાં હોવા છતાં, એ મનોહારી દૃશ્યને દૃષ્ટિ આગળથી દૂર ઠેલીને પોતાની બધી શક્તિ દેશસેવાને અર્પણ કરવી, તેમાં આવતાં સંકટો સહન કરવા તૈયાર થવું, બલ્કે તેમાં જ આનંદ માનીને તે માટે અવિરત પ્રયત્ન કરવા માટે તૈયાર થવું એને માટે જે દૃઢ મનોનિગ્રહની જરૂર હોય છે, તે મનોનિગ્રહ જેણે બતાવ્યો એટલું જ નહીં પણ મરણ પર્યંત કાયમ રાખ્યો, તે જ માણસ ધન્ય છે. ગોપાળરાવ ગોખલે એવા હતા."

અહીં આપણી રાષ્ટ્રીય મહાસભાના ઇતિહાસકાર પટ્ટાભી સીતારામૈયાએ ગોખલે અને ટિળકની પોતાના અનોખા શૈલીથી સરખામણી કરીને તેમની

પારિભાષિતો બતાવી છે તે આપણે તો અસ્થાને નહીં ગણાય. પટ્ટાભી લખે છે:

"ટિળક અને ગોખલે બન્ને મહારાષ્ટ્રી હતા, બન્ને બ્રાહ્મણ હતા અને બન્ને ચિત્પાવન હતા. બન્ને પ્રથમ પંક્તિના દેશસેવકો હતા. બન્નેએ આખા જીવન દરમ્યાન ભારે આત્મભોગ આપ્યો હતો. પરંતુ બન્નેના પ્રકૃતિ પરસ્પર ભિન્ન હતી. તેમના જમાનાની ભાષા વાપરીએ તો ગોખલે 'મવાળ' હતા, અને લોકમાન્ય 'જહાલ' એટલે ઉદ્દામ મતના હતા. ગોખલેનું ધ્યેય ચાલુ રાજવહીવટમાં સુધારો કરવાનું હતું, લોકમાન્ય રાજતંત્રની પુનર્રચના કરવા માગતા હતા. ગોખલેને નોકરશાહીના સાથે રહીને કામ કરવુ પડેલુ, જ્યારે ટિળકને તેના સાથે સતત લડવુ પડેલું. ગોખલેની નીતિ બને ત્યાં સુધી સરકાર સાથે સહકાર કરવાની અને ન છૂટકે તેનો વિરોધ કરવાની હતી, જ્યારે લોકમાન્યની નીતિ સરકારના રાજતંત્રનો અવરોધ કરવાના વલણની હતી. ગોખલેનો કાર્યપ્રદેશ રાજવહીવટ અને તેની સુધારણાનો હતો, લોકમાન્યનો મુખ્ય ઉદ્દેશ રાષ્ટ્ર અને તેનું પુનર્નિર્માણ કરવાનો હતો. ગોખલેની નીતિ પરદેશીને પોતાના કરી લેવાની હતી, લોકમાન્યના નીતિ પરદેશીઓને દૂર કરી તેમને સ્થાને દેશીઓને સ્થાપવાની હતી. ગોખલેનો આદર્શ પ્રેમ અને સેવા હતો, લોકમાન્યનો આદર્શ સેવા અને બલિદાનનો હતો. ગોખલે બીજાની સહાય પર આધાર રાખતા, લોકમાન્ય સ્વાશ્રયનો પુરસ્કાર કરતા. ગોખલેનો મદાર પ્રજાના આગળ પડતા અને શિક્ષિત વર્ગ ઉપર હતો, લોકમાન્યનો મદાર સારી આમપ્રજા ઉપર હતી. ગોખલેનો કાર્યપ્રદેશ ધારાસભામાં હતો, લોકમાન્યનો ગામડાંના પ્રજામાં હતો. ગોખલે પોતાનું કામ અંગ્રેજી ભાષામાં ચલાવતા, લોકમાન્ય મરાઠીનો ઉપયોગ કરતા. ગોખલે પોતાના જમાનાથી આગળ જઈ શક્યા ન હતા, જ્યારે લોકમાન્ય જમાનાને વટાવી ગયા હતા. અંગ્રેજોએ નક્કી કરી આપેલી કસોટીમાંથી પાર ઊતરીને પ્રજા જવાબદાર રાજ્યતંત્ર મેળવે, એ ગોખલેનું ધ્યેય હતું; લોકમાન્યનું ધ્યેય એ હતું કે, પરદેશીઓ તરફથી કોઈ પણ જાતની આડખીલી વિના દરેક હિન્દીનો સ્વરાજ એ જન્મસિદ્ધ હક છે; માટે પ્રજાએ તેની સ્થાપના કરવી જોઈએ." (મહાસભાનો ઇતિહાસ, પા. ૧૫૧–૫૨).

આ તુલનામાં એક મૌલિક ઊણપ દેખાય છે તે પૂરી કરવા એટલું ઉમેરવું જોઈએ કે, બ્રિટિશ સાથે હિન્દુસ્તાનનો સંબંધ થયો તેમાં હિન્દુસ્તાનનું હિત કરવાનો પરમેશ્વરનો હેતુ છે એવી ગોખલેની શ્રદ્ધા હતી, જ્યારે કોઈ

પણ સંજોગોમાં પરકીય સત્તા એ એક નિરપવાદ અનિષ્ટ છે, અને કોઈ પણ જાતના સ્વરાજ્ય માટેની લાયકાત સ્વત સિદ્ધ હોવાથી તે માટે શરતો ન હોઈ શકે એવી લોકમાન્યની દૃઢ નિષ્ઠા હતી

ગોખલેના મૃત્યુ પછી સંયુક્ત મહાસભાની ચર્ચા યોગ્ય વખત મદ પડી, પણ એવી મહાસભા થાય ત્યા સુધી બેસી રહેવુ રાષ્ટ્રીય પક્ષને શી રીતે પોસાય ? એટલે ૧૯૧૫ના મે મહિનામા રાષ્ટ્રીય પક્ષની પ્રાન્તિક પરિષદ પૂનામાં (તા ૮–૧૦) બૅરિ. બૅપ્ટિસ્ટાના પ્રમુખપદે ભરવામા આવી લોકોમા પણ આ પરિષદને કારણે ખૂબ ઉત્સાહ આવ્યો અને પરિષદનુ કામ સફળ થયુ યુદ્ધમા બ્રિટિશ સરકારને મદદ કરવી, સયુક્ત રાષ્ટ્રીય મહાસભા માટે પ્રયત્ન કરવો ઇત્યાદિ ઠરાવો પસાર થયા

વિનીત પક્ષ તરફથી એવી જ એક પરિષદ જુલાઈ માસમા પૂનામા ભરાઈ ગવર્નર તેની પત્ની તથા કાઉન્સિલરો કેટલોક સમય પરિષદમાં આવેલા, પણ પ્રેક્ષકોની સખ્યા બહુ જ નાની હતી તેથી બે પક્ષોમા લોકમાન્ય પક્ષ કયો તે અનાયાસે જાહેર થઈ ગયુ

રાષ્ટ્રીય સભામા દાખલ થઈને હિન્દુસ્તાનને સ્વરાજ્ય આપવાની માગણી પર તેનુ લક્ષ કેન્દ્રિત કરી તે માટે "દેશના કાર્ય"ઓની મર્યાદામા રહીને બની શકે તેટલી રીતે સરકારનો સતત વિરોધ કરનાર સગઠન ઊભુ કરીને તેનાથી તેના રાજ્યકારભારને અટકાવી પાડી રાજ્યકર્તાઓને નમાવી શકીશુ એવી આશા તેઓ (ટિળક) રાખે છે એમ જો ન બની શકે તો તેને માટે 'નૅશનલ લીગ' નામની એક નવી સસ્થા સ્થાપન કરવા માગે છે" એમ ગોખલેએ મદ્રાસ મહાસભાના પ્રમુખ ભૂપેન્દ્રનાથ બસુને લખી જણાવ્યુ હતુ તેમાં 'નૅશનલ લીગ'ની સ્થાપનાની વાત કરી છે એમા જ ટિળકે પાછળથી સ્થાપન કરેલ 'હોમરૂલ લીગ'નું સૂચન હતુ મહાસભાને વરસમા નાતાલની રજાઓમા ભરાતી એક મજલિસના સ્વરૂપમાં ન રહેવા દેતાં આખુ વરસ સતત કામ કરનારી સંસ્થાનુ સ્વરૂપ આપવુ જોઈએ, એ વાત ઘણી જૂની હતી ૧૮૯૨માં અને ૧૯૦૫મા તે માટે ખૂબ ચર્ચા થઈ હતી તે આપણે જોયુ તે પછી તો દેશમાં કેટલુયે પરિવર્તન થયુ હતુ. વળી આ વખતે યુરોપમા યુદ્ધ શરૂ થયુ હતુ એવે વખતે ઇગ્લન્ડને મદદ કરવા સાથે યુદ્ધ પછી દેશ માટે કયા સુધારા માગવા તેનો વિચાર પણ કરવો જોઈએ અને એ કામની શરૂઆત અત્યારથી જ કરવાની જરૂર છે

આ વિચારથી હોમરૂલ લીગ કે હિન્દ સ્વરાજ્ય સંઘ નામની સંસ્થા સ્થાપન કરવાનો લોકમાન્યે વિચાર શરૂ કર્યો હતો

પણ દરમ્યાન શ્રીમતી બેઝન્ટે હોમરૂલ લીગ સ્થાપન કરવાનું ઠરાવી ૨૫મી સપ્ટેંબર ૧૯૧૫ના પોતાના ન્યૂ ઇંડિયાના અંકમાં તેની ઉદ્દેશપત્રિકા પણ પ્રસિદ્ધ કરી, અને દાદાભાઈએ આ સંઘના પ્રમુખ થવાનું સ્વીકાર્યું છે એમ જાહેર કર્યું આ લીગ વડે મહાસભાને કોઈ પણ જાતનો બાધ નહીં આવે, અને આવો સંઘ સ્થાપન કરવાની જરૂર યુદ્ધ પૂરું થયા પછીના કરતાં તે ચાલુ છે તે જ વખતે વધારે છે એમ પણ જણાવ્યું. અને તેમણે તેના પ્રચાર માટે દેશનો પ્રવાસ પણ શરૂ કર્યો

આ વખતે મુસ્લિમ લીગ પણ પોતાની નીતિને રાષ્ટ્રીય મહાસભાની નીતિને મળતી કરવા શ્રી જિન્ના જેવા રાષ્ટ્રીય વૃત્તિના નેતાની દોરવણીથી પ્રયત્ન કરતી હતી ૧૯૧૩માં તેના ધ્યેયમાં પણ તદનુસાર ફેરફાર કરવામાં આવ્યો હતો સર્વન્ટ્સ ઑફ ઇંડિયા સોસાયટીના ગોખલે પછીના પ્રમુખ શ્રી શાસ્ત્રીએ પણ કોઇમ્બતુરમાં આપેલા ભાષણમાં કહ્યું કે, "હિન્દી લોકો સ્વરાજ્યને માટે અપાત્ર છે એવો ભ્રમ આપણામાંથી જ કેટલાક લોકો ફેલાવે છે" તેમની આ ટીકા વિનીત પક્ષના હઠાગ્રહી લોકોને ઉદ્દેશીને હતી એ દેખાતું છે એટલે સ્વરાજ્ય માટે પ્રયત્ન કરવા અંગે આ વખતે સારી ભૂમિકા તૈયાર થઈ હતી એ સ્પષ્ટ છે

## ફિરોજશાહ મહેતાનું મૃત્યુ

આવી રીતે મુંબઈની મહાસભા માટે તેની નીતિમાં પરિવર્તન કરવાને અંગેનો પ્રશ્ન વધારે તાકાદનો બની રહ્યો હતો તે જ વખતે અટલે કે ૫મી નવેમ્બર ૧૯૧૫ને રોજ સર ફિરોજશાહ મહેતાનું અવસાન થયું તેમનો જન્મ ૧૮૪૫માં થયો હતો અને તેમની બુદ્ધિમત્તાથી ખુશ થઈ સર એલેક્ઝાંડર ગ્રૅટે તેમને વિલાયત જવાની જોગવાઈ કરી આપી હતી. ત્યાંથી બૅરિસ્ટર થઈને ૧૮૬૮માં તેઓ હિન્દ પાછા આવ્યા થોડા જ વખતમાં તેમણે બૅરિસ્ટર તરીકે સારી નામના મેળવી. 'સુરત રાયટ કેસ'માં તથા 'કોલ્હાપુર પ્રકરણ'માં તેમને વકીલાતનામું આપવામાં આવ્યું હતું મુંબઈ મ્યુનિસિપાલિટી અને યુનિવર્સિટીમાં તેમનું વર્ચસ્વ હતું મુંબઈના સિંહ તરીકે જ તે ઓળખાતા, અને સિંહ જેવા જ ઉગ્ર અને દરામણા હતા કોઈ પણ કામ હાથમાં લે ત્યારે તેની પાછળ પડીને તે પૂરું કરવામાં

તેઓ જરાય કચાશ રાખતા નહીં. તેમના જવાથી મહાસભાને ભારે ખોટ ગઈ અને આ વખતે તો તેનું અધિવેશન મુંબઈમાં જ ભરાવાનું હતું તેથી તે ખોટ વિશેષ જણાઈ હોય તો નવાઈ નહીં.

તેમને વિષે લખેલા મૃત્યુલેખમાં ટિળકે લખ્યું કે,

"એમાંય આપણો હિંદુસ્તાન દેશ આજ દૂબળો ગણાય તેવો છે. એ દેશમાં નોકરશાહીની કડક સત્તા નીચે વિદ્યાની સાથે સ્વાતંત્ર્ય, નિર્ભયતા અને ટેકીલાપણું વગેરે જે તેજસ્વી ગુણો લોકનાયકો માટે આવશ્યક હોય છે, તે ગુણોનો વિકાસ ઝાઝો થતો નથી. પણ સુદૈવે કરીને સર ફિરોજશાહ મહેતામાં આ ગુણો વાસ કરતા હતા. તેથી તેમના મૃત્યુથી દેશનું અપાર નુકસાન થયું છે એમ દરેકને લાગે છે.

"કોઈ સવાલનો બરાબર વિચાર કરીને તેનો અમુક રીતે પુરસ્કાર કરવો જોઈએ એમ એક વાર તેઓ નક્કી કરે, એટલે તે પ્રશ્નની સિદ્ધિ માટે આવશ્યક એવો પ્રયત્ન અને યુક્તિવાદ કરવામાં કોઈ પણ જાતનું ઢચુ-પચુપણું કે શિથિલતા તેમના વર્તનમાં કદી દેખાતી નહીં, અને તેમના નેતૃત્વની આખા હિંદુસ્તાનમાં જે નામના થઈ છે તેનું બીજ તેમના આ ગુણમાં છે."

૧૯૧૫માં મહાસભાની બેઠક સર સત્યપ્રસન્ન સિંહના પ્રમુખપદે મુંબઈમાં થઈ. બંધારણમા વખતસર જરૂરી સુધારા ન થવાને કારણે રાષ્ટ્રીય પક્ષના લોકોને દૂર જ રહેવું પડયું. પણ આ અધિવેશનમાં બંધારણમાં આવશ્યક સુધારો કરવામાં આવ્યો ને રાષ્ટ્રીય પક્ષના લોકો માટે મહાસભાનું બારણું આખું નહીં તોય પ્રવેશ કરી શકાય તેટલી હદે ઉઘાડવામાં આવ્યું.

૫૦

# હોમરૂલ લીગની સ્થાપના અને રાજદ્રોહનો ત્રીજો મુકદ્દમો

૧૯૧૬ના એપ્રિલમાં લૉર્ડ હાર્ડિંજ વાઇસરૉયના પદ પરથી નિવૃત્ત થઈ ઇંગ્લંડ પાછા જવાના થયા. ત્રાસવાદી પ્રવૃત્તિનો તાપ તેમને પોતાને સહન કરવો પડયો હતો, તોય તેમણે પોતાની કારકિર્દી એકંદરે એટલી સારી પસાર કરી કે તે બદલ કોઈ પક્ષનો મતભેદ ન હતો. તેમણે છેક ૧૯૧૧ના ઑગસ્ટ માસમાં મૉર્લી મિન્ટો સુધારાનો વિકાસ હવે પ્રાંતિક સ્વરાજ્યમાં થવો જોઈએ એ અર્થનો એક ખરીતો વિલાયત સરકાર પર રવાના કર્યો હતો. તેથી ૨૯મી માર્ચને રોજ તેમને માનપત્ર મોકલવા બાબત પૂનાના નાગરિકોની એક સભા થઈ. તેમાં "સંકટોને ગણકાર્યા વગર લૉર્ડ હાર્ડિંજે હિંદી લોકોનાં આકાંક્ષાઓ વિષે જે સહાનુભૂતિ દાખવી અને તેમની ઉન્નતિ માટે પ્રયત્ન કર્યો તે બદલ આ સભા કૃતજ્ઞતા વ્યક્ત કરે છે," એવો ઠરાવ કરવામાં આવ્યો. ઠરાવને અનુમોદન આપતાં ટિળકે જણાવ્યું કે, "લૉર્ડ રિપન પછી ત્રીસ વરસમાં આવો પ્રગતિશીલ વાઇસરૉય હિંદને મળ્યો નથી. લૉર્ડ કર્ઝને હિંદીઓની જે આકાંક્ષાઓ અશક્ય કોટિની માની તે બધી ન્યાય્ય અને યોગ્ય છે એમ લૉર્ડ હાર્ડિંજે માન્ય કર્યું." આ પ્રસંગ પરથી ટિળક કેવળ બહિષ્કારવાદી છે એવો ગોખલેએ બસુ પરના કાગળમાં વ્યક્ત કરેલો અભિપ્રાય તેમ જ અંગ્રેજોની બાબતમાં તેઓ કેવળ દોષ જોનારા છે, ગુણ તો તેઓ કદી જોઈ જ શકતા નથી, એ બે માન્યતાઓનો નિરાસ થવો જોઈએ.

મુંબઈની મહાસભાની બેઠકમાં શ્રીમતી બેઝન્ટે કરેલી સ્વરાજ્યના ઠરાવની સૂચના પ્રમુખે પોતાના અધિકારની રૂએ હોમરૂલનું ધ્યેય મહાસભાના ઉદ્દેશમાં બેસતું નથી એમ કહી નામંજૂર કરી. અને અખિલ હિંદ મહાસભા સમિતિને મુસ્લિમ લીગ સુધારા માટે જે સમિતિ નીમે તેની સાથે વાટાઘાટ કરી સુધારાની એક યોજના ઘડી કાઢવા તેમ જ લોકોમાં તેનો સતત પ્રચાર કરવાનો કાર્યક્રમ ઘડી કાઢવા સૂચના આપી.

એટલે કૉંગ્રેસમા પ્રવેશ કરવો કે નહીં, તેનો વિચાર કરવો અને લોકોમા સ્વરાજ્યના ધ્યેયનો પ્રચાર કરવા માટે હોમરૂલ લીગની સ્થાપના કરવી એ બે વિષયોનો એપ્રિલમા બેલગામમા ભરાનારા પ્રાંતિક પરિષદમા નિર્ણય કરવાનુ લોકમાન્યે ઠરાવ્યુ બેલગામ પરિષદમા રાષ્ટ્રીય પક્ષે મહાત્મા ગાંધીને બહુ જ આગ્રહપૂર્વક આમંત્રણ આપ્યુ અને તેમણે પણ કેવળ મૃત્યુ જ મને બેલગાવ આવતા રોકી શકશે એમ કહી પોતાની હાજરીની ખાતરી આપી.

પોતાના હેતુનો વિપર્યાસ કરવાનો વિરોધીઓને અવકાશ ન મળે તેટલા માટે આ પરિષદમા લોકમાન્યે અંગ્રેજીમા ભાષણ આપ્યુ ને એને એ જ *દિવસે શ્રી બસુએ લખેલા નોંધ પરથી આખુ ભાષણ તૈયાર કરીને પ્રસિદ્ધિ* માટે રવાના કર્યું મુંબઈના કૉંગ્રેસે રાષ્ટ્રીય પક્ષને મહાસભામાં પ્રવેશ કરવા માટે બંધારણમા સુધારો કરી જે સરવળો આપી હતી તેથી અનેક લોકોને અસંતોષ હતો, તેમાના એક ડૉ મુંજેએ જ્યારે તેમને સમાધાનના ઠરાવને ટેકો આપવાનુ સૂચવવામા આવ્યુ, ત્યારે લોકમાન્યને એમ સ્પષ્ટ કહી સંભળાવ્યુ કે, "એ કદી બની શકે એમ નથી મારી બુદ્ધિમા આ વાત ઊતરતી નથી. પરશુરામ અને શ્રીકૃષ્ણનો છેવટે જેવો પરાભવ થયો તેવો વખત આજે તમારા આવ્યો છે તમે ભારે મોટી ભૂલ કરી રહ્યા છો." એમ પોતાનો સ્પષ્ટ અભિપ્રાય દર્શાવી લોકમાન્યના એક નિષ્ઠાવાન અનુયાયી તરીકે કહ્યુ કે, "છતા હુ તમારો વિરોધ નહીં કરુ, અને તમારા વિરોધ પક્ષમા પણ નહીં જોડાઉં પણ સભામા હુ ભાષણ નહીં કરુ" આખરે સમાધાનનો ઠરાવ પસાર થયો. બે દિવસ પછી જ્યારે મુંબઈના ટાઈમ્સ ઑફ ઇંડિયાએ અગ્રલેખમા એમ જણાવ્યુ કે, "સમાધાનના ઠરાવ વડે ટિળકે કૉંગ્રેસને કબજે કરી છે," ત્યારે મુંજે કહે છે, "એ વાચીને મારી આખ ઊઘડી હુ લોકમાન્ય પાસે ગયો અને કાનપટ્ટી પકડીને મેં મારી ભૂલ કબૂલ કરી અને તેમની નિખાલસપણે ક્ષમા માગી."

આ વખતે લોકમાન્ય અને ગાંધીજીની અંગત મુલાકાત પણ થઈ અને તેને અંતે લોકમાન્યે પોતાના અનુયાયીઓને કહ્યુ કે, "આ પાકો મિશનરી છે આપણા મડળમા ભલે તેવો ન હોય તોપણ તેને હાથે દેશનુ અકલ્યાણ કદી પણ નહીં થાય"

આ જ મુકામમા હિંદી સ્વરાજ્ય સંઘની સ્થાપના કરવામા આવી અને સંઘ તરફથી ૧લી મેને દિવસે લોકમાન્યનુ એક જાહેર ભાષણ થયુ બેલગામથી ટિળક રવાના થઈને પૂના ગયા. ત્યા જઈને શિવાજી ઉત્સવનો

સમારંભ ધમધોકાર પાર પડયો. એટલામાં શ્રીમતી બેઝન્ટ પણ પૂને આવ્યાં અને આખું પૂના હોમરૂલનાં વ્યાખ્યાનોથી ગરજી ઊઠયું.

આ વરસે લોકમાન્યને એકસઠમું વરસ બેસતું હતું તેથી તેમના સાથીઓ ને મિત્રોએ તેમનો હીરક ઉત્સવ ઊજવવાને તેમને એક થેલી અર્પણ કરવાનો વિચાર શરૂ કર્યો. માત્ર ત્રણ અઠવાડિયામાં મહારાષ્ટ્ર જેવા ગરીબ પ્રાંતમાંથી એક લાખ રૂપિયાની રકમ ભેગી થઈ અને તે હીરક મહોત્સવને દિવસે માનપત્ર સાથે લોકમાન્યને અર્પણ કરવામાં આવી. માનપત્રના જવાબમાં લોકમાન્યે જણાવ્યું કે, "તમે આ જે રકમ મને આપો છો તે એક ટ્રસ્ટ છે એમ સમજીને તેનો હુ ટ્રસ્ટી તરીકે સ્વીકાર કરું છુ. એમાં મારા તરફથી મારા પોતાના ફાળા તરીકે કંઈક ઉમેરીને રાષ્ટ્રીય કાર્યને અંગે તેનો ઉપયોગ થાય એવી કાયદેસર વ્યવસ્થા હુ કરી દઈશ આજે આપણી માતૃભૂમિ બધાંને તેની સેવા માટે બોલાવી રહી છે, તો કોઈ પણ ભેદભાવ મનમાં રાખ્યા વિના આપણે બધા 'રાષ્ટ્રદેવ' થઈએ."

સરકારે પણ લોકમાન્યનો આ મહોત્સવ ઊજવવાનુ જાણે નક્કી કર્યું હતુ. બરાબર હીરક મહોત્સવને દિવસે સવારે જ બેલગામ અને અહમદનગરમાં આપેલાં હોમરૂલ વિષેનાં વ્યાખ્યાનો રાજદ્રોહવાળાં છે એમ કહી પૂનાના ડિસ્ટ્રિકટ મૅજિસ્ટ્રેટે લોકમાન્ય પર એક નોટિસ કાઢી અને વીસ હજાર રૂપિયાનો જાતમુચરકો અને દસ દસ હજારના બે જામીન તમારી પાસેથી કેમ ન લેવા તેનાં કારણો જાતે હાજર થઈને બતાવવા જણાવ્યું. એમ કહેવાય છે કે, નોટિસની બજાવણી કરવા પોલીસ અમલદાર ગાયકર આવવાનો છે, એ વાતની લોકમાન્યને ગાયકરના દીકરાએ લખેલા પોસ્ટકાર્ડ પરથી અગાઉથી જ ખબર મળી ગઈ હતી, તેથી તેનુ સ્વાગત કરવા તેઓ તૈયાર જ હતા.

લોકમાન્ય ટિળક ઉપરનો આ ત્રીજો રાજદ્રોહનો ખટલો કહેવાય. જામીનની નોટિસને લીધે ઊપજેલા આ ખટલાનુ કામ ઑગસ્ટની ૭ મીથી ૧૨ મી તારીખ સુધી ચાલ્યુ. શ્રી જિન્ના લોકમાન્ય વતી વકીલ હતા જામીનની રકમમાં કેવળ ઘટાડો માત્ર થયો. આ નિકાલ સામે ૨૩ મી ઑગસ્ટે હાઈકોર્ટમાં અપીલ દાખલ કરવામાં આવી ત્યા પણ બૅ. જિન્નાએ જ લોકમાન્ય વતી કામ ચલાવ્યુ અને ન્યાયમૂર્તિ બૅચલર અને શાહે જુદાં જુદાં કારણોસર ટિળકને નિર્દોષ જાહેર કર્યા. પરિણામે ટિળક નિર્દોષ ઠર્યા એટલું જ નહીં પણ હોમરૂલની ચળવળ પણ કાયદેસર છે એમ પુરવાર

થયું. આ ચુકાદા પછી હોમરૂલ લીગના સભ્યોમાં અપરંપાર વધારો થવા માંડ્યો.

ઑક્ટોબર મહિનામાં મુંબઈ પ્રાન્તિક પરિષદ અમદાવાદમાં બૅરિસ્ટર જિન્નાના પ્રમુખપણા નીચે ભરાઈ. અમદાવાદના વૃદ્ધ વિનીત કાર્યકર્તાઓએ જુવાનોને પરિષદના કામકાજમાં ખૂબ છૂટ આપી હતી. તેથી રાષ્ટ્રીય પક્ષના લોકોને આમંત્રણો મોકલવામાં આવ્યાં. તેમાં લોકમાન્યને પણ આમંત્રણ મોકલવામાં આવેલું. લોકમાન્ય અમદાવાદ આવવાના છે એટલે તેમનું યોગ્ય સ્વાગત થાય એ જરૂરનું માની ગાંધીજીએ પોતાની સહીથી એક પત્રિકા કાઢી અમદાવાદની જનતાને વિનંતી કરી કે હું લોકમાન્યનું સ્વાગત કરવા સ્ટેશન ઉપર જવાનો છું, તો અમદાવાદની જનતા પણ તેમનું સ્વાગત કરવા સ્ટેશન ઉપર મોટી સંખ્યામાં હાજર રહે. અને પરિણામે અમદાવાદમાં તેમનું બહુ જ ભવ્ય સ્વાગત થયું. પરિષદમાં બૅ. જિન્નાએ ગોખલેએ લૉર્ડ વિલિંગ્ડનના કહેવાથી મૃત્યુ પહેલાં સુધારાની એક યોજના તૈયાર કરી હતી તેનો જ, સ્પષ્ટ ઉલ્લેખ કર્યા વિના, અનુવાદ કર્યો.

નવેંબર મહિનામાં લોકમાન્ય ઑલ ઇંડિયા કૉંગ્રેસ કમિટીના સભ્ય ચૂંટાયા, એટલે ડિસેંબરની આખરે મહાસભાની બેઠકમાં હાજર રહેવાનું પ્રાપ્ત જ હતું એટલે ૨૭મી ડિસેંબરને રોજ તેઓ પોતાના પક્ષના મુખ્ય—મહારાષ્ટ્રના લોકો સાથે સ્પેશિયલ ટ્રેનથી મુંબઈથી નીકળ્યા. રસ્તામાં ઠેકઠેકાણે ભેગા થયેલા લોકોનો સત્કાર સ્વીકારતા સ્વીકારતા ૨૯મીએ બપોરે તેઓ લખનૌ પહોંચ્યા. સ્ટેશન ઉપર મોટી મેદની ભેગી થઈ હતી. ખાસ શણગારેલી મોટરગાડીમાં સ્થાનિક આગેવાનોએ તેમને બેસાડ્યા. પણ તેમનું આવી રીતે મોટરમાં જવું લોકોને રુચ્યું નહીં. એક અતિ ઉત્સાહી માણસે મોટરના ટાયર પર ચપ્પુ ચલાવ્યું. છેવટે એક ઘોડાગાડી આણીને તેના ઘોડાને રજા આપીને લોકોએ તેમની ગાડી જાતે જ ખેંચી ત્યારે તેમને સંતોષ થયો.

નવ વરસના વિયોગ પછી જ્યારે લોકમાન્ય લખનૌની મહાસભાના મંચ પર જઈને દાખલ થયા ત્યારે અધિવેશનના પ્રમુખ બાબુ અંબિકાચરણ મઝુમદારે ભાષણ કરતાં કહ્યું કે, ૧૯૦૭માં સુરતમાં કૈંક અણબનાવમાં કોંગ્રેસના ભાઈઓ જુદા પડ્યા તે આજે નવ વરસે લખનૌના કૈસર બાગમાં ફરી ભેગા થાય છે, એ આનંદની વાત છે. હું મારા મિત્ર ટિળકનું હાર્દિક સ્વાગત કરું છું

લોકમાન્ય પ્રથમ બોલવા ઊભા થયા ત્યારે અઢી હજાર પ્રતિનિધિઓ અને તેનાથી ત્રણગણા પ્રેક્ષકોએ તાળીઓના ગડગડાટથી તેમનુ અભિનંદન કર્યું લોકમાન્યે કહ્યુ, તમે આ જે તાળીઓ પાડી તે મારે માટે છે એમ માનવા જેટલો હુ મૂર્ખ નથી આ તાળીઓ જે સિદ્ધાંતોને માટે હુ લડતો આવ્યો છુ અને જે ઠરાવને હુ ટેકો આપવા ઊભો છુ તેમા રહેલા સિદ્ધાન્ત માટે છે એમ હુ માનુ છુ છેલ્લા ત્રીસ વરસથી આપણે એટલે કે મહાસભા અને માટે લડતા આવ્યા છીએ તેનો પહેલો સૂર દસ વરસ પર હુગલીને કિનારે હિન્દના દાદા દાદાભાઈએ કાઢ્યો હતો તે સૂર નીકળ્યા પછી કેટલોક મતભેદ ઊભો થયો એ મતભેદને કારણે આપણી વચ્ચે દસ વરસ સુધી ઝઘડો ને કુસંપ ચાલ્યાં ~~[illegible]~~ પણ મને કહેતા આનંદ થાય છે કે હુ આ દસ વરસ જીવતો રહ્યો અને આજે સ્વરાજ્યના આ ધ્વજને આગળ ધપાવવા માટે આ મંચ પર આપણે બધા એકત્ર થયા છીએ આપણે કેવળ આ બે પક્ષો વચ્ચેના મતભેદોનો અંત આવેલો જોવા જીવ્યા છીએ એટલુ જ નહીં પણ હિન્દુઓ અને મુસલમાનો વચ્ચેના મતભેદોનો પણ અંત આવેલો આજ આપણે જોઈએ છીએ એટલે આ સયુક્ત પ્રાન્તોમાં આપણે દરેક રીતે સંયુક્ત એટલે એક થયા છીએ અને આ સદ્ભાગ્ય (લક) અત્યારે (નાઉ) આપણને લખનૌ (લકનાઉ)મા પ્રાપ્ત થાય છે!

ટિળક મુસલમાનોના શત્રુ છે એવી માન્યતા છેક ૧૮૯૩-૯૪મા મુંબઈ ઇલાકામા થયેલા હિંદુ-મુસ્લિમ રમખાણને અંગે તેમણે લખેલા લેખો વગેરેથી થઈ હતી. મુસલમાનોને ખીજવવા માટે જ શિવાજી અને ગણપતિના ઉત્સવો તેમણે શરૂ કર્યા એમ પણ કહેવાતુ આવ્યુ હતુ પણ એ લોકભ્રમનો લોકમાન્યે લખનૌમા પૂરેપૂરો નિરાસ કર્યો દેશની ધારાસભાઓમા મુસલમાનોને તેમની સંખ્યાના પ્રમાણ કરતા પણ વધારે બેઠકો આપવાની તેમણે તૈયારી બતાવી તેમણે કહ્યુ કે, " આપણા મુસલમાન ભાઈઓને આપણ હિંદુઓએ વધારેપડતી સવલતો આપી એમ કોઈ કહે તો હિંદુ જમાત વતી હુ કહુ છુ કે આપણે તેમને ગમે તેટલુ આપીએ તોય તે વધારેપડતુ ન ગણાય સ્વરાજના હક્કો જો એકલા મુસલમાનોને અપાતા હોય તોપણ હુ વાંધો નહીં ઉઠાવુ એકલા રજપૂતોને કે પછાત વર્ગના લોકોને અપાય તોય હુ વાંધો નહીં ઉઠાવુ કારણ પછી હાલની જેમ એ ત્રિરંગી સામનો (કોમી ત્રિકોણ) નહીં રહે. આપણે અંદર અંદર ફોડી લઈશુ "

સ્વરાજ્ય અંગે લખનૌમાં નીચે મુજબ ઠરાવ થયો હતો:

"...હિન્દને વહેલી તકે સ્વરાજ આપવાનો સરકારનો હેતુ અને ઇરાદો છે એવી નામદાર શહેનશાહે હવે જાહેરાત કરવી જોઈએ.

"અખિલ હિન્દ મહાસમિતિએ અખિલ હિન્દ મુસ્લિમ લીગની સુધારણા સમિતિ સાથે મળીને સુધારાની જે યોજના તૈયાર કરી તે મુજબ, સ્વરાજ્યની દિશામાં સુધારા દાખલ કરવા ચોક્કસ પગલું લેવું જોઈએ એવી આ મહાસભાની માગણી છે.

"સામ્રાજ્યની પુનર્રચનામાં હિન્દને તાબાનો દેશ ગણવાનું બંધ કરીને તેને સ્વતંત્ર સંસ્થાનોની પેઠે સામ્રાજ્યમાં સરખા ભાગીદાર તરીકે ગણવો જોઈએ."

લખનૌમાં પસાર થયેલો સ્વરાજ્યનો ઠરાવ અને સ્થપાયેલી એકતા જોઈને લૉર્ડ સિડનહૅમે એકદમ ભયની સૂચના આપી કે, "હિન્દુસ્તાનમાં ભારે જોખમકારક પરિસ્થિતિ ઊભી થઈ છે એટલે આપણે સાવધ રહેવું જોઈએ."

એ જ વખતે હિન્દુસભાની પરિષદ પણ થઈ. સભાના આમંત્રણથી ટિળક ત્યાં ગયા ને તેમણે ત્યાં ભાષણ પણ આપ્યું. પણ તે વખતે સભાને પાછળનું સંગઠિત રૂપ આવ્યું ન હતું અને મુસલમાનોને વિશેષ સવલતો આપવામાં આવવાથી હિન્દુસભા ટિળક પર ખિન્નાઈ હતી

## ૫૧

## હોમરૂલનો પ્રચાર

મહાસભાના અધિવેશન માટે લખનૌ જતી વખતે ટિળક કાનપુર રોકાઈ શક્યા ન હતા તેથી મહાસભા પૂરી થયા પછી તેઓ ત્યાં ગયા. પરેડ ગ્રાઉંડ પર ભરાયેલી સભામાં તેમને સંસ્કૃતમાં માનપત્ર આપવામાં આવ્યું. જવાબમાં લોકમાન્યે સ્વરાજ્ય અને તેની આવશ્યકતા ઉપર ભાષણ આપ્યું. "અંગ્રેજી રાજ્યને લીધે આપણું ગુણકર્મવિશિષ્ટ ચાતુર્વર્ણ્ય નષ્ટ થયું; ક્ષત્રિયો માટે કામ જ રહ્યું નથી; વૈશ્યકર્મ પણ રાજ્યકર્તાઓએ આપણી પાસેથી ઝૂંટવી લીધું છે. ટૂંકમાં ગુણકર્મનો સાવ લોપ થયો છે. ...જેઓ બીજું કશું ન કરી શકતા હોય તેઓ સ્વરાજ્યપ્રાપ્તિને માટે ઓછામાં ઓછી પ્રાર્થના કરે તોય બસ."

તા ૨જીએ લોકમાન્ય, ખાપર્ડે અને વાસુદેવરાવ જોશી સાથે કાનપુરથી શ્રી મોતીલાલ ઘોષને ખાસ મળવા કલકત્તા ગયા ત્યાંથી પૂના પાછા આવતા તેમણે નાગપુર અને વરાડ તરફ નાગપુર, યવતમાળ, ધામણગાવ, અકોલા વગેરે ઠેકાણે ફરીને સ્વરાજ્યનો સંદેશો લોકોને સંભળાવ્યો રેલવેના પ્લૅટફૉર્મ પર આપેલા એક ભાષણમા તેમણે કહ્યુ "જેમ મુબઈની ટિકિટ લીધી એટલે વચલા બધા સ્ટેશનોની ટિકિટ લીધા જેવુ થાય છે, તેવા જ રીતે સ્વરાજ્યની ટિકિટ કાઢીએ એટલે વચની બધી માગણીઓના પ્રશ્નો તેમા આવી જ જશે"

૧૭મી ફેબ્રુઆરીને રોજ પૂનામા રેંગલર પરાજપેના પ્રમુખપણા હેઠળ હિન્દી લોકોને યુદ્ધમા સ્વયંસેવક થવાનો હક આપવાનુ ઠરાવ્યા બદલ સરકારનુ અભિનંદન કરવા માટે સભા થઈ તેમા મુખ્ય ઠરાવ ટિળકે રજૂ કર્યો અને લોકોને માતૃભૂમિના રક્ષણ અર્થે સ્વયંસેવક તરીકે નામ નોધાવવા હાકલ કરી તેના જ સમર્થનમા 'यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम्' એ ગીતા વચન ટાકીને એક અગ્રલેખ પણ કેસરીના ૨૭મીના અકમા તેમણે લખ્યો લશ્કરમા દાખલ થવા માટે પૂરપૂરી ઉત્તેજક પરિસ્થિતિ ન હોય તોય તે માટે અટકી ન બેસતા જેને સ્વરાજ્ય જોઈએ તેણ સ્વદેશનુ રક્ષણ પણ કરવુ જોઈએ, એમ તેમણે લખ્યુ ભણેલા લોકો લશ્કરમા જોડાય એ ખાસ મહત્ત્વનુ છે, એ મુદ્દા પર ભાર દઈને તેમણે કહ્યુ કે, "તેમા જ રાજભક્તિ છે, દેશભક્તિ છે, સામ્રાજ્યનિષ્ઠા છે, અને રાજકારણ પણ તેમા જ છે"

આવી રીતે ટિળક તથા તેમના સહકારીઓ લશ્કરભરતીનો પ્રચાર કરવા લાગ્યા અને બીજા પ્રાન્તોમાં પણ એ જ કામ શરૂ થયુ

પણ ટિળક આવો પ્રચાર કરે છે તેથી જ નોકરશાહી વહેમાઈ ગઈ અને પજાબમા તેમના જવાનો કોઈ કાર્યક્રમ યોજાયો કે જાહેર થયો ન હતો, છતા "પૂનાના ચિત્પાવન બ્રાહ્મણ ટિળકનો પંજાબમા આવવાનો અને જાહેર સલામતી જોખમાય એવી રીતે વર્તવાનો ઇરાદો છે, એમ જાણવામા આવ્યુ છે તેઓ પજાબમા પગ ન મૂકે જો તેમ કરે તો તેઓ ત્રણ વરસની કેદ અને દંડની સજાને પાત્ર થશે," એવો હુકમ પંજાબ સરકારે તેમની ગામે કાઢ્યો અને પછીના જ અઠવાડિયામા તેઓ દિલ્હી આવાને ગયા એવો ખોટો કાલ્પનિક હવાલો આપી દિલ્હી જવાની પણ તેમને મનાઈ કરવામાં આવી! અને આ બધા હુકમો તેઓ લશ્કરમાં ભરતી થવા માટે લોકોને હાકલ કરી રહ્યા હતા ત્યારે નીકળ્યા!

૨જી માર્ચે લશ્કરભરતી માટે મુંબઈમાં સભા થઈ અને ૮૦૦ જણાએ પોતાનાં નામ નોંધાવ્યાં. તેમાં ઘણા પદવીધારીઓ હતા.

પણ સરકારને ભણેલા લોકો લશ્કરમાં જોડાય એ વસ્તુ જ અનિષ્ટ લાગતી હતી. તેમને શરીરે મજબૂત અને ભરપૂર અજ્ઞાન હોય એવા જ માણસો જોઈતા હતા. અને આખરે હિંદુસ્તાન સરકારે ભારત તરફ સૈન્ય (ઇંડિયન ડિફેન્સ ફોર્સ)ની યોજના નિષ્ફળ ગઈ એમ જાહેર કર્યું, તેનો દોષ લોકોના આગેવાનો પર ઢોળ્યો અને દાઝ્યા પર ડામ દીધા જેવું કર્યું. વાસ્તવિક હકીકત એવી હતી કે, ડિફેન્સ ઑફ ઇંડિયા ઍક્ટનો જ ઇંડિયન ડિફેન્સ ફોર્સની યોજનાને મારી નાખે એવી રીતે તેણે ઉપયોગ કર્યો!

એપ્રિલ મહિનાની ત્રીજીએ ટિળક મહાસભા સમિતિની બેઠક માટે કલકત્તા ગયા. ગાંધીજી એ સભામાં હાજર હતા અને ચંપારણનો મામલો ઉગ્ર સ્વરૂપ ધારણ કરી રહ્યો હતો. સમિતિની બેઠક પૂરી થયા પછી ટિળક ચિકોડીમાં ભરાનારી બેલગાંવ જિલ્લા પરિષદ માટે સીધા કર્ણાટક ગયા. જિલ્લા પરિષદનો લાભ લઈ ભરાયેલી મરાઠી કેળવણી પરિષદમાં તેમણે ભાષણ આપ્યું. તેમાં તેમણે કહ્યું કે, "મેં કેળવણીના કાર્યથી મારા જાહેર જીવનની શરૂઆત કરી. દેશમાં શિક્ષણનો સાર્વત્રિક પ્રચાર કરવાનું કામ સરકારનું છે. શિક્ષણ આપવામાં આવે તો લોકો હક માગશે એવો સરકારને ડર છે! પણ અમે તો છડેચોક કહીએ છીએ કે, અમારે હક માગતાં શીખવું છે, એટલા માટે જ શિક્ષણ આપો. મારા હાથમાં કાલે સ્વરાજ્ય આવે તો હું પ્રથમ કેળવણી મફત અને ફરજિયાત કરાવું. સરકારે આપણને કેળવણી આપવી જોઈએ તે આપતી નથી, અને ઊલટું, કેળવણી નથી તેથી સ્વરાજ ન આપી શકાય એવી દલીલ કરવા તૈયાર થાય છે! એટલે છેવટે એક ઉપાય રહે છે તે એ કે, કેળવણી ફરજિયાત જોઈતી હોય તો સરકારને તેમ કરવાની ફરજ પાડવાની તાકાત આપણે પ્રાપ્ત કરવી જોઈએ."

ચિકોડીના લોકોએ ટિળક જેલમાંથી છૂટે તે માટે શ્રી રામલિંગના મંદિરમાં રામલિંગની મૂર્તિનું સતત અનુષ્ઠાન ચાલુ રાખ્યું હતું. તેની સાથે પરિસમાપ્તિ હતી. તે માટે ટિળકને તે મંદિરમાં પ્રસાદ માટે લઈ જવામાં આવ્યા.

ચિકોડીથી ટિળક નિપાણી ગયા. ત્યાંના ભાષણમાં તેમણે કહ્યું કે, "નિપાણીકર દેસાઈઓના વખતમાં આ મુલકમાંથી ૧૦,૦૦૦નું લશ્કર પેશવાના સૈન્યમાં જોડાવા માટે એકી વખતે બહાર પડતું. પોતાના ઘોડા ને ભાલા સાથે લઈને લોકો નીકળી પડતા. પણ આજે સ્થિતિ સાવ ઊલટી થઈ

છે. રખેને આપણને રંગરૂટ તરીકે પકડી જશે એ બીકે લશ્કરી અમલદાર નજરે પડતાં જ લોકો નાસભાગ કરે છે.... આમ કેમ થાય છે તે સરકારને જણાવવું જોઈએ. સરકારે આપણને એટલા પરાધીન બનાવી દીધા છે કે નિપાણીમાં સારી જાતની તમાકુ પાકે છે છતાં સિગરેટ ઇજિપ્તથી આયાત થાય છે."

૧૭–૧૮ મે ને દિવસે નાસિકમાં પ્રાંતિક પરિષદ ભરાઈ. સ્વરાજ્ય-સંઘની વરસગાંઠ પણ એ જ વખતે હતી. પ્રમુખપદે શ્રીનિવાસ શાસ્ત્રી હતા. તેમનું સ્વરાજ્ય પરનું ભાષણ બહુ જ જોરદાર અને સચોટ થયું. ૧૭મીએ હિન્દી સ્વરાજ્યસંઘનું પહેલુ વાર્ષિક સંમેલન થયું. પહેલા વરસનો અહેવાલ રજૂ થયો. ૧૪૨૫૮ સભ્યો નોંધાયા હતા. ટિળક બેઝંટના સંઘના સભ્ય થયા ને બેઝંટ ટિળકના સંઘનાં સભ્ય થયાં હતાં અને બેઉ સંઘનો સહકાર ચાલતો હતો. પંડિત જવાહરલાલ જેવા પણ બંને સંઘના સભ્ય થયા હતા.

એવામાં ઉટાકામંડમાં ભરાયેલી મદ્રાસ ધારાસભાની બેઠકમાં ગવર્નર લૉર્ડ પેન્ટલન્ડે એક ભાષણ કરી દમનનીતિની આગાહી કરી. તેમણે કહ્યું, "હિન્દી લોકો સામાન્ય સુધારાથી સંતોષ ન માનતાં જવાબદાર રાજ્યતન્ત્રની —અને તે પણ તરતોતરત—માગણી કરી રહ્યા છે, એ તેમને આપી શકાય તેમ નથી.... ખોટી આશાઓ રાખવાથી નિરાશ થવું પડે છે. સ્વરાજ્યની ચળવળ કરનારાઓના મત ભલે પ્રામાણિક હોય, પણ તેમનાં ભાષણોમાં અધિકારીઓની નિંદા થાય છે અને લોકો કાયદાનો ભંગ કરવા પ્રેરાય છે. તેથી એ બધું અટકાવવા માટે અમને યોગ્ય જણાય તે ઉપાય અમે યોજીશું. તેમાં લોકો અમને સાથ આપશે એવી આશા છે." આ ભાષણનો મહાસભાએ કશો જવાબ જોકે વાળ્યો નહીં, તોપણ અનેક લોકોએ છડેચોક 'અમે પણ સ્વરાજ્ય માગીએ છીએ, અમારા પર કામ ચલાવો.' એવા કાગળો લખી પેન્ટલન્ડને પડકાર કર્યો. મદ્રાસ સરકારે શ્રીમતી બેઝંટ તથા તેમના બે સાથીઓને નજરકેદ કર્યા. પરિણામે આખા દેશમાંથી સ્વરાજ્યસંઘના પ્રતિજ્ઞાપત્રક પર સહીઓ થવા માંડી. અને વિનીતોમાંથી પણ ઘણા પોતાને સ્વરાજ્યવાદી કહેવડાવવા લાગ્યા, અને પેન્ટલન્ડનો દાવ તેને જ ભારે પડ્યો.

સ્વરાજ્યની ચળવળ પૂરજોશમાં ચાલુ હતી તે જ વખતે ગાંધીજીએ શરૂ કરેલા ચંપારણની સત્યાગ્રહની લડતનો બહુ જ થોડા વખતમાં સફળ અંત આવ્યો. કેળકરે તેનો નિષ્કર્ષ કાઢ્યો કે, "જે વાત અગાઉ રાષ્ટ્રીય

મહાસભાના ધ્યેયની બાબતમાં થઈ, તે જ હવે તે સભાનાં કાર્યકારી સાધનોની બાબતમાં થશે એ યાદ રાખવુ ઘટે."

એપ્રિલ મહિનામા કલકત્તામાં ભરાયેલી મહાસભા સમિતિની બેઠકમા એક પ્રતિનિધિમંડળ વિલાયત મોકલવાનો ઠરાવ થયેલો, પણ તેનો અમલ થયો ન હતો એટલે ટિળક અને બેઝન્ટના સ્વરાજ્યસંઘોએ તે કામ કરવાનુ ઠરાવ્યુ અને તે પ્રમાણે પહેલા ગંધવતા બે બૅપ્ટિસ્ટા અને બીજા વતી બે અય્યર ૧૪મી જુલાઈએ રવાના પણ થયા

જુલાઈમા ભરાયેલી મહાસભા સમિતિએ બેઝન્ટ અને અલી બંધુઓની અટકનો નિષેધ કર્યો વિશેષ તો એ કે, બંને સ્વરાજ્યસંઘોએ અત્યાર સુધી જે ચળવળો કરી તે બધી મહાસભાના ઠરાવની સાથે પૂરેપૂરી સંગત છે એવી સ્પષ્ટ જાહેરાત કરી ટિળકે અરજી અને વિનવણીઓ કરીને શ્રીમતી બેઝન્ટને છોડાવવા માગતા લોકોને વખોડી કાઢ્યા અને તે માટે પૅસિવ રેઝિસ્ટન્સ જેવા અસરકારક પગલાંની હિમાયત કરી. બેઝન્ટ માટે આપણા મનમા કેવી ઊંડી લાગણી છે તે બતાવવુ હોય તો આપણે તેમને કલકત્તાના આગામી અધિવેશનનાં પ્રમુખ ચૂટવાં જોઈએ, એમ પણ તેમણે સૂચવ્યુ અને તે પ્રમાણે તેમની વરણી પણ આખરે થઈ ૧૯૦૬ અને ૧૯૦૭ની પરિસ્થિતિમા અને અત્યારની પરિસ્થિતિમા કેટલો બધો ફેર પડયો હતો, તે આ ઉપરથી સ્પષ્ટ જોઈ શકાય છે

વિનીત પક્ષના લોકોને શ્રીમતી બેઝન્ટની આ વરણી પસંદ પડી નહોતી એટલે તેમની અને રાષ્ટ્રીય પક્ષની વચ્ચે ફરી પાછી કટોકટી ઊભી થશે એમ દેખાવા લાગ્યુ હતુ પણ એટલામાં ભારતમંત્રીના પદ પર મિ મૉન્ટેગ્યૂની નિમણૂક થવાના સમાચાર આવ્યા અને ૨૦ મા ઑગસ્ટે તેમનુ એક જાહેરનામુ પણ બહાર પડયુ અને તે પછી તરત જ હિંદને રાજકીય સુધારા આપવાને અંગે તપાસ કરવા તેઓ પોતે હિંદ આવે છે એવી એક બીજી જાહેરાત બહાર પડી અને પરિણામે બધા પક્ષોએ ભારત મંત્રીની આગામી મુલાકાત ઉપર પોતાનુ લક્ષ કેન્દ્રિત કર્યું

મૉન્ટેગ્યૂના જાહેરાત નીચેના મતલબની હતી•

"હિન્દુસ્તાનને જવાબદારીવાળુ સ્વરાજ્ય આપીને સામ્રાજ્યનો એક ભાગીદાર બનાવવાની બ્રિટિશ સરકારની નીતિ હોઈ, હિન્દુસ્તાન સરકારને પણ તે માન્ય છે. એ દિશામાં મહત્ત્વના સુધારા બને તેટલા જલદી પણ એક પછી એક એવા ક્રમથી કઈ રીતે અમલમાં લાવી શકાય તે વિષે

હિન્દુસ્તાન સરકાર તથા લોકો સાથે વાટાઘાટ કરવાની જરૂર છે. તેથી વાઈસરૉયના આમંત્રણને માન આપી હું બધાનું શું કહેવું છે તે સાંભળવા માટે જાતે આવું છું," ઇ.

૧૭મી સપ્ટેંબરને રોજ શ્રીમતી બૅઝંટને મુક્ત કરવામાં આવ્યાં. આખા દેશમાંથી તેમને અભિનંદન આપવામાં આવ્યું ને ૫મી ઑક્ટોબરે તેમની વરસગાંઠ ધામધૂમથી ઊજવવામાં આવી.

૩જી ઑક્ટોબરે મુંબઈમાં એક પ્રચંડ સભા થઈ. તેમાં ટિળકે સવાલ કર્યો કે, અલી બંધુઓને હજી શા માટે અટકમાં રાખવામાં આવે છે? એક બાજુએ મુસલમાનોને રાજનિષ્ઠ કહેવા અને બીજી બાજુએ તેમના આગેવાનોને કેદમાં પૂરવા એનો અર્થ શો? મુંબઈમાં જ સ્વરાજની માગણીની એક અરજી તૈયાર કરવામાં આવી ને સ્વરાજ્ય સંઘની શાખાઓ પર સહીઓ લેવા મોકલવામાં આવી. તે પછી અલાહાબાદમાં ભરાયેલી મહાસભા સમિતિમાં ગાંધીજીએ ઘડેલો અરજીનો મુસદ્દો પસાર થયો. બૅઝંટ તથા ટિળક બંને ત્યાં હાજર જ હતાં.

નવેંબર (૧૯૧૭)ની શરૂઆતમાં ગાંધીજીના પ્રમુખપણા હેઠળ ગોધરામાં ગુજરાત રાજકીય પરિષદ ભરાઈ. તેમાં લોકમાન્યે હાજરી આપી. તેઓ પોણો કલાક મોડા પડયા હતા. તેમને માટે પરિષદનું કામ એટલો વખત શરૂ કર્યું ન હતું. ગાંધીજીએ વિલંબ માટે માફી માગી ને પોતે તે માટે જવાબદાર નથી એમ જણાવ્યું. આપણે હોમરૂલ માગીએ છીએ, પોણો કલાક તે મોડું મળે તોય કશો વાંધો નથી, એવી ટકોર પણ કરી.

કાર્યપત્રિકા પર પહેલી કલમ રાજનિષ્ઠાના ઠરાવની હતી. ગાંધીજીએ તે કાઢી જ નાખ્યો અને કહ્યું કે, "આવી રીતે ડગલે ને પગલે આપણી રાજનિષ્ઠા વ્યક્ત કરવા બેસવું એ સાવ ગ્રામ્ય છે. આપણે બળવો નથી કરતા ત્યાં સુધી બધા રાજા પ્રત્યે વફાદાર જ છીએ."

લોકમાન્યે મરાઠીમાં એક જોરદાર ભાષણ આપ્યું. અંગ્રેજોના સો વરસના રાજ્યમાં આપણે કેટલા ગરીબ બની ગયા છીએ તે દાદાભાઈનો આધાર આપી જણાવ્યું. યુદ્ધ અંગે તેમણે કહ્યું કે, હિંદુસ્તાનના દિલમાં ભાવના જાગે તેમ કરવાની જરૂર છે. તેમ ન થાય ત્યાં સુધી હિંદુસ્તાન પાસેથી જોઈતી મદદ મળવી મુશ્કેલ છે. લોકોને સ્વરાજ્ય જોઈએ તે કેવળ પોતાને માટે નહીં પણ સામ્રાજ્યના હિત માટે પણ તે જરૂરી છે એમ તેમણે જણાવ્યું.

મૉન્ટેગ્યૂ હિંદમાં આવ્યા અને તેમણે જુદાં જુદાં પ્રતિનિધિ મંડળોને મળવાનું શરૂ કર્યું પણ તેથી લોકમાન્યે હોમરૂલના પ્રચારની ચળવળ જરા પણ શિથિલ થવા દીધી નહીં અને લોકજાગૃતિનું કામ પુરજોશમાં ચાલુ રાખ્યું નવેંબર માસની ૨૯મીએ સ્વરાજ્યસંઘના પ્રતિનિધિમંડળ સાથે તેઓ લૉર્ડ ચેમ્સફર્ડ અને મિ માન્ટેગ્યુને મળ્યા. તે જ દિવસે શ્રીમતી બેઝન્ટના તથા બીજે દિવસે લો. ટિળકની મિ મૉન્ટેગ્યુએ મુલાકાત લીધી અને તેમની વાતચીત લાંબો વખત ચાલી. મૉન્ટેગ્યૂ પોતાની ડાયરીમાં લખે છે, 'સંકલ્પિત સુધારા તમને સંતોષકારક ન લાગે તો તમે શું કરશો?' એવા પ્રશ્નના જવાબમા ટિળકે તરત જવાબ આપ્યો: 'જે મળશે તે લઈ લઈશ અને બાકીના માટે તરત ચળવળ શરૂ કરીશ.'

મારા સવાલનો અચૂક જવાબ આટલી શીઘ્રતાથી આપનાર આ એક જ ગૃહસ્થ મને મળ્યો એવા મૉન્ટેગ્યૂએ ઉદ્ગાર કાઢ્યાનું કહેવાય છે

મૉન્ટેગ્યૂ વળી લખે છે, "આજે હિંદુસ્તાનમાં સૌથી વધારે પ્રભાવ શાળી કોઈ માણસ હોય તો તે *ટિળક* જ છે એ જો ધારે તો યુદ્ધના કામને અંગે ઘણી મદદ આપી શકે "

૨૬ મી ડિસેંબરે રાષ્ટ્રીય સભાનું બત્રીસમું અધિવેશન કલકત્તામાં શ્રીમતી બેઝન્ટના પ્રમુખપદે શરૂ થયું અને ખૂબ ધામધૂમથી પાર પડ્યું. બાર લાખ સહીઓનો અરજી મૉન્ટેગ્યૂ સાહેબ પાસે અત્યાર સુધી મોકલવામા આવી હતી. સભામા પ્રતિનિધિમંડળ વિલાયત મોકલવાનું નક્કી થયું અને તે કામ મહાસભા સમિતિને સોંપવામા આવ્યું

આ અધિવેશનમાં જવાબદાર રાજતંત્ર બાબત ભારતમંત્રીએ કરેલી જાહેરાતને અંગે ઠરાવ કરવામા આવ્યો અને હિંદમાં વહેલી તકે એવું રાજતંત્ર સ્થાપવા બાબત પાર્લમેન્ટમા એક કાયદો પસાર કરવાની જરૂર જણાવી એવો અભિપ્રાય વ્યક્ત કરવામાં આવ્યો કે, તેના પ્રથમ પગલા તરીકે મહાસભા અને લીગના સુધારાની યોજનાનો કાયદો કરીને તે મુજબ તાત્કાલિક સુધારો દાખલ કરવો જોઈએ

ઠરાવ પર ભાષણ કરતા લોકમાન્યે જણાવ્યું કે, સ્વરાજ્ય આપવાનું કાર્ય એક જ કાયદાથી પતી જવું જોઈએ. અમે આ ઘરના આજવા માલિક બન્યા છીએ, આખું ઘર પોતાના કબજામાં લેવાનો અમારો હક છે, એ વાતનો સ્વીકાર થવો જોઈએ એમ થાય તો જ હપતા ને અવધિ ઇ.ની બાબતમાં કોઈ

સમજૂતીને અવકાશ છે; નહીં તો કોઈ પણ જાતની સમજૂતી થઈ શકવાની નથી

## એક ઝડપી પ્રવાસ

કલકત્તાની મહાસભા પૂરી થયા પછી ટિળક નાગપુર માર્ગે પૂને આવ્યા જાનેવારી આખરે લોણાવળામાં બે જયકરના પ્રમુખપદે પૂના જિલ્લા પરિષદમા હાજરી આપી અને પછી લોકરુલ લીગના પૂર્વાયોજિત વરાડ નાગપુરના પ્રવાસે તે નીકળ્યા

આ પ્રવાસ ૪ થી ૧૭મી ફેબ્રુઆરી સુધી ચાલ્યો આટલા વખતમા તેમણે રેલવે માર્ગે એક હજાર અને મોટર માર્ગે એક હજાર માઈલનો પ્રવાસ કર્યો, ત્રીસેક શહેરો તથા કસબાની મુલાકાત લીધી, આશરે સો જેટલાં ભાષણો આપ્યાં અને દોઢ પોણાબે લાખ રૂપિયા સ્વરાજ્ય ફાળા માટે ભેગા કર્યા ટિળકની આસપાસ લોકોની એટલી બધી ભીડ જમતી કે તેમને તેમાંથી રસ્તો કાઢવો મુશ્કેલ બનતુ તેમનાં દર્શને આવનારા લોકો તેમના મોટરને સ્પર્શ કરીને પણ સંતોષ માનતા! ગામડાઓમાંથી હજારોની સંખ્યામાં લોકો તેમને જોવા તથા સાંભળવા ભેગા થતા

પ્રવાસની શરૂઆત મુંબઈથી જ થઈ ગણાય ૪ થીએ કોલસાના વેપારીઓએ ટિળકને ૫૦૧૧ રૂપિયાની થેલી આપી ગાંધીજી પણ ત્યા હાજર હતા. ત્યાથી તેઓ ખંડવા, બરહાનપુર, મલકાપુર થઈ નાગપુર તરફ ગયા. ખંડવામા તેમણે ભાંગીતૂટી હિન્દીમા ભાષણ કર્યું તે સાંભળી કહે છે કે ગાંધીજી ખુશ ખુશ થયેલા, ને તેમણે એ હિન્દીનો તારીફ કરેલી પ્રવાસમા ક્યાક રસ્તામાં મળેલા મોચીએ ગાંઠે બાંધેલા બે રૂપિયા આપ્યા, ક્યાક રેતીના કોથળા નદીના પાત્રમા નાખી તે પર પતરા ગોઠવી તેમની મોટર માટે પુલ બનાવવામા આવ્યો, ક્યાક એક લિંગાયત સજ્જને દેવના પ્રસાદ તરીકે ગળામા પહેરેલ ચાંદીનુ લિંગ ફાળામા આપ્યુ, ક્યાક લોકમાન્ય આવ્યાનુ સાંભળી નાટકગૃહમાં બેઠેલા લોકો નાટક પડતુ મૂકીને તેમને દર્શને દોડી આવ્યા, ક્યાક કોઈ ભટજીએ પોતાની પાંચસો રૂપિયાની વીમાની પૉલીસી સ્વરાજ્ય સંઘને આપી દીધી

વરાડ નાગપુરના આ પ્રવાસ દરમ્યાન લોકમાન્યે લાખો લોકોને અને ખાસ કરીને ખેડૂતોને અને ગામડાના લોકોને સ્વરાજ્યનો સંદેશો સંભળાવી તેમનામા અપૂર્વ જાગૃતિ આણી જે લોકો સાથે માણસ વાત કરતો હોય તેમને સમજાય એવી જ ભાષા તેને વાપરવી પડે છે અને સૂઝે પણ છે

એવી રીતે 'બ્યૂરૉક્સી' માટે એક બહુ જ સમર્પક શબ્દ તેમને આ પ્રવાસમાં જડ્યો તે 'નોકરશાહી'. આ પ્રવાસ દરમ્યાન જ "સ્વરાજ એ મારો જન્મસિદ્ધ હક છે, અને હું તે મેળવીશ જ," એ સ્વરાજનો મંત્ર પણ પ્રગટ થયો, એમ કહેવાય છે.

નોકરશાહી વિષે ને સ્વરાજ્ય વિષે વાત કરતાં તેમણે વાપરેલી શબ્દ યોજના બહુ જ સાદી ને સામાના હૃદયમાં સોંસરી પ્રવેશ કરે એવી હતી. તેઓ કહેતા : "કેટલાક નોકર ઉપલા દરજ્જાના છે, કેટલાક નીચલા દરજ્જાના છે, એ બધાને આપણે રાખીશું, પણ તેમની ચોટલી માત્ર આપણા હાથમાં જોઈએ. (તાળીઓ) 'સ્વરાજ્ય, સ્વરાજ્ય' તે આ ધારાસભાઓમાં આપણે આપણા માણસોને મોકલીશું. તેઓ નક્કી કરે તેમ તેની અમલબજાવણી થવી જોઈએ. તેનું નામ સ્વરાજ્ય, આ આપણે માગીએ તો તેમાં શું પાપ છે? આથી રાજદ્રોહ થયો શું? નોકરો છે, તે ખરાબ છે એમ કોણ કહે છે? નોકરને શું, ફાંસીએ લટકાવી દો એમ કહ્યું કે તે લટકાવી દેવાનો! આમાં નોકરનો ગુનો નથી એમ ધારાશાસ્ત્રી કહે છે હુકમ મળ્યો, કરી નાખ્યું! ફાંસીએ દેનારનો પણ શો ગુનો? નોકરો જોઈએ અને તે આવા જ ઇમાનદાર જોઈએ (ઉત્સાહપૂર્વક) પણ આ નોકરશાહી માની છે તે ન જોઈએ (આનંદથી) નોકરશાહી અંગ્રેજી બ્યૂરૉક્સી શબ્દનું ભાષાંતર છે

"લોકો બળવો કરશે એવી બીકથી તેમને હંમેશ ધાકમાં રાખનારી, ભયભીત દશામાં રાખનારી એવી આ નોકરશાહી ન જોઈએ નોકરો જરૂર જોઈએ, પણ તેમની શાહી ન જોઈએ " (તાળીઓનો ગડગડાટ)

આ પ્રવાસ દરમ્યાન ટિળક લશ્કરભરતીને અંગે પણ બોલતા. આ બાબતમાં સરકાર ટિળકને સહાયને બદલે વિરોધ કરતી એ આપણે જોયું છે અહીં પણ એવું જ થતું "સશક્ત હોય છતાં જે ભારત રક્ષક સૈન્યમાં જવા તૈયાર નહીં થાય, તે સાચો સ્વરાજ્યભક્ત જ નથી એમ હું તો કહું તમે લશ્કરમાં ન જાઓ તો સ્વરાજ્યની ચળવળ નકામી છે એમ કહી હું તે છોડી દઈશ." એમ કહી પોતાના દીકરાને પણ લશ્કરમાં મોકલવા તે તૈયાર થયેલા. ટિળક લશ્કરભરતીનો વિરોધ કરનારા છે એવો તેમના પર આરોપ કરવો વિચિત્ર જ કહેવાય, તેમ છતાં મધ્યપ્રાંતના જુદા જુદા વિભાગના ડે કમિશનરોએ તેમનાં ભાષણોને અંગે એવા આક્ષેપો કરવાનું

# ૫૨

## સરકાર-આજ્ઞા બલીયસી

મૉન્ટેગ્યુ સાહેબ પાસે હોમરૂલની અરજી દાખલ કર્યા પછી હવે અહીં હિંદુસ્તાનમાં તે સંબંધે વધુ કશું કરવાપણું નથી અને મૉન્ટેગ્યુ પોતે પણ વિલાયત ગયા પછી જ તેમને મળેલી અરજીઓ ઇત્યાદિનો વિચાર કરવાના હતા. એટલે વિલાયત જ હવે પછીનું કાર્યક્ષેત્ર છે એમ વિચારી ટિળકે વિલાયત જવાનું ઠરાવ્યું. ચિરોલ ખટલામાં* સાક્ષી પુરાવા માટે હિંદ આવેલા કમિશનનું કામ પૂરું થયું હતું. ૧૯મી માર્ચે સોલાપુર જઇ તે ૯૦૦૦ની થેલી લઇ આવ્યા. ૨૧માંએ પૂનાના નાગરિકો તરફથી ૧૧૩૦૦ રૂપિયાની થેલી, માનપત્ર અને પોશાક ટિળકને આપવામાં આવ્યાં અને તેમને તેમણે ભાવભીની વિદાય આપી.

૨૩મી માર્ચે ટિળક અને પ્રતિનિધિમંડળના બીજા સભ્યો પૂનેથી નીકળ્યા. બીજે દિવસે મુંબઇમાં શ્રી સયાજીરાવ ગાયકવાડના પ્રમુખપણા હેઠળ ભરાયેલી અસ્પૃશ્યતાનિવારણ પરિષદમાં લોકમાન્યે હાજરી આપી અને કૉંગ્રેસે અસ્પૃશ્ય વર્ગના પ્રતિનિધિઓ લઇને પોતાના કાર્ય માટે તેમનો ટેકો મેળવવો જોઇએ એવો ઠરાવ તેમણે રજૂ કર્યો. ઠરાવ પર ખૂબ આવેશપૂર્વક ભાષણ કરતાં તેમણે કહ્યું કે:

"અસ્પૃશ્યતા વૈદિક ધર્મને માન્ય નથી. એ એક રૂઢિ છે. જૂના વખતમાં બ્રાહ્મણોના જુલમ અને જોહુકમીને પરિણામે આ ચાલ પડ્યા છે તેનો હું ઇનકાર નથી કરતો. પણ હવે એ રોગને જડમૂળથી ઉખેડી નાખવો જોઇએ. પેશવાના વખતમાં પણ અસ્પૃશ્યોએ ભરી આણેલી પખાલમાંનું પાણી બ્રાહ્મણોએ પીધું હતું. . . . રાષ્ટ્રનું જો આત્યંતિક કલ્યાણ થતું હોય તો હું અસ્પૃશ્ય વર્ગ સાથે બધો વહેવાર કરવા તૈયાર છું." તેમણે એવી પણ દલીલ કરી કે: "જે અસ્પૃશ્યતા મરી ગયા પછી રહેતી નથી, જે અસ્પૃશ્યતા પરમેશ્વરને ઘેર જતી વખતે નડતી નથી, તે અસ્પૃશ્યતાને આપણે આપણા સમાજમાં રહેવા દેવી એ પરમેશ્વરને ત્યાં

---

* આની વિગતવાર હકીકત આગળ એક સ્વતંત્ર પ્રકરણમાં આપી છે.

માય કરવા જેવુ છે " એથી પણ આગળ જઈ તેમણે બુલંદ અવાજે કહ્યુ કે, "ઇફ અ ગૉડ વેર ટુ ટૉલરેટ અનટચેબિલિટી આઇ વુડ નૉટ રેકગ્નાઇઝ હિમ ઍઝ ગૉડ ઍટ ઑલ (અસ્પૃશ્યતા ઈશ્વરને માન્ય હોય તો હુ તેને ઈશ્વર જ કહુ નહીં) (આ ઉદ્‌ગાર સાભળી, અહેવાલ આપનાર શ્રી વિ. રા. શિંદે કહે છે:" 'સાભળો', 'સાભળો'ના પોકારો ને તાળીઓનો એટલો ગડગડાટ થયો કે મંડપ જ તૂટી પડશે એમ લાગ્યુ "

મારવાડી વિદ્યાલયમા કેવળ એ સમાજની એક સભા થઈ ને ટિળકને ૧૫૦૦૦ રૂપિયાની થેલી અર્પણ કરવામાં આવી. તે વખતે શ્રી જમનાલાલ બજાજે સ્વયંસેવક બનીને સભાની વ્યવસ્થા કરી હતી બીજે દિવસે મિલ મજૂરો તરફથી પાનસોપારીનો સમારભ થયો. લૉર્ડ સિડનહૅમની કારકિર્દી દરમ્યાન લોકમાન્યને સજા થઈ ત્યારે મજૂરોએ છ દિવસની હડતાળ પાડી હતી. એ જ સિડનહૅમ વિલાયતમા સ્વરાજ્યનો વિરોધ કરી રહ્યા છે તેમનો પ્રતિકાર કરવા ટિળક જાય છે એમ ગગાધરરાવ દેશપાડેએ તેમને કહ્યુ સોળ હજાર મજૂરોએ એક એક આનો ઉઘરાવી હજાર રૂપિયાનો ફાળો એકઠો કર્યો હતો તે ટિળકને આપવામા આવ્યો. ચાયના બાગમા બમનજીએ ટિળકને ઉપાહાર સમારભ માટે બોલાવ્યા. એક સભામા કાર્યક્રમ પર ટિળકની સહી લઈ, એક ફળકુપ ભેજવાળા સદ્‌ગૃહસ્થે તેનુ લિલામ કર્યુ તેના પાંચનો રૂપિયા ઊપજ્યા એ જમાનામાં એ સાવ નવી વાત હતી.

૨૮મીએ સ્વરાજ્યસઘની પરિષદ થઈ તેમાં સંઘના કાર્યનો અહેવાલ રજૂ કરવામા આવ્યો. તેમાં વરસ દરમ્યાન સંઘના કાર્ય પાછળ થયેલા ખર્ચ ઉપરાત ૧,૭૦,૦૦૦ રૂપિયા ભેગા થયાનુ જણાયુ

૨૭માએ શિષ્ટ મંડળ મુબઈથી દક્ષિણ તરફ રવાના થયુ રસ્તામા અનેક ઠેકાણે લોકોનો સત્કાર સ્વીકારતા સ્વીકારતાં રામેશ્વર થઈ કોલબો જઈ પહોચ્યુ પમીએ ઇગ્લડ જનારી જાપાની બોટથી તેમણે પ્રવાસ કરવાનુ ગોઠવ્યુ હતુ પણ એ બોટ આવતા વાસેક દિવસની વાર છે એમ ત્યાં જાણવા મળ્યુ બીજી બોટની વ્યવસ્થા કરવાનો પ્રયત્ન થઈ રહ્યો પણ એટલામાં તેમના પ્રવાસના પરવાના (પાસપોર્ટ) રદ થયાની બાતમી તેમને મળી. ૧૬મી સુધી આ મંડળ કોલબોમા રહ્યુ અને દરમ્યાન પુષ્કળ તારાતારી થઈ એક તાર વાઇસરૉયને એવો કરેલો કે ચિરોલ કેસ માટે ઓછામાં ઓછુ મને અને મારા વકીલ કરંદીકરને જવાની રજા આપો તેનો જવાબ

મળ્યો કે, એ ખટલો મોકૂફ રાખી શકાશે છેવટે આ મડળ ગિલોનથી પાછુ ફર્યું

લોકમાન્યને આપેલા પાસપોર્ટ રદ કરવામા આવ્યા તેના વિરોધમા ઠેકઠેકાણે વિરોધ પ્રદર્શિત કરવામા આવ્યો તેથી, યુદ્ધ ખૂબ જોરમાં ચાલે છે એટલે એવે વખતે ઇગ્લન્ડમા હોમરૂલની ચર્ચા માટે આ યોગ્ય વખત નથી, તેથી પાસપોર્ટ રદ કરવામા આવ્યા, એવો સરકારે એક ખરીતો બહાર પાડીને જાહેર કર્યું પણ એ જ વખતે આયર્લૅન્ડ માથે એવો જ વાટાઘાટો ચાલતી હતી, એ પણ ધ્યાનમાં રાખવુ ઘટે

## ૫૩

## યુદ્ધપરિષદો

એ જ વખતે બીજુ એક નિવેદન કરીને ૨૭મી એપ્રિલને રોજ દિલ્હીમા યુદ્ધપરિષદ બોલાવવામા આવી છે એવો જાહેરાત કરવામા આવી

૨૭માએ યુદ્ધપરિષદ હતી, આગલે દિવસે સવારે વાઇસરૉયના કારોબારીના સભ્ય સર ક્લૉડ હિલે બોલાવેલી પ્રારંભિક સભામા ગાધીજીએ ટિળક, બેઝ્ટ અને અલીભાઈઓને પરિષદમા ન બોલાવ્યા બાબત પહેલી તકરાર ઉઠાવી હિલે પૂછ્યુ, તેમની ગેરહાજરી બાબત કોને વાધો છે? માત્ર ગાધીજી જ બોલ્યા, "મને વાંધો છે" બીજા કોઈએ ટેકો આપ્યો નહીં, તેથી ગાધીજી ખૂબ ચિડાયા હતા ઘેર આવીને કાગળ લખ્યો તેમાં જણાવ્યુ કે, 'શ્રી ટિળક, શ્રીમતી બેઝ્ટ અને અલીભાઈઓની ગેરહાજરીથી પરિષદ સાચી રીતે વજનદાર રહેતી નથી જ્યા સુધી તમે આમજનતાના વિશ્વાસપાત્ર નેતાઓ ઉપર વિશ્વાસ મૂકવા તૈયાર નથી, અને એ વિશ્વાસનો જે અર્થ થાય તે બધુ કરતા નથી, ત્યા સુધી વફાદારી પ્રગટાવવાનુ અશક્ય છે પરિષદમા ભાગ ન લઈને જ સરકાર પ્રત્યેનો મારો સદ્ભાવ હુ સારામા સારી રીતે દર્શાવી શકુ"

૨૭મીએ વાઇસરૉયે ગાધીજીને મળવા બોલાવ્યા અને "કૉન્ફરન્સની બહાર રહીને કૉન્ફરન્સ ન ભાગો, ભાગવી હોય તો અંદર આવીને ભાગો. કૉન્ફરન્સમા ન આવો તો હિન્દુસ્તાન ઉપર બહુ ખરાબ અસર થશે," એમ કહ્યુ, તેથી તે તેમા હાજર થયા કમિટિમા લશ્કરી બાબતોની ચર્ચા થયા પછી કોઈે સ્વરાજ્યનો ઠરાવ રજૂ કર્યો પણ તે કમિટિના

ક્ષેત્રમાં નથી આવતો એમ કહી તેને કાઢી નાખવામાં આવ્યો. એટલે ખાપર્ડેએ કૉન્ફરન્સમાં તે ફરી રજૂ કરવાની નોટિસ આપી પણ ત્યાં એવું જ પરિણામ આવ્યું.

વાઇસરૉયને લખેલા કાગળમાં ગાંધીજીએ એમ પણ સૂચવેલું કે, "હવે જે પ્રાંતિક પરિષદો ભરાવાની છે તેમાં આ નેતાઓને (ટિળક ઇ. ને) આમંત્રણ મોકલીને સરકારને પોતાની ભૂલ સુધારી લેવાનો અવકાશ છે. પ્રાંતિક પરિષદોમાં સરકારને તેમની સલાહનો લાભ મળી શકશે.... આવા પ્રૌઢ નેતાઓને, તેઓની સાથે ગમે તેવા મતભેદો હોય છતાં, કોઈ સજ્જનત અવગણી શકે નહીં." ઘણું કરીને આને પરિણામે મુંબઈની યુદ્ધપરિષદમાં હાજરી આપવા માટે લૉર્ડ વિલિંગ્ડને ટિળક વગેરે રાષ્ટ્રીય પક્ષના નેતાઓને આમંત્રણ આપ્યું. ૧૦ મી જૂનને દિવસે આ પરિષદ મુંબઈના ટાઉનહૉલમાં શરૂ થઈ. લૉર્ડ વિલિંગ્ડને પોતાના પ્રાસ્તાવિક ભાષણમાં હોમરૂલ માગનારા લોકોની રાજનિષ્ઠા તથા પ્રામાણિકપણા પર આક્ષેપો કર્યા. તેથી ટિળકને અગાઉ નક્કી કરી રાખેલા ભાષણમાં ફેરફાર કરવો પડ્યો અને તેમણે જણાવ્યું કે, "હિન્દુસ્તાન પર જો આજે કે કાલે શત્રુનું આક્રમણ થાય તો હિન્દી લોકો તેના પ્રતિકાર માટે પોતાના દેહનું બલિદાન આપશે; પણ સ્વરાજ અને સ્વદેશસંરક્ષણ એ બેનો સંબંધ તોડી શકાશે નહીં." આ વાક્ય ઉચ્ચારતાંની સાથે જ ગવર્નરે ટિળકને બોલતા અટકાવ્યા અને આ સભામાં 'હું રાજકારણની ચર્ચા નહીં કરવા દઉં' એમ કહ્યું. એટલે ટિળકે કહ્યું, "તો આવી પરિસ્થિતિમાં પરિષદમાંથી નીકળી જવા સિવાય કોઈ પણ સ્વાભિમાની માણસ માટે બીજો રસ્તો નથી, તેથી હુ વિદાય લઉં છુ." એમ કહી તે પરિષદમાંથી જતા રહ્યા. તેમના પછી કેળકર બોલવા ઊભા થયા. "લોકોએ લશ્કરમાં જોડાવું જોઈએ એમ અમે કહેવા જઈએ તે વખતે અમે તેમને એમ બતાવી શકીએ એવું હોવું જોઈએ કે, સરકાર તમારો રાજકીય દરજ્જો ઊંચો કરવા માટે અન્તઃકરણપૂર્વક પ્રયત્ન કરી રહી છે," એમ કેળકરે કહ્યું એટલે વિલિંગ્ડને તેમને પણ રોકયા ને "મારું ભાષણ જરા સાંભળો, અને પછી નિર્ણય કરો," એમ કેળકરે કહ્યું છતાં તેમને એટલી સવડ પણ આપી નહીં. એટલે તે પણ સભાગૃહનો ત્યાગ કરીને ગયા. એટલે હૉર્નિમન, જમનાદાસ, બમનજી પણ ઊઠીને જતા રહ્યા. જિન્ના અને કરંદીકર પાછળ રહ્યા. જિન્નાએ પોતાના ભાષણ દરમ્યાન સ્વરાજ્યપક્ષની વસ્તુ આડકતરી રીતે સભામાં રજૂ કરી. કરંદીકરે હું પોતે હોમરૂલર છું અને હું પણ એમ જ કહું છું કે, સ્વરાજ્ય આપ્યા વિના યુદ્ધ માટે પૈસા

કે માણસ લોકો ઉત્સાહપૂર્વક આપવાના નથી. આવી રીતે મુંબઈની આ સભા નિષ્ફળ ગઈ.

આ બનાવ પછી હોર્નિમન, જમનાદાસ વગેરે કેટલાકે વિલિંગ્ડન પ્રમુખ હોય તે સભામાં અમે હાજર નહીં રહીએ એમ જાહેર કર્યું. ટિળકે મેસરીમાં ભર્તૃહરિનું 'मज्ज्वाल्या न देयं ते स्वपि मम दुराजन एव राजन् ज्योडसि' એ વચન ટાંકી વિલિંગ્ડનની સખત ઝાટકણી કાઢી. જમવાનું આમંત્રણ આપી ઘાર ઘર નમાનો માર્યા જેવું વિલિંગ્ડને કર્યું, એમ પણ કહ્યું. ૧૬મીએ મુંબઈમાં સ્વરાજ્યદિનોત્સવની સભામાં ગાંધીજી પ્રમુખ હતા. તેમણે કહ્યું, "લોર્ડ વિલિંગ્ડનના વર્તનને હું વખોડું છું . . . ટિળકનું આવી રીતે અપમાન કરવાથી સામ્રાજ્યના કાર્યને હાનિ જ પહોંચશે." એ જ સભામાં ટિળકે કહ્યું, "સરકાર અમને અપ્રામાણિક કહે છે, પણ સરકારના અપ્રામાણિકપણાનો પણ મારી પાસે પુષ્કળ પુરાવો છે. દેશનાં બંધનોમાં વધારો કરવા માટે સરકારને મદદ કોણ કરે? લશ્કરમાં વરિષ્ઠ જગ્યાઓ આપવાનું સરકાર કબૂલ કરે તો હું પાંચ હજાર લોકોની ભરતી કરું. એમ જો હું ન કરી શકું તો એમાં જેટલા માણસો ઓછા પડશે તેટલા માટે હું માણસ દીઠ નો રૂપિયાનો દંડ આપીશ અને એના જામીન તરીકે હું પચાસ હજાર રૂપિયા ગાંધીજીની પાસે અનામત મૂકવા તૈયાર છું."

તા. ૨૨ જૂનને દિવસે પૂનામાં આપેલા ભાષણમાં તેમણે કહ્યું કે, "લશ્કરમાં જવાથી દેશને કોઈ લાભ થવાની આશા હોય તો લોકો લશ્કરમાં જોડાવા તૈયાર થાય; જો દેશમાં સદાને માટે પારતંત્ર્યપણે જ રહેવું પડવાનું હોય તો દેશનું રક્ષણ કર્યું કે ન કર્યું સરખું જ છે."

આ ભાષણનો આધાર લઈ સરકારે ટિળક પર એક હુકમ બજાવ્યો તેમાં કહ્યું કે, "હવે પછી જે જિલ્લામાં તમારે ભાષણ કરવાનું હોય ત્યાંના ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ કે મુંબઈમાં ત્યાંના પોલીસ કમિશનરની પ્રથમ રજા લેવી જોઈશે, તે વિના તમને ભાષણ કરવાની મનાઈ છે." એ હુકમ આપતી વખતે જ મૉન્ટેગ્યૂ-ચેમ્સફર્ડ અહેવાલનો વિચાર કરવા માટે ભરાનારા મહાસભાના ખાસ અધિવેશનમાં એ યોજના વિષે ઠરાવ રજૂ થાય ત્યારે તેને વિષે ભાષણ કરવાને હરકત નથી એમ પણ જણાવી રાખ્યું.

જુલાઈની શરૂઆતમાં જ મૉન્ટેગ્યૂ-ચેમ્સફર્ડ સુધારાનો અહેવાલ પ્રસિદ્ધ થયો. ૬ઠ્ઠી જુલાઈને રોજ તેની ત્રણ પ્રતો ટપાલમાં ટિળક પાસે આવી. સવારથી સાંજ સુધી સતત બેસીને તે તેમણે વાંચી કાઢી. બીજે દિવસે કેટલીક

નોંધો તૈયાર કરીને બપોરે "પોહ ફાટચો. પણ સૂરજ કયાં છે?" ના મથાળાવાળો લેખ લખાવ્યો. અને પછીનાં બે અઠવાડિયાંમાં તેના જ અનુસંધાનમાં બીજા બે લેખો લખાવ્યા. અહેવાલ અંગે ટિળકનો શો અભિપ્રાય છે તે જાણવા માટે સરકાર બહુ ઉત્સુક હતી. તેણે ૯મી ને મંગળવારે સવારે ખાસ માણસ મોકલી કેસરીનો તે દિવસનો અંક મગાવી લીધેલો એમ કહેવાય છે.

દરમ્યાન ચિરોલ ખટલા માટે વિલાયત જવાનો પાસપોર્ટ મેળવવા માટે ટિળકના પ્રયત્નો ચાલુ જ હતા. તેને પરિણામે જુલાઈના ત્રીજા અઠવાડિયામાં વિલાયતમાં કોઈ પણ જાતની રાજકીય ચળવળ ન કરવાની શરતે એક બે માણસોને લઈને વિલાયત જવાની પરવાનગી મળી. એ પરવાનગીનો કયારે અને કેવી રીતે ઉપયોગ કરવો તેનો ટિળક વિચાર કરતા હતા એટલામાં જ તા. ૩૧ને રોજ તેમને મુંબઈ સરકારના સેક્રેટરીની સહીનો ઉપર જણાવેલો હુકમ મળ્યો હતો.

મૉન્ટફર્ડ અહેવાલ પ્રસિદ્ધ થયો ત્યારથી વિનીત પક્ષ અને હોમરૂલરો વચ્ચે ફરી વાદ શરૂ થયો અને તેમણે ઑક્ટોબરમાં પોતાની અલગ પરિષદ ભરવાનું નક્કી કર્યું. રાષ્ટ્રીય મહાસભાનું મુંબઈનું ખાસ અધિવેશન ૨૮મી ઑગસ્ટે શરૂ થવાનું જાહેર થયું. પણ વિનીતોને સમજાવવા માટે પંડિત માલવીએ એક દિવસની મહેતલ આપવા વિનંતી કરી એટલે અધિવેશન ૨૯માએ શરૂ થયું. જોકે પંડિતજીનો પ્રયત્ન નિષ્ફળ ગયો અને તેમણે બધાનો એક દિવસ બગાડયા બદલ દિલગીરી વ્યક્ત કરી. આ અધિવેશનમાં નવી સુધારાની યોજના એકંદરે અસંતોષકારક અને નિરાશાજનક છે એમ જણાવી તે યોજનાને જવાબદાર રાજતંત્ર સ્થાપવાના ચોક્કસ પગલા તરીકે યોગ્ય બનાવવા માટે કેટલાક ફેરફારો સૂચવવામાં આવ્યા. મૉન્ટેગ્યૂ—ચેમ્સફર્ડ રિપોર્ટમાં હિન્દની પ્રજાની જવાબદાર રાજતંત્ર માટેની લાયકાત વિરુદ્ધ જે કંઈ લખવામાં આવ્યું હતું તેનો વિરોધ કરવામાં આવ્યો. રૉલેટ કમિટિની ભલામણોનો સખત વિરોધ કરવામાં આવ્યો અને ઇંગ્લંડ મોકલવાના પ્રતિનિધિ મંડળના સભ્યો ચૂંટી કાઢવા માટે એક સમિતિ નીમવામાં આવી.

મુંબઈનું અધિવેશન પૂરું થયા પછી મોતીલાલ ઘોષ, ચિત્તરંજન દાસ, બિપિનચંદ્ર પાલ વગેરે આગેવાનો પૂને ગયા અને ત્યાં તેમનાં ભાષણોનો કાર્યક્રમ બે દિવસ ચાલ્યો. લોકમાન્ય પર ભાષણબંધીનો હુકમ જારી હોવાથી એ સભાઓમાં પ્રમુખ હોવા છતાં તેમને મૌન પાળવું પડ્યું.

## ૫૪

# આખરે વિલાયત પહોચ્યા

ખાસ અધિવેશન પૂરુ થયા પછી ટિળકે વિલાયત જવાની તૈયારી શરૂ કરી અને દાદાસાહેબ કરદીકર, વાસુકાકા જોશી અને માધવરાવ નામજોશીના પુત્ર ગણપતરાવને સાથે લઇ તેમણે ૨૩મી સપ્ટેંબરને રોજ મુબઇ છોડયુ

ટિળક વિલાયત જવા નીકળ્યા તે વખતે આખા દેશમા ઇન્ફ્લુએંઝાનો વાવર ફેલાયો હતો, તેમ જ યુદ્ધની પરિસ્થિતિને કારણે વિલાયતનો પ્રવાસ જોખમકારક બન્યો હતો તેથી લોકોને ચિન્તા થતી હતી પ્રવાસમા વખત પણ ખૂબ લાબો જતો ૨૩મી સપ્ટેંબરે મુબઇથી નીકળેલા ટિળક ઑક્ટોબરની આખરે લડન જઇ પહોચ્યા ટિળક લડન પહોચ્યા ત્યાં દિલ્હીના મહાસભાના આગામી અધિવેશનના પ્રમુખપદે તેમનો વરણી કરવામા આવી છે એવો તાર તેમને મળ્યો અલબત, ચિરોલ કેસ માટ નીકળેલા ટિળક પાછા આવી શકતા ન હતા પણ આ ચૂટણીને કારણ મહાસભાના નિયોજિત પ્રમુખ તરીકે તેમને વિલાયતમા એ સસ્થા વતી બોલવાનો વિશેષ અધિકાર જરૂર મળ્યો

એડનથી ટિળકે વિલાયતી ઢબનો પોશાક પહેરવાની શરૂઆત કરી પોર્ટ સેયદમાં આગબોટ બેચાર દિવસ રોકાઇ તે દરમ્યાન મુસાફરોને લાઇફ બેલ્ટ વગેરે વાપરવાની ડ્રિલ કરાવવામા આવી તે વખતે ટિળક ગળા ફરતો ખેસ લપેટી લઇને ઊભા દોરડાની નિસરણી પરથી કોઇ જુવાનની જેમ ઝપાટાભેર નીચે ઊતર્યા તથા ચડયા લાઇફ બોટ પાણીમા છોડીને, કૂદકો મારી તેમા બેસીને તેને હલેસા મારી દૂર લઇ જવાનો અને પાછી લાવવાનો પ્રયોગ પણ ટિળકે કર્યો. ૩૦મી ઑક્ટોબરને દિવસે ટિલબરી ગોદી પર ઊતરીને બૅરિસ્ટર બૅપ્ટિસ્ટાએ નક્કી કરી રાખેલા સ્થળે તે સુરક્ષિત જઇ પહોચ્યા

ટિળકની હવે વૃદ્ધાવસ્થા હતી એટલે ક્યાય જવા આવવાનુ થાય તો શ્રી ગણપતરાવ નામજોશી હમેશ સાથે રહી બધી વ્યવસ્થા જોતા.

ટિળક વિલાયત પહોચ્યા તે વખતે જ મહાયુદ્ધનો અંત આવ્યો હતો અને તહનામાની વાટાઘાટો શરૂ થઇ હતી. આ બદલાયેલી પરિસ્થિતિને કારણે ચિરોલ કેસમા આપણને યશ મળવાનો સભવ ઓછો થયો એમ તેમને

લાગ્યુ છતાંય તેઓ બેરિસ્ટરને નાતે સર જૅન સાઈમનને મળ્યા. તેમણે તો ખટલો ચલાવવામાં હવે દમ નથી એમ જણાવી તેમને પરાવૃત્ત કરવાનો પણ પ્રયત્ન કર્યો. પણ છેક હિન્દુસ્તાનથી સાડાપાંચ હજાર માઈલનો પ્રવાસ ખેડીને આવેલા ટિળક એવી સલાહ શી રીતે માની શકે? તેમણે સાઈમનને વકીલાતનામુ આપ્યુ અને ખટલાની સુનાવણીની તારીખની રાહ જોવા લાગ્યા.

## ૫૫

## ચિરોલ સામેનો કેસ

વીસમી સદીના ત્રીજા દાયકામા જેમ મિસ મેયોના મધર ઇન્ડિયા નામના પુસ્તકે આખા દેશમા ખળભળાટ મચાવી દીધો હતો, તેવી જ રીતે બીજા દાયકામા સર વૅલેન્ટાઈન ચિરોલના *ઇન્ડિયન અનરેસ્ટ* નામના પુસ્તકે રાજકારણી દુનિયામા મચાવ્યો હતો. મિસ મેયોનો ઉદ્દેશ વધારે વ્યાપક હતો અને હિન્દુસ્તાન દુનિયા માટે કોઈ ચેપી રોગ જેવો આફતરૂપ છે, સુધરેલી દુનિયાએ તેનાથી ચેતીને ચાલવુ જોઈએ, ઇત્યાદિ આક્ષેપો કરીને તેને બદનામ કરવામા આવ્યો હતો. ચિરોલને હિન્દની રાજકીય ચળવળ વિષે અને તેના નેતાઓ વિષે લેવાદેવા કરવાનો હતો. તેમા તેણે એ ચળવળને ઉતારી પાડી તેના નેતા લોકમાન્ય ટિળકને બદનામ કર્યા. ટિળકને તેણે 'ફાધર ઑફ ઇંડિયન અનરેસ્ટ' (હિંદમાં અશાંતિ કે પ્રક્ષોભ પેદા કરનાર ચળવળિયા) કહ્યા. પણ સામ્રાજ્યવાદી ચિરોલને મન જે અશાંતિ કે પ્રક્ષોભ હતો તે જ હિન્દવાનાઓની દૃષ્ટિએ રાષ્ટ્રીયતાની જાગૃતિ હતી, અને તેથી જ લોકમાન્ય 'રાષ્ટ્રીય જાગૃતિના જનક' તરીકે ઓળખાયા.

સર વૅલેન્ટાઈન ચિરોલ ઇંગ્લન્ડના રૂઢિચુસ્ત પક્ષના અગ્રગણ્ય પત્ર લંડન ટાઇમ્સના પરદેશી ખાતાના એક સંચાલક હતા. સામ્રાજ્યવાદી અંગ્રેજની તુમાખી એમનામા અસલથી પૂરેપૂરી હતી એમ દેખાય છે. ૧૯૦૩મા દિલ્હીમા ભરાયેલા દરબારની હકીકત મેળવવા માટે તેઓ છાપાના ખબરપત્રી તરીકે હિન્દમા આવી ગયેલા. તે વખતે પ્લેગનો વાવર ચાલુ હતો તેથી ઠેકઠેકાણે સાવચેતીના પગલા તરીકે મુસાફરોની તપાસણી કરવામા આવતી. એવી રીતે સહરાનપુર સ્ટેશને એક હિન્દી ડૉક્ટર ચિરોલના ડબ્બા પાસે આવ્યો અને તેણે તેને ક્યાથી આવો છો વગેરે સવાલ પૂછી તેની નાડી તપાસવા માટે

ચિરોલના શરીરને સ્પર્શ કર્યો એક કાળો આદમી આવી રીતે પોતાને અડે તે સાહેબ બહાદુરને ગમ્યુ નહીં અને તેણે ડૉકટરને ગડદા પાટુ મારવાની શરૂઆત કરી! પારોના પોલીસે તેને આ ડૉકટર છે એમ કહ્યુ ત્યારે ચિરોલે દિલગીરી વ્યક્ત કરવાને બદલે પોતાના નામનુ કાર્ડ બતાવી હુ તારી સામે 'રિપોર્ટ કરીશ' એવી ધમકી આપી ડૉકટરે ચિરોલ પર કોર્ટમા રીતસર ફરિયાદ નોધાવી ને ચિરોલ સાહેબને કોર્ટમા હાજર રહેવા માટે સમન્સ મ ન્યુ. તેમાથી બચવા માટે તેણે લૉર્ડ કર્ઝનને વચ્ચે પડવા વિનંતી કરી, પણ તેનો કશો ઉપયોગ થયો નહીં અને તેને કોર્ટમા હાજર થઈને કાળા ડૉકટરની માફી માગવી પડી

તે પછી ૧૯૧૦મા બગાળના ભાગલા વખતે થયેલી પ્રચંડ રાષ્ટ્રીય ચળવળ પછી જે મન્દતા દેશમાં ફેલાઈ હતી તે કાયમી શાતિ તરફ લઈ જનારી છે કે નવા સ્ફોટ પહેલાની તાત્કાલિક શાતિ છે તે જોઈને ટાઇમ્સને તેની સમાલોચના કરતા લેખો મોકલવા માટે ચિરોલ હિન્દુસ્તાન આવેલો ચિરોલ ટાઇમ્સ જેવા વગવાળા પત્રનો એક કાબેલ પ્રતિનિધિ, એટલે હિન્દનો નોકરશાહી તેની ખિદમત કરે તેમાં શી નવાઈ? એટલે સરકારનુ દફતર, પોલીસખાતાના અહેવાલો, બધુ એને માટે ખુલ્લુ થયુ તે ઉપરાત મુબઈ ઇલાકામા કો હાપુર રિયાસત તથા તેના નોકરોની તેને મોટી મદદ મળી અને આ બધી મદદથી લેખો લખી તેણે લડન ટાઇમ્સને મોકલ્યા એ જ લેખમાળા પાછળથી ઇંડિયન અનરેસ્ટ નામે પુસ્તકાકારે બહાર પાડવામાં આવી આ માળા તથા પુસ્તક ટિળક જેલમાથી છૂટીને આવ્યા ત્યારે તેમની નજરે પડયા અને તેમા પોતાને વિષે બદનામી કરનારા કેટલાક વિધાનો જોઈ તે બદલ ચિરોલ પર ઇગ્લન્ડની કોર્ટમાં તેમણે દાવો માડવાનુ ઠરાવ્યુ કારણ ઇગ્લન્ડના ન્યાયાલયનો ચુકાદો મળે તો તે આખા બ્રિટિશ સામ્રાજ્યમા લાગુ પડે જે લખાણ સામે તે બદનામીકારક છે એવા આરોપો લોકમાન્યે કર્યા, તેના મુદ્દા નીચે મુજબ હતા

૧ ટિળકે કોઈ પણ ગોરક્ષક મડળ સ્થાપ્યુ ન હતુ અથવા તેઓ એવી મડળના સભ્ય ન હતા, તોપણ ચિરોલે એવો આરોપ કરેલો કે મુગલ માનોને છછેડવા એવી સંસ્થા ટિળકે સ્થાપી હતી

૨. ટિળકે કોઈ અખાડા શરૂ કર્યા ન હતા, છતાં સરકાર સામે હિંસક પ્રવૃત્તિ કરી શકાય એ હેતુથી લોકોમાં લડાયક વૃત્તિ પેદા કરવા માટે ટિળકે અખાડા સ્થાપન કર્યાનું ચિરોલે લખ્યુ હતુ

ટિળકની ઊલટતપાસ કરી તે પૂરી થતા જ સર એડવર્ડ કાર્સન એકદમ ઊલટતપાસ કરવા માટે ખુરશી પરથી ઊઠીને ખડા થયા આ ઊલટતપાસ ખૂબ લાંબો ચાલી અને તે દરમ્યાન ટિળક અને કાર્સન વચ્ચે ખૂબ ટપાટપી થઈ કાર્સનને પણ થયુ હશે કે આપણને પણ સંભળાવનાર કોઈ છે ખરો!

તેમાથી થોડી વાનગી નીચે આપી છે

"તમને દેશનિકાલનો છ વરસના સજા થવાનુ યાદ છે કે?"

"હા"

"તે વખતે ન્યા દાવરે તમારે વિષે શુ કહેલુ તે તમને યાદ છે?"

"હા, ન્યાયમૂર્તિને જેમ બોલવાની મરજી થઈ તેમ તે બોલ્યા."

(અહીં ન્યા દાવરે કેસરાના લેખો અંગે તેમા ભારોભાર રાજદ્રોહ ભરેલો છે, તેમા હિંસાનો ઉપદેશ છે, ઇત્યાદિ જે કહ્યુ હતુ તે કાર્સને વાંચી સંભળાવ્યુ)

"ન્યા દાવરે આમ કહેલુ ને?" — "હા"

"આ ઉદ્‌ગાર હિન્દુસ્તાનમા લોકો બરાબર જાણતા હતા, તેથી જ તમે અહીં ફરિયાદ માંડી ને?" — "ના"

"ન્યા દાવરના ઉદ્‌ગાર કરતા વધારે કડક એવા શબ્દો તમે ચિરોલના પુસ્તકમાથી બતાવશો કે?"

"હા, ખૂન સાથે તેણે મારો સંબંધ જોડયો છે તે"

* * *

"જુલમી સરકાર વિષે તમે લખ્યુ તેમા અગ્રેજોના રાજ્યનો સમાવેશ થાય છે કે?"

"બધા જ જુલમી રાજ્યોનો સમાવેશ થાય છે પણ તેનો ઉલ્લેખ વિશેષ અભિપ્રેત છે તે સંદર્ભ પરથી ઓળખવાનુ હોય છે બ્રિટિશ અધિકારીઓ જ્યારે અવી રીતે અધિકારનો ઉપયોગ કરે, ત્યારે તેમને પણ તે લાગુ પડે લોકો બાબત લખતા મેં આયર્લેંડ લોકો વિષે પણ લખ્યુ છે"

"એ વાત જવા દો અહીં આપણે કઈ આયર્લેંડ રાષ્ટ્રના ન્યાય કરવા બેઠા નથી"

(કાર્સન અલ્સ્ટરના હતા તેથી આયર્લેન્ડનો ઉલ્લેખ તેમને ચચરી ગયો.)

* * *

"બંગાળના ભાગલા પડવાને કારણે બૉંબ ફૂટયા કે?"

"હા તમારા આયર્લેન્ડ અલ્સ્ટરમા થયુ તેમ જ ત્યા થયુ."

"અન્ટરની વાત નહીં કરો. અન્ટર પોતાની કાળજી લેવા સમર્થ છે આવી વ્યક્તિગત વાતો કાઢીને તમને કશો લાભ થશે એમ તમે માનો છો કે?"

"હું વ્યક્તિગત વાત નથી કરતો, પણ જે લેખો તમે વાંચ્યા તેમાં આયર્વેન્ડનું નામ છે તેથી મેં કહ્યું"

* * *

"તેઓ (જૅકસનના ખૂન કરનારા) બધા તમારી જ ન્યાતના હતા કે શું?"

"મને ખબર નથી. કેટલાક હશે."

"તમે ચિત્પાવન જ્ઞાતિના આગેવાન ખરા ને?"

"આગેવાન હોઉં તો જુદી જુદી કોમોનો હોઈશ, એકલી ચિત્પાવન જ્ઞાતિનો નહીં"

"એ બધા બ્રાહ્મણો જ ન હતા કે?"

"ખબર નથી પણ બ્રાહ્મણો પર આવો આરોપ કરવો એ સંકુચિત ભેજાનું લક્ષણ છે!"

"પણ એ શબ્દો ન્યા. દાવરે તમારે માટે વાપરેલા?"

"એમાંનો શબ્દ ન્યાયાધીશ વાપરે એટલે તે ભૂલભરેલો ન હોઈ શકે એવું થોડું જ છે? સગવડ હોત તો ત્યાં જ તેનો જવાબ હું આપત."

* * *

"સરકાર એક વાત કહે છે અને કરે છે બીજું જ, એમ તમારું કહેવું છે કે?"

"હા, તેમજ એમ અનેક વાર કહ્યું જ હતું"

"અને આ તમે અંગ્રેજ લોકોને અંગે કહો છો?"

"ઇંગ્લંડની પ્રજા વિષે નથી કહેતો. હિંદુસ્તાનમાં જે અંગ્રેજો છે તેમને વિષે કહું છું"

* * *

"રૅંડ સાહેબે વાઈના લોકોને અન્યાયથી સજા કરી હતી કે?"

"હા."

"અને પૂનાના લોકોને જમની બાબત આપતી વખતે એ જ ને વ્યૂહન્ય એમ તમે તેમને કહ્યું ને?"

"સાચું કહેવામાં ચોરી શાની?"

"કોઈ વાત ભૂલભરેલી હોય તોય રૅંડ સાહેબ તે કરતા શું?"

"હા, પોતાની જ મરજી પ્રમાણે તે વર્તતા તે અમલદાર હતા અને સારી પેઠે 'અમલ' કરી જાણતા."

* * *

"કોઇ પણ અધિકારી વિષે તમે સારુ લખ્યુ છે કે?"

"જ્યારે કોઇ સારુ કામ કરે ત્યારે લખાએ છીએ. પાર્લમેન્ટમા જેમ તમારે ત્યાં વિરોધ પક્ષ હોય છે તેવા જ અમારે ત્યાના વૃત્તપત્રો છે તેથી તેમને ભાગે મોટે ભાગે ટીકા કરવાનુ જ આવે છે. તેનો શો ઉપાય?"

* * *

"શિવાજીના ચરિત્રમાથી શો બોધ લેવો ઘટે? શત્રુને મારી નાખવાનો?"

"ના સ્વાભિમાન, સ્વાવલબન, ઉદ્યમશીલતા, દેશાભિમાન વગેરેનો"

"શિવાજીનો ફરી અવતાર થવો જોઇએ એમ તમે લખ્યુ?"

"હા શિવાજીના જેવી દેશાભિમાની વિભૂતિઓ ફરી પેદા થાય એમ બધા જ કહે છે"

"શિવાજીએ કરેલાં કામોમા સૌથી શ્રેષ્ઠ કયુ?"

"હિદુ પાદશાહી સ્થાપન કરી તે"

"એ તેણે અફઝુલખાનને મારીને કરી ને?"

"તેની કારકિર્દીમાના અનેક કૃત્યોમાનુ તે એક હતુ"

"એમ ન કર્યું હોત તો રાજ્ય સ્થાપી શકાત કે?"

"એ શી રીતે કહેવાય? ધારો કે આપણે અહીં કામવેલનો સમારભ ઊજવીએ એનો અર્થ એમ થતો નથી કે આપણે ઇગ્લડના રાજાઓને મારી નાખવાનુ ચાલુ રાખીએ"

* * *

"શ્રી ભટને નાસિકના ખટલામા સજા થયેલી છતાં તમે તેમને કેસરી કચેરીમા નોકરી પર રાખ્યા કે?"

"હા મેં તેમને કામ આપ્યુ હતુ"

"તેઓ તમારી નોકરીમા હજી છે ને?"

"હુ અહીં આવ્યો ત્યા સુધી હતા"

"આમ અધૂરી વાત કેમ કરો છો? શરમાઓ છો શાને?"

"એમા મારે શુ કામ શરમાવાનુ હોય? રાજદ્રોહની સજા પામેલા લોકો તમારી પાર્લમેન્ટમા પણ બેસે જ છે ને?"

* * *

"તો પછી તમે કેવી જાતની ભાષાને રાજદ્રોહક માનો છો?"

"આપે આયર્લૅન્ડ હોમરૂલ પર આપેલા ભાષણમાંના ઉતારાઓને."

* * *

"નમાંઓ અને અરજીઓને તમે બચ્ચાનો ખેલ કહો છો ના?"

"હા. જ્યારે તેમનો કશો ઉપયોગ ન થતો હોય ત્યારે તે બચ્ચાની રમત જ કહેવાય."

"પણ એથી વધારે શું કરવાની જરૂર હતી?"

"નિઃશસ્ત્ર પ્રતિકાર."

"એટલે શું?"

"પોતે દુઃખ વેઠીને પ્રતિકાર કરવો તે."

"પોતે દુઃખ વેઠવાથી પ્રતિકાર શી રીતે થાય?"

"ધાર્મિક ભાવનાથી આપણે દુઃખ વેઠીએ એટલે તેનું બીજાઓ પર પણ પરિણામ થાય છે, એમ ધર્મગ્રંથોનું કહેવું છે."

કાર્સને પોતાના ભાષણમાં ચિરોલ તથા તેમના પુસ્તકના વખાણ કર્યાં. તેમણે કહ્યું, "ચિરોલ હિન્દની બાબતમાં તજ્જ્ઞ મનાય છે. ટિળકની સાથે તેમને શત્રુતા હોવાનું કશું કારણ નથી. હિન્દુસ્તાન વિષે સહાનુભૂતિ ધરાવનાર મોર્લી સાહેબને લેખકે પુસ્તક અર્પણ કર્યું છે અને સર આલ્ફ્રેડ લાયલ જેવા તજ્જ્ઞે તેની પ્રસ્તાવના લખી છે. ચિરોલે આટલે દૂર આવવાનો ત્રાસ માથે લીધો તે પોતાની આબરૂ સાફ થશે અને પૈસા પણ મળશે એ હેતુથી? હિન્દુસ્તાનમાંથી અંગ્રેજોને હાંકી કાઢવાનું કાવતરું આખો જનમારો ટિળક કરી રહ્યા હતા એમ જ હું તો કહું. [illegible] ઉદ્યોગશાળાના અને બીજા પર પ્રભાવ ને ધાક પાડવાની તેમની રીત તથા હરકોઈ પ્રકારના સાધનનો ઉપયોગ કરવાની તેમની આવડત વ. તેમણે હિન્દી કૉંગ્રેસના આંદોલનો પર પણ છાપ પાડી છે. અંગ્રેજોનું સુરાજ્ય ન જોઈએ, તેની જગ્યાએ સ્વદેશી અરાજક બહેતર છે એમ તેમણે જ કહેલું છે. દુનિયામાં દરેક ખરાબ માણસની સાથે તેમનો કોઈ ને કોઈ રીતે સંબંધ હતો જ."

ચિરોલની જુબાનીની ઉલટતપાસમાં સરકારી ખાતાના પ્રસિદ્ધ લી-વાર્નર, મુંબઈ સરકારના સેક્રેટરી રૉબર્ટસન, મૉન્ટગોમરી વગેરે અનેક અમલદારોએ તેમને મદદ કર્યાની વાત બહાર આવી. મુંબઈના ગવર્નર લૉર્ડ સૅન્ડહર્સ્ટ, પૂનાના ઇન્સ્પેક્ટર [illegible], કેળવણીખાતાના વડા જાઈલ્સ ઇત્યાદિની પણ સાક્ષી થઈ. આ બધા મહાશયો હિન્દના રાજકારણ અને એવી દૃષ્ટિ

ધરાવતા હતા અને ટિળક પ્રત્યે વ્યક્તિશઃ તેમને કેટલો પ્રેમ હતો તે જાણીતુ જ છે

સર એડવર્ડ કાર્સને જૂરીને ઉદ્દેશીને ઉપસહારનુ ભાષણ કર્યું તેમા તેમણે કહ્યુ '.. આ ખટલાનુ જાહેર સ્વરૂપ છે અને તે ઘણુ મહત્વનુ છે તે ભૂલતા નહીં કારણ તમારો અનુકૂળ ચુકાદો મળે તો આ ભાઈસાહેબ હિન્દુસ્તાનમા જઈને કહેવાના કે, 'હુ આમ બોલ્યો, મેં આમ લખ્યુ, તોય વિલાયતની જૂરીએ મારા આબરૂ સાફ કરી આપી જ કે નહીં? ફરી એવી રીતે લખવા કે બોલવા માટે મારે કોઈથી ડરવાના જરૂર નથી' હિન્દુસ્તાનમા ગોરા અધિકારીઓ પોતાનુ કઠણ કામ કેવી રીતે કરતા હોય છે અને બ્રિટિશ સરકાર શાંતિ જાળવે છે, એ બધાને તમારા અનુકૂળ ચુકાદાથી કેવો ગોદો વાગશે તેનો ખ્યાલ કરશો"

બાદ સર જૉન સાઈમને અને તેમના પછી ન્યા ડાર્લિંગે જૂરીને ખટલો સમજાવવા ભાષણો કર્યાં અને ૨૧મા ફેબ્રુઆરીને રોજ જૂરીએ ૨૭ મિનિટ વિચાર કરીને એકમતે પ્રતિવાદીઓ તરફના ચુકાદો આપ્યો અટલે કાર્સને ચુકાદો અમારા તરફનો છે અટલે અમારુ ખર્ચ પણ વાદી પાસે અપાવવુ જોઈએ, એવી માગણી કરી અને ન્યાયાધીશે તે મજૂર રાખી

મુકદ્દમાનો આવો નિકાલ થયો તે જોઈને ઇગ્લન્ડમાના હિન્દીઓમાથી જો કોઈને વધારેમા વધાર આશ્ચર્ય થયુ હોય તો તે લોકમાન્યને થયુ, એમ એક જાણીતા લેખકે કહ્યુ છે પણ જ્યા પ્રતિવાદીના વકીલે વિરોલ વિરુદ્ધ ચુકાદો આપવામા આવશે તો ઇગ્લન્ડના હિન્દી સામ્રાજ્ય પર ભારે આપત્તિ ઊતરશે એમ છડે ચાક કહેવાની હિમત કરી, ત્યા બાજી શો ચુકાદો હોઈ શકે? કાર્સન પોતે આયરિશ હોમરૂલનો કટ્ટર શત્રુ હતો ચિરોલ હિંદ સ્વરાજ્યનો એવો જ કટ્ટર શત્રુ હતા અને સર જૉન સાઈમન જાતે યહૂદી તો હતો જ, અને કેવળ ધંધાદારી વકીલ તરીકે જ મેં ટિળકનુ વકીલાતનામુ લીધુ છે, મારે તેમના રાજકારણ સાથે કશી લેવાદેવા નથી એમ ટિળક તથા તેમના મિત્રોને તેણે કહ્યુ હતુ એટલુ જ નહીં, પણ કોર્ટમા પણ તેણે એ વાત જાહેર કરી હતી!

પ્રખ્યાત લેખક એ જી ગાર્ડિનરે પોતાના 'પિલ્લર્સ ઑફ સોસાયટી' નામના ગ્રથમાં કાર્સનનુ રેખાચિત્ર દોર્યું છે તેમા તે લખે છે "પુરાણ યુગમા સારા અને નઠારા દેવતાઓ હતા, તે જ પ્રમાણે ઐતિહાસિક કાળમાં પણ સારા અને નઠારા દેવતાઓ થઈ ગયા કાર્સન તેમાંના એક છે તેને એ તત્કાલિક

પુરુષ જરૂર કહી શકાય તે ન હોત તો બળવાખોર અલ્સ્ટર પ્રાન્તનો કોઈ ભાવ પૂછત નહીં ન્યાયાલયમા આવીને તે સાદો વાઘો ઉતારે તોય આકાશમા ઘનગર્જના થયાનો આભાસ થાય ન્યાયાધીશ જરા કડક હોય તો તેનુ સ્વરૂપ તેથી પણ વધુ ઉગ્ર બને છે જૂરીને દબાવવામા તે એક્કો છે ખટલામા રાજકારણનો ઉપયોગ કેવો રીતે કુશળતાપૂર્વક કરી શકાય, સામા પક્ષ પર દુષ્ટ હેતુનુ આરોપણ શી રીતે કરવુ, તે શીખવુ હોય તો એની પાસે જવુ . . ."

ચિરોલ કેસને અગે લોકમાન્યની બધી ગણતરી ખોટી પડી. બહુ તો અર્ધા પોણા લાખનુ ખર્ચ થશે એવી તેમની ધારણા હતી વિલાયત જવા નીકળ્યા ત્યારે ઘર પણ ગીરો મૂકીને ગયેલા જતા મિત્રોને વાત વાતમા તેમણે કહેલુ કે ખટલાનો ચુકાદો મારી તરફેણમા થાય તો સવાલ જ નથી. પણ તે વિરુદ્ધ જાય તો કેસરામાથી એક વરસની હકની રજા લઈને મારા સકલ્પિત અપૂર્ણ ગ્રથો પૂરા કરીને તેમાથી હજારો રૂપિયા મેળવીશ અને ઋણમુક્ત થઈશ એવો આત્મવિશ્વાસ બાસઠ વરસની વયે તેમણે વ્યક્ત કરેલો પણ કુલ ખર્ચ અઢીત્રણ લાખ થયુ એટલે મિત્રોએ તેમને પૂછ્યા વિના જ ફાળા ઉઘરાવવાની શરૂઆત કરી તેમણે તેનો વિરોધ કરતા જણાવ્યુ કે, લોકોને પૂછ્યા વિના હુ આ ખટલામા પડયો, તેથી તેનુ પરિણામ મારે જાતે જ વેઠવુ જોઈએ પણ ખટલાનુ રાજકીય સ્વરૂપ તદ્દન સ્પષ્ટ હતુ એટલે હિન્દની જનતાએ ફાળો ઉઘરાવી તેઓ ઇગ્લન્ડથી પાછા આવ્યા ત્યારે તેમને અર્પણ કર્યો

ખટલાના ચુકાદા પછી છાપાવાળાને મુલાકાત આપતા ચિરોલે કહ્યુ,

"હુ છાપામા લખવાનો ધંધો વરસોથી કરતો આવ્યો છુ આ કામ દરમ્યાન મને અડાવીને મારા પાને જવાબ માગનારા બે જ નીડર પુરુષો મારા જોવામા આવ્યા. એક ટિળક અને બીજા જર્મન બાદશાહ કાઈઝર. આ બે નામ હુ એકી સાથે ઉચ્ચારુ છુ, તેથી ઘણાને નવાઈ થશે પણ સાચે જ એ બે નામ સાથે લેવા જેવા જ છે"

આ પછી પાચસાત વરસ બાદ ચિરોલે ઇંડિયા નામનુ બીજુ એક પુસ્તક લખ્યુ તેમા ટિળક વિષે તેણે પોતાનો બદલાયેલો અભિપ્રાય નીચે મુજબ વ્યક્ત કર્યો છે

". . આજના જમાનામા તેમના જેવો બીજો લોકોત્તર પુરુષ થયો નથી. કદાચ ગાધી તેમની બરોબરીએ આવે. ગાધીની સૌમ્યતા અને વિનય

ટિળકમાં ન હતા. પણ બુદ્ધિમત્તા અને રાજકારણ વિષેની માર્મિકતા ગાંધી કરતાં ટિળકમાં ઘણી વધારે હતી નેતાના ગુણ તેમનામાં જન્મસિદ્ધ હતા અને એક વાર યુદ્ધ શરૂ થયુ એટલે તે કોઈના પર પણ દયા માયા બતાવતા નહીં અંગ્રેજી રાજ્ય પર હુમલો કરતા પહેલા પ્રથમ તેના દેશી સ્તુતિ પાઠકોને કચડી નાખવા જોઈએ એમ તેમને લાગત પોતાના ધર્મ પર તેમનો અટલ અને દુર્દમ વિશ્વાસ હતો લખનૌમા તે અને બેઝટબાઈની જોડી જ્યારે વ્યાસપીઠ પર આવી ત્યારે જાણે ઈશ્વરના અવતાર પ્રગટ થયા હોય તેમ લોકોએ ઊભા થઈ તેમને વદન કર્યું !"

૩૦મી મે ૧૯૧૯ને રોજ મુબઈમાં ગાધીજીના પ્રમુખપણા હેઠળ એક સભા ભરાઈ અને તેમા ટિળકની ત્યાગ સુધાની દેશસેવા બદલ કૃતજ્ઞતા વ્યક્ત કરવામાં આવી ગાધીજી બોલ્યા, "ટિળકનો ને મારો માર્ગ જુદો છે પણ તેમના સ્વાર્થત્યાગ અને વિદ્વત્તાના ગુણ લેવા જેવા છે એમા મતભેદ ન હોઈ શકે વિલાયતના ખટલાનુ પરિણામ તેમની વિરુદ્ધ આવ્યુ તેથી તેમને વિષેની લોકોની આદરબુદ્ધિ ઘટી નથી, પણ તેમાં વધારો જ થયો છે જેની પાસે પૈસાની અનુકૂળતા તેની ફતેહ, એવો દુન્યવી ન્યાય છે હુ ન્યાયકોર્ટોથી સાવ કટાળી ગયો છુ તેથી મને લાગ્યા કરે છે કે, ટિળક જો કેવળ સત્યાગ્રહી હોત તો કેવુ સરસ થાત ! તથાપિ ખટલાના અપજશથી નિરાશ ન થતા લોકમાન્યે પોતાનુ વિલાયતનુ કામ અડગપણે આગળ ચલાવ્યુ છે તે જોઈને નવાઈ ને આદરનો ભાવ પેદા થાય છે તેથી આપણે અહીં પ્રયત્ન કરીને તેમના પરનો ખરચનો બોજો ઉપાડવો જોઈએ "

સાથે જ મિસ મેયોને ગાધીજીએ 'ડ્રેન ઇન્સ્પેક્ટર'નો ખિતાબ આપી એક લેખમાં તેની ખબર લઈ નાખી તેવી રીતે ટિળક પણ કેસરીમા ચિરોલના ગ્રંથની નમાલોચના કરીને અથવા તેના જવાબમા એકાદ પુસ્તક લખીને ચિરોલને જવાબ આપી શકત અને હિન્દ પૂરતો તો તેને ખલાસ કરી શકત એ શક્તિ તેમનામા પૂરેપૂરી હતી તેમ કરવાને બદલે જે સરકાર સાથે તેમણે સતત લડત ચલાવી તેના જ એક પુરસ્કર્તાની સામે ન્યાય મેળવવા માટે તેઓ ઠેઠ વિલાયત ગયા એ તેમનું કરવુ કેટલુ ઉચિત હતુ એ વિચારવા જેવુ છે

## ૫૬

# વિલાયતમાં સ્વરાજ્યની વકીલાત

તા ૧૩ નવેંબર ૧૯૧૮ને રોજ ટિળકે બ્રિટિશ વડા પ્રધાન લૉઇડ જ્યૉર્જને કાગળ લખી યુદ્ધમાં વિજય મેળવ્યા બદલ પોતાના તથા રાષ્ટ્રીય મહાસભા તરફથી તેમને તથા મિત્ર રાજ્યોને અભિનંદન આપ્યું કોઈ પણ રાજકીય હિલચાલમાં ભાગ ન લેવાની શરતે હિન્દુસ્તાન સરકારે ટિળકને વિલાયત જવાની પરવાનગી આપી હતી ખરી, પણ હિન્દુસ્તાન અને વિલાયતના વાતાવરણમાં જમીન આસમાનનો ફેર હતો. જે વાત હિન્દુસ્તાનમાં રાજદ્રોહ ગણાતી તે ઇંગ્લંડમાં છડેચોક કોઈ પણ અટકાયત વિના બોલી કે કરી શકાતી ગુલામી અને સ્વાતંત્ર્ય જેટલો જ તફાવત એ બે દેશોના વાતાવરણમાં હતો. આથી તેમણે પોતાના ઉપરના પ્રતિબંધો દૂર કરાવી લેવાની પ્રવૃત્તિ આદરી અને એક મહિનાની અંદર એ પ્રતિબંધો રદ કરવામાં આવ્યા. એટલે તેમણે વિલાયતમાં હોમરૂલના પ્રચારનું કામ શરૂ કર્યું. તે માટે ખાસ તૈયાર કરાવેલાં ધ કેસ ફૉર ઇન્ડિયન હોમરૂલ (હિંદ સ્વરાજ્યનો દાવો), સેલ્ફ ડિટર્મિનેશન (સ્વયંનિર્ણય), ધ કોંગ્રેસ લીગ સ્કીમ ઑફ સેલ્ફ ગવર્નમેન્ટ (લખનૌની સર્વમાન્ય સ્વરાજ્ય યોજના) ઇ૦ પ્રકાશનો તેમણે વિલાયતના આગળ પડતા માણસોને મોકલ્યાં ને છેલ્લાં બે અમેરિકાના પ્રેસિડન્ટ વિલ્સન તથા ફ્રેંચ મુત્સદ્દી ક્લેમેંકોને પણ પહોંચાડ્યાં.

ટિળક વિલાયત પહોંચ્યા તે વખતે બૅપ્ટિસ્ટાએ નક્કી કરેલી જગ્યાએ (મેઇડાવેલ વિભાગમાં હાઇવે પ્લેસ નં ૧૦) પહેલા દસ મહિના રહ્યા. ત્યાં મૅકનલ્ટી નામનું આખું કુટુંબ તેમણે નોકરીએ રાખેલું. ધણી બહારનું કામ જોતો અને તેની પત્ની ને દીકરી ઘરકામ ને રસોઈ કરતાં. ટિળકના આહારમાં પૂરીઓ મુખ્ય હોવાથી આ કિશોરીને પૂરી બનાવવાનું શીખવી દીધેલું. ટિળક, કરંદીકર વગેરે પૂરેપૂરા શાકાહારી હતા, છતાં બધાની તબિયત વિલાયતમાં સારી પેઠે સુધરી.

ટિળકની દિનચર્યા વિલાયતમાં લગભગ અહીંના જેવી જ હતી તેઓ સવારે છ સાત વાગ્યે ઊઠતા. પ્રાત:વિધિ દેશી ઢબે જ કરતા. પહેરવેશમાં માત્ર

કોટપાટલૂન પહેરતા. બૂટ પણ સતત પહેરી રાખવા પડતા નિયમિતપણે પોતાને હાથે સેફ્ટી રેઝરથી દાઢી બનાવતા સવારની ચા વખતે છાપા જોતા, તે પછી પત્રવહેવારનુ કામ કરતા નામજોશી તેમના અગત મંત્રી ને પરિચારક બન્નેનુ કામ કરતા વિલાયતમા ફરવા ખાતર ફરવા તેઓ કદાચ જતા નહીં.

ટિળક વિલાયત ગયા હતા તે દરમ્યાન હિન્દમા રોલેટ કમિટીએ ભલામણ કર્યા મુજબના બે બિલ વડી ધારાસભામા પસાર થયા અને તેના વિરોધમા દેશવ્યાપી ચળવળ થઇ વિનીત શિરોમણિ ચદાવરકરે પણ એ બિલો વિષે પોતાનો નાપસદગી વ્યક્ત કરી કહ્યુ કે, જરૂર પડે તો રેગ્યુલેશનનો ઉપયોગ કરીને વાઇસરોય ઑર્ડિનન્સ કાઢીને કોઇ પણ માણસને અટકાયતમા મૂકે, પણ વ્યક્તિસ્વાતત્ર્ય પર હુમલો કરનારા અને ન્યાયના મૂળભૂત સિદ્ધાન્તોનુ ખૂન કરનારાં આ બિલો મજૂર ન કરવા જોઇએ પડિત માલવીયજીએ બિલોના વિરોધમા ધારાસભામા કલાકો સુધી ભાષણ કર્યું પણ સરકારે બહુમતીને જોરે બિલો પસાર કરી દીવા, એટલે ગાધીજીએ તેની સામે સત્યાગ્રહની ચળવળ શરૂ કરી સત્યાગ્રહનો આરભ પ્રાર્થના, હડતાલ ચોવીસ કલાકના ઉપવાસ અને રાલેટ કાયદા પ્રત્યે વિરોધ દર્શાવતો ઠરાવ જાહેર સભામા પસાર કરીને કરવાનો હતો ને માટે રવિવાર તા ૩૦મી માર્ચનો દિવસ પ્રથમ નક્કી કરવામાં આવ્યો હતો પણ આખા દેશમા ૩૦મી માર્ચની ખબર વખતસર નહીં પહોંચાડી શકાય એમ લાગવાથી પાછળથી દિવસ બદલીને છઠ્ઠી ઍપ્રિલ રવિવારનો દિવસ નક્કી કરવામા આવ્યો આ ફેરફારની ખબર દિલ્હી નહીં પહોંચી શકવાથી ત્યા ૩૦મી એ જ ઉપરનો કાર્યક્રમ પાર પાડવામા આવ્યો ચાદનીચોકમા ગોળીબાર કરવામા આવ્યો ને શ્રદ્ધાનન્દજી સભા પૂરી થયા પછી લોકો શાતિપૂર્વક ઘેર જાય તેની વ્યવસ્થા કરતા હતા તે વખતે ગુરખાઓએ તેમની છાતી આગળ બદૂક ધરીને કહ્યુ, 'તુમકો છેદ દેગે' સ્વામીજીએ જવાબ આપ્યો, 'મૈં ખડા હુ, ગોલી ચલાઓ' પછી તો આઠ દસ સગીનો તેમની સામે તાકવામા આવી પણ સ્વામીજી અડગ ઊભા રહ્યા એટલે પેલા ગુરખાઓ શરમાઇને જતા રહ્યા

છઠ્ઠીએ આખા દેશમા સત્યાગ્રહ દિન ઊજવાયો સરકારે જપ્ત કરેલા પુસ્તકો છડેચોક વેચીને આગેવાન લોકોએ પ્રેસ ઍક્ટનો ભગ કર્યો ગાંધીજી મુબઇથી દિલ્હી જતા હતા રસ્તામા કોસીકલન સ્ટેશને તેમને પંજાબમાં પ્રવેશ ન કરવાનો હુકમ આપવામા આવ્યો અને 'હુ તે માન્ય કરતો નથી' એમ તેમણે કહ્યુ એટલે તેમને અટકમાં લઇ પાછા

મુબઇ મોકલવામાં આવ્યા. મુંબઇ, અમદાવાદ વગેરે ઠેકાણે આ અઠવાડિયામા ખૂબ ગરબડ થઇ ને કયાંક કયાંક લશ્કરી કાયદો જાહેર કરવામા આવ્યો.

સૌથી મોટો અનર્થ અમૃતસરમાં થયો. સુવર્ણમંદિર પાસે આવેલા જલિયાંવાલા બાગમાં જનરલ ડાયરે આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષની કતલ કરી, અને પજાબમાં લશ્કરી કાયદો શરૂ થયો અને લોકોની માનહાનિ કરી અમાનુષી જુલમ ગુજારવામાં આવ્યો લશ્કરી કાયદાને જોરે આ બધી હકીકત બહાર જવાનુ પણ અશકય કરવામા આવ્યુ. જલિયાંવાલા બાગમા એપ્રિલમા થયેલી આ ઘટનાની હકીકત વિલાયતમા ઑકટોબર મહિનામા લોકોએ જાણી, એ સાંભળી સૌ કોઇને નવાઇ લાગશે.

ચિરોલ કેસમાંથી છૂટા થયા પછી લોકમાન્ય ઇગ્લન્ડમા કરવાના રાજકીય કામ તરફ વળ્યા ૩જી એપ્રિલને રોજ લખેલા કાગળમાં તેઓ જણાવે છે, " ચિરોલ કેસનો નિકાલ આપણી વિરુદ્ધ થયો, છતાં અહીંથી તરત પાછા ફરવાનો મારો ઇરાદો નથી . મારી તબિયત વિષે ચિન્તા કરશો નહીં આના કરતાં કેટલાય કપરા પ્રસગો આપણે જેયા છે મારા પર તેમની અસર થઇ હોત તો આજે હુ જીવતો ન હોત ''

જુદા જુદા ક્ષેત્રમાં કામ કરતા વગદાર અને લબ્ધપ્રતિષ્ઠ વ્યક્તિઓના પ્રતિનિધિમંડળો આ વખતે ઇગ્લન્ડમાં મોકલવામાં આવે તો સારુ, એમ તેમણે કેળકરને કાગળ લખી જણાવ્યુ તેમા રવીન્દ્રનાથ ઠાકુર, શ્રીમતી બેઝન્ટ, ચિત્તરજન દાસ અને બે બૅરિસ્ટરા વગેરેનાં નામ પણ તેમણે સૂચવેલા પોતાનુ કામ વધતું હતું તેથી કેળકરને વિલાયત આવવાનો આગ્રહ ભરી સૂચના તેમણે કરી

એપ્રિલમાં કયાંક જતા આવતા પડી જવાથી તેમનો પગ મચકોડાયો પણ તેમના ભાષણોના કાર્યક્રમમાં તેમણે તેને આડે આવવા દીધો નહીં તેઓ લખે છે, " બહાર જવાનુ થાય ત્યારે નામજેશીને ખભે હાથ મૂકીને જઇને ટૅકસીમા બેસી જાઉં છુ ભાષણ માટે એક વાર ખુરશી પર જઇને બેઠો કે મારુ કામ શરૂ થાય છે કારણ પગે ઇજા થઇ હોય તોય જીભ સાબૂત જ છે!"

રાષ્ટ્રીય મહાસભા વતી કામ કરવા સ્થાપન થયેલી અને તેના જ દ્રવ્યથી નભતી બ્રિટિશ કૉંગ્રેસ કમિટીના લોકો તેમ જ તેનુ પત્ર ઇંડિયા મહાસભાની નીતિનુ પ્રતિપાદન અને પુરસ્કાર કરવાને બદલે નાહક આડાઇ કરતાં હતાં. તેમને ઠેકાણે લાવવાનુ કામ લોકમાન્યે હાથમા લીધુ તેથી ઇંડિયા પત્રના તંત્રી

પોલકને રાજીનામું આપવાની ફરજ પડી અને કેળકર અને મિસ નૉર્મેન્ટનના તંત્રીપણા હેઠળ એ પત્ર જ્યારે નીકળવા લાગ્યું ત્યારે રાષ્ટ્રીય સભાનું દૃષ્ટિબિન્દુ તેની મારફત યથાયોગ્ય રીતે રજૂ થવાની શરૂઆત થઈ

શ્રીમતી બેઝંટના ઇંગ્લન્ડમાં આવ્યા પછી કૉંગ્રેસની માગણી બ્રિટિશ જનતા આગળ પ્રતિપાદન કરવાની બાબત તેમની અને ટિળકની વચ્ચે મતભેદ ઊભો થયો ને દિવસે દિવસે વધતો ગયો શ્રીમતી બેઝન્ટ મુંબઈના ખાસ અધિવેશનમા પસાર થયેલા ઠરાવને વળગી રહ્યા, જ્યારે લોકમાન્ય તે પછી ભરાયેલા દિલ્હીના અધિવેશનમા થયેલા ઠરાવનુ પ્રતિપાદન કરવા લાગ્યા, કારણ મહાસભાની તે જ છેવટની નીતિ અને આજ્ઞા હતી. હોમરૂલ લીગના દિવસોમા આ બને લોકનેતાઓએ સાથે મળીને પ્રચંડ ચળવળ ચલાવેલી પણ હવે પરિસ્થિતિ પલટાઈ ગઈ ને તેમનો સબધ તૂટવાનો વખત આવ્યો અને હિંદમાં આવ્યા પછી લોકશાહીના સિદ્ધાન્ત અનુસાર વર્તવા જતા તે તૂટયાની જાહેરાત પણ લોકમાન્યે 'यथा काष्ठं च काष्ठं च समेयातां महोदधौ । समेत्य च व्यपेयातां तद्वद् भूतसमागमः ॥ " એ વચન ટાંકીને કરી

જુલાઈની આખરે ઇંડિયા આફિસમાં મૉંટેગ્યૂ સાથે લોકમાન્યની હિંદી રાજકીય પરિસ્થિતિ વિષે વિગતવાર વાતચીત થઈ અઠવાડિયા પછી છઠ્ઠી ઑગસ્ટને રોજ પાર્લમેન્ટરી કમિટી આગળ સુધારા અંગે તેમની જુબાની થઈ કમિટીના પ્રશ્નપત્રોનો જવાબ તેમણે લખી મોકલ્યો જ હતો, તેને અંગે કશુ વિશેષ સ્પષ્ટીકરણ કરવુ હોય તો કરો એમ તેમને કહેવામા આવતાં કૉંગ્રેસની સ્વરાજ્ય વિષયક ભૂમિકા તેમણે વિગતવાર સમજાવી તેમની ઊલટતપાસ લેવામાં આવશે એવી અપેક્ષા હતી પણ સમિતિએ તેમનું કહેવાનુ સાભળી લઈને કશુ પૂછયાગાછયા વિના તેમને રજા આપી લૉર્ડ સિડનહૅમ તો આખો સમય દરમ્યાન ગેરહાજર જ રહ્યા આ પછી મૉન્ટેગ્યૂ સાથે તેમની ફરી મુલાકાત થઈ તેની કેવી છાપ મૉંટેગ્યૂ પર પડી તેનુ એક બ્રિટિશ મંત્રીએ એવુ વર્ણન કરેલુ કે, કોઈ પણ પ્રકારની લાલચ બતાવીને કે વજન પાડીને અમને વશ ન થાય એવો એક જ હિંદી સજ્જન છે — મિ ટિળક, બીજા બધાને થોડા ઘણાય મનાવીને વાળી શકાય

સપ્ટેમ્બર મહિનામાં રૉયલ એશિયાટિક સોસાયટીના મકાનમાં પ્રાચ્ય-વિદ્યા પરિષદની બેઠક થઈ તેમાં લોકમાન્ય જઈ આવ્યા. એ જ અરસામાં

એમેકન હૉલમા ભરાયેલી સભામાં વમનલાલ, સકલાતવાળા વગેરેએ ટિળક માવ નરમ કે મવાળ છે એમ સાબિત કરવાનો પ્રયત્ન કર્યો. ઇગ્લન્ડના સ્વતંત્રતાના વાતાવરણમા ફાવે તેમ બોલવાની છૂટ હતી તેથી તેઓ આવુ પ્રતિપાદન કરી શકતા હતા પણ લોકમાન્ય એ વાતાવરણથી ઉચકાઈ ગયા નહીં ઉપરના ઉગ્ર વિચારસરણીવાળા લોકોના પ્રશ્નોને જવાબ આપતા તેમણે કહ્યુ, 'મને અહીં જે પ્રશ્નો પૂછવામા આવ્યા છે તે હિંદુસ્તાનમા પૂછવામાં આવ્યા હોત તો તેનો જવાબ આપવો કેટલુ મુશ્કેલ થાત તેની તમને કલ્પના નહીં આવે હુ જ્યારે રાજકારણમા પડયો તે વખતે મોઢા વાટે સ્વરાજ્ય શબ્દનો ઉચ્ચાર કરવાની પણ લોકોમા હિમત ન હતી આવા લોકો તરફથી હોમરૂલની માગણી કરી શકવા માટે અમારે કેટલી મુશ્કેલીઓમાથી પસાર થવુ પડ્યુ હશે તે આ જુવાનિયાઓ શી રીતે સમજે?'

તા. ૮ સપ્ટેમ્બર ૧૯૧૯ને રોજ ઇંડિપેન્ડન્ટ લેબર પાર્ટીને આશ્રયે ટિળકનુ 'હિંદી રાજકીય સુધારા' એ વિષય પર ભાષણ થયુ સેંકડો લોકો સભામાં હાજર હતા

એ જ દિવસે સેંટ ઍન્ડ્રૂઝ નામના શહેરમાં ટ્રેડ યુનિયન કૉંગ્રેસની પરિષદ ભરાઈ. તેમાં પરિષદ બહારના વક્તાઓમાથી મુખ્ય ભાષણ ટિળકનુ થયુ પાંચ છ હજાર શ્રોતાઓએ ટિળકનુ હાર્દિક સ્વાગત કર્યું ટિળકે ડેપ્યુટેશનનો હેતુ પરિષદને સમજાવ્યો અને તેમની સહાનુભૂતિની માગણી કરી રૅમ્સે મૅકડાનલ્ડે ટિળકની ઓળખાણ આપતાં કહ્યુ કે, "હિંદુસ્તાન સરકાર વિરુદ્ધ લોકપક્ષની જે ફરિયાદો છે, તેમને જે દુખો વેઠવાં પડ છે, તેમની પ્રત્યક્ષ દેહધારી મૂર્તિ એટલે જ ટિળક એમ સમજજો "

ઇગ્લન્ડના મજૂર પક્ષ સાથે મિત્રાચારીનો સંબંધ બાધવાનો લોકમાન્યે આ વખતે સફળ પ્રયત્ન કર્યો ચૂટણી વખતે તેને આર્થિક મદદ પણ તેમણે આપી તેમના છાપાઓની અમુક અંશે હિંદના રાજકીય દાવા માટે અનુકૂળતા મેળવી એટલામા અમૃતસરની મહાસભાનો સમય પાસે આવેલો જોઈ તેમણે હિંદ પાછા ફરવાનુ નક્કી કર્યું કેસરી માટે મૉનોટાઇપ, લાઇનો ટાઇપના યત્રો તથા બીજી કેટલીક યન્ત્રસામગ્રી માટે ઑર્ડરો આપ્યા અને ૬ઠ્ઠી નવેમ્બર ૧૯૧૯ને રાજ સ્વદેશ આવવા માટે જહાજમા બેઠા.

## ૫૭

# રાષ્ટ્રના મુખી

ટિળક અને તેમની સાથેની મંડળી ૬ ઠ્ઠી નવેંબરે વિલાયતથી પાછા હિંદ આવવા નીકળ્યા અને ર૭મીએ મુંબઈ આવી પહોંચ્યા સવારથી અસંખ્યાબંધ લોકો બંદર પર તેમની રાહ જોતા હતા મહામુશ્કેલીથી માનવમેદની વચ્ચેથી રસ્તો કાઢી તેમને સરનારગૃહમા પહોચાડવામા આવ્યા સાંજે સાડા છ વાગે શાતારામની ચાલમા તેમને માનપત્ર આપવામા આવ્યા જવાબમા આપેલા ભાષણમા તેમણે કહ્યુ, "રૉલેટ બિલોની વિરુદ્ધ શ્રી ગાધીએ સત્યાગ્રહ શરૂ કર્યો ત્યારે તેમા ભાગ લેવા હુ હાજર ન હતો તેનુ મને દુ ખ થાય છે" બીજા પણ અનેક ઠેકાણે સન્માનસમારંભો થયા

૧લી ડિસેંબરે ટિળક અને મંડળી પૂને આવ્યા ત્યાંની શહેર મ્યુનિસિપાલિટી તરફથી તે જ દિવસે માનપત્રનો સમારંભ થયો બિનસરકારી વ્યક્તિને એ મ્યુનિસિપાલિટીએ માનપત્ર આપ્યાનો એ પહેલો જ પ્રસગ હતો તે વખતે આવા માનપત્રો માટે ખર્ચ કરવાની સત્તા મ્યુનિસિપાલિટીને ન હતી તેથી સભ્યોએ એ ખર્ચ કરેલુ

૭મીએ પૂનાના નાગરિકો તરફથી માનપત્ર આપવામા આવ્યુ એ વખતે શ્રી પરાંજપે વગેરે વિનીત પક્ષના આગેવાનોએ કેટલાક બ્રાહ્મણેતરો સાથે મંતલસ કરીને એ માનપત્ર આખા શહેર તરફથી ન અપાય તે માટે કોશિશ કરી જોઈ પણ તેમા તેઓ ફાવ્યા નહીં માનપત્રને દિવસે તેઓ હાજર પણ રહ્યા નહીં અને તેમની વતી એક બ્રાહ્મણેતર છોકરો માનપત્ર વંચાયા પછી ઊભો થઈને બોલ્યો કે, "થોડા દિવસ પછી અમે અસ્પૃશ્યો સાથે સહભોજન કરવાના છીએ, તેમા ટિળક આવશે તો મારો માનપત્રને વિરોધ નથી"

જવાબ આપતા લોકમાન્યે કહ્યુ, "આ વિરોધાભાસ ન થાત તો સમારંભ સાવ મોળો થાત પણ વિલાયતી મીઠુ (શ્રી પરાંજપેને ઉદ્દેશીને) જાતે આવીને આ અમારા દૂધપાકમા પડ્યુ નહીં હુ તેની જ વાટ જોતો હતો પણ વિરોધ કરનારા પેલા વીરો કયાં છે? આવા નાનકડા છોકરાને આવડી મોટી જવાબદારીનુ કામ તેમણ શા માટે સોપ્યુ? ફલાણાએ ફલા!

કામ કર્યું નથી એવો આરોપ કરવો બરાબર નથી, કારણ કોઈ એક વ્યક્તિ બધાં કામો કરી શકતી નથી. મૉન્ટફર્ડ સુધારાનો ઉલ્લેખ કરીને તેમણે કહ્યું, "જે કંઈ મળે તે તો લઈ જ લઈએ અને બાકીના માટે ફરી દૃઢતાપૂર્વક લડત કરીએ. અંદર અંદરની ફાટફૂટ યોગ્ય નથી. આપણામાં એકતા ન હોય તો જેના હાથમાં આજે સ્વરાજ્ય છે તેની મૂઠી આપણે ઉઘાડી નહીં શકીએ."

સમાજસુધારાના આ સનાતન પ્રશ્ન પ્રત્યે પોતાના રાષ્ટ્રીય પક્ષનું કેવું વલણ છે તે જણાવતાં લોકમાન્યે તા. ૧૯-૧૨-૧૯ના કેસરીમાં લખ્યું:

"સ્વાભિમાન, ઉમંગ, સ્વરાજ્યનિષ્ઠા, એ જ રાષ્ટ્રનો સાચો પ્રાણ ગણાય; અને આ પ્રાણ જ્યાં હોય ત્યાં સોયની પાછળ જેમ દોરો જાય તેમ સામાજિક સુધારાઓ પાછળ પાછળ આવે જ છે, એમ ઇતિહાસ સાક્ષી પૂરે છે. તેથી રાષ્ટ્રીય પક્ષ રાજકીય ચળવળને જેટલું મહત્ત્વ આપે છે તેટલું સામાજિક ચળવળને આપતો નથી. રાષ્ટ્રની સામાજિક પ્રગતિ થવાની જરૂર નથી એમ તે કહેતો નથી, પણ એ પ્રગતિ રાજકીય પ્રગતિની અને સ્વાભિમાનની ઓથે જ થવી જોઈએ. રાજકીય પરવશતાનો બહુ તો લૂલો વિરોધ નોંધાવી — સ્વીકાર કરીને નફ્ફટ અને જીવંત સામાજિક સુધારા કરવાનું શક્ય જ નથી એવો રાષ્ટ્રીય પક્ષનો સિદ્ધાંત છે."

૨૭મી ડિસેંબરે અમૃતસરના કૉંગ્રેસનું અધિવેશન ભરાવાનું હતું તે માટે તેમને જવાનું હતું. પણ તે પહેલાં મદ્રાસના આમંત્રણને માન આપી તેમને ત્યાં બે દિવસ જઈ આવવાનો પ્રસંગ પડી. મદ્રાસમાં અનેક સંસ્થાઓ તરફથી તેમને માનપત્રો આપી તેમનું સન્માન કરવામાં આવ્યું. તેમાં સંગતિ બ્રાહ્મણેતર સમાજે આપેલું માનપત્ર વિશેષ મહત્ત્વનું ગણાય.

આ વખતના અમૃતસરના અધિવેશનનું વિશેષ મહત્ત્વ હતું. વિલાયતથી પાછા આવેલા પ્રતિનિધિમંડળો ત્યાં હાજર રહેવાના હતા. તેથી વિશેષ પંજાબના હત્યાકાંડને અંગે આખા રાષ્ટ્રનો અભિપ્રાય ત્યાં મહાસભાની મારફત પ્રગટ થવાનો હતો. અને જ્યાં વધારેમાં વધારે અનર્થ થયો હતો ત્યાં જ તે અમૃતસરમાં આ અધિવેશન ભરાવાનું હતું. તિલક અને મહારાષ્ટ્ર મુંબઈ તરફના પ્રતિનિધિઓ સ્પેશિયલ ટ્રેનમાં મુંબઈથી નીકળ્યા. રસ્તામાં તેમને હિંદુસ્તાનના [illegible] રાજસત્તા તેમજ રાજકીય કેદીઓને સાર્વત્રિક માફી આપતું બાદશાહી જાહેરનામું પ્રસિદ્ધ થયાના સમાચાર મળ્યા. તેનો તરતોતરત જવાબ આપવાનું યોગ્ય માની તિલકે જ તા. ૨૭ ને શનિવારે ભારતમંત્રી મૉન્ટેગ્યુ અને વાઈસરૉય ચેમ્સફર્ડ મારફત બાદશાહને નીચે મુજબ તાર કર્યો: "મહેરબાનીની કરેલ

બાદશાહને જણાવશો કે, જાહેરનામુ અને માફી બદલ ઇન્ડિયન હોમરૂલ લીગ અને હિન્દુસ્તાનના લોકો કૃતજ્ઞતાપૂર્વક રાજનિષ્ઠાપણે તેમનો આભાર માને છે અમારા તરફથી તેમને પ્રતિયોગી સહકારિતા મળશે એની તેમને ખાતરી આપશો" આ તાર પરથી જ 'પ્રતિયોગી સહકારિતા' હિન્દી રાજકારણમા એક વિશિષ્ટ નીતિનો દ્યોતક શબ્દપ્રયોગ બન્યો પણ લોકમાન્ય ટિળકનો તે શબ્દયોજના પાછળ જે ભાવ હતો તે તેમના ગુજરી ગયા પછી તે નામે ચાલતા પક્ષના લોકોમાં જરાય દેખાયો નહીં, અને તેણે કેવળ શબ્દનિષ્ઠ બની મહાત્મા ગાધીએ શરૂ કરેલા અસહકારની લડતનો વિરોધ કર્યા કર્યો.

અમૃતસરમા ભરાયેલ રાષ્ટ્રીયમહાસભાના સ્વાગત પ્રમુખ સ્વામી શ્રદ્ધાનન્દ હતા મહાસભાના શણગારેલા મંચ પર ઊભા રહીને એક સંન્યાસી પ્રતિનિધિઓનુ સ્વાગત કરી રહ્યો છે એ આ સભાના ઇતિહાસમા પહેલો જ પ્રસંગ હતો લોકમાન્ય ટિળકે આપેલી દોરવણીનો સ્વીકાર કરવાની હિમાયત કરતા તેમણે કહ્યુ, "પ્રત્યક્ષ લોકમાન્ય ટિળકમહારાજે આપણને જે હકો મળ્યા છે તેનો સ્વીકાર કરો અને બાકીના માટે બંધારણપૂર્વકની ચળવળ જોસભેર ચાલુ રાખો, એવી આ બાબતમા સલાહ આપી છે હિન્દુસ્તાનમા રાષ્ટ્રીય ભાવનાનો પ્રચાર કરનારા આદિ પુરુષોમા ટિળકમહારાજની ગણના પ્રમુખસ્થાને કરવામા આવે છે એવો કયો ભારતપુત્ર છે કે જેણે પોતાની માતૃભૂમિની આબરૂના રક્ષણ માટે બહાદુર ટિળકના કરતા વધારે કષ્ટ વેઠ્યા હોય? માતૃસેવક સેનાના સૈનિકો પાતાના વૃદ્ધ સેનાપતિના અનુશાસનને માન આપીને તેમની આગળ શિર ઝુકાવવા તૈયાર નથી શુ?"

આ અધિવેશનમા જલિયાવાલા બાગમા થયેલી કતલનુ સ્મારક કરવાનો ઠરાવ માલવિયજીએ રજૂ કરતા પાચ મિનિટની અંદર એક લાખ રૂપિયાની ટીપ થઈ લોકોએ કરેલા તોફાનો માટે દિલગીરીનો સત્યાગ્રહનીતિનો પાયારૂપ ઠરાવ પણ પસાર કરવામા આવ્યો

પણ આ અધિવેશનમાં સૌથી વધારે મતભેદ થયો હોય તો તે મૉન્ટેગ્યૂ-ચેમ્સફર્ડ સુધારાઓ અંગેનો હતો પુષ્કળ વાદાવાદ પછી છેવટે ટિળક, ગાંધીજી અને દાસ, ત્રણેયની દૃષ્ટિઓ તેમા અશત દાખલ કરી લેવામા આવી અને નીચે મુજબનો ઠરાવ પસાર થયો•

"હિન્દુસ્તાન પૂર્ણ જવાબદારીવાળા તંત્ર માટે લાયક છે એવી મહાસભાએ ગયે વરસે કરેલી પોતાની જાહેરાતનુ મહાસભા ફરી સમર્થન કરે છે અને તેની વિરુદ્ધનાં બધા મંતવ્યો ખોટા જાહેર કરે છે

વેધશાન, વેધશાળા, હિન્દી વેધવેત્તાઓ અને તે વેધશાળા મારફતે નીકળતું સૂક્ષ્મ અને શુદ્ધ પંચાંગ એવી આ ગતુ સૂત્રી છે આટલી પ્રગતિ ન થાય ત્યાં સુધી આ સવાલનો ઉકેલ આવ્યો એમ કદી પણ માનશો નહીં यो ज्योतिष वेद स वेद यज्ञान्।"

પણ શુદ્ધ પંચાંગ જેવી કેવળ વૈજ્ઞાનિક બાબતમા લોકમાન્યે તડજોડ કરવાની 'લોકશાહી' વૃત્તિ ધારણ કરી તેથી તેમની પ્રેરણાથી બનેલુ પંચાંગ મહારાષ્ટ્રમા પણ સર્વમાન્યતા પામ્યુ નહીં અને પંચાંગનો સવાલ હજી અણઉકેલ્યો જ રહ્યો છે

આ સંમેલન પાર પડ્યા પછી ટિળક જુન્નરમા ભરાયેલી પૂના જિલ્લા પરિષદમા ને તે પછી બેળગાવ જિલ્લા પરિષદમા ગયા ત્યા વિનીત આગેવાનોએ બ્રાહ્મણેતરો સાથે મળી પરિષદોના કામમા વિઘ્ન કરવાનો ખૂબ પ્રયત્ન કર્યો પણ તેમા તેઓ ફાવ્યા નહીં નવા સુધારાને લીધે મત આપવાનો હક પછાત વર્ગો સુધી પહોંચ્યો હતો તેથી આગામી ચૂટણીઓને ખ્યાલમા રાખી વિનીત આગેવાનો મેદાનમા નીકળી પડ્યા હતા ટિળક ધાંધલ મોરચાના આગેવાન છે, એમ કહી તેમને ઉતારી પાડવા મથતા આ ભણેલા પંડિતો કાળબો કરીને જાતે તે પદ માટે આ વખતે ઉમેદવારી કરી રહ્યા હતા!

એપ્રિલમા સોલાપુરમા પ્રાંતિક પરિષદ ભરાઈ, ત્યા પણ આવુ જ ધાંધલ મચાવવાનો પ્રયત્ન થયો રેંગલર પરાંજપે વગેરેએ ભેગા કરી આણેલા લોકોમાથી કેટલાકે પરિષદ પર પથ્થરમારો શરૂ કર્યો, અને પોલીસને શાંતિ સ્થાપવા માટે લાકડી ચલાવવી પડી શ્રીમતી બેઝંટ પણ તેમના આમંત્રણથી પોતાના અનુયાયીઓ સાથે સોલાપુર આવેલા પરિષદમા અમૃતસરની મહાસભાનો ઠરાવ જેમને માન્ય હોય એવા લોકોને જ ધારાસભામા મોકલવા એ મતલબનો ઠરાવ ટિળક તરફથી રજૂ કરવામા આવેલો તેના પર બેઝંટ ઉપસૂચના રજૂ કરી કે કોંગ્રેસની નીતિ સામાન્યપણે જેમને માન્ય હોય એવા પ્રતિષ્ઠિત લોકોને મોકલવા આ ઉપસૂચનાને પરાંજપેએ ટેકો આપ્યો, પણ તે પ્રચંડ બહુમતીથી ઊડી ગઈ

સોલાપુરથી પૂના પાછા આવ્યા પછી ટિળકે કેસરીમા પરાંજપેને ઉદ્દેશીને 'પ્રિન્સિપાલ, શિશુપાલ કે પશુપાલ' એવો લેખ લખી તેમની સખત ઝાટકણી કાઢી અને બેઝંટની શ્રીકૃષ્ણના પ્રાણ હરણ કરવા ગયેલી પૂતના જેવો દેખાવ થઈ એમ જણાવ્યું पूतना हरिविषायमाणत्वी भाप तत्र वपनेव साक्षात् ।

માર્ચ માસના ઉત્તરાર્ધમાં ટિળકે સિંધનો પ્રવાસ કર્યો. પ્રથમ મુંબઈથી તેઓ દિલ્હી ગયા અને ત્યાંથી અજમેર થઈ પછી સિંધમાં ગયા. કરાંચી, હૈદરાબાદ, શિકારપુર, સક્કર ઇત્યાદિ સ્થળોએ જઈને સ્વરાજ્ય સંઘનો પ્રચાર કર્યો. આ પ્રવાસ દરમ્યાન ગરમીને કારણે બરફનો ઉપયોગ ઘણો કરવો પડ્યો તેથી તેમના તબિયત પર માઠી અસર થઈ, એમ કહેવાય છે.

## કોંગ્રેસ લોકશાહી પક્ષની નીતિ

નવા સુધારાના કાયદા મુજબ થનારી ચૂંટણીઓમાં પોતાના પક્ષના ઉમેદવારો ઊભા કરવાનું ઠરાવી જિલ્લાઓમાંથી કોને કોને ઊભા કરવા તેનો વિચાર પણ લોકમાન્યે શરૂ કર્યો હતો. તેથી કયા સિદ્ધાન્તોને આધારે પોતાનો પક્ષ કામ કરશે તે જનતાને જણાવવા માટે તેમણે ૨૦મી એપ્રિલે કૉંગ્રેસ લોકશાહી પક્ષનું જાહેરનામું પ્રસિદ્ધ કર્યું. તેમાં તેમની તે વખતની વિચારસરણીનું હાર્દ પૂરેપૂરું વ્યક્ત થાય છે. તેનો તાત્ત્વિક ભાગ નીચે મુજબ હતો:

"કોંગ્રેસ ડેમોક્રેટિક પાર્ટી (લોકશાહી પક્ષ)ની નીતિ તેના નામ પરથી સ્પષ્ટ થાય છે. રાષ્ટ્રીય મહાસભા વિષે અટલ નિષ્ઠા અને લોકશાહી પર દૃઢ વિશ્વાસ એ તેનું બીજ છે. હિન્દી રાષ્ટ્રના સામે જે વિવિધ સવાલો પડ્યા છે, તેમનો ઉકેલ લાવવાનું સામર્થ્ય લોકશાહીના સિદ્ધાન્તમાં છે અને તે કાર્ય સાધવા માટે કેળવણીનો ફેલાવો અને મતદારોની સંખ્યામાં વૃદ્ધિ એ બે અમોઘ શસ્ત્રો છે, એમ આ પક્ષનું માનવું છે. જાતિભેદ અથવા રૂઢિને કારણે નાગરિક, વ્યાવહારિક કે સામાજિક બાબતોમાં જો કોઈની નાલાયકી મનાતી હોય તો તે નાલાયકી દૂર કરવામાં આવે એમ આ પક્ષ કહેશે. ધાર્મિક બાબતોમાં સહિષ્ણુતા હોય અને દરેક માણસનો ધર્મ તે તે માણસને પોતા પૂરતો પવિત્ર હોઈને બીજાઓ જે તેમાં દખલગીરી કરવાનો પ્રયત્ન કરે તો તેવા લોકોથી તે ધર્મનું રક્ષણ કરવું એ સરકારનું ન્યાય્ય કર્તવ્ય છે એવું આ પક્ષનું માનવું છે. તે જ પ્રમાણે મુસલમાનોની ધાર્મિક લાગણીઓ અને કુરાનનાં વચનોને ખ્યાલમાં રાખી ખિલાફતના પ્રશ્નનો ઉકેલ આણવામાં આવે એવી મુસલમાનોની માગણીને આ પક્ષનો ટેકો છે.

"અખિલ માનવજાતિમાં ભ્રાતૃભાવની વૃદ્ધિ થાય અને એકંદરે માણસમાત્રની ઉન્નતિ થાય તે માટે બ્રિટિશ સામ્રાજ્ય મંડળમાં હિન્દુસ્તાન સામેલ હોય અને તે તેનો ઘટક બનીને રહે એ આ પક્ષને માન્ય છે; પણ ખુદ

ગ્રેટ બ્રિટન અને આ સામ્રાજ્યના જે બીજા ભાગીદારો છે, તે બધાની બરોબરીનો દરજ્જો હિન્દુસ્તાનને મળવો જોઈએ અને તેનો કારભાર પૂરેપૂરો તેના તાબામાં હોવો જોઈએ એવી આ પક્ષની માગણી છે.

"જવાબદાર પ્રાતિનિધિક રાજ્યશાસન પદ્ધતિથી રાજ્ય ચલાવવા માટે આ દેશના લોકો પૂરેપૂરા લાયક છે, એવો આ પક્ષનો નિશ્ચિત મત છે. અને અહીંની રાજ્યપદ્ધતિ તેમ જ કાયદા-કાનૂન કેવાં હોવાં જોઈએ તે નક્કી કરવાનો હક સ્વયનિર્ણયના સિદ્ધાંત અનુસાર કેવળ હિંદી લોકોનો જ હોવો જોઈએ એવી આ પક્ષની માગણી છે.

"મૉન્ટેગ્યૂ સાહેબના સુધારાના કાયદાથી જે કંઈ મળે તેનો સ્વીકાર કરીને, પૂર્ણ સ્વરાજ્ય બને તેટલું જલદી પ્રાપ્ત કરવાના કામમાં તેનો ઉપયોગ કરવાનો આ પક્ષનો ઇરાદો છે. અને તે માટે લોકમતાનુસાર, ઇષ્ટ જણાય તેમ, શક્ય ત્યાં સહકાર અને જરૂર પડે ત્યાં સરકારનો બંધારણગર વિરોધ કરવામાં આવશે."

તા. ૨૨ મે ને રોજ પૂનામાં ત્રણ લાખ રૂપિયાનું પર્સ ફંડ લોકમાન્યને ગૌરવપૂર્વક અર્પણ કરી તેમના માથા પરનો દેવાનો ભાર હલકો કરવામાં આવ્યો. જવાબ આપતાં લોકમાન્યે કહ્યું :

"મેં ફરિયાદ કરી તે વ્યક્તિશઃ ચિરોલ પર કરી હતી તોય સાચો ઝઘડો સરકારના સાથે જ હતો. તેનો પુરાવો ચિરોલના વકીલ કાર્સને 'આ ખટલો ટિળક જીતી જાય તો અંગ્રેજ સરકાર પર ભારે આફત ઊતરશે ને તેમને હિન્દુસ્તાનમાં રાજ કરવું મુશ્કેલ પડશે' એવા જે ઉદ્ગાર કોર્ટમાં કાઢ્યા તે પરથી મળી જાય છે અને આ ખટલાનું સાર્વજનિક સ્વરૂપ ધ્યાનમાં લઈને જ લોકોએ પણ આટલો નિધિ ભેગો કર્યો. આ ફાળો મારે માટે ભેગો કરીને સાચે જ તમે મને ખરીદી લીધો છે"

૧૯૨૦ના ઑગસ્ટ મહિનામાં મહાસભાનું ખાસ અધિવેશન ભરવાનું નક્કી થયું. લોકમાન્યને તેના પ્રમુખનું પદ આપવું એવો વિચાર શરૂ થયો. પણ પ્રમુખ થતાં પોતાના પક્ષનો પ્રચાર કરવામાં અંતરાય ઊભો થશે એમ જાણી તેમણે તે ન સ્વીકારવાનું જ લગભગ નક્કી કરેલું. પણ તેનો આખરી નિર્ણય કરવાનો વખત આવ્યો જ નહીં કારણ તે પહેલાં જ તેમનું અવસાન થયું.

"આમ ૧૯૨૦માં લોકમાન્યનું હિંદી રાજકારણમાં અનેરું સ્થાન હતું. જૂનામાં જૂની તેમ જ જુવાનમાં જુવાન પેઢીના તેઓ પ્રતિનિધિ હતા.

સામાજિક અને ધાર્મિક બાબતમા તેઓ શરૂઆતનાં વર્ષોમાં તદ્દન રૂઢિચુસ્ત વૃત્તિના ગણાતા હતા, પણ હવે તેમના અનુયાયીઓમા સુધારકો સારી સખ્યામાં હતા 'મુસલમાનોના કટ્ટર શત્રુ' ગણાઈને બદનામ થયેલા તેમણે લખનૌમા હિંદુ મુસ્લિમ એકતાનો પુરસ્કાર કર્યો અને હવે ખિલાફતના આગેવાનો તેમના સહકારની માગણી કરી રહ્યા હતા ૧૮૯૫મા તેમણે સ્વરાજ્યનો પ્રથમ પોકાર કર્યો, તેનો પડઘો ૧૯૦૬ના મહાસભામા અને હવે ૧૯૧૯ના ખુદ ગવનમેન્ટ ઑફ ઇંડિયા ઍક્ટમા પડ્યો હતો ૧૮૯૬–૯૭મા મહેસૂલ ન આપવાનો તેમનો ઉપદેશ ને કાર્યક્રમ હવે ગાંધીજીના અસહકારના કાર્યક્રમનુ એક અગ બન્યો હતો સુરતમા મહાસભાના ભાગલા પાડનારા તરીકે વગોવાયેલા ટિળક આજે તેના મોટામા મોટા આધાર અને નિર્વાચિત પ્રમુખ બન્યા હતા સરકાર તેમનાથી ડરતી હતી, ઍંગ્લો ઇંડિયન સમાજ તેમનો દ્વેષ કરતો હતો, વિનીતો તેમનાથી બીતા હતા. એવા લોકમાન્ય હવે સમસ્ત પ્રજાના માનીતા નેતા બન્યા હતા તેમની પાછળ ચાળીસ વરસના ઇતિહાસની સ્ફૂર્તિદાયક સ્મૃતિઓ પડી હતી, આગળ એક મહાન લડત પડી હતી અને તેને માટે દેશ તેમના તથા ગાંધીજી તરફ આશાથી જોઈ રહ્યો હતો "

એવી પરિસ્થિતિ હતી ત્યારે ૧ લી ઑગસ્ટને રોજ અસહકારનો કાર્યક્રમ શરૂ થશે એમ ગાંધીજીએ જાહેર કરી દીધુ હતુ એ તારીખ પાસે આવતી હતી ત્યારે લોકો ટિળક મહારાજનુ એ બાબત કેવુ વલણ છે એમ પૂછવા લાગ્યા. ખિલાફતને વિષે તેમણે કહ્યુ, "આ બાબતમા મુસલમાનોએ પોતે પ્રથમ વિચાર કરવાનો છે, પૂરેપૂરો વિચારવિનિમય કરીને તેમણે ચોક્કસ નિર્ણય કરવાનો છે આપણે હિન્દુઓએ માત્ર તેમના નિર્ણયને ટેકો આપવાનો છે."

અસહકારની બાબતમાં ગાંધીજીને પણ તેમણે કહેલુ,

"મને એ કાર્યક્રમ પૂરેપૂરો ગમે છે, પરતુ અસહકાર લોકો પાસેથી જે આત્મભોગ માગે છે તે તેઓ આપી શકશે કે કેમ તે વિષે મને શંકા છે હુ એ ચળવળની પ્રગતિમાં વિઘ્ન આવે એવુ કશુ નહીં કરુ હું તમને સપૂર્ણ સફળતા ઇચ્છું છુ અને જો તમે લોકોને તમારા પક્ષમાં ખેંચી શકો, તો તમને મારો હાર્દિક ટેકો હશે જ "

# ૫૮

## સ્વર્ગવાસ

પણ લોકમાન્યની શક્તિ ધીમે ધીમે ક્ષીણ થતી જતી હતી. સ્વરાજ્ય-સંઘની છેલ્લી સભામાં તેમણે કહેલું કે, "વૃદ્ધાવસ્થાને લીધે મારી બધી શક્તિઓ ક્ષીણ થતી ચાલી છે, કોઈ પણ નવું કામ મારે માથે લેવું કે નહીં તે તમે મારા પર જ છોડશો." અને થોડા જ દિવસમાં તેનો પ્રત્યક્ષ અનુભવ થયો. જુલાઈ માસમાં તેમને ઉપરાઉપરી તાવ આવવા લાગ્યો. તેમ છતાં તેમણે તાઈમહારાજ પ્રકરણનું એક છેવટનું કામ ચાલીને માથે લીધું. જગન્નાથમહારાજ દત્તક તરીકે કાયમ થઈ ગયા હતા તોય તેમની જાગીર, ખિતાબ વગેરે મૂળ કોલ્હાપુર દરબાર તરફથી અપાયેલા છે તે અમે હવે પછી જગન્નાથ મહારાજને આપવા માગતા નથી એ મુદ્દાસર કોલ્હાપુર દરબારે હાઈકોર્ટને અરજી કરી. તેનો જવાબ આપવા માટે પંદર દિવસ સતત પરિશ્રમ કરીને લોકમાન્યે કેફિયત ઘડી કાઢી અને હાઈકોર્ટ આગળ અરજીની સુનાવણી ૧૪ મા જુલાઈને રોજ થવાની હોવાથી તેઓ ૧૨ મી તારીખે મુંબઈ જઈ સરદારગૃહમાં ઊતર્યા.

મુંબઈમાં પણ તાવ ચાલુ રહ્યો, પણ મલેરિયા જ હશે એમ માની તેના તરફ વિશેષ ધ્યાન ન આપ્યું. ૨૦ માએ દીવાન ચમનલાલ મળવા આવ્યા. તેમના આગ્રહથી શરીરમાં તાવ હતો છતાં મોટરમાં ફરવા ગયા. તેને લીધે શરદી થઈ ને તાવ પણ વધ્યો. ૨૧ માએ કોલ્હાપુર દરબારની અરજી હાઈકોર્ટે ખર્ચ સાથે કાઢી નાખ્યાના સમાચાર મળ્યા ને તાઈમહારાજ પ્રકરણનો પૂરેપૂરો સુખદ અંત આવ્યો, તેથી લોકમાન્યને ખૂબ આનંદ થયો.

૨૩માએ તેમની ૬૪ મી વરસગાંઠ હતી તેથી આખા દેશમાંથી તેમના પર અભિનન્દનોની વૃષ્ટિ થઈ.

૨૬ મીએ જમણા ફેફસા પર શરદીની અસર જણાઈ અને ન્યૂમોનિયા છે એમ ડૉકટરોએ નિદાન કર્યું. ૨૭ માએ તબિયત ચિંતાજનક હતી છતાં મગજ પર કોઈ અસર થઈ ન હતી અને પૂરેપૂરા ભાનમાં હતા. એટલે પૂનેથી આવેલા દીકરાદીકરીઓને નજીવું બહાનું કાઢી દોડી આવવા બદલ ઠપકો આપ્યો; અને હજી પિયરમાં રહેવાનું બહુ ગમે છે કેમ? એમ કહી

દીકરીઓની મજાક કરી પંદર વરસ ઉપરાંત મધુમેહના ગગને લીધે ધોવાઈ ગયેલી ખાંડનો ઊભરા ભરી કાઢવા માટે તેઓ પાણી માગતા ત્યારે ખાંડ નાખેલું પાણી ડૉક્ટરોના સૂચના અનુસાર તેમને આપવામા આવતા મુંબઈ કોર્પોરેશન કેવળ મીઠુ પાણી જ આપે છે તે પરથી તેને પણ મધુમેહનો રોગ થયો લાગે છે એવી મજાક કરી!

બુધવારે બપોર પછી તાવ ચઢયો અને હૃદયમા નબળાઈના લક્ષણો દેખાવા લાગ્યા પછી બેભાન બન્યા ને લવરી કરવા લાગ્યા પેટમા ગડબડ થઈ અને તે ફૂલવા લાગ્યુ દાક્તરી ઉપચારને લીધે તે ગડબડ શમી ગઈ ગુરુવારે બપોર પછી 'ઍન્જીના પેક્ટરિસ'નો એક મોટો હુમલો આવ્યો. શુક્રવાર ને શનિવાર બે દિવસ એવી જ બેભાન સ્થિતિ ચાલુ રહી હૃદય નબળુ પડતુ ગયુ અને નાડી અનિયમિત થઈ રવિવારે રાતે ૧૦–૩૦ વાગે હૃદયમા થાકના ચિહ્નો દેખાવા લાગ્યા અને શ્વાસોચ્છ્વાસના ક્રિયા મુશ્કેલ બની અને મધ્યરાત્રીએ ૧૨–૩૦ વાગે તેમણે આ દુનિયાના વિદાય લીધી અને સાથે જ "પોતાના અંતરમા આજન્મ સાચવી રાખેલી અને સ્વાર્થની આહુતિઓ આપીને સવર્ધિત કરેલી ક્રાંતિની જ્યોતિ તેમના દેહના બંધનમાથી મુક્ત થઈને આખા ભરતખંડમા ફેલાઇ ગઈ "

માંદગી દરમ્યાન બેભાન થયા તે પહેલા, 'તમારે કશી સૂચના કે સંદેશો આપવો હોય તો કહો' એવા મિત્રોએ વિનંતી કરી ત્યારે 'હુ કઈ મરવાનો નથી, હજી પાંચ વરસ ચોક્કસ જીવીશ' એમ કહી કશુ કહેવાનો તેમણે ના પાડેલી. પણ જેનુ આખુ જીવન જ સંદેશો હતું, તેનો આગળ શાબ્દિક સંદેશાનુ શુ મહત્ત્વ?

બેભાન સ્થિતિની શરૂઆતમા તેમને ગીતા બતાવવામાં આવતાં તેમના બે પ્રિય શ્લોકો 'यदा यदा हि धर्मस्य અને 'परित्राणाय साधूनाम्' તેઓ બોલી ગયા. પોતાના જીવનમા જે ભારે આફતો તેમના પર ઊતરી તે તેમણે ઈશ્વર પરની દૃઢ શ્રદ્ધાને જોરે જ સ્વસ્થ ચિત્તે બરદાસ્ત કરી હતી બેભાન અવસ્થામા લવરી શરૂ થઈ ત્યારે કલકત્તા કૉંગ્રેસ માટે "સ્પેશ્યલની વ્યવસ્થા થઈ કે?" એમ પૂછ્યુ પંજાબના હત્યાકાંડનો વારે વારે ઉલ્લેખ કરતા ક્યારેક બહુ ઉશ્કેરાઈને પણ બોલતા એવા ઉશ્કેરાટથી જ એક વાર બોલ્યા, "નંત્રાને ૫૦૦ રૂપિયા પગાર ને વળી મોટર ભથ્થુ! આવા લાટ સાહેબો દેશનુ શુ ભલુ કરવાના?" ૧૮૧૮ નો ઉલ્લેખ પણ વારવાર કરતા' "૧૮૧૮–૧૯૧૮ સો વરસ — કેવી ગુલામીમાં આપણે કાઢ્યા!" ૨૯મીએ

બપોરે ૧ વાગ્યે તેમણે ઉદ્‌ગાર કાઢ્યા, "સ્વરાજ્ય મળ્યા વિના હિન્દુસ્તાનને બરકત આવવાની નથી કેવળ આપણું અસ્તિત્વ ટકાવી રાખવા માટેય તેની જરૂર છે" આ જ તેમના છેવટના મહત્ત્વના શબ્દો હતા.

લોકમાન્યનું જીવન જેવું અસ્મરણીય હતું તેવો જ તેમનો અંતિમ વિધિ પણ યાદગાર બનો

મુંબઈના ઇતિહાસમા આવા સાર્વત્રિક દુઃખનો પ્રસંગ કદી જોવામા આવ્યો ન હતો વહેલી સવારે ચાર વાગ્યાથી લોકોનાં ટોળા સરદારગૃહ પાસે ભેગા થવા લાગ્યા ને ભાડ એટલી જામી કે તેમનુ અંતિમ દર્શન લેવા જવા માટે માર્ગ પણ ન રહ્યો મિલો બંધ થઈ, બજારો બંધ થયા ને દરેક સ્ત્રી અને પુરુષ પોતાના પ્રિય નેતાનુ છેલ્લુ દર્શન લેવા નીકળી પડ્યા તેમા મુસલમાન, પારસી, ખ્રિસ્તી બધી કોમના લોકો હતા. ટિળકના જીવતા પ્રજાના સદ્‌ભાવના દ્યોતક અનેક સમારંભો તેમના માનમા થયેલા, પણ તેમના ગુજરી ગયા પછી ૧લી ઑગસ્ટે નીકળેલી તેમની સ્મશાનયાત્રા — વિજય યાત્રા — એ બધા કરતા ટપી જાય તેવી હતી

તેમના મૃત દેહના દર્શને આવનાર લોકો તને સહેલાઈથી જોઈ શકે તેટલા માટે તેને અંદરથી બહાર લાવી પદ્માસન કરાવી સરદારગૃહના છજામા મૂકવામા આવ્યો લોકોની મેદની ક્ષણે ક્ષણે વધતી જ જતી હતી

લોકમાન્યના મૃત્યુના સમાચાર સાભળી અસંખ્ય લોકો પૂનેથી મુંબઈ આવ્યા. બે ખાસ ગાડીઓ પણ રેલ્વેએ છોડી હતી એ લોકોએ અંત્યવિધિ પૂનામા થાય તે માટે ટિળકના દેહને ત્યા લઈ જવાનો ખૂબ પ્રયત્ન કર્યો પણ મુંબઈના લોકોએ એ માન પોતાને જ મળવુ જોઈએ એવો આગ્રહ રાખ્યો

ટિળક બ્રાહ્મણ હતા તેથી બ્રાહ્મણોએ જ તેમને સ્મશાને લઈ જવા જોઈએ એમ તેમના કેટલાક સગાસંબંધીઓ કહેવા લાગ્યા અને જ્યારે ગાંધીજી આવીને તેમની પાલખી (અનામી) ઉપાડવા માટે નીચે વળ્યા ત્યારે કોકે તેમને ટોક્યા પણ ખરા ગાંધીજી થોડો વખત ઊભા રહ્યા ને બોલ્યા, 'જાહેર સેવકોને ન્યાતજાત હોતી નથી' ને હાથી નીચે નમ્યા ને પાલખીનો એક છેડો ઉપાડ્યો અને તેમના પછી મૌલાના શૌકતઅલી, ડૉ કિચલુ, જવાહરલાલ નેહરુ વગેરે પણ જોડાયા. મુંબઈના અનેક પ્રમુખ નેતાઓ સરઘસ માં જોડાયા હતા. સ્મશાનયાત્રામાં આઠથી દસ લાખ માણસો જોડાયા હતા.

આટલી મોટી મેદની માટે સોનાપુરનુ સ્મશાન તો સાવ નાનુ પડે તેથી સરકારની ખાસ પરવાનગી મેળવીને ચોપાટીના વિસ્તીર્ણ પટ પર

તેમના દેહનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. આ અપૂર્વ ઘટના આજે પણ અજોડ રહી છે.

"ટિળક પછી હિન્દુસ્તાનને કોણ દોરશે?" લોકો એકબીજાને પૂછવા લાગ્યા. ગાંધીજીએ કહ્યું, "મારો મોટામાં મોટો આધાર ગયો."

લોકમાન્યના અવસાનના સમાચાર સાંભળી આખો દેશ શોકમાં ડૂબી ગયો. ઠેર ઠેર તેમને અંજલિઓ આપવામાં આવી, તેમનાં ગુણગાન થયાં. ઠેકઠેકાણે તેમના સ્મારકોની યોજનાઓ શરૂ થઈ. પણ ગાંધીજીએ કહ્યું, "કોઈ પણ મૃત વ્યક્તિની સ્મૃતિને માન આપવાનો સારો માર્ગ તેના જીવનનુ કાર્ય પૂરૂ કરવુ એ છે. લોકમાન્ય બાળ ગંગાધર ટિળકની સ્મૃતિનુ સાચું સન્માન કરવુ હોય તો આપણે સ્વરાજ્ય સ્થાપન કરવુ જોઈએ. એ જ તેમનુ કાયમનુ સ્મારક થશે." અને એ સ્વરાજ્યના કાર્ય માટે સ્થાપવામા આવનાર હિંદી રાષ્ટ્રીય સંઘને તેમ જ સામાન્ય રીતે આખી અસહકારની હિલચાલને નભાવવા માટે એક રાષ્ટ્રીય ફંડ ઊભું કરવા પગલાં લેવાં અને તેને અખિલ હિંદ ટિળક સ્વરાજ ફંડ એવું નામ આપવું એવો ઠરાવ ૧૯૨૦ના ડિસેમ્બરમાં મળેલી નાગપુરની બેઠકમાં ગાંધીજીની પ્રેરણાથી થયો

લોકમાન્યના દેહાંત અંગે સંદેશો આપતાં ગાંધીજીએ કહ્યું કે,

"લોકમાન્ય ટિળક જનતાના દેવતા જેવા હતા અને જનતા તેમનો બોલ વેદવચનના જેવો પ્રમાણભૂત માનતી એનુ રહસ્ય દેશભક્તિ એમનો ધર્મ થઈ બેઠો હતો એમ છે. તેઓ સ્વભાવે ડેમોક્રેટ (લોકસત્તાવાદી) હતા અને કોઈ પણ સવાલનો ઉકેલ બહુમતીથી થવો જોઈએ એ બાબત તેમનો આગ્રહ જોઈને મને પણ કયારેક ડર લાગતો. સ્વરાજ્યનો પુરસ્કાર તેમના જેટલા સુસંગતપણે અને ચીવટથી બીજા કોઈએ પણ કર્યો નથી તે કયારેય પણ હિંમત હાર્યા નહીં અને નિરાશા તેમના મન પર કદી કબજો કરી શકી નહીં. સ્વરાજ્યપ્રાપ્તિનો સમય તેમણે કેટલાંય વરસ નજદીક આણ્યો છે. તેઓ અંગ્રેજોનો દ્વેષ કરતા, એ માન્યતા સાવ ભૂલભરેલી છે 'અભિનવ ભારતના જનક' તરીકે તેમનુ નામ ઇતિહાસમાં અજરામર થશે. લોકમાન્યનું ધૈર્ય, તેમની સાદી રહેણી, તેમનો પ્રચંડ ઉદ્યમ અને તેમની અટલ દેશભક્તિ એ ગુણો પોતાનામાં કેળવવાનો પ્રયત્ન કરવો એ જ તેમનું સ્મારક છે."

અરવિંદ ઘોષે કહ્યુ : લોકમાન્યે પોતાના કર્તૃત્વ વડે ઇતિહાસપ્રસિદ્ધ પુરુષોની પહેલી હરોળમાં સ્થાન મેળવ્યું છે. તેમણે એક બિંદુમાંથી સિંધુ પેદા

કર્યો અને સાવ ડોળડાળ વિનાની સામગ્રીમાંથી સ્વરાજની ભવ્ય ઇમારત ઊભી કરી. તેમણે હિન્દી લોકોને નવાન, જોસીલું, સ્વાવલંબી, રાષ્ટ્રીય વલણ આપ્યું અને તેમની રાજકીય આકાંક્ષાઓ જાગ્રત કરીને તથા તેમની આગળ રાષ્ટ્રીય ધ્યેય મૂકીને તેમના મનમાં સ્વરાજ્ય મેળવવા માટે ચળવળ કરવાના નિશ્ચયનું બીજ વાવ્યું.

ડૉ. ભાંડારકરે કહ્યું : ટિળકની જીવનયાત્રામાં તેમના પર જે સંકટો આવ્યા તેના સોમા હિસ્સાનાં પણ આપણા પર આવી પડ્યા હોત, તો આપણે ક્યાના ક્યાં જઈને પડ્યા હોત.

ઇન્ડિયન સોશિયલ રિફોર્મરના તંત્રી શ્રી નટરાજને એક મહત્ત્વની વાત કહી કે : લો. ટિળકની સામે એવો એક આક્ષેપ કરવામા આવે છે કે તેમણે વિધાયક સ્વરૂપનું એક પણ કાર્ય કર્યું નથી; પણ વાસ્તવિકપણે રાષ્ટ્રના ઇતિહાસમાં વિધાયક અને વિધ્વંસક કાર્યો વચ્ચે ભેદરેખા આંકવા જ મુશ્કેલ હોય છે. ગુલામીની પદ્ધતિ નાબૂદ કરવાની કામગીરી પણ વિધ્વંસક સ્વરૂપની જ હતી. પણ એને પરિણામે વિશ્વબંધુત્વની કલ્પના આગળ આવવામાં મદદ થઈ ગયા સૈકાના સંસાર સુધારાના કાર્ય પર 'વિધ્વંસક'નો સિક્કો મારવામાં આવે છે. અમને એમ પૂછવામા આવે છે કે, તમે ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા શાના પાયા પર રચશો? તેને અમારો એટલો જ જવાબ છે કે, રાષ્ટ્રનો વિકાસ થાય તે માટે ન્યાતનું બંધન નષ્ટ થવું જ જોઈએ. શ્રી ટિળક ની સ્થિતિ પણ એવી જ હતી, અને રાષ્ટ્રની રાજકીય ઉન્નતિ થવાને માટે નોકરશાહીને નાબૂદ કરવી જ જોઈએ એવી તેમની માન્યતા હતી.

ગાંધીજીએ તેમના જીવન અને વ્યક્તિત્વ વિષે તા ૮-૮-'૨૦ના નવજીવનમાં 'લોકમાન્યનો સ્વર્ગવાસ'ના મથાળા હેઠળ લેખ લખ્યો તેમાં જણાવ્યું :

"લોકમાન્ય તો એક જ હતા રાજાએ આપેલા ઇલકાબ કરતા લાખ ગણી કિંમત ટિળક મહારાજને લોકોએ આપેલા ઇલકાબની હતી. એ દેશે સાબિત કરી આપ્યું છે આખું મુંબઈ લોકમાન્યને વળાવવા રવિવારે નીકળી ગયેલું હતુ, એમ કહેવામા અતિશયોક્તિ નહીં ગણાય.

"આવુ મૃત્યુ આજ લગી આ જમાનામા કોઈ લોકનાયકને ભાગે નથી આવ્યું. દાદાભાઈ ગયા, ફિરોજશાહ ગયા, ગોખલે પણ ગયા. બધાની પાછળ હજારો સ્મશાને ગયા હતા; પણ ટિળકે અવધિ વાળી! તેમની પાછળ તો આખું જગત ગયુ. મુંબઈ રવિવારે ઘેલુ થઈ ગયુ હતુ

"લોકમાન્યનો હિંદુસ્તાન પરનો પ્રેમ મર્યાદારહિત હતો તેથી લોકપ્રેમ પણ મર્યાદારહિત હતો. સ્વરાજ્યનો મંત્ર જેટલે દરજ્જે તેમણે જપ્યો તેટલે દરજ્જે બીજા કોઈએ નથી જપ્યો. સ્વરાજને સારુ હિંદ હવે લાયક થયે એમ જ્યારે બીજાઓએ અંતઃકરણપૂર્વક માન્યું, ત્યારે લોકમાન્યે અંતઃકરણપૂર્વક માન્યું કે હિન્દ આજે જ તૈયાર છે. આ માન્યતાએ લોકોના મન હરી લીધાં. એમ માનીને તેઓ બેસી ન રહ્યા, પણ તેનો અમલ આખી જિંદગીભર કર્યા કર્યો, તેથી પ્રજામાં એક નવો જુસ્સો પેદા થયો. સ્વરાજ મેળવવાની પોતાની અધીરાઈનો ચેપ તેમણે પ્રજાને લગાડયો, ને જેમ તે લાગતો ગયો તેમ તેમ પ્રજા તેમની તરફ દોરવાતી ગઈ.

"પોતાની ઉપર ગમે તે જોખમો આવ્યાં, ગમે તેટલાં દુઃખ પડયાં, પણ આ મંત્રનું રટણ તો તેમણે છોડયું જ નહીં. એમ તેઓ કઠિન પરીક્ષામાં પણ પસાર થયા, તેથી પ્રજાને તેમના ઉપર ભારે વિશ્વાસ બેઠો ને તેમનું વચન કાયદો ગણાયું.

"આવું મહાન જીવન દેહ જતાં પૂરું થતું જ નથી. દેહ જતાં તો શરૂઆત થાય છે.

"લોકમાન્ય ચાલુ રાજ્યમંડળના કટ્ટા શત્રુ હતા. પણ તેમને અંગ્રેજોનો અણગમો હતો એવી માન્યતા કેટલાકમાં રહેલી છે તે ખોટી છે. તેમને જ મુખેથી મેં અંગ્રેજોનાં વખાણ ઘણી વેળા સાંભળ્યાં છે. તેમને અંગ્રેજી રાજ્ય સાથેનો સંબંધ સર્વથા અનિષ્ટ હતો એમ ન હતું, પણ તેઓ અંગ્રેજોના બરોબરિયા તરીકે પોતાને અને પ્રજાને ઓળખાવવા માગતા હતા. અંગ્રેજોને કે કોઈને પણ તાબે રહેવું તેમને જરાયે ગમ્યું ન હતું.

"જેણે પોતાની કાર્યરેખા ઘડી લીધી છે, જેણે તે પ્રમાણે ચિરસ્થાયી વર્ષ સુધી અમલ કર્યો છે, જેણે પોતાના દેહને દેશસેવામાં જ નિચોવી નાખ્યો છે તે પોતાના દેહનો ત્યાગ કરી ભુલાતા નથી, મરતા નથી. તેથી લોકમાન્ય ટિળક મરીને પણ આપણને જીવવાનો મંત્ર આપી ગયા છે એમ માનીએ."

બળવા પછીના હિન્દના રાજકારણનું અવલોકન કરતાં શ્રી ચિંતામણિએ કરેલું લોકમાન્યના વ્યક્તિત્વ અને કાર્યનું મૂલ્યાંકન જોઈને આ પ્રકરણ પૂરું કરીશું. તેઓ કહે છે:

"આ (૧૯૦૫–૧૯૧૯ના) સમય દરમ્યાન પોતાના દેશબાંધવોના વિચાર અને પ્રવૃત્તિઓ પર અસર કરનારા નેતાઓમાં સૌથી આગળ

પડતુ સ્થાન ટિળકને આપવું જોઈએ. તેઓ જન્મજાત લડવૈયા અને આજન્મ મરાઠા હતા. સ્વતંત્રતાનો તાલાવેલી એ જ તેમના જીવનનું સર્વાંગી ધ્યેય હતુ . . . સરકાર તેમને હિન્દના બ્રિટિશ સામ્રાજ્યના મુખ્ય શત્રુ ગણતી મિ. મૉન્ટેગ્યૂએ મને કહેલુ કે, ‘મેં ટિળકના વિચારો અને પ્રવૃત્તિઓનો સપૂર્ણ ઇતિહાસ વાંચ્યો છે અને તે પરથી મારો એવો મત બંધાયો છે કે હિન્દુસ્તાનમા ફક્ત એક જ જહાલ કે ઉદ્દામવાદી માણસ છે, અને તે છે મિ ટિળક. . .’ ટિળકને વિષે જેટલા વાદ અને ચર્ચાઓ ચાલી તેટલો ભાગ્યે જ બીજા કોઈ વિષે ચાલી હશે. . બાળ ગંગાધર ટિળકને યાદ કર્યા વિના સ્વરાજ્યની હિલચાલનો વિચાર કરવો કેવળ અશક્ય છે ”

## ૫૯

## ગ્રંથરચના

કેસરી અને મરાઠામા એ પત્રોના તંત્રી ને સચાલક તરીકે લોકમાન્યને રાજકારણ, અર્થશાસ્ત્ર, સાહિત્ય, કેળવણી, સમાજ ઇત્યાદિ વિવિધ વિષયોને અગે નિયમિતપણે લખવુ પડતુ તાત્કાલિક વિષયોને અગે લખાયેલા હોવા છતા કેસરીના આ લેખો મરાઠી સાહિત્યમા કાયમનુ સ્થાન પામ્યા છે. તે ઉપરાત પોતાના રસના વિષયોનો તેમનો સ્વાધ્યાય સતત ચાલુ જ રહેતો. રાજકીય ચળવળની ધમાલ વખતે પણ જ્યારે જ્યારે ફુરસદ મળતી ત્યારે તેઓ વેદ, બ્રહ્મસૂત્રો, ગીતા, વગેરે પોતાના પ્રિય પુસ્તકોના વાચનમા તલ્લીન થઈ જતા, અને એકાગ્ર થવામા એમને જરાય વાર લાગતી નહીં

તાઈમહારાજ પ્રકરણમા જ્યારે તેમના પર ફોજદારી મુકદ્દમો કરવામા આવ્યો હતો અને તેમની આબરૂ પર ગોટામાં મોટુ સંકટ આવ્યુ હતુ, ત્યારે પણ તેમણે મનને પ્રક્ષુબ્ધ થવા દીધા વિના એકાગ્રપણે વેદ સાહિત્યનું સંશોધન કરી આર્યોના મૂળ વસતિસ્થાન અગે એક વિદ્વન્માન્ય ગ્રંથ લખ્યો. અને જેલ તો એમને માટે આશ્રમ જ બની ગઈ હતી ૧૮૮૨મા ટિળક આગરકર કોલ્હાપૂર પ્રકરણ અગે પ્રથમ જેલમા ગયા ત્યારથી છેલ્લાં પોણોસો વરસમાં હિન્દની જેલોમા જે કેટલાક ક્રાંતિકારી ગ્રથો નિર્માણ થયા, તેમાં ટિળકનો લખેલો ગીતારહસ્ય ગ્રંથ બહુ જ મહત્ત્વનુ સ્થાન ધરાવે છે

અહીં તેમની ગ્રંથનિર્મિતિ વિષે ટૂંકમા માહિતી આપી છે

## ओरायन

### (વેદની પ્રાચીનતા અંગે સંશોધન)

ભગવદ્ગીતાનું વાચન ટિળક નાનપણથી જ કરતા આવ્યા હતા, અને તેના સિદ્ધાન્તોની તેમના મન પર ઊંડી અસર પડી હતી. ગીતાના દસમા અધ્યાય 'વિભૂતિયોગ'મા 'मासानां मार्गशीर्षोऽहम्' એવી એક ઉક્તિ છે તેનું મનન કરતા કરતા ટિળકનું ધ્યાન વેદ, વેદાંગો તરફ ગયું અને પૂર્વે ક્યારેક માર્ગશીર્ષ મહિનાથી વર્ષારંભ થતો હોવો જોઈએ એ કલ્પના તેમના મનમા સ્ફુરી અને તે પરથી એક નિબંધ લખીને તે તેમણે ૧૮૯૨મા લંડનમા ભરાયેલી પ્રાચ્યવિદ્યાવિશારદોની સાર્વરાષ્ટ્રીય પરિષદમા વંચાવા માટે મોકલ્યો. નિબંધ બહુ લાંબો હોવાથી પરિષદના અહેવાલમા તેનો સાર જ ફક્ત છપાયો. એટલે એ આખો નિબંધ 'ओरायन ऑर रिसर्चिज इन्टु धि ॲन्टिक्विटि ऑफ ध वेदज़' એ નામથી ૧૮૯૩મા પુસ્તકરૂપે તેમણે પ્રસિદ્ધ કર્યો. એ નિબંધમા વેદનો સમય ઓછામા ઓછા ઇ. પૂર્વે ૪૦૦૦નો હોવો જોઈએ એમ તેમણે વેદાન્તર્ગત ગ્રહસ્થિતિનો જ્યોતિષશાસ્ત્રની મદદથી વિચાર કરીને સિદ્ધ કર્યું છે.

મજકૂર ગ્રંથની વિદ્વાનોમા ભારે પ્રશંસા થઈ. સંશોધનના ક્ષેત્રમા પરદેશીઓનો જ જાણે ઇજારો હોય એવી પરિસ્થિતિ હતી તે બદલવામા જે કેટલાક વિદ્વાનોના પ્રયત્નો કારણભૂત થયા તેમા ટિળકના આ અને બીજા ગ્રંથોની પણ ગણના કરવી જોઈએ. આ ગ્રંથથી આપણી સંસ્કૃતિની પ્રાચીનતા પુરવાર કરવા માટે એક મહત્ત્વનું સાધન મળ્યું. અમેરિકાની હૉપકિન્સ યુનિવર્સિટીના ડૉ. બ્લૂમફીલ્ડે ओरायन ગ્રંથ વિષે પોતાનો અભિપ્રાય આપતાં કહ્યું:

"વેદવાઙ્મય અને તે વિષે પશ્ચિમના લોકોએ લખેલા ગ્રંથોની અનેક ઝીણવટોભરી માહિતી લેખકને છે એવી ઊંડી છાપ મારા મન પર પડી, તેથી ગ્રંથના પાના ઉપર ઉપરથી ફેરવવાનું છોડી દઈને તેનો મનનપૂર્વક અભ્યાસ કરવાની મેં શરૂઆત કરી. ધીમે ધીમે મારો પહેલાંનો પૂર્વગ્રહ અને વિરોધ લુપ્ત થવા લાગ્યો ને હું લેખકના પ્રતિપાદનના પ્રવાહ સાથે તણાવા લાગ્યો. એના અભિપ્રાયની સત્યતા મારે ગળે ઊતરી ગઈ. ચાલુ વર્ષનો એ ગ્રંથ સાહિત્યમા ભારે ક્રાંતિકારી ગણાય તેવો છે. શ્રી ટિળકના ગ્રંથને લીધે જે નવો દૃષ્ટિકોણ પેદા થયો છે તેને અનુસરીને આખો પ્રાચીન ઇતિહાસ હવે નવેસર ગોઠવવાની જરૂર ઊભી થઈ છે."

## आर्क्टिक होम इन द वेदज़

### (વેદમા આર્યોનુ મૂળ વસતિસ્થાન)

ઓરાયન લખ્યુ ત્યારથી ટિળકનુ વેદવિષયક સશોધન અને મનન ચાલુ જ હતુ ૧૮૯૭મા તેમને રાજદ્રોહના ગુના માટે સજા થઈ ત્યારે જેલમા તેમણે આ વિષયનો વધુ અભ્યાસ કર્યો, ને બહાર આવ્યા પછી તે બાબત પ્રો મૅક્સમુલર વગેરે પડિતો સાથે પત્રવહેવાર પણ કર્યો "તમારા સિદ્ધાત આજે તો મને માન્ય નથી, કદાચ તમે જણાવો છો તેવી સ્થિતિ હશે," એટલો જ જવાબ મૅક્સમુલરે આપેલો ટિળકે પોતાના સિદ્ધાતને અને તેટલો મજબૂત બનાવીને તેમનુ નવુ પુસ્તક ૧૯૦૩ના માર્ચ માસમાં પ્રસિદ્ધ કર્યું પ્રાચીન આર્યો મૂળ ઉત્તર ધ્રુવ પાસેના પ્રદેશમા રહેતા હતા પછી હિમપ્રલય થયો તેથી તેઓ ત્યાથી ખસતા ખસતા યુરોપ, ઈરાન, હિંદુસ્તાન વગેરે ઠેકાણે ફેલાયા, એ આ ગ્રથનો મુખ્ય સિદ્ધાત હોઈ તેને અનુસરીને વેદનાં કેટલાક સૂક્તોના અર્થો કેવા બરાબર બેસે છે વગેરે વિવેચન પણ તેમણે આ ગ્રથમા કર્યું છે આ ગ્રંથનો સિદ્ધાત પ્રસ્થાપિત કરવા માટ ટિળકને ભૂસ્તરશાસ્ત્ર જેવા અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરવો પડ્યો હતો, અને અનેક શાસ્ત્રોની દૃષ્ટિથી સુસગત એવુ પ્રતિપાદન તેમણે રજૂ કર્યું ઓરાયનની જેમ જ આ ગ્રથ પણ ખૂબ પ્રસિદ્ધિ પામ્યો

આ ગ્રથ વિષે બોસ્ટન વિદ્યાપીઠના પ્રમુખ ડૉ વૉરને નીચે મુજબ અભિપ્રાય વ્યક્ત કર્યો હતો

"પોતાના સિદ્ધાત પ્રસ્થાપિત કરવા માટ આ ગ્રથકારે (ટિળકે) જે પુરાવો રજૂ કર્યો છે તે એટલો સબળ અને નિર્ણાયક છે કે આટલો અને આવો જાતનો પુરાવો કોઈ પણ પ્રાચ્યવિદ્યા વિશારદે રજૂ કરેલો નથી આ ગ્રથમાં અથથી ઇતિ સુધી ઐતિહાસિક સશોધનના શૌર્ય અને વિશુદ્ધ પદ્ધતિનુ જ અવલબન કરવામા આવેલુ હોઈ કોઈ પણ પૂર્વગ્રહથી ગ્રથકાર લિપ્ત થયેલો નથી જો કોઈ પૂર્વગ્રહ એનામા હોય તો જે સિદ્ધાત તેણે સાબિત કર્યો છે, તેનો વિરાધી જ હતો. તેથી તેણે તારવેલો સિદ્ધાત શાસ્ત્રીય પદ્ધતિના કસોટીએ પૂરેપૂરો ઊતરે છે વીસ વરસ પર મેં જ્યારે માનવસમાજના મૂળ સ્થાનની શોધ હાથમા લીધી હતી ત્યારે ટિળકના જેવો જ મારા મત બધાયો હતો. મારુ અધ્યયન મૂળ ગ્રથોનાં ભાષાતરોને આધારે થયુ હતુ હવે જ્યારે ટિળકે મૂળ ગ્રથોનો અભ્યાસ કરીને મેં કરેલા અર્થ જેવો જ અર્થ અને એવો જ સિદ્ધાત પ્રસ્થાપિત કર્યો છે, ત્યારે મને

ખૂબ આનંદ થાય એ સ્વાભાવિક છે મેં તારવેલો મુખ્ય સિદ્ધાંત જ નહીં, પણ બીજી અનેક પરચૂરણ બાબતો કે જેનો મેં જાહેર ઉલ્લેખ કર્યો ન હતો તે બધાને ટિળકના ગ્રંથ વડે પુષ્ટિ મળી છે, તેથી હું તેમનું જાહેર રીતે અભિનંદન કરું છું મેં કરેલા સંશોધનમા ગ્રંથકારે પોતાની વધારે અધિકારી અને મનોહર કલમ વડે ઉમેરો જ કર્યો છે હવે આર્યોનું મૂળ સ્થાન ક્યું તે વિષે સવાલ જ રહેતો નથી."

આ ગ્રંથ ૧૯૦૧–૧૯૦૩ દરમ્યાન લખાઈને પ્રગટ થયો હતો.

પ્રખ્યાત પત્રકાર નેવિનસન આ ગ્રંથને અંગે લખે છે

"મને આ ગ્રંથનું મહત્ત્વ એટલા માટે વિશેષ લાગે છે કે જે વખતે કર્તાની ભાગ્ય પલ્ટાવણી થઈ રહી હતી, જ્યારે તેની સંપત્તિ, આબરૂ, મોભો અને તેનું સર્વસ્વ જ ફોજદારી મુકદ્દમામા સંડોવાયું હતું તે વખતે તે તેણે લખ્યો હતો એવે વખતે ભાગ્યે જ કોઈ ધર્મગ્રંથોનો કે ઉત્તર ધ્રુવની પરિસ્થિતિનો વિચાર કરવાની હિંમત કરે."

## શ્રીમદ્ ભગવદ્ગીતારહસ્ય અથવા કર્મયોગશાસ્ત્ર

લોકમાન્ય ટિળકને બીજી વખતના રાજદ્રોહના ગુના માટે ૧૯૦૮ના જુલાઈમા છ વરસની સજા થઈ અને તેમને માંડલેની જેલમા મોકલવામાં આવ્યા. ત્યા તેમણે છ વરસની લાંબી અવધિ માટે નીચેના ગ્રંથો લખવાનો કાર્યક્રમ ઘડી કાઢ્યો હતો તે તેમણે જાતે કરેલી નોંધ પરથી જાણવા મળે છે

### લો. ટિળકના સંકલ્પિત ગ્રંથોની યાદી

૧ હિન્દુ ધર્મનો ઇતિહાસ–વૈદિક, શ્રૌત, ઉપનિષદો, ઇતિહાસ, પુરાણો, દર્શનો, ભક્તિ, ઐતહાસિક કાળ પૂર્વેના બીજા ધર્મો અને ઉપસંહાર.

૨. હિન્દુ રાષ્ટ્રધર્મ—વૃત્તાન્ત અને તેના જુદા જુદા અંગોનું વર્ણન

૩ રામાયણ, મહાભારત પહેલાનો હિન્દુસ્તાનનો ઇતિહાસ.

૪ શાંકરદર્શન (અદ્વૈત)

૫. પ્રાન્તિક રાજ્યવ્યવસ્થા.

૬ હિન્દુ લૉ અથવા હિન્દુ ધર્મશાસ્ત્ર

૭ ઇંન્ડિનિ(?)સિમલ કૅલક્યુલસના મૂળ તત્ત્વો.

૮ ભગવદ્ગીતારહસ્ય—નીતિશાસ્ત્ર

૯ શિવાજીનુ ચરિત્ર

૧૦ ખાદ્ય કલા અને હિન્દુસ્તાન.

રાજકીય વિષયક મથાળા નીચે નીચેની વિગત લખેલી હતી તે પરથી હિન્દુસ્તાનનો એ દૃષ્ટિથી એક ઇતિહાસ લખવાનો તેમનો વિચાર હતો એમ દેખાય છે

૧ પ્રાસ્તાવિક
૨ વર્ણાધિરાજ્ય–ચાતુર્વર્ણ્ય
૩ હિન્દુ રાજ્ય અને સામ્રાજ્ય
૪ બુદ્ધનો ધર્મ, શક રાજાઓ અને પુનરુજ્જીવન
૫ મુસલમાનોનુ આક્રમણ અને મુસલમાની સામ્રાજ્ય
૬ મુસલમાની સત્તાનો હ્રાસ–મરાઠાઓ, શીખો, ઇ
૭ અંગ્રેજી રાજ્યસત્તાની સ્થાપના
૮ અંગ્રેજ સરકારની હકૂમત
૯ રાજ્યસત્તાનુ દૃઢીકરણ
૧૦ નોકરશાહી અને તેના ધ્યેયો (સ્પેન, આસ્ટ્રિયા, રશિયા, ઇ ની નોકરશાહી સાથે સરખામણી)
૧૧ પ્રગતિ અને સુધારણા (બે વિરોધી મતો)
૧૨ સમન્વય અથવા સમાધાન

ઉપર જણાવેલા સકલ્પિત ગ્રથોમાથી ફક્ત ગીતારહસ્ય ગ્રથ જ તેઓ પૂરો કરી શકયા એ ગ્રથ લખતા તો ચાર જ મહિના લાગ્યા પણ તેની તૈયારી પાછળ તેમણે પુષ્કળ સમય આપ્યો ને અભ્યાસગ્રથ ગ્રથો વાચ્યા. તે માટે તેમણે ફ્રેંચ અને જર્મન ભાષાઓનો પણ સ્વપ્રયત્ને પરિચય કરી લીધો છ વરસને અતે જ્યારે તેઓ હિંદ પાછા આવવા નીકળ્યા ત્યારે લગભગ ચારસો ગ્રથો તેમની પાસે ભેગા થયા હતા. તેમા ધર્મ, તત્ત્વજ્ઞાન, સમાજશાસ્ત્ર, જ્યોતિષ, ગણિત, ઇતિહાસ રાજ્યશાસ્ત્ર, વગેરે વિવિધ વિષયોના ગ્રથો હતા તેમાં વેદ, ઉપનિષદો, દર્શનો, ગીતા, રામાયણ, મહાભારત વગેરે ભારતીય સંસ્કૃતિના ગ્રથો ઉપરાત પ્લેટોથી માડીને સ્પેન્સર સુધીના યુરોપના પ્રમુખ તત્ત્વવેત્તાઓ તથા સમાજશાસ્ત્રીઓના ગ્રથો પણ હતા ગીતા રહસ્યમા યુરોપિયન તત્ત્વજ્ઞાનનુ જે વિવેચન જોવા મળે છે તે બીજા કોઈ પણ મરાઠી ગ્રથમા મળતું નથી

ગીતામા હિન્દુ ધર્મનુ–બલ્કે ધર્મનુ જ–સારસર્વસ્વ આવી જાય છે એ તો તેનું માહાત્મ્ય જાણનાર ઋષિએ તે (ગીતા) બધા ઉપનિષદોનો સાર છે એમ કહીને જણાવ્યુ છે ગીતા પર ભાષ્ય લખી શેતાનનો અધિકાર સિદ્ધ

કરવાની આવશ્યકતા અખિલ ભારતીય પ્રતિષ્ઠાવાળા જે જે મહાન આચાર્યો થઈ ગયા તે બધાએ જ સ્વીકારી હતી. અને આધુનિક યુગમાં જોઈએ તો ટિળક, અરવિંદ અને ગાંધીજીનાં ભાષ્યો તો આપણી આગળ છે જ અને તેમાંથી સંખ્યાબંધ લોકો પ્રેરણા મેળવી રહ્યા છે

લોકમાન્ય ટિળકે કર્મયોગ પર ભાર દઈને તેમાં જ જ્ઞાન અને ભક્તિનાં તત્ત્વો સમાઈ જાય છે એમ બતાવવાનો પ્રયત્ન કર્યો અને રાષ્ટ્રને પ્રયત્નવાદ તરફ પ્રેરણા આપી સાધકને તો તેમણે કર્મયોગનો ઉપદેશ આપ્યો જ, પણ એથી આગળ જઈ સ્વતઃપ્રમાણ એવા સિદ્ધ કે મુક્તને પણ તેમણે કર્મ કરવાનો આગ્રહપૂર્વક બોધ આપ્યો છે.

ગાંધીજીએ કર્મયોગનો સિદ્ધાંત પૂરેપૂરો સ્વીકાર્યો અને, પણ અનાસક્તિને એનો પાયો બનાવ્યો. અને અનાસક્તિયોગ—વસ્તુતઃ અનાસક્તિયુક્ત કર્મયોગ—માં જ્ઞાન અને ભક્તિને વણી લીધાં

અરવિંદ ઘોષે સમર્પણયોગમાં જ્ઞાન, ભક્તિ ને કર્મ ત્રણેયનો સમાવેશ કરી લઈને તેને જ પૂર્ણયોગનું નામ આપ્યું

અર્જુનની સમરાંગણ પરની મૂંઝવણ ટાળવા માટે કૃષ્ણે તેને બોધ આપ્યો. અને ક્ષત્રિય તરીકે પોતાના ક્રમપ્રાપ્ત કર્તવ્ય કરવા—યુદ્ધ કરવા—પ્રવૃત્ત કર્યો આ યુગમાં પરદેશી રાજ્ય અને સંસ્કૃતિના ઘેનમાં પડેલા રાષ્ટ્રને ઉત્થાન કરવાના કામમાં પ્રેરણા આપવામાં ગીતાનો ફાળો અજોડ છે

ગીતારહસ્યની પ્રસ્તાવનામાં લોકમાન્ય ટિળક લખે છે:

"ભગવદ્‌ગીતાનો અને અમારો પરિચય થયે આજે લગભગ તેંતાલીસ વરસ થયાં ઈ. સ. ૧૮૭૨માં પિતા છેલ્લી માંદગીમાં પથારીવશ હતા ત્યારે ભગવદ્‌ગીતાની ભાષાવિવૃત્તિ નામની મરાઠી ટીકા તેમની આગળ વાંચવાનું કામ અમારે ભાગે આવેલું. તે વખતે અમારી ઉંમર સોળ વરસની હતી એટલે ગીતાનો ભાવાર્થ પૂરેપૂરો ધ્યાનમાં આવવાનો સંભવ ન હતો. તેમ છતાં નાનપણમાં મન પર પડેલા સંસ્કાર ટકાઉ હોવાથી ભગવદ્‌ગીતા વિષે તે વખતે જે રસ પેદા થયો તે કાયમ રહ્યો અને આગળ જતાં ગીતા પરનાં સંસ્કૃત ભાષ્યો તથા ટીકાઓ તેમ જ અંગ્રેજી, મરાઠી વિવેચનો વખતોવખત અમારા વાંચવામાં આવ્યાં પણ તેમાંથી કોઈ પણ એકથી અમારા મનનું સમાધાન થયું નહીં

"પોતાના ભાંડુઓ સાથે યુદ્ધ કરવું એ ભારે મોટું પાપ છે એ વિચારથી ખિન્ન થયેલા અર્જુનને તે જ યુદ્ધ લડવા પ્રવૃત્ત કરવા માટે કહેલી ગીતામાં

બ્રહ્મજ્ઞાન વડે કે ભક્તિ વડે મોક્ષ શી રીતે પ્રાપ્ત કરવો તેના એટલે કેવળ મોક્ષમાર્ગના વિવેચનનું પ્રયોજન શું, એવી શંકા મનમાં ઊઠી અને દિવસે દિવસે વધારે જોર પકડતી ગઈ કારણ ગીતા પરની કોઈ પણ ટીકામાં તેનો યોગ્ય ખુલાસો જોવા ન મળ્યો તેથી બધી ટીકાઓ અને ભાષ્યો કોરે મૂકી મૂળ ગીતાના જ સ્વતંત્રપણે વિચારપૂર્વક અમે અનેક પારાયણો કર્યાં ત્યારે ટીકાકારોની પકડમાંથી છુટકારો થઈને મૂળ ગીતા નિવૃત્તિપર નહીં પણ કર્મયોગપર છે એવો બોધ થયો અને મહાભારત, વેદાન્તસૂત્રો, ઉપનિષદો અને વેદાન્ત પરના બીજા સંસ્કૃત તેમ જ અંગ્રેજી ગ્રંથોના અધ્યયનને પરિણામે એ જ મત દૃઢ થયો

"કેવળ સ્વાર્થપરાયણ બુદ્ધિથી ગૃહસંસાર કરીને કંટાળેલા કે થાકી ગયેલા લોકોને વખત પસાર કરવા માટે, અથવા ઘરસંસારનો ત્યાગ કરીને જવાની તૈયારી માટે પણ, ગીતા કહેવામાં આવી નથી પણ એ સંસાર જ મોક્ષની દૃષ્ટિથી કેવી રીતે કરવો જોઈએ અને માણસમાત્રનો દુનિયામાં આવ્યા પછી સાચો ધર્મ અથવા કર્તવ્ય શું છે તેનો તાત્ત્વિક દૃષ્ટિથી ઉપદેશ કરવા માટે ગીતાશાસ્ત્રની રચના કરવામાં આવી છે તેથી જુવાનીમાં જ ગૃહસ્થાશ્રમનું કે સંસારનું આ પ્રાચીન શાસ્ત્ર જેટલું જલદી સમજી લેવાય તેટલું જલદી દરેક જણે સમજી લીધા વિના રહેવું ન જોઈએ, એટલી જ અમારી છેવટની વિનંતી છે"

લોકમાન્યનો આ ગ્રંથ પ્રસિદ્ધ થતાંની સાથે એટલો લોકપ્રિય બન્યો કે છ હજાર નકલોની પહેલી આવૃત્તિ વ્યક્તિ દીઠ એક જ નકલ આપવાનો નિયમ કર્યા છતાં અઠવાડિયામાં જ ખપી ગઈ હતી

# સૂચિ